દાદા ભગવાન પ્રરૂપિત

# આપ્તવાણી

## શ્રેણી - ૧૦ (પૂર્વાર્ધ)

સંપાદક : ડૉ. નીરુબેન અમીન

પ્રકાશક : **શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



**પ્રથમ આવૃતિ** : ૫,૦૦૦ ૧૯૯૩
**દ્વિતિય આવૃતિ** : ૩,૦૦૦ જુલાઈ, ૨૦૦૫

**ભાવ મૂલ્ય** : **'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય** : **૧૦૦ રૂપિયા**

**મુદ્રક** : અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪.
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

# સમર્પણ

અંતઃકરણને અગને જલાવી, દિનરાત હૃદયને હલાવી !
પોશ, પોશ, હૃદયાશ્રુ વહાવી, કળિકાળને કળવિણ કપાવી !
છૂટવાની રાહ જોવરાવી, મરવા માટે જીવનદોર લંબાવી !
કપરા સંયોગોમાં જીવરાવી, પાપો કરતાં પુણ્ય બંધાવી !

મહા મહા પુણ્યાત્મા આવી, 'દાદા ભગવાન' મેળાવી !
અંતઃકરણની અગન ઠરાવી, મુક્તિના ગગને ઉડાવી !
અક્રમ વિજ્ઞાને આશ્ચર્ય સર્જાવી, અક્રમ વિક્રમ ટોચે વરાવી !
દેવગતિમાં જયજયકાર કરાવી, મહાવિદેહે સીમંધરને પુગાવી !

દાદાએ કમાલ કરાવી, 'આપ્તવાણી' 'દસ'-દિશા વહાવી !
'જગ' તને સમર્પણ, નિમિત્ત બનાવી, અક્રમ ઝંડો ફરકાવી !

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવઝ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ





## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

| | |
|---|---|
| ૧. ભોગવે તેની ભૂલ | ૨૪. સત્ય-અસત્યના રહસ્યો |
| ૨. બન્યું તે જ ન્યાય | ૨૫. અહિંસા |
| ૩. એડજસ્ટ એવરીવ્હેર | ૨૬. પ્રેમ |
| ૪. અથડામણ ટાળો | ૨૭. ચમત્કાર |
| ૫. ચિંતા | ૨૮. વાણી, વ્યવહારમાં.... |
| ૬. ક્રોધ | ૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ |
| ૭. માનવધર્મ | ૩૦. ગુરુ-શિષ્ય |
| ૮. સેવા-પરોપકાર | ૩૧. આપ્તવાણી-૧ |
| ૯. હું કોણ છું ? | ૩૨. આપ્તવાણી-૨ |
| ૧૦. દાદા ભગવાન ? | ૩૩. આપ્તવાણી-૩ |
| ૧૧. ત્રિમંત્ર | ૩૪. આપ્તવાણી-૪ |
| ૧૨. દાન | ૩૫. આપ્તવાણી-૫-૬ |
| ૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી | ૩૬. આપ્તવાણી-૭ |
| ૧૪. ભાવના સુધારે ભવોભવ | ૩૭. આપ્તવાણી-૮ |
| ૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી | ૩૮. આપ્તવાણી-૯ |
| ૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત) | ૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.) |
| ૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.) | ૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.) |
| ૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.) |
| ૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.) |
| ૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.) | ૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪) |
| ૨૧. વાણીનો સિદ્ધાંત | ૪૪. આપ્તસૂત્ર |
| ૨૨. કર્મનું વિજ્ઞાન | ૪૫. ક્લેશ વિનાનું જીવન |
| ૨૩. પાપ-પુણ્ય | ૪૬. સહજતા |

**(ગ્રં.-ગ્રંથ, સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ? 'ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

આત્મા-અનાત્માની ભેદરેખા આંકવા સૂક્ષ્મ ભેદાંકન અગત્યનું અંગ બની રહે છે. અનાત્મ વિભાગ સ્થૂળ દેહ, સૂક્ષ્મ દેહ અને કારણ દેહનો બનેલો છે. સૂક્ષ્મ દેહમાં અંતઃકરણનો સમાવેશ થાય છે. અંતઃકરણ મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકારનું બનેલું છે. પ્રસ્તુત આપ્તવાણી શ્રેણી-૧૦ ગ્રંથ, બે વિભાગમાં વહેંચાયેલો છે. પૂર્વાર્ધમાં ખંડ-૧ અંતઃકરણ અને ખંડ-૨ મનનું વિજ્ઞાન સમાવેશ પામે છે. જ્યારે ઉત્તરાર્ધમાં ખંડ-૩ બુદ્ધિ, ખંડ-૪ ચિત્ત અને ખંડ-૫ અહંકાર, આ સંબંધે સાયન્ટિફિક ફોડ સમાવેશ થાય છે.

મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારની યથાર્થ અવિરોધાભાસ સમજ સાંપડવી બહુ મુશ્કેલ છે. શાસ્ત્રમાં ઝલક મળે છે, પણ તેનાથી અંતરનો ઉઘાડ ને દૃષ્ટિમાં આવવું બનતું નથી. અરે, કેટલીક જગ્યાએ તો ઓર ગૂંચવાડા વધી જાય છે. ત્યાં શબ્દ જ્ઞાન નહીં, પણ અનુભવ જ્ઞાન જ એકમેવ આધાર બને છે, સાચી સમજ અને ઉઘાડ માટે. ૧૯૫૮માં જ્યારે સુરતના સ્ટેશને દાદાશ્રીને અંતર ઉઘાડ થયો, આત્મજ્ઞાન પ્રકાશ ઝળહળી ઊઠ્યો, તેમાં વિશ્વની તમામ વાસ્તવિકતાના ફોડ દેખ્યા, અનુભવ્યા. તેમાં આ દેહમાં સતત ચાલી રહેલી આંતરક્રિયા અંતઃકરણ સ્વરૂપને ઓળખ્યું, દેખ્યું અને જગતને તેના હકીકત સ્વરૂપે ખુલાસા પ્રાપ્ત કરાવ્યા.

અંતઃકરણ શું છે ? તેની પ્રક્રિયા શું છે ? શેનું બનેલું છે ? તેના ડેવલપમેન્ટની ઉત્ક્રાંતિ કેવા પ્રકારે રહેલી છે ? જાનવરોમાં, દેવગતિમાં, મનુષ્યોમાં તેમજ નાના બાળકમાં, નાના જીવોમાં અંતઃકરણનું સ્વરૂપ શું છે, કેવું છે તે સમગ્ર ફોડ જીજ્ઞાસુ-મુમુક્ષુઓને જ્ઞાનવાણી દ્વારા સાંપડે છે. અને ખૂબીની વાત તો એ છે કે અજ્ઞાની દશામાં અંતઃકરણમાં તાદાત્મ્યપણું વર્તવું, જ્યારે જ્ઞાની દશામાં અંતઃકરણથી, દેહથી, સમગ્ર પૌદ્‌ગલિક ભાવથી મુક્ત દશા હોઈ આ અંતઃકરણ સામે એની પ્રત્યેક અવસ્થા, ફેઝિઝ ને જ્ઞાનની જાગૃતિ એ પૃથક્કરણ પ્રાપ્ત થાય છે. જે ફોડ અપૂર્વ જ છે. આવા સૂક્ષ્મ ફોડ આપણે વાંચીએ ત્યારે જ્ઞાનની ગહનતા અને દાદાશ્રીની જ્ઞાનસાક્ષાત્કારની ચરમ દશાની ઝલક વાચકને હૃદયસ્પર્શી જાય તેવી બને છે. અંતઃકરણના વિવરણ સ્વરૂપે મન-બુદ્ધિ-ચિત્ત-અહંકારના ફોડ જે અદ્‌ભુત છે, અભૂતપૂર્વ છે.

મન શું છે ? મનનું સ્વરૂપ શું છે ? એના લક્ષણો, એનો સ્વભાવ શું  છે ? તેઓ કેવી રીતે કાર્યાન્વિત થતા હોય છે ? પ્રેક્ટિકલ લાઈફમાં તે કઈ રીતે સ્થૂળમાં રૂપકમાં આવતા હોય છે ? મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર, એકબીજા સાથે અને બાહ્યકરણ બધું કઈ રીતે સંકળાયેલું હોય છે. તેમજ મનનો સ્વભાવ ઓળખવા અને એ ઓળખ્યા પછી તેનાથી અખંડપણે મુક્ત રહી શકાય, તેની સમગ્ર કૂંચીઓ વાચકને પાને પાને પ્રસ્તુત ગ્રંથમાં પ્રાપ્ત થયા કરે છે. અને પોતે મુક્ત રહી મનને જ્ઞાને કરીને વશ કરવાનું, જ્ઞાને કરીને મનોગ્રંથિને વિલય કરવાના અદ્‌ભુત સમાધાની ફોડ સમાવેશ થયા છે.

મનના રોગમાં સપડાયા તો, મનના ચલાવ્યા ચાલીએ તો, શી દશા થાય ? તેમાંથી મુક્તિ થવા કઈ ગમે, મન સાથે વર્તવું. તો મનોમુક્તિ મળે ને મનવશ થાય. સુજ્ઞવાચકને જ્યારે મનઃવિજ્ઞાન ખુલ્લું થાય છે. તેના આદિથી અંત સુધીનો મન સ્વરૂપને જ કેન્દ્રસ્થાને સ્થાપન રાખી તે દિશાનો ઉઘાડ મળે છે. તેનું વ્યવહારમાં ક્રિયાકારીપણું અને તેના સ્વભાવિક અને એબનોર્મલ પરિણામોવાળી સ્થિતિ, તેના આત્મા સાથે કેવી રીતે સંકળાયેલા છે તે સૂક્ષ્મતમ સુધીના સાંધાઓ અને એથી આગળનો ફોડ દ્રષ્ટિમાં પણ આવી જાય તો મુમુક્ષુ મુક્તદશાની અધ્યાત્મની શ્રેણીના કંઈ કેટલાય પગથિયાં ઊંચે ચઢી જાય, તેવું સ્પષ્ટ અનુભવ પ્રત્યેકને અનુભવાશે જ.

પ્રસ્તુત આપ્તવાણી શ્રેણી-૧૦ પૂર્વાર્ધ ગ્રંથ, પ્રગટ પરમાત્મ સ્વરૂપ જ્ઞાની પુરુષ દાદા ભગવાનને આત્મજ્ઞાન પ્રાપ્તિ થયા બાદ તેમના વર્ષોના સમય દરમિયાન સત્સંગમાં ભિન્ન ભિન્ન નિમિત્તે, દેશ-વિદેશના જુદે જુદે ક્ષેત્રે નીકળેલી જ્ઞાનવાણીના સ્ત્રોતના સંગ્રહને સંકલન કરી અત્રે પુણ્યશાળી સુજ્ઞ વાચકના હાથોમાં આવે છે, જે વાણી વાંચતા જ જાણે આપણી સાથે જ વાતચીત કરી આપણને શ્રેણીઓ મંડાવે છે તેવું અનુભવાય છે. તેમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આધીન હજારો સત્સંગને સંકલિત કરવામાં ભાસિત ક્ષતિઓને ક્ષમ્ય ગણી સુજ્ઞવાચક જ્ઞાની પુરુષે જે વિજ્ઞાનને દર્શનમાં દેખ્યું, અનુભવ્યું, તે દ્દષ્ટિ પામે અને પરિણામે સર્વક્ષેત્રે, સર્વકાળે મનનાં પઝલોમાંથી મુક્ત રહી શકે, એ જ અભ્યર્થના.

**ડૉ. નીરુબેન અમીનના જય સચ્ચિદાનંદ**

# ઉપોદ્‌ઘાત

## ખંડ - ૧

## અંતઃકરણ

### (૧.૧) અંતઃકરણનું સ્વરૂપ

માનવ દેહનાં સ્થૂળ અને સૂક્ષ્મ, બે અંગો એટલે બાહ્યકરણ અને અંતઃકરણ. અંતઃકરણના ચાર ભાગ : મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર. ચારેય જુદાં જુદાં હોવા છતાં, વન એટ એ ટાઈમ (એક વખતે એક જ) કાર્યાન્વિત હોય. અને દરેકનાં ફંક્શન જુદાં જુદાં છે તેમજ ગુણધર્મો પણ. જ્યારે મન કાર્યાન્વિત હોય તે સમયે મનરૂપી અંતઃકરણ હોય, તેવું જ બુદ્ધિ, ચિત્ત, અહંકાર માટે પણ.

'મન ભટકે છે' એ વિધાન વૈજ્ઞાનિક નથી, ભટકે છે તે ચિત્ત છે. શરીરની બહાર મન કદી ના જઈ શકે.

અંતઃકરણમાં ચિત્ત સૂક્ષ્મ છે. ગમે ત્યાંથી આરપાર નીકળી જાય ને મન સ્થૂળ છે. એમાં ચિત્તનું કામ ફોટોગ્રાફી લેવાનું. અહીં બેઠાં હોઈએ સત્સંગમાં, તોય ઓફિસની બધી અગત્યની ફાઈલો ક્યાં છે તે દેખાય કે ના દેખાય ? હા, જે દેખાય છે તે ચિત્ત જુએ છે. અહીં રહ્યા રહ્યા જે જે જોયેલું છે તે બધું જ એક્ઝેક્ટ જોઈ શકે ને ? એ ચિત્તનું કાર્ય. મન બહાર જઈ ના શકે કે બહારનું કશું જોઈ ના શકે.

બુદ્ધિનું કાર્ય નિર્ણય લેવાનું તેમજ નફો ને ખોટ દેખાડ દેખાડ કરે, જ્યાં જાય ત્યાં ! ગાડીમાંય પેસતાં બારીની જગ્યા ખોળે !

અનડિસાઈડેડ (અનિર્ણિત) વિચારો એનું નામ મન અને ડિસાઈડેડ (નિર્ણિત) એનું નામ બુદ્ધિ. અને જેમ છે તેમ ફોટો પાડે તે ચિત્ત.

અહમ્‌કાર, મેં કર્યું, કર્તાભાવમાં આવ્યો તે અહંકાર. કોઈ સહેજ 'આવો, આવો' કહે કે તરત પાછો અહંકાર ટાઈટ થઈ જાય ! ને કોઈ અપમાન કરે તો પાછો તે ડિપ્રેસ (હતાશ) હઉ થઈ જાય ! અહંકાર કહે, 'હું આવ્યો સત્સંગમાં !' અલ્યા, તું આવ્યો કે કાર તેડી લાવી ?

## (૧.૨) અંતઃકરણની કાર્યપદ્ધતિ !

અંતઃકરણની કાર્યપદ્ધતિ, તે ભારતની પાર્લામેન્ટરી પદ્ધતિ જેવી છે. સ્ટેશને જવું છે તો, ટેક્ષીમાં જઈશું ? ટ્રેઈનમાં જઈશું ? બસમાં જઈશું ? એમ જાતજાતનાં મહીં પેમ્ફલેટ્સ દેખાડે તે મન, એટલું જ એનું કાર્ય ! પછી ચિત્ત એનું ગમતું દેખાડે, તે રીક્ષા કે ચાલતા જવાની ફિલ્મ દેખાડે. હવે બુદ્ધિ આ બન્નેના જુદા જુદા વોટોમાંથી પોતાને તે સમયના 'વ્યવસ્થિત' પ્રમાણે ડિસિઝન (નિર્ણય) લે. જેનું સાંભળે, તે તરફી બુદ્ધિ બની જાય ને બીજો પછી ચૂપ થઈ જાય.

બુદ્ધિ પ્રાઈમ મિનિસ્ટર (વડાપ્રધાન)ની જેમ ડિસિઝન લે કે તુર્ત જ અહંકાર 'પ્રેસિડન્ટ' (રાષ્ટ્રપતિની) જેમ આંખો બંધ કરીને સહી કરી આપે. અહંકાર સહી કરે કે પછી તુર્ત જ બાહ્યકરણમાં વર્તનમાં આવે. અહંકાર સહી ના કરે તો બાહ્યકરણમાં આવે જ નહીં, ને વાત આખી ઊડી જાય !

અહંકાર આંધળો છે, તે બુદ્ધિની આંખે જુએ છે ! ચલણ બધું બુદ્ધિનું, પણ રોફ આખો મારી ખાય અહંકાર ! અહંકાર લોભમાં પડે તો લોભાંધ, માનમાં પડે તો માનાંધ, વિષયમાં પડે તો વિષયાંધ કહેવાય. તે જેમાં પડે તેનો અંધ કહેવાય. કારણ કે મૂળમાં જ પોતે છે અંધ.

સામ્રાજ્ય આખું અહંકારનું. એ ધર્મેય કરાવડાવે ને અધર્મેય કરાવડાવે.

બુદ્ધિ અને અહંકાર, બે જોડે જ હોય. છતાં ક્યારેક સામસામા પણ આવી જાય. છતાંય સહી તો બુદ્ધિ કહે ત્યાં જ એ કરે. અહંકાર અને બુદ્ધિને જુદાં પાડવાં એ રિલેટિવ પુરુષાર્થ છે.

અંતઃકરણનું ડિસિઝન એટલે પાર્લામેન્ટરી ડિસિઝન ! કોઈ એકનું સ્વતંત્ર ડિસિઝન નહીં. અહંકાર વીટો પાવર વાપરી સહી ના કરે તો બુદ્ધિનું પછી ચલણ ના રહે.

પાંચ ઈન્દ્રિયોનું નિયંત્રણ બધું મનના હાથમાં છે. મન આંખને કહે કે 'જોવા જેવું છે' તો આંખ જુએ ને મન કહે કે, 'ના, નથી

જોવા જેવું' તો આંખો ના જુએ. મનની ઉપર છે નિયંત્રણ બુદ્ધિનું અને બુદ્ધિ ઉપર છે નિયંત્રણ અહંકારનું. પણ અહંકાર ઉપર નિયંત્રણ કોનું ? અજ્ઞાનતામાં તો 'પોતે' પરવશતાથી અંતઃકરણની સક્રિયતામાં ઈન્વોલ્વ (સહભાગી) રહ્યા કરે છે. ત્યાં સુધી પોતાનું સ્વરૂપ ઓળખાય નહીં. એ તો જ્ઞાની પુરુષ પોતાની જાત ઓળખાવે તો આ સક્રિયતામાંથી 'પોતે' ખસી જાય અને આત્મજાગૃતિ ઉત્પન્ન થાય. ભ્રાંતિ ભાંગે ને પુરુષાર્થ પ્રગટે.

ગયા ભવનું ચાર્જ કરેલું અંતઃકરણ, આ ભવમાં ડિસ્ચાર્જ થઈ જાય ને આ ભવનું નવું ચાર્જ કરેલું અંતઃકરણ, દેહ છૂટે ત્યારે જીવ જોડે જાય છે.

મન ફિઝિકલ છે, મગજેય ફિઝિકલ છે ને આત્મા ચેતન છે. બન્નેને આત્મા જોડે કંઈ લેવાદેવા નથી. અહંકાર, બુદ્ધિ અને ચિત્ત જડ નથી પણ 'પાવર ચેતન' છે. મૂળ આત્માની હાજરીથી આ બધામાં પાવર પૂરાય છે. તે આ મિકેનિકલ આત્મા, પાવર ભરેલો આત્મા તૈયાર થાય છે. મૂળ આત્મા તો તેનો તે જ રહે, એમાં કદી ફેરફાર થાય નહીં.

મન એ ડિસ્ચાર્જ થતો પાવર છે. મન નવું ના કરી શકે. બુદ્ધિ નવું કરે. મન ને દેહ નિશ્ચેતન ચેતન છે અને બુદ્ધિ, ચિત્ત, અહંકાર મિશ્રચેતન છે અને આત્મા છે સંપૂર્ણ શુદ્ધ ચેતન.

અંતઃકરણની ક્રિયાઓ મિશ્રચેતન છે અને ખાઈએ-પીએ, શ્વાસ લઈએ એ દેહની ક્રિયાઓ નિશ્ચેતન ચેતન છે.

મૂળ આત્માને ને અંતઃકરણને કોઈ સંબંધ નથી, માત્ર મૂળ આત્માનો પ્રકાશ અંતઃકરણને મળે છે. મૂળ આત્મા અક્રિય છે. કર્તાભાવથી કર્મો બંધાય ને કર્મ બંધાવાથી આખું અંતઃકરણ ઊભું થયું છે.

દેહમાં હું ને મારાપણાની પ્રતિષ્ઠા કર કર કરીને પ્રતિષ્ઠિત આત્મા ઉત્પન્ન થાય છે. અંતઃકરણ, એ પ્રતિષ્ઠિત આત્મામાં આવી જાય છે. દેહાધ્યાસ છૂટે તો પ્રતિષ્ઠા બંધ થઈ જાય. અંતઃકરણની સર્વ ક્રિયાને શુદ્ધાત્મા પોતાના સ્વધર્મમાં આવે ત્યારથી જોયા જ કરે છે.

## (૧.૩) અંતઃકરણનો ધર્મ !

વિચારની ભૂમિકા એ મન, ભટકવાની ભૂમિકા એ ચિત્તની સ્થિતિ, નિર્ણય કરતી વખતે બુદ્ધિ ને કર્તૃત્વનું ભાન, માન-તાનની ખોજ, તે ઘડીએ અહંકારનું સ્વરૂપ છે.

આત્મા આત્માના ધર્મમાં ને અંતઃકરણ અંતઃકરણના ધર્મમાં આવે તે જ્ઞાની. મન, મનના ધર્મમાં, બુદ્ધિ, ચિત્ત, અહંકાર સહુ સહુના ધર્મમાં જ હોય છે. કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો સહુ સહુના ધર્મમાં છે. આમાં આત્મા ધર્મ ચૂક્યો, જોવા-જાણવાને બદલે કર્તાભાવમાં આવી ગયો ને ખડો થઈ ગયો આવડો મોટો સંસાર !!!

અંતઃકરણની ક્રિયા સ્વયંસંચાલિત છે, ડિસ્ચાર્જ પાવર છે. ડિસ્ચાર્જમાં કોઈએ કશું કરવું પડે ? આત્મજ્ઞાન પછી અંતઃકરણ આખુંય 'વ્યવસ્થિત'ના તાબે જાય છે. આત્મા સિવાયનો તમામ ચંચળ વિભાગ 'વ્યવસ્થિત'ના તાબામાં છે. અચળ ભાગ એકલો જ પોતાનો છે.

## (૧.૪) દેહમાં દરેકનાં વિશેષ સ્થાન !

મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકારનાં ભૌગોલિક સ્થાનો ક્યાં ?

સૂક્ષ્મ મનનું સ્થાન બે ભ્રમરની મધ્યમાંથી અઢી ઈંચ અંદર રહેલું છે અને સ્થૂળ મન હૃદયકમળની પાંદડીઓ છે. સ્થૂળ ચિત્તનું સ્થાન માથામાં પાછળ ચોટલી બાંધે ત્યાં છે અને સૂક્ષ્મ ચિત્ત બુદ્ધિની જોડે રહે છે, એ અરૂપી છે. મન રૂપી છે. સૂક્ષ્મ ચિત્ત જે ભટકવા જાય છે તે. સ્થૂળ ચિત્તમાંથી સૂક્ષ્મ ઊભું થયેલું છે. બુદ્ધિનું સ્થાન તાળવા ઉપર (બ્રહ્મરંધ્ર દસમ્ સ્થાનમાં) છે. અને સ્થૂળ અહંકારનું સ્થાન કેડ નીચે, પાછળ છે. છોકરાંને શાબાશી આપે છે ત્યાં. આ ચારેવના ફોટા પડી શકે તેમ છે.

## (૧.૫) ઉત્ક્રાંતિ, અંતઃકરણની !

ચાર ઈન્દ્રિયોના જીવો સુધી મન જ ના હોય. પાંચ ઈન્દ્રિયોવાળાંને મન ખરું પણ તે સીમિત, લિમિટેડ મન. મનુષ્ય એકલાને જ અનલિમિટેડ મન છે. ચાહે તેટલું ખીલી શકે. બાકી બીજાં બધાં તીર્યંચોને ચાર સંજ્ઞા

જ દોરે છે. એમને અહંકાર જ ના હોય. ફોરેનના લોકોનેય જૂજ અહંકાર, સાહજિક અહંકાર હોય. આપણે ત્યાં તો સાત પેઢીનો અહંકાર ને સાત પેઢીનો લોભ હોય !

મનુષ્યમાંય ચૌદ લાખ થર હોય, વિકાસના આધારે. આફ્રિકનથી વિકાસની શરૂઆત થાય તે ઠેઠ ભારતના માનવ સુધી. તેથી કર્મ બંધાય ભારતના જ માનવોને. બીજા બધાનું અંતઃકરણ લિમિટેડ ડેવલપ્ડ હોય છે.

નાના બાળકને અંતઃકરણ ખરું પણ દેહ નાનો એટલે અંતઃકરણ પૂરું કાર્ય કરી ના શકે. હજુ એ ચાલુ જ નથી થયું. પછી જેમ જેમ વિકાસ થતો જાય તેમ તેમ આવરણ ખુલતાં જાય ને કાર્ય થતું જાય બધાંનું.

સંપૂર્ણ આવરણમુક્ત પુરુષ એટલે મુક્તપુરુષ, તે બીજાને આવરણ મુક્ત કરાવી શકે.

## (૧.૬) અંતઃકરણ તેવું બાહ્યકરણ !

અંતઃકરણમાં પ્રથમ નેગેટિવ ફોટો પડે પછી પોઝિટિવ થાય એટલે કે બાહ્યકરણમાં આવે. ઊલટી થવાની થાય ત્યારે પહેલાં અંતઃકરણમાં ખબર પડી જાય ને પછી બાહ્યકરણમાં આવે. અંતઃકરણનો ગોળો જોતાં આવડે, તેને બહાર રૂપકમાં આવતાં પહેલાં બધી જ ખબર પડી જાય. કેટલાકને ભવિષ્યનું દેખાય, તે અંતઃકરણની નિર્મળતાને આધીન છે. એમાં આત્મજ્ઞાનની જરૂર નથી.

ભારે અંતઃકરણવાળો રૂમમાં પેસતાં જ સામા પર અસર પહોંચાડે તેની. તેમજ શુદ્ધ અંતઃકરણવાળાની પણ પહોંચે. યોગમાર્ગની લબ્ધિઓમાં તો અહીં બેઠાં બેઠાં બીજી રૂમનું આરપાર જોઈ શકે ? પણ એ બધી આડગલીઓ છે !

અંતઃકરણની અશુદ્ધિથી ખડો સંસાર, અંતઃકરણની શુદ્ધિથી વિરમે સંસાર. અંતઃકરણમાં ચિત્ત મુખ્યતઃ જ્ઞાનીના સંગમાં સહેજે ચિત્તશુદ્ધિ સધાય.

## (૧.૭) શુદ્ધિ, અંતઃકરણની !

ફેર છે, અંતરશાંતિ ને આત્મશાંતિમાં. આત્મશાંતિમાં વર્તે નિરાકુળતા જ ને અંતરશાંતિ તો મનની હોય. અંતરશાંતિમાં અંતઃકરણ બંધ ના થાય, નશામાં અંતઃકરણ બંધ થાય. શ્વાસ લે ત્યારે ચાલુ ને શ્વાસ બંધ કરે ત્યારે બંધ, અહંકાર માત્ર પડ્યો હોય શ્વાસ બંધ કરવામાં.

થાય નામસ્મરણમાં અંતઃકરણનું શીતલીકરણ, તેથી ગાયો સંતોએ મહિમા, નામસ્મરણનો.

અંતઃપ્રેરણા આપણા ધ્યેયને અનુરૂપ હોય તો અનુસરવું. ધ્યેય વિરુદ્ધ હોય તો ત્યજી દેવું. 'જીવ બળે છે' એટલે એમાં આખુંય અંતઃકરણ સમાય. અંતઃકરણનો માલિક જીવ ને પોતે જ જીવસ્વરૂપ.

## (૧.૮) અંતઃકરણ સામે જાગૃતિ !

ખાનારો ખાય ને જાણનારો જાણે. અજ્ઞાન દશામાંય જાણે કે શું શું ખાધું, તે બુદ્ધિ. જ્ઞાનદશામાં આ બુદ્ધિએ જાણ્યું, એમ જાણનાર આત્મા.

અજ્ઞાન દશામાંય ઈન્દ્રિયજ્ઞાનથી આંખો જુએ. બુદ્ધિ જાણે કે આંખે શું જોયું ને અહંકાર બુદ્ધિની વાતને સ્વીકારે. પ્રજ્ઞા એ બધાંનેય જાણે, આંખે શું જોયું તે, બુદ્ધિએ શું જોયું તે બધુંય ! અહંકાર માત્ર અહંકાર જ કરે છે કે મેં ખાધું ! ચિત્ત આમાં પકડી લે સ્વાદને કે સારો કે ખરાબ. સારું હોય તો ચિત્ત ચોંટી જાય.

નજર લાગે છે ચિત્તની, મનની નહીં !

બહુ ચિત્ત ચોંટી ગયું હોય, તેનાં સ્વપ્નાં હઉ આવે. દાદાનાં આવે છે ને ?

જ્ઞાયક જ્ઞેય રૂપે થાય શી રીતે ? જે તન્મયાકાર થઈ જાય છે તે જ્ઞેય છે. અંતઃકરણ આખુંય છે જ્ઞેય સ્વરૂપે, એકવાર જ્ઞેય-જ્ઞાયક જુદા પડ્યા પછી ફરી પાછા ક્યારેય એક ના થાય. માત્ર ઊંધું માની લેવાય છે કે એક થઈ ગયા.

જપ કરનારી વાણી, વિચાર કરનારું મન ને બુદ્ધિની આંખે

જોનારો આંધળો અહંકાર ! આમાં મૂળ આત્મા વાળ જેટલોય વપરાતો નથી. જ્ઞાનીનું મન, અંતઃકરણ બધું બહુ સુંદર હોય. બેઠક એમની બહુ ઊંચી ને ! એમની હાજરીમાં આપણું મન સુંદર રહે તો એમનું તો કેવું રહેતું હશે !

જ્ઞાનીનું અંતઃકરણ ને આત્મા બેઉ સંપૂર્ણ છૂટા પડી ગયા હોય. તેથી તેમનું અંતઃકરણ સ્વાભાવિકપણે કાર્ય કર્યા કરે. મહીં ડખોડખલ બંધ થઈ, જે ઉત્તમ ને લોકોપયોગી કાર્ય અંતઃકરણનું થાય. ત્યારે જ લોકો એમને ભગવાન તરીકે સ્વીકારે.

પોતાનું તો કલ્યાણ થઈ ગયું, હવે પારકા માટે જિંદગી કાઢો. અંતઃકરણની ગોઠવણી એવી કરો કે આ જિંદગાની લેખે લાગે.

# ખંડ-૨
# મનનું વિજ્ઞાન

## (૨.૧) મન, શાંતિની વાટે

ધાર્મિક પ્રવૃતિમાં મન સ્થિર રહે છે ? ના રહેતું હોય તો મોટેથી મંત્રો, જપ બોલવા, બાંગ પોકારે ત્યારે મહીં બધું ચૂપ.

ભગવાનની ભક્તિ કરે પણ ભગવાનને ઓળખ્યા ? ગમે તે ભગવાનની ભક્તિ કરે, પણ પહોંચે છે છેવટે તો માંહ્યલા ભગવાનને જ. તો માંહ્યલા શુદ્ધાત્મા ભગવાનને જ ડાયરેક્ટ કેમ ના ભજીએ ? આ દલાલી આપવાની શા માટે ? "હે શુદ્ધાત્મા ભગવાન" કરીને માંહ્યલા ભગવાન જોડે વાતો કરાય અગર તો પ્રત્યક્ષ 'જ્ઞાની' મળે તો તેની પાસે માંહ્યલા ભગવાનનું નિરંતરનું અનુસંધાન કરાવી લેવાય.

મનને ખીલે બાંધવાના જાતજાતના પ્રયત્નો લોક કરે, અધોગતિના તેમજ ઉર્ધ્વગતિના. પણ મન અસ્થિર કોણે કર્યું ? આપણે જ. શાથી એમ થયું ? હિતાહિતનું ભાન નહીં રહેવાથી મનનો દુરુપયોગ થયો

ને મન ડિકંટ્રોલ્ડ (બેકાબૂ) થઈ ગયું. હિતાહિતનું ભાન થાય એવું જ્ઞાન મળ્યે મન સ્થિર થાય.

જેને જ્ઞાનીની કૃપા પ્રાપ્ત થઈ હોય તે તો મનની છેટા રહે એટલે એ થઈ જાય સ્થિર. મન સ્થિર થાય ત્યાંથી ગાડી આધ્યાત્મિકના પાટે ચડી કહેવાય. ત્યાં સુધી નહીં.

અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ પછી તો મન વશ જ થઈ જાય, ચિંતા-ઉપાધિ તો નહીં પણ સમાધિ વર્તે.

એકાગ્રતા કેમ કરવી છે ? શું વ્યગ્રતાનો રોગ થયો છે ? ખરી એકાગ્રતા તો કોને કહેવાય ? પોલીસવાળો આવ્યો હોય કે વાઘ પાછળ પડ્યો હોય તોય એકાગ્રતા ન તૂટે તેને.

એકાગ્રતા નથી રહેતી તે મન લપટું પડ્યું છે કે 'પોતે' લપટો પડ્યો છે ? દસ હજાર રૂપિયાની સો-સોની નોટો ગણતા હોઈએ ત્યારે એકાગ્રતા રહે છે કે નહીં ? ત્યાં કેમ રહે છે ને ભક્તિમાં નથી રહેતી ? કારણ કે પૈસામાં પ્રીતિ છે, પ્રભુમાં પ્રીતિ નથી. પ્રભુમાં પ્રીતિ કરાવે જ્ઞાની.

ડ્રાઈવીંગ વખતે એકાગ્રતા કેવી સુંદર રહે ?

હિન્દુ ધર્મના ડ્રાઈવ ખોટા નથી. ગાઈડ ખોટા મળ્યા, તેથી શાંતિ મળતી નથી એમાં.

આજકાલ જ્યાં જુઓ તો માનસિક અશાંતિનાં દર્દો ફાટી નીકળ્યાં છે. અશાંતિ જોડે ફ્રેન્ડશીપ (મિત્રતા) કરે છે, તે રાત્રે બાર વાગ્યા સુધી પથારીમાં જોડે લઈને સૂઈ રહે. અલ્યા, દુશ્મનને તો ઓળખ.

મનની શાંતિ ખપે કે પરમાનંદ ? ગરીબો મનની શાંતિ ખોળે ને અમીરો અશાંતિની પાછળ દોડે. અશાંતિ આવે ત્યારે જ સંસારનો રાગ છૂટે. અને પરમાનંદ તો આત્મજ્ઞાન પછી મળે.

અનંત અવતાર રઝળ્યા, હજી થાક લાગ્યો છે કે નહીં ? થાક્યા હોય તો જ જ્ઞાનીની શોધ શરૂ થાય. મન ચંચળ છે, એને અચળ કરવું

એ છે મોટો ગુનો. મન ચંચળ તો (પ્રતિષ્ઠિત) આત્મા ચંચળ. મન ચંચળ છે, તો શરીરમાં શું ચંચળ નથી ? જેને આત્મા મનાય છે તેય મિકેનિકલ આત્માને મનાય છે તેય છે ચંચળ. તેથી કોઈ ચંચળ મનને અચળ કરી શકે જ નહીં.

મન નિશ્ચલ બનાવે, શૂન્ય બનાવે ને પછી થઈ જાય બાપજી તડબૂચા જેવા. મન બંધ એટલે બાપજી પાસે બેસવાથી શાંતિ થાય પણ મોક્ષ ના મળે. મોક્ષે જવા તો મન જોઈશે.

તીર્થંકરોનું મન કેવું હોય ? વિચારો સમયે સમયે આવે ને સલામ કરીને ચાલ્યા જાય. કોઈ એક સમયથી વધુ ટકે નહી પણ વિચારો બંધ ના હોય ને આ તડબૂચાંને તો વિચારબંધ જ થઈ ગયા હોય. તડબૂચાંના મુખ પર હાસ્ય જ જોવા ન મળે ને જ્ઞાની પુરુષનું નિરંતર મુક્ત હાસ્ય હોય !

સંકલ્પ-વિકલ્પ બંધ નથી કરવાના, પોતે નિર્વિકલ્પી થવાનું છે. મન ચાલુ રહે ને સંકલ્પ-વિકલ્પ ના થાય, નિર્વિકલ્પ રહે એ જ્ઞાની.

## (૨.૨) મન, મનના ધર્મમાં...

ઈન્દ્રિયો, કર્મેન્દ્રિયો ને મન સહુ પોતપોતાના ધર્મમાં જ છે. 'આત્મા' એના જોવા-જાણવાના ધર્મમાં નથી અને 'પ્રતિષ્ઠિત આત્મા'નો સાક્ષીરૂપ ધર્મ છે એ પોતાનો પાળતો નથી. વિચારોના સાક્ષીરૂપ રહેવાને બદલે 'પોતે' કર્તાભાવમાં આવી જાય છે.

મનનો સ્વભાવ વિચારનો છે. ઈન્દ્રિયો બંધનરૂપ ક્યારે થાય ? ઈન્દ્રિયોનું સંચાલન મન દ્વારા થાય ત્યારે. મન જ્યારે ઈન્દ્રિયોની સામું થાય ત્યારે આંખો હોળી દેખે છતાં દાઝે નહીં એના જેવું રહે.

રાણી કચકચવાળી હોય તો આખી જિંદગી નથી નભાવતા એને ? પાછી આબરૂ રાખે કે બહુ સારાં છે, બહુ સારાં છે. એ મનને કહેવું, બહુ સારું છે.

વિચારોમાં તાદાત્મ્ય થવાય, તો તેનાથી કર્મ બંધાય ને વિચારોમાં તાદાત્મ્ય ના થવાય, તો તે ઊડી જાય.

## (૨.૩) મનનું સાયન્ટિફિક સ્વરૂપ !

મન જ સ્વયં સંસાર છે. એમાં તન્મયાકાર થયા કે પોતે થઈ ગયો સંસારી. જેનું મન ક્યારેય અશાંત ન થાય તે મુક્ત !

મનથી છૂટાય કેવી રીતે ? જ્ઞાની જ મનથી છોડાવી આપે. મન ફિઝિકલ છે. પોતે તેને વળગે છે તેથી મન જીવતું થાય છે. બાકી એ નથી જીવંત. ફિઝિકલ છે પણ ઓપરેશનથી ના દેખાય કે ના કઢાય !

મન પરમાણુઓનું બનેલું છે પણ તે પરમાણુરૂપે નથી, અણુરૂપે છે. મન તદ્દન જડ છે છતાં લાગે ચેતનવંતુ. કારણ કે એ છે નિશ્ચેતન ચેતન ! નિશ્ચેતન ચેતન એટલે ડિસ્ચાર્જ ચેતન.

મનની ઉપર નીરખતી ચેતના અને તેની ઉપર શુદ્ધ ચેતન તે જ મૂળ આત્મા. મનના અધ્યવસાનને ચેતનનાં પરિણામ મનાય છે મોટા મોટા સંતોથી !

મગજ તો સ્થૂળ છે, ફિઝિકલ છે અને મન અંતઃકરણના ભાગમાં આવે છે. 'વ્યવસ્થિત'ના મારફતે બ્રેઈન (મગજ)માં હિસાબ આવે. બ્રેઈનમાંથી મનનાથ્રૂ એ ડિસ્ચાર્જ થાય. એટલે વિચાર આવે અને આત્મા આ બધાંને જાણે.

મન હૃદયની અંદર છે, છતાં બન્નેનાં કાર્યો તદ્દન ભિન્ન છે !

પોતે મનમાં ભળે તો જ મન જીવતું થાય ને કામ થાય. પોતે ના ભળે તો મન 'ન્યૂટ્રલ' છે. ચેતનમાં વિચારવાની શક્તિ નથી.

જો મન એ સાયકોલોજીકલ ઈફેક્ટ હોત તો મનનો નાશ કરી શકાત. અવળી સાઈકલ ચલાવવાથી સાયકોલોજીકલ ઈફેક્ટ બંધ કરી શકાય.

લેખકો, વૈજ્ઞાનિકો, પોલિટિશિયન્સ, આ બધા વિશ્વમાં ક્રાંતિ લાવે છે એ એમના વિચારોથી તો તે પણ શું નિર્જીવ ગણાય ? આ જગતમાં જે બધું લોકો કરે છે, સાંભળે છે, જુએ છે, વિચારે છે, બોલે છે, એમાં નથી ચેતન. એ બધું છે નિશ્ચેતન ચેતન.

જીવની ઉત્ક્રાંતિમાં જ્યાં વિચારશક્તિ વિકાસને પામે છે તે મનુષ્યગતિ. એટલે ઊંચામાં ઊંચી ઉત્ક્રાંતિ.

વિચાર મિકેનિકલ કેવી રીતે ? ચર શબ્દ માત્ર મિકેનિકલ ! અને વિચર એટલે વિશેષ ચર. અચર એ આત્મા !

મન એટલે ગયા ભવનો સ્ટોક. તે આ ભવમાં ઉદયમાં આવે. જૂનું મન ડિસ્ચાર્જ થતું જાય ને નવું મન ચાર્જ થતું જાય. ડિસ્ચાર્જ એટલે નિરંતર એક્ઝોસ્ટ થયા કરે તે.

માત્ર વિચારવું એ જ મનનો સ્વભાવ.

## (૨.૪) મનની ઉપયોગિતા, મોક્ષમાર્ગે !

મનને મરાય ? મન તો છે મોક્ષે જવાનું નાવડું. એને કેમ કરીને તોડાય ? મન વગર તો કેમ કરીને જીવાય ? ગીતામાં કૃષ્ણ ભગવાને કહ્યું છે, મન જ બંધન અને મોક્ષનું કારણ છે.

'મારું મન મને પજવે છે' કરીને મનને મારી નંખાય ? નાવડું ઊંધે રસ્તે જતું હોય તો શું નાવિકથી નાવડાને તોડી નંખાય કે હોકાયંત્રની મદદથી કિનારા તરફ વાળી લેવાય ? જ્ઞાની પુરુષને ખોળો, તે તમને હોકાયંત્ર મૂકી આપે. પછી એ જ નાવડું કિનારે પુગાડે.

લોકસંજ્ઞાએ ચાલતા ધ્રુવકાંટાને ફેરવી જ્ઞાનીસંજ્ઞાએ ચાલવા માંડે તો, મોક્ષ હાથવેંતમાં જ છે. જ્ઞાની લોકસંજ્ઞામાંથી જ્ઞાનીસંજ્ઞામાં ફેરવી આપે, એટલે કે આખી દૃષ્ટિફેર કરાવે.

યોગ દ્વારા મનનો લય કરવા જનારા ક્યારેય મોક્ષે ના જઈ શકે. પાડાને વાંકે પખાલીને ડામ જેવી ગત થઈ.

મનમાં જાતજાતના વિચારો હેરાન કરે છે ? એ તો મન મનનો ધર્મ બજાવે જ. એમાં શું ગ્રહણ કરવું ને શું ના કરવું, તે 'આપણે' જોવાનું. પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે, અમારુંય મન એક્સિડંટ થયેલો જુએ તો બૂમ પાડે કે આપણો પણ થશે તો ? ત્યારે 'નોંધ લીધી તારી વાતની, હવે બીજી વાત કર.' એમ કરીને આગળ. પછી મન બીજી

વાત કરે ને 'તારું કહેવું ખરું છે', મનનું માન્યું કે મન એક જ એ વિચારે કલાકો સુધી. મન ક્યારેય કોઈ વાતને કાયમ પકડીને બેઠેલું કોઈએ અનુભવ્યું છે ?

સાઈઠ વર્ષે મન ફરી શાદી કરવાનું કહે. અરે, રાંડવાનું હઉ દેખાડે. તેથી કશું થઈ જાય ? મનને કહીએ, 'ચાલ પૈણ્યા, ચાલ રાંડ્યો', હવે બીજી આગળ વાત કર. એટલે મન સાહેબ બીજી વાત કરે. મન મહા વિરોધાભાસી છે આ દેહમાં.

મન 'એક્સિડંટ થશે તો' એમ ચેતવે છે, એ કંઈ આપણને ભયભીત કરે છે ? આપણે ભય પામીએ એ આપણી ભૂલ. ત્યાં તો તેને 'નોટેડ ઈટસ્ કન્ટેન્ટ્સ (જે બતાડ્યું તેની નોંધ કરી) કરીને આગળ એ છે જ્ઞાનદશા. વિચાર આવે ને તેમાં તન્મયાકાર થઈ ભોગવે તે અજ્ઞાનદશા.

મનને તો શું પણ કોઈનેય મારીને મોક્ષે જવાય ? મન ભલે ને જીવે. એ એના સ્થાનમાં ને 'આપણે' આપણા સ્થાનમાં.

મન વર્તે છે રડારની જેમ. રડારનું કાર્ય શું ? માત્ર ઈન્ફર્મેશન્સ (માહિતીઓ) આપવી. એ કંઈ આપણને બીવાનું કહે છે ? હજાર ઈન્ફર્મેશન મન આપે, તે બધી કંઈ કામની હોય ? એમાંથી આપણા ધ્યેયને અનુરૂપ હોય એટલી જ માહિતીઓ ઝીલવી. બાકીની જવા દેવી. હવે એ ઈન્ફર્મેશન લઈ તેના પર શું એક્શન લેવું તે મનનું કામ નથી. જેમ રડાર પરનો સુપરવાઈઝર એક્શન લે છે તેમ અહીં 'પોતે' એક્શન લે.

મન ભય સિગ્નલ બતાડે તો 'આપણે' શુદ્ધાત્માની ગુફામાં પેસી જવાનું. મન એને જેવા સંજોગો દેખાતા હોય, તે પ્રમાણે ઈન્ફર્મેશન્સ આપી એની ફરજ બજાવે છે.

દરેક ઈન્દ્રિય, મન, બુદ્ધિ, બધાં પોતપોતાના ધર્મમાં જ છે. આમાં કોઈને ક્યાંય રાગ-દ્વેષ નથી, વીતરાગ જ છે. ત્યારે શું શુદ્ધાત્મા રાગી-દ્વેષી છે ? ના. ત્યારે રાગી-દ્વેષી કોણ ? 'હું જ ચંદુલાલ છું' એમ માની બેઠેલા તે.

મનનું ઓપરેશન કરી કાઢી નાખવું છે ? મન કાઢી લે પછી રહ્યું શું ? એબ્સન્ટ માઈન્ડેડ થઈ જવાય પછી તો ? માટે મનનું ઓપરેશન ના કરાય. વિચારો બંધ થઈ જાય. એટલે મન ભાંગી પડ્યું કહેવાય. ગાંડાનેય ગાંડુ મન હોય. પણ મનને મારેલાનું તો 'એબ્સંટ માઈન્ડ'વાળું જીવન. બીજા શબ્દોમાં તડબૂચા જેવો, એક્સપ્રેશનલેસ ચહેરો.

મનનો નાશ નથી કરવાનો, મનને જુદું રાખવાનું છે. મનમાં તન્મયાકારપણું એ સંસાર. મન 'જોવું ને જાણવું' એ મુક્તિ.

મનના વિકારોનો નાશ કરવો છે ? એ નાશ કરનારો કોણ ? અહંકાર. પાછો અહંકાર ઊભો કરવો છે ? વિકારોને નાશ કરવાની જરૂર નથી. વિકારોથી 'તમે' જુદા રહો તો જ તે નાશ થાય. જ્ઞાન ના હોય તોય વિકારોથી જુદા રહે તો તેનો નાશ થાય.

લોકો અધર્મને વિકાર ને ધર્મને નિર્વિકાર કહે છે. જ્ઞાની ધર્મ-અધર્મ બન્નેને વિકારો કહે છે. અહંકારથી જે જે થાય છે તે વિકારો જ છે બધા. અહંકાર છે ત્યાં સુધી 'હું શરીર, હું મન' કહેશે.

## (૨.૫) વિચરે તો વિચાર !

મનની મહીં જે સૂક્ષ્મ સ્થાન છે, એમાંથી પરમાણુઓ ઊડે છે, એક્ઝોસ્ટ થયા કરે છે, જેમ કોડવર્ડ હોય તેમ. એને એનો જાણકાર જ વાંચી શકે. તેમ આને બુદ્ધિ વાંચી શકે ખરી, પણ અહંકાર એ પરમાણુઓમાં વિચરે તો એને વિચાર કહેવાય. આત્મજ્ઞાનીમાં અહંકાર ના હોય. તેથી તે વિચરે નહીં. એટલે એ વિચાર ના હોય, એટલે નિર્વિચાર દશા એમને કહેવાય. વિચરે એટલે તન્મયાકાર થાય તે. જ્ઞાતા-દ્રષ્ટા રહે તો વિચરાય નહીં. ને મનના પરમાણુઓ જે ઊડે છે, જેને અધ્યવસાન કહેવાય છે, તે એક્ઝોસ્ટ થઈ ખલાસ થાય છે ને કર્મ બંધાતું નથી.

મોક્ષે જતાં નથી નડતું મન કે કશું. નડે છે માત્ર સ્વરૂપની અજ્ઞાનતા. સ્વરૂપનું ભાન થાય ત્યારે જ મન જુદું વર્તાય.

મહીં જાત જાતનાં 'ક', કરાવનારા છે. લોભક, હિંસક, ભાવક,

ક્રોધક... જ્ઞાનીમાં 'ક' ના હોય, એક્ઝોસ્ટ થઈ ગયા હોય.

મનની અંદર તન્મયાકાર થાય કોણ ? મૂળ આત્મા તન્મયાકાર થાય જ નહીં. તન્મયાકાર થાય છે તે અહંકાર. અહંકાર મૂળ આત્માનો પ્રતિનિધિ છે, એ તન્મયાકાર થાય છે. અહંકાર મનનાં પરમાણુઓમાં ફૂટે છે, તેમાં વિચરે ત્યારે યોનિમાં બીજ પડે ને બંધાય આવતા ભવનું કર્મ !

કંઈ પણ વિચાર કરવો, એ છે પુદ્ગલ અવસ્થા, 'કર વિચાર તો પામ' એમ કૃપાળુદેવે કહ્યું. આત્મા પામવા માત્ર આત્માસંબંધી જ વિચાર કરવાનો. વિચારેલો આત્મા એ આવરણવાળો અને નિર્વિચાર આત્મા એ જ શુદ્ધાત્મા. અક્રમ જ્ઞાની પાસે મહાત્માઓનો નિરાવરણી, નિર્વિચાર આત્મા પ્રાપ્ત થાય ! પછી 'કર વિચાર તો પામ' રહેતું નથી.

ક્રમિક માર્ગમાં અહંકાર વિચર વિચર કરે, મનના પરમાણુઓ છે તેમાં. એટલે મહીં કંઇ સમજાય, પણ અહંકાર છે માટે કર્મ બંધાય. ક્રમિક માર્ગમાં કર્મબંધ તો ઠેઠ સુધી પડવાના, સમકિત થયા પછી પણ. તેથી ક્રમિક માર્ગમાં ઠેઠ સુધી અહંકારની જરૂર રહે.

ધીમે ધીમે અહંકાર શુદ્ધ થતાં, સંપૂર્ણ નિર્મળ અહંકાર થતાં, એક પણ પરમાણુ સંસારનું ન રહે, ત્યારે શુદ્ધ અહંકાર, શુદ્ધાત્મામાં એકાકાર થાય ને 'હું' 'હું'માં સ્થિત થઈ જાય !

વિચારે કરીને કેવળજ્ઞાન પમાય ? વિચાર છે જડ પ્રવૃતિ. એનાથી કેવળજ્ઞાન તો શું પણ સમકિતેય આ રીતે ના થાય. સ્વચ્છંદી વિચારોથી સમકિત ના થાય. જ્ઞાની પાસેથી વિચાર પામીને જ થાય.

દાદાશ્રી કહે છે, ''આ જગતમાં એવી કોઈ વસ્તુ નથી, આ જગતમાં કોઈ એવું પરમાણુ નથી કે મેં એનો વિચાર ના કર્યો હોય !'' તે વિચારથી ઊડાડી મેલ્યું બધું.

હિતાહિતનો વિચાર કરતાં કરતાં, વિચાર દશા એકદમ વધી જાય પછી જ્ઞાનાક્ષેપકવંત થાય, એટલે કે વિચારદશામાં વિક્ષેપ જ ન પડે ને સંસાર છૂટતો જાય, સ્હેજે.

મન અને અહંકારને શું સંબંધ ? બન્ને જુદાં જ છે સદા, વિચારણામાં અહંકાર ભળે ત્યારે કાર્ય થાય. મન એ ગયા ભવના અહંકારનું પિક્ચર બતાડે.

'કરવું' શબ્દ ત્યાં અહંકાર. વિચાર 'કર્યો' એ બંધાયો. વિચાર 'આવ્યો' એ છૂટ્યો... જાણ્યો તેથી. અહંકાર વિનાના વિચારો મડદાલ વિચારો કહેવાય.

મનમાં તન્મયાકાર થયો કે થયો લાચાર. મોટા મોટા સાયન્ટિસ્ટોય મનમાં થઈ જાય તન્મયાકાર. જ્ઞાની મુક્તિ અપાવે.

વિચારધારાને પકડે ઘણાંય પણ વિચારધારાને ના અડકે , એ જ્ઞાની !

આરંભપરિગ્રહથી નિવર્ત્યે કેવળજ્ઞાન થાય. સમરંભ એટલે વિચાર કરવો, નક્કી કરવું કે જવું છે કોર્ટે. સમારંભ એટલે બોલી નાખવું કે 'કોર્ટે જઉં છું.' આરંભ એટલે કોર્ટે જવા નીકળે તે. આત્મજ્ઞાન પછી આ ત્રણેય જ્ઞેય ને 'આપણે' જ્ઞાતા.

આરંભ એટલે 'મેં કર્યું' ને પરિગ્રહ એટલે કર્યાનું ફળ આવે તે. જ્યાં કર્તાપદ જ છૂટ્યું પછી રહ્યું શું ? સંપૂર્ણ અપરિગ્રહી રહ્યા.

ભાવમન અને દ્રવ્યમન એટલે શું ? ભાવકર્મ કરનારું મન એ ભાવમન ને દ્રવ્યમન એટલે રૂપકમાં આવ્યું તે. અક્રમ માર્ગમાં ભાવકર્મ જ ઊડે છે, જ્ઞાન મળતાં જ.

મનોગુપ્તિ એટલે અવળા વિચારો આવે, તેને બંધ કરી દેવા. એ બંધ શી રીતે થાય, જ્ઞાન વિના ?

## (૨.૬) ગ્રંથિભેદન થકી નિર્ગ્રંથ દશા !

મનની ગ્રંથિ કેવી રીતે બંધાય ? શુદ્ધ શાકાહારી છોકરો મિત્રોના સંગતે ચઢ્યો હોય, મિત્રો બધા માંસાહારી હોયને, તેને માંસાહાર માટે દબાણ કરે. તે મનમાં છોકરો ભાવ કરે કે ખાવામાં શું વાંધો ? તે આ ભવે માંસ ખાય કે ના ખાય, પણ આવતા ભવ માટે માંસાહારનાં બીજ

પાડે. જેમ જેમ વધારે ને વધારે ભાવ કરતો જાય તેમ તેમ બીજને પુષ્ટિ મળે ને ગ્રંથિ બંધાય. સંયોગી પુરાવાઓ ભેગા થાય ત્યારે એ ગાંઠ ફૂટે.

બીડી ના મળે ત્યાં સુધી મન એટલો વખત બીડીમાં ભમ્યા કરે. એ બીડીની મોટી ગાંઠ. જેમ ગાંઠ મોટી, તેના વિચારો વધારે. ગાંઠ નાની તેમ તેના વિચારો ઓછા ને ગાંઠ જ નહીં તેનાં વિચારો જ નહીં.

બાહ્યગ્રંથિ કરતાં આંતરગ્રંથિઓ બહુ હોય. ક્રોધ-માન-માયા-લોભ હોય ત્યાં ગ્રંથિઓ હોય જ.

એક વિચાર આવે તે પા પા કલાક, અડધો-અડધો કલાક ચાલ્યા જ કરે, જેમ ગોળની આગળ માંખ બણબણે તેમ.

આ ગાંઠો ફૂટે તેને જોયા કરવાથી ગાંઠો છેદાય.

દૃષ્ટિની મલિનતા સંબોધિની પ્રાપ્તિ કરોડો અવતાર સુધી ના થવા દે.

પોતે જાણે કે ખોટું છે છતાં પેલી ગાંઠ એને એમાં ને એમાં પકડી રાખે.

ક્રોધ-માન-માયા-લોભની ચાર પ્રકારની ગાંઠો. માનની ગાંઠવાળો સવારથી ક્યાંથી માન મળશે તે ખોળ્યા કરે ! લોભની ગાંઠ બહુ ભારે. લોભ હોય ત્યાં લગી દ્રષ્ટિ ના બદલાય. લોભની ગાંઠ તોડવા જ કૃપાળુદેવે કહ્યું કે જ્ઞાની પુરુષની તન, મન ને ધનથી ભક્તિ કરવી. કપટ એટલે માયા, એ લોભના રક્ષણ માટે વપરાય. ક્રોધ, એ માનના રક્ષણ માટે વપરાય. આ ચાર ગ્રંથિઓનું ભેદન ના થાય ત્યાં સુધી નિર્ગ્રંથ ના થવાય. જ્ઞાની પુરુષ નિર્ગ્રંથ હોય.

દાદાશ્રી જેવા ક્યારે થાશું બાહ્યાંતર નિર્ગ્રંથ અમે ? 'એક જ અવતારમાં' એમ દાદાશ્રી કહે છે. કારણ કે નિયમથી ટાઈમ થાય એટલે મન એક્ઝોસ્ટ થયા જ કરે. મનમાં તન્મયાકાર થાય નહીં એટલે બધું ખરી પડે.

જ્ઞાની નિર્ગ્રંથ હોય, તેથી ટેન્શન ના હોય ને મુક્ત હાસ્ય સદા

રમતું હોય મુખારવિંદ પર. મન ભમ્યા કરે નહીં, તેથી વાણી ખેંચાયેલી ના હોય. પ્રશ્ન પૂછાય તો આમ કેવળજ્ઞાનમાં જોઈને તુર્ત જવાબ જ આપે.

## (૨.૭) મનની અવસ્થાઓ, મોક્ષમાર્ગમાં !

ખરી રીતે ભગવાનની ભાષામાં મનઃપર્યવ જ્ઞાન એટલે પોતાનાં મનના બધાં જ પર્યાયોને જાણે તે. પોતાનાં મનના પર્યાયો જાણે તે જ સામાનાં મનના પર્યાયો જાણી શકે. વ્યવહારમાં સામાનાં મનના પર્યાયને જાણે, તેને મનઃપર્યવ જ્ઞાન કહ્યું. જેને પોતાનાં મનના બધા પર્યાયો દેખાય તેને સામાનાં મનની અસર પડે, છાંયો પડે ને એમ સામાનાં મનની ખબર પડે.

કેટલાક સંતો સમાધિમાં ખોવાઈ જાય છે, બેભાન થઈ જાય છે, એને જ્ઞાનીઓએ એને સાચી સમાધિ નથી કહી. આ તો મનનાં કોઈ લેયર (પડ)માં કે ચિત્તનાં કે બુદ્ધિના કોઈ લેયરમાં તન્મયાકાર થઈ જાય, અંતઃકરણ આખુંય તેમાં તન્મયાકાર થઈ જાય. એટલે બહારનું ભાન જતું રહે ! એ લેયરના આનંદમાં ખોવાઈ જાય. જ્ઞાની એને એક જાતની જાગતાની નિંદ્રા જ કહે. જ્યારે જ્ઞાનીઓની સમાધિ એટલે ઊઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, ઝઘડતાંય સમાધિ !

આધિ-વ્યાધિ-ઉપાધિમાંય સમાધિ. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, ઈન્દ્રિયો. બધું જ સંપૂર્ણ જાગૃતિમાં ! એને નિર્વિકલ્પ સમાધિ કહી. નિરંતર જાગૃત અવસ્થા એ જ સાચી સમાધિ.

આખા બ્રહ્માંડના પરમાણુએ પરમાણુઓની ખબર પડે છે તે કેવળજ્ઞાનની જાગૃતિ !!!

સૂર્ય, ચંદ્ર (બુદ્ધિ, મન) ભેદાય ત્યારે આત્મજ્ઞાન થાય.

ભેદબુદ્ધિનો વિલય થાય ત્યારે વીતરાગ થવાય !

કેટલાકને સત્સંગ ગમે, પણ તેમાં મનની મસ્તી જેવું હોય, ઘેર આવીને બધું ઉતરી જાય, થોડા વખતમાં.

સત્સંગમાં સાંભળેલું-કરેલું, ભક્તિ, ધૂન, કીર્તન, તે ખરા ટાઈમે હાજર ના થાય, તે બધું મનોરંજનમાં જાય. તેથી સ્તો સંપૂજ્ય દાદાશ્રીએ 'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' અખંડ કીર્તન ભક્તિ માટે ખાસ ચેતવેલા કે એક જ રાગમાં, માત્ર તાળીઓ વગાડીને જ કરવી, તો જ ઉપયોગપૂર્વક થશે, નહીં તો રાગરાગિણીમાં ને વાજીંત્રોમાં પડશો તો તે બધું જશે મનની મસ્તીમાં જે બહાર ક્રમિક માર્ગમાં ચાલે જ છે ને, એને માટે દાદાશ્રી કહે છે, ગાયકો અને સાંભળનારો બન્ને તાનમાં જ હોય, નિયમથી જ. એ મનોરંજન ! અને જ્યાં કેવળ આત્માની વાત હોય, આત્માનો જ સત્સંગ હોય તેમાં આત્માનંદ હોય, એ સત્સંગ પ્રસંગે પ્રસંગે હાજર થાય ને નિર્લેપ રખાવે.

જ્યાં કંઈ પણ કરવાનું છે એ ભ્રાંતિ છે, વિજ્ઞાનમાં કરવાનું કશું નહીં, વિજ્ઞાન સ્વયં ક્રિયાકારી હોય.

બહુ ધૂન કરવાથી માણસ ધૂની થઈ જાય. ધૂની એટલે નાદુરસ્ત મન. અસ્થિર મન, વન ટ્રેક માઈન્ડ.

મનોરંજન બે પ્રકારનાં. એક અધોગતિમાં લઈ જનારાં, બીજાં ઉર્ધ્વગતિમાં લઈ જનારાં. સિનેમા, નાટક, પિકનિક, પાર્ટી, એ બધાં અધોગતિવાળાં. ધર્મ, કથાવાર્તા, કીર્તન, ધૂન એ બધાં ઉર્ધ્વગતિવાળાં.

મનોરંજનથી મન ખુશ, ખુશ, ખુશ થાય, ઉછાળા મારે પણ તરત દૂધના ઉભરાની જેમ બેસીય જાય. આત્માનંદમાં મનનો ઉપયોગ જ ના હોય.

મન અગાધ મનન કરે. મન વાગોળવાની પ્રક્રિયા કરે. વાગોળવામાં ચિત્ત નથી હોતું. મન અને ચિત્ત ભેગાં થાય ત્યારે અનંગ વિચારો, તરંગ વિચારો આવે.

મન છે મહાન પ્રયોગશાળા, એમાં જે કંઈ મૂકો તો તેનું તારણ કાઢી આપે, બુદ્ધિની નિર્ણયશક્તિની મદદથી.

મનન મનનું ને ચિંતવન ચિત્તનું છે. મનન એટલે મનથી વિચારી નાખવું ને 'હું નાલાયક છું, હું સારો છું' એવું બધું ચિંતવન.

જેવું ચિંતવે તેવું થઈ જાય. બહુ વાંચન શ્રવણ કરવાથી, મનન શક્તિ ઘટી જાય છે. બહુ મનન કરવાથી ચિંતવન શક્તિ ઘટી જાય છે. બહુ ચિંતવન કરવાથી નિદિધ્યાસન ઘટી જાય છે. બહુ નિદિધ્યાસન કરવાથી સાક્ષાત્કાર ઘટી જાય.

વિચારે તે મન અને મતિ એટલે શ્રુતજ્ઞાન પરિણામ પામે ત્યારે મતિજ્ઞાન થાય.

તરંગ, તર્ક, વિતર્ક, એ મનની સૂક્ષ્મ અવસ્થાઓ છે. શેખચલ્લીને થયેલું તે તરંગો. અજ્ઞાનીને તરંગો કહેવાય ને સ્વરૂપ જ્ઞાનીને લેપાયમાન ભાવો કહેવાય. તમામ લેપાયમાન ભાવોથી આત્મા નિર્લેપ જ છે, એ નિર્જીવભાવો છે.

નિર્વિચાર દશા એટલે શું ? મનમાં બધી જ જાતના સ્પંદનો થાય. જ્ઞાનીનેય થાય અને અજ્ઞાનીનેય થાય, પણ અજ્ઞાનીને અહંકાર તેમાં વિચરે ને જ્ઞાની તેનો જ્ઞાતા-દ્રષ્ટા રહે. એ જ નિર્વિચાર દશા ! ને તન્મયાકાર થાય તેને વિચાર કહ્યા.

## (૨.૮) અંતે ખોળ્યા, મનના ફાધર-મધર !

માન્યતાઓની વણઝાર ભાતભાતની ! મન પ્રભુએ દીધું માને. પ્રભુની પેઢીનું ઉત્પાદન જો મન હોત તો, બધાનાં મન એકસરખાં જ ન હોત ? તો મનનો જન્મ ક્યાંથી થયો ? મનનાં ફાધર-મધર કોણ ? એ ઓળખે તે થાય ભગવાન. ક્યાંય, કોઈ શાસ્ત્રમાં એવું વર્ણન ન જડે.

અક્રમ વિજ્ઞાની સંપૂજ્ય દાદાશ્રીએ પહેલ વહેલો સાયન્ટિફિક ફોડ આપ્યો, 'ઓપિનિયન' ઈઝ ધી ફાધર ઑફ માઈન્ડ એન્ડ 'લેંગ્વેજ' ઈઝ ધી મધર ઑફ માઈન્ડ. ('અભિપ્રાય' એ મનનો પિતા છે ને ભાષા એ મનની માતા છે.) ભગવાને મનને બનાવ્યું નથી. 'એ' તો મહીં બેઠાં બેઠાં આ બધું 'જોયા' કરે છે, જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી.

મન બંધ કરવું હોય તો ખરો ઉપાય શું ? ફાધર ને મધરને ભેગાં જ નહીં થવા દેવાનાં. ભાષા બોલવાની પણ અભિપ્રાય નહીં રાખવાનો.

અભિપ્રાયથી સર્જાય દ્વંદ્વો, ને દ્વંદ્વોથી સર્જાય મન.

ઈચ્છાનો વાંધો નથી, જલેબી ખાવાનો વાંધો નથી, પણ સારી છે, ખોટી છે, એમ અભિપ્રાય આપો તો મન સર્જાય.

અભિપ્રાય આપે ને પાછો ફેરવીય નાખે. એના કરતાં કોલેજનું સર્ટિફિકેટ સારું કે આખી જિંદગી ફરે નહીં.

માંસાહાર કરવામાં સુખ છે, ફાયદો છે, એવો અભિપ્રાય છે ? જો ના હોય તો મફતમાં માંસાહાર આપે તોય કરે ? જમવામાં ખાસ અભિપ્રાય આપી દે, 'કઢું ખારું છે.'

દાદાશ્રી કહે કે અજ્ઞાન દશામાંય હું કઢી ખારી થઈ હોય તો તેમાં પાણી રેડી દેતો, હીરાબા ના જાણે તેમ. પતિ-પત્નીના ઝઘડા મોટે ભાગે ખાવામાંથી જ ઊભા થતા હોય છે. બૈરી કંઈ જાણી-જોઈને કઢી ખારી કરતી હશે ? સો રૂપિયા આપો તોય ના કરે. દરેક સ્ત્રી પોતાના ધણી-છોકરાંને માટે ભાવથી જ રસોઈ બનાવતી હોય છે.

'પોતે' છે કલ્પસ્વરૂપ અને વિચાર આવ્યા તેમાં વિચર્યો. એટલે થયો વિકલ્પ, વિશેષ કલ્પ ! વિચાર મને આવ્યા તે સંકલ્પ અને વિચારને જોયા છૂટા રહીને, તે નિર્વિકલ્પ.

મનના અધ્યવસાનને જોયા કરે તે નિર્વિકલ્પી. વિચાર શૂન્ય તે નિર્વિકલ્પી નહીં.

સંકલ્પ-વિકલ્પ કરનારો છે અહંકાર. સંકલ્પ-વિકલ્પ છોડાવે એ જ્ઞાની પુરુષ.

મન વિરોધાભાસી વર્તન કરે, ઘડીકમાં કોઈનું ગજવું કાપે, તે બીજી જ ઘડીમાં 'પતિયા'ને દાન કરે. મનની ભરતી-ઓટ 'વ્યવસ્થિત'ને આધીન છે.

મન તો હિમાલયમાંય સંસાર મંડાવે. બાવાજીએ જંગલમાં માંડ્યો સંસાર તેમ. જ્ઞાનીઓ ભયંકર ભીડમાં એકાંત અનુભવે.

કુદરતે ફેરવ્યું છે ટંબલીંગ બેરલ, એમાં લોકોનાં અવળા-સવળા

વિચારોમાં અવળા વિચારોના મોગરા તૂટી પડશે ને સારાવાળાનું આગળ આવશે.

અભિપ્રાય મહીં હોય કે કઢી ખારી છે, અભિપ્રાય પ્રદર્શિત કર્યો કે મન બંધાયું. વાણીમાં બોલે નહીં તો કશુંય નહીં. કઢી સારી છે, કહે તેય અભિપ્રાય ને તેવું મન બંધાય. મનનો જન્મ અટકાવવો હોય તો બંધ કરવા પડે અભિપ્રાયો આપવાના ! આ ભવમાં અભિપ્રાયો બંધ કરે તો આવતા ભવનું મન ના બંધાય.

અભિપ્રાય આપવાનું ગમતું હોય ને ના આપે તોય તે જોખમદાર અને અભિપ્રાય આપવાનું ના ગમતું હોય ને અભિપ્રાય આપે તો એ નથી જોખમદાર !

ગમતાવાળાનું બારણું ખુલ્લું છે, માટે એક નહીં તો બીજું પેસી જ જશે અને ગમતું નથી તેનું બારણું બંધ. તેને જોખમ જ નહીં ક્યારેય. જ્યાં રાગ કે દ્વેષ હોય તેની પર અભિપ્રાય બંધાય. દ્વંદ્વ છે ત્યાં અભિપ્રાય ને દ્વંદ્વાતીત થયો એટલે છૂટ્યો.

અભિપ્રાય બાંધનાર ને સામો બેઉ અજ્ઞાની હોય તો બેઉ બંધાય, જ્ઞાની, કોઈ ગમ્મે તે અભિપ્રાય બાંધે પણ ક્યારેય ના બંધાય. ભગવાન મહાવીર પર કેટલાય અભિપ્રાયો લોકો બાંધતા. પણ મહાવીરને કોઈને માટે એકુંય અભિપ્રાય ન હતો.

ડ્રામેટિક અભિપ્રાય અપાય. ડ્રામામાં 'હું ભર્તૃહરિ રાજા છું' એ બોલે ખરો પણ મહીં જુદું જ વર્તતું હોય, 'હું લક્ષ્મીચંદ તરગાળો છું ને મારે ઘેર જઈને ખીચડી ખાવાની છે.' પોતે કંઈ એ ભૂલી જાય ડ્રામા વખતે ?

વહુ આવીને જાડી થઈ જાય તો દુઃખ. 'પાતળી કરતાં જાડી સારી' અભિપ્રાય ફેરવે તો કશું દુઃખ નહીં.

અભિપ્રાયનું મૂળ કારણ શું ? બુદ્ધિ અને અહંકાર. વધુ બુદ્ધિ તે તરત આપી દે અભિપ્રાય. 'પોસ્ટ ઓફિસ જ ખોલી હોય, અભિપ્રાયો ડિલિવરી કરવાની.

જ્ઞાની તો તે છોકરાને નજરે જુએ ચોરી કરતાં ને બીજે દિવસે તે આવે પાછો, તોય તેના પર ચોર છે એવો તેમને અભિપ્રાય નહીં.

કોઈના માટેનો અવળો અભિપ્રાય કાઢવો હોય તો, 'એ બહુ ઉપકારી છે, બહુ બહુ ઉપકારી છે' એવું બોલીએ કે થઈ જાય 'પ્લસનું માઈનસ.'

મન કશાથીય બંધાય એવું નથી. માત્ર બંધાય, જ્ઞાને કરીને. મન કહે, 'પગ બહુ દુઃખે છે.' ત્યારે આપણે કહીએ, 'સારું છે, પગ ભાંગ્યા તો નથી ને ?'

મનનો વિરોધ કરવાનો એટલે, મનને ચંપે ના ચઢવા દેશો. આઈસ્ક્રીમ બહુ ભાવ્યો, તે કંઈ રોજ રોજ ખવાય ?

જે ભાષામાં અભિપ્રાય અપાય તે ભાષાનું મન બંધાય અને તે ભાષામાં મન કામ કરશે, બીજી ભાષામાં નહીં ! અભિપ્રાય અંગ્રેજીમાં બોલે તો અંગ્રેજ મન બંધાય.

અભિપ્રાય કોણ આપે ? બુદ્ધિ અને અહંકાર બે ભેગાં મળીને.

મહીં ગમે તેટલો કચરો હોય પણ મોઢે બોલે નહીં તો કશું નહીં, ને બોલાઈ જાય તો ધોઈ નાખે તોય કશું નહીં. અભિપ્રાય અપાઈ જાય ને ધોઈ નાખે તોય મન બંધાય નહીં.

ગાયો-ભેંસો એમની ભાષામાં બોલે પણ એમને અભિપ્રાય નથી તેથી મન બંધાતું નથી. દેવલોકોય બોલે પણ અભિપ્રાય વગર. અને આ મનુષ્યો, અક્કલના કોથળા બધા અભિપ્રાય સહિત બોલે ને બાંધે મન.

ભાષા અનિવાર્ય છે, બોલાઈ જ જાય. માટે અભિપ્રાય બાંધે નહીં તો મન ના બંધાય.

મનના ફાધર-મધર જાણ્યા, હવે મનના દાદા-દાદી કોણ ? અભિપ્રાય અને ભાષા કોનું સર્જન ? અહંકારનું. અહંકાર કોનું સર્જન ? અજ્ઞાનતાનું. અજ્ઞાનતા કોનું સર્જન છે ? સંજોગોના દબાણનું.

અભિપ્રાય અને બિલિફને કંઈ લેવાદેવા નહીં, અભિપ્રાય અને

બીજી અમુક વસ્તુઓ ભેગી થાય ત્યારે રોંગ બિલિફ કહેવાય. રોંગ બિલિફ જાય, પછી જ મૂળથી અભિપ્રાય જાય. બધામાં સામ્રાજ્ય કષાયનું, ને અભિપ્રાય એ બધી પ્રજા એમની. જ્યાં સુધી અવસ્થા દૃષ્ટિ છે, ત્યાં સુધી અભિપ્રાય આપવાના જ.

જ્યાં સુધી બધી 'ફાઈલોનો સમભાવે નિકાલ' ના થઈ જાય, ત્યાં સુધી તત્ત્વદૃષ્ટિ પૂર્ણતાએ પ્રકાશમાં થતી નથી એટલે કે, અતત્ત્વદર્શન એનું ગયું, એટલે કે તત્ત્વદર્શન થયું પણ તત્ત્વજ્ઞાન નથી થયું. તત્ત્વદર્શનમાં શું દેખાય ? મૂળ તત્ત્વ, 'હું આ છું' એ. અતત્ત્વજ્ઞાન જાય તો તત્ત્વજ્ઞાન થાય. તત્ત્વજ્ઞાન થાય એટલે ચારિત્ર હોય જ સંગાથે. એ તત્ત્વજ્ઞાન પછી ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોંચે.

જ્ઞાનીને કોઈ ગાળો દે, મારે તોય, તત્ત્વદૃષ્ટિ સિવાય અન્ય કોઈ દૃષ્ટિથી એને એ ના જુએ.

મન એ પૂર્વભવનો માનેલો આત્મા છે, જીવ એ આ ભવનો માનેલો આત્મા છે. અને યથાર્થ આત્મા એ અચળ છે.

આજના વિચારો પરથી ખ્યાલ આવે કે, ગયા અવતારમાં શેમાં શેમાં આપણે હતા ? આજનું મન એટલે ગતજ્ઞાન દર્શન.

સંસાર એ સમસરણ માર્ગ છે. એટલે નિરંતર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ બદલાયા જ કરે. અગિયારમા માઈલે વનરાજી જોઈ ત્યાં ચોંટ્યા. બારમા માઈલે દરિયો જોયો તો ત્યાં મોહ્યા. તેરમા માઈલે પર્વતો નિહાળ્યા તો ત્યાં વળગ્યા. પણ તે વખતે પ્રાપ્ત થયું બારમા માઈલે માંગેલું તે.

તેથી ગત અને વર્તમાન જ્ઞાન-દર્શન વચ્ચે સતત ઘર્ષણ રહ્યા કરે. અને એનું જ મૂળ કારણ છે મનની અશાંતિનું.

આજનું વર્તન ગયા ભવની શ્રદ્ધાનું પરિણામ છે.

આ ભવમાં બધાં જ વખાણે કે, ભઈને વહુ બહુ ગુણિયલ ને રૂપાળી મળી ને ભઈને વહુ ગમતી ના હોય. ગયા ભવના જ્ઞાનના હિસાબે પસંદ કરી તે મળી અને આ ભવમાં ભઈએ જુદી જ ડિઝાઈન

ચીતરી પાડી. તે ઘર્ષણ થાય નહીં તો શું થાય ? આમાં કોનો વાંક ? કોણ કર્તા ? કોઈ નહીં.

સંસાર અનાદિથી પ્રવાહ સ્વરૂપે છે. એ પ્રવાહમાં જેનો જેનો સંયોગ બાઝયો ને તેમાં ભળ્યો તે તેનો સંસાર થયો ખડો. આમાં ભગવાન તે શું કરે ? આખા બ્રહ્માંડના સ્વામી, જો ને પૂરાયા છે આ સાડા પાંચ ફૂટની કોટડીમાં.

આ સંસાર સંઘર્ષનો અંત ક્યારે આવે ? જ્ઞાની પુરુષના ફૉલોઅર થાય ત્યારે.

## (૨.૯) ના ગમતા વિચારો સામે...

મનની શું મુશ્કેલી ? બહાર કૂતરો બાંધેલો તે ભસ ભસ કરે, તેમાં આપણને શું મુશ્કેલી ? ગમતા વિચારો ને ના ગમતા વિચારો, બન્ને કૂતરાની પેઠ રાખવાના.

વિધિ કરતાં વિચારોની વણઝાર વહેવા માંડે તેનું શું ? વિચારો મનને આવે છે, આત્માને નહીં. આત્માને કોઈ દહાડો વિચાર આવે જ નહીં. વિચારવું એ મનનો સ્વભાવ છે, તે છો ને વિચાર્યા કરે.

ગમતા વિચારોમાં સહેજે તન્મયાકાર થઈ જવાય. ના ગમતા વિચારોમાં સહેજે છૂટું રહેવાય. ગમતા વિચારોમાં છૂટા રહ્યા તે શક્તિવાન કહેવાય.

લગ્ન વખતે રાંડવાનો વિચાર આવે, તો પરણનારો શેમાં ધ્યાન રાખે ? પરણવામાં કે રાંડવામાં ? પરણવામાં. તેમ ખરાબ વિચારો આવે તો તેમાં આપણે ભળવું નહીં ને આપણે આપણા ધ્યાનમાં રહેવું.

સારું-ખોટું સાપેક્ષ છે, દ્વંદ્વ છે. સારું-ખોટું એ પુદ્ગલ સ્વભાવી છે, એને જુદા જોવાં.

સિનેમામાં ના ગમતો સિન આવે તો ઢેખાળો મારી પડદા ચીરી નાખો છો ? તેમ મનમાં ના ગમતા વિચારો આવે તેને કેમ તોડી નંખાય ? એને તો ફિલમની જેમ 'જોવાના.' ફિલમ 'જ્ઞેય' ને 'આપણે' જોનારા જ્ઞાતા.

મરવાના વિચારો આવે તો તેને કેવા ભગાડી દો છો ?

મન હંમેશાં શ્રવે છે, ઝમે છે, એટલે ઓગળે છે. મન ડિસ્ચાર્જ થયા કરે છે, એટલે વિચરી ગયેલો છે, એમાં ફરી ભળે નહીં તો એ વિચાર ના થાય. ચાર્જ ભાવમાં વિચરે નહીં તો તેને કશી લેવાદેવા નથી. જ્ઞાન હોય તો મન ખલાસ થાય. અજ્ઞાન હોય તો નવું મન ઊભું થાય.

મન તો ટેટાની પેઠ ફૂટે. ફૂલકણીનો માલ ભરેલો હોય તો તેય ફૂટે ને સૂરસૂરિયુંય થાય.

માર્કેટમાંથી કોથળો ભરી શાક લાવ્યા, તે જેવું ભર્યું હશે તેવું જ નીકળશે. પૂરણ પ્રમાણે જ ગલન હોય.

જોનારને કોણ પજવનાર ? જોવામાં કચાશ હોય તેને પજવે.

મનનાં વિચારો એ સૂક્ષ્મ સંયોગો છે ને પાછા પર છે ને પરાધીન છે. સંયોગો જ્ઞેય છે ને આપણે જ્ઞાતા છીએ.

અજ્ઞાનીઓ માટે તો, ખરાબ વિચારો આવે તો તેની સામેથી દૃષ્ટિ ફેરવી લેવાની. નહીં તો એ આખોય ખેંચાઈ જાય. શુદ્ધાત્માની દૃષ્ટિ પડતાં જ, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બંધ થઈ જાય.

સાધકો હજારો વર્ષોથી કહેતા આવ્યા કે 'મનને મારો.' ખરા શાસ્ત્રકારોએ કહ્યું, 'મનને જીતો.' મનને જીતવામાંય સૂક્ષ્મ અહમ્ શું નથી છૂપાયેલો ? તેથી પૂજ્ય દાદાશ્રીએ બોધ્યું, 'મનને જુઓ' !

હિતકારી કે અહિતકારી વિચારો હોતા જ નથી. વિચાર માત્ર જ્ઞેય સ્વરૂપે કાઢી નાખવાના. ખરી જાગૃતિ તો કોને કહેવાય ? વિચાર આવતાં પહેલાં જ સમજાય કે આ તો જ્ઞેય છે ને હું જ્ઞાતા છું.

અક્રમ જ્ઞાન પ્રાપ્તિ પછી જાગૃતિ જેને રહેતી હોય, તેણે તો માત્ર વિચારોને તું જ્ઞેય ને હું 'જ્ઞાતા' એટલું જ બોલીએ કે તરત એ છૂટું પડી જાય. અને જેને શુદ્ધાત્માની જાગૃતિ ના રહેતી હોય, તેણે 'દાદા, દાદા' કરવું કે 'હું શુદ્ધાત્મા છું' બોલ્યા કરવું, જાપ કરવો તોય વિચારો બંધ થઈ જાય. 'એટ એ ટાઈમ' એક જ ક્રિયા હોય. શુદ્ધાત્માનો જાપ

એવો કરવો કે, ચોપડી વાંચતા હોઈએ ત્યારે અક્ષરો જેમ વંચાય તેમ 'હું શુદ્ધાત્મા છું' એમ અક્ષરે અક્ષરે વંચાવો જોઈએ, વગર ચોપડીએ. તો એ ઉત્તમ, ઉપયોગપૂર્વકનું ગણાય. આમાં જોનાર કોણ ? પ્રજ્ઞાશક્તિ.

ખરાબ વિચાર આવે ત્યારે સહેજે જુદું રહેવાય. એનો લાભ લઈ લેવાનો, તેને બદલે ત્યારે પોતે કંટાળે. એને આનંદપૂર્વક જુઓ ને ! ખરો ટાઈમ આવ્યો કરીને !

અવળા વિચાર તો આવે, પણ આપણે સામે પ્રતિભાવ મૂકવો પડે. મન તો જ્ઞાનીનુંય અવળું દેખાડે. ત્યારે કંઈ ધૂન બોલાવી, 'દાદા દાદા...' બોલવું, ગમે તે ગોઠવી દેવું.

મહેમાન આવે ત્યારે શું થાય ? મનમાં થાય કે અત્યારે કંઈથી મૂઆ આવ્યા !!! તે બુદ્ધિ કૂદાકૂદ કરે ને મન પછી ચંપે ચઢે.

'મૂડ' કોને લાગુ પડે ? મનને કે અહંકારને ? મનને. મૂડ એ છે પુદ્‌ગલનો ગુણ. મૂડ એટલે જાગૃતિ કોઈ એક જગ્યાએ રમ્યા કરે, ચિત્તેય એમાં ઝલાઈ જાય ને બીજી કોઈ વાત એને ગમે નહીં. ખરી જાગૃતિ કોને કહેવાય ? લાલ ધરે તો લાલ થઈ જાય ને લીલું ધરે લીલું થઈ જાય તે ! બહારના દ્રવ્ય જેવું 'પેલું' થઈ જાય. જ્ઞાનીનેય મૂડ હોય પણ તે સામાના પુણ્યના આધીન !

'હોમમાં' રહીને 'ફોરેન'ની ફાઈલનો નિકાલ કેવી રીતે કરવો ? 'પોતે' શુદ્ધાત્મામાં રહે તો પ્રજ્ઞા એની મેળે નિકાલ કરે. બન્યું તે 'વ્યવસ્થિત' એટલે મન સમાધાનમાં રહે.

કોઈ ગાળ ભાંડે ત્યારે અંતઃકરણની સ્થિતિ કેવી હોય ? પહેલું મન ગૂંચાય પછી બુદ્ધિ એને સંકોરે. જેમ બૈરી ધણીને ચઢાવે તેમ. બુદ્ધિ ક્યારે સંકોરે ? જાગૃતિ હાજર ના હોય ત્યારે. મન કેવા પ્રકારે ગૂંચાય ? ફરી ફરી એની એ જગ્યાએ ગૂંચાય અને અહંકાર સહી કરે, બુદ્ધિ નક્કી કરે તે પ્રમાણે.

આખી જિંદગી દેહને સાચવ્યો, ઠંડી-ગરમીમાં બધી જ સગવડો આપી, રોજ નવડાવ્યો-ધોવડાવ્યો પણ મનને સાચવ્યું કદી ? મનને સાચવ્યું

નહીં પછી મન સામું ના થાય તો શું કરે ? મનનેય ઓઢાડવું પડે, મફલર વીંટવું પડે. દાદાશ્રી કહે, અમારું મન અને વાણી મફલર વીંટેલી હોય.

પહેલા મન સ્થિર થવું ઘટે, મન સ્થિર શી રીતે થાય ? પહેલાંના કાળમાં જ્ઞાનીઓ સ્વ-પુરુષાર્થથી સ્થિર કરતા. આ કાળમાં એવી કોની તાકાત છે ? એટલે આત્મજ્ઞાની પાસે પ્રથમ મનના ખુલાસા થાય, તેનું જ્ઞાન સ્થિર થાય, ત્યાં સુધી વીતરાગ માર્ગ મળે નહીં.

મનને સમાધાન શી રીતે આપવું ? ગાડી માટે ખૂબ રાહ જોવી પડે ત્યારે શું થાય ? 'વ્યવસ્થિત' છે કહેતાં જ મન શાંતતાને પામે યા તો મંત્રો બોલવા ને મનને વ્યસ્ત રાખવું.

મન જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં સમાધાનને પામે. એ ક્યારે ? જ્યારે દેહાભિમાન જાય ત્યારે.

મન કેળવ્યું ત્યાગથી કે સંયમથી ? ભોંય પર સૂવાનું સાધુઓએ મન કેળવ્યું હોય તો, તેમને પછી ત્રણ ગાદલામાં સૂવડાવીએ તો ઊંઘ આવે ? ત્યાગથી કેળવ્યું હોય તો ના આવે. સંયમથી, જ્ઞાનથી કેળવ્યું હોય તો આવે.

સાધુઓ બધું ભેગું કરીને શા માટે ખાય ? જીભને સ્વાદ ચોંટે નહીં તેથી. ભાતભાતનું ખાવાની ઈચ્છા જ ના થાય પછી.

વાણીનો ને દેહનો સંયમ આવે, પણ મનનો સંયમ કેવી રીતે આવે ? મન કોઈનું અવળું દેખાડે તો એ 'ઉપકારી છે, ઉપકારી છે' કહેવું. મનનો સંયમ તેનાથી સધાય.

કોઈ માણસ અમુક વાત મન ઉપર જ ના લે તો ? મન ઉપર લેવી જ જોઈએ. મન પર શટર ના પાડી દેવાય. મનને ઓગાળવાનો સુઅવસર કેમ જવા દેવાય ? તે સમયે 'જ્ઞાતા-દ્રષ્ટા' રહ્યા એટલે સહેજે મન ઊડે.

બહેરા માણસને ગાળો દઈએ તો એને કશી અસર ના થાય, તો તે શું સંયમ કહેવાય ? સંયમ પરિણામ જ્ઞાની પાસે સહેજે વર્તે. એ સંયમ સુખની વાત જ શી ?

મન જે જે પઝલ (કોયડા)માં ડિઝોલ્વ થયું (ડૂબી ગયું) હોય, તે તે પઝલ સોલ્વ (ઉકેલ) થાય કે મન થઈ જાય ખુલ્લું.

મનોબળ કેળવવા શું કરવું ? આત્માને જાણવો પડે.

નિશ્ચય કોણ કરે ? મન ? ના. તો કોણ કરે ? બુદ્ધિ.

નિર્ણય જલદી ન લેવાય તે છે બુદ્ધિદોષ.

વિચાર ફળીભૂત કરવા શું કરવું ? સ્ટ્રોંગ (દૃઢ) નિશ્ચય કરવો. સ્ટ્રોંગ નિશ્ચયને કોઈ ન રોકી શકે, ભગવાન પણ નહીં.

## (૨.૧૦) મન કા ચલતા તન ચલે...

'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' બોલવાનું દસ મિનિટથી વધારે ના ગમે તો ? દવાખાનામાં જવાનું ગમે કોઈને ? ટાઢમાં સ્કૂલમાં જવાનું ગમે છોકરાને ? નાગમતું તો ડિક્શનરીમાં જ ના ઘટે. ના ગમતું કાઢી નાખવું એનું નામ પુરુષાર્થ. ભેંસનેય દવાખાનામાં કેવી ખેંચીને લઈ જાય છે.

'નથી ગમતું' કહીએ જ કેમ ? 'નથી ગમતું' કહીએ એટલે એ ચઢી બેસે. 'ગમે જ છે બધું', કહીએ કે ના ચઢે કશું.

ના ગમતું થાય જ કેમ ? 'બન્યું એ જ ન્યાય,' 'વ્યવસ્થિત', પછી મન ક્યાંથી પાડે બૂમો ?

પોતે પરમાત્મા ને બૂમો પાડનારાં ન્યૂટ્રલ બધાં ! મનને કહીએ, તું પડ, તું ડૂબ, હું નહીં. નથી ગમતું કહ્યું કે પડી હથકડી. શક્તિઓ પાર વગરની વધે, ના ગમતાની સામું કરે ત્યારે.

સંપૂજ્ય દાદાશ્રીને સર્વ હક્ક હોવા છતાં, ક્યારેય કોઈએ જોયું નહીં હોય કે, એમને આ વસ્તુ ના ગમી.

દાદાશ્રી કહે છે, અમને ક્યારેક બપોરે વહેલું ઊઠવું પડે, તો મન બૂમાબૂમ કરે તો તેનું અમે ક્યારેય ના સાંભળીએ, એને 'ગેટ આઉટ' કરી દઈએ. ખાવામાં કંઈ મન બૂમ પાડે, તો તેને કહીએ, ભિખારી છે કે, માંગણી કરે છે ? જમવામાંય નિયમ મુજબ જ લેવાનું. નહીં

તો મન પડે લપટું ને આખો દિવસ કકળાટ કરે. દરેક બાબતમાં પરફેક્ટ ને એક્યુરેટ, એ દાદાશ્રીની ખાસિયત.

ના ગમતા કેટલાય લોકો દાદાની પાસે આવેલા, છતાંય એમણે બધાંયને ગમતા કરી નાખ્યાં.

મન બૂમાબૂમ કરતું હોય ત્યારે શું કરવું ? એને આપી દેવો ટાઈમ મળવાનો. વર્કીંગ ટાઈમમાં મનને મિટીંગ ટાઈમ કેમ અપાય ? ડૉક્ટરો મળવાના ટાઈમનાં પાટિયાં મારે છે ને !

મનને દોરવીએ આપણે, આપણે ના દોરવાઈએ મનથી. મન આપણા ધ્યેયના વિરુદ્ધ દેખાડે ત્યારે, વિરોધીના પક્ષકાર થઈ જવાય છે. તો તો મન આખો ધ્યેય ઊડાડી મેલે.

પોતાની લૉ બુક પ્રમાણે ચલાય કે જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ? પોતાની લૉ બુક પ્રમાણે ચાલનારાની શી ગત થાય ? ફકીર ના ગણે વસ્તીને ને વસ્તી ના ગણે ફકીરને.

અપવાદમાં ના ગમતું શું શું હોવું ઘટે ? વ્યસનો ને લોકનિંદ્ય વર્તન.

ના ગમતામાંથી અભાવ, તિરસ્કાર અને ભય ઊભું થયા વિના રહે ? કોર્ટે જવું કોને ગમે ? સ્મશાનમાં જવું કોઈને ગમે ? ના ગમતી વાતનો ભય પેસી જાય.

'નથી ગમતું, નથી ગમતું' બોલ બોલ કરે તો, તેવી સાયકોલોજિકલ ઈફેક્ટ થઈ જાય ને 'ગમે છે, બહુ ગમે છે' બોલ્યા કરે તો, તેવી સાયકોલોજિકલ ઈફેક્ટ થઈ જાય. જેવું ચિંતવે તે રૂપ થઈ જાય, એ છે આત્માનો સ્વભાવ.

દાદાશ્રીને કોઈ પૂછે, 'તાવ ચઢ્યો છે ?' ત્યારે તેઓશ્રી શું કહે ? 'ના, કશું નથી.' (હોય એકસો ચાર ડિગ્રી તાવ તોય !)

'વ્યવસ્થિત'માં જે હો તે ભલે હો ! 'દાદા જેવું થવું છે', તેણે પકડવી વાટ તે.

ખોટું, ખોટું તરીકે દ્રષ્ટિમાં આવ્યું તે ગયું.

મન તો જ્ઞાની પાસેથી ભગાડે. મનના કહ્યા પ્રમાણે ચાલનારનો ભરોસો શું રખાય ? મનના કહ્યા પ્રમાણેની પોતે લૉ બુક રાખી છે ને ? એટલા જ સર્કલની ને ? પાછું ઉપરાણુંય તેનું જ લે લે કરવાનું. મન જ ઉપરી ઠર્યું ને આપણું ? તેથી કબીર સાહેબે ચારસો વર્ષ ઉપર કહેલું, 'મનકા ચલતા તન ચલે, તાકા સર્વસ્વ જાય.' માટે ધ્યેય પ્રમાણે, નિશ્ચય પ્રમાણે જ ચલાય. આપણું આજનું પ્લાનીંગ શું છે, એ પ્રમાણે કરવું. મનના કહ્યા પ્રમાણે નહીં.

'નથી ગમતું છતાંય કરું છું' એવું કદી મહીં થાય કે નહીં ? એ થયું એટલે લેવાણું ઉપરાણું મનનું.

બ્રહ્મચર્યનો નિશ્ચય કોણે કર્યો ? 'આપણે' કે 'મને' ? મનના તાબામાં રહેનારાનો તો મને જ નિશ્ચય કર્યો ગણાય.

મનના કંટ્રોલમાં આવી જવાયું છે ? પ્રતિક્રમણ, નવ કલમો, વિધિ વિ.ના પ્રયોગો કરી પાછું થઈ જવાય સધ્ધર આત્મબળમાં.

મન તો સામાયિકેય ના કરવા દે. અરે, સામાયિકમાંથીય ઊઠાડે ! બ્રહ્મચર્ય પાળવાવાળો તો કેવા સ્ટ્રોંગ મનોબળવાળો, નિશ્ચયબળવાળો હોય ? ઠેઠ સુધી બ્રહ્મચર્યવાળા જ રસ્તે જાય. મનના કહ્યા પ્રમાણે ચાલનારાને મન છ મહિના પાછળ પડે તો પૈણાવી નંખાવે એને !!! જે નિશ્ચય થયા પછી ક્યારે ફેરવે નહીં, તે ખરું ! નિશ્ચયવાળો મનને તે ગાંઠતો હશે ?

મનના કહ્યા પ્રમાણે ચાલીને, ઘરનાને તરછોડ મારીને કોઈ મોક્ષે જઈ શકે ?

પતંગ ચગાવવાનું મન થાય ને ? તે મન ચગે કે પતંગ ? પતંગ ચગાવવામાં સુખ છે એ માન્યતાના આધારે જ, પતંગ ચગાવાય ને ! પતંગ ચગાવવાની નથી, જોવાની છે. શાને માટે ? સૂર્યના કિરણો આંખમાં જાય, મકરસક્રાંતિના દિવસે.

રાજા ફટાકડા જાતે ક્યારેય ફોડતા હશે ? મજૂરો ફોડે ને રાજા જુએ.

મન એટલે ગયા અવતારનો ભરેલો માલ અને આજના અવતારનો

માલ શું ભર્યો ? જ્ઞાનીએ મોક્ષને લાયક દેખાડેલો માલ. તે પાછલા માલ પ્રમાણે ચલાય કે આજના ? મનના કહ્યા પ્રમાણે ચાલે, તે નબળાઈ નહીં તો બીજું શું ?

હજી મનના કહ્યા પ્રમાણે ચાલવું છે ? નહીં ? તો દૃઢ, અડગ નિશ્ચય કરવાનો એ પ્રમાણે ના ચાલે, ત્યારે ચાલે બુદ્ધિના કહ્યા પ્રમાણે, તેય અંતે તો થઈ જાય બુદ્ધુ. આપણે તો પુરુષ થયા, હવે ચાલવું સ્વપુરુષાર્થથી !

પૂજ્ય દાદાશ્રીએ એક ભાઈને એવું કહેલું, 'પુણ્ય હશે ત્યાં સુધી અમારી સંગે રહેવાશે. પુણ્ય પરવારશે તો વડોદરામાં હશે તોય પાસે નહીં અવાય.' અને પછી એ જ ભાઈ માટે એવું જ બન્યું.

ફોરેનર્સ સદા ચાલે મનના કહ્યા પ્રમાણે, તેથી જ સ્તો વાત વાતમાં લે ડાયવોર્સ ! અને આપણે ત્યાં ? એંસી વરસેય માજી કહે, ભવોભવ આ જ ધણી મળજો !

મનને જીતવાના માર્ગમાં છો ? મનને જીતવા માટે તો, મનની વાત ધ્યેય વિરુદ્ધ હોય, તેને તુર્ત જ કાપી નાંખવી.

જમવામાં મનના કહ્યા પ્રમાણે જમાય ? નિયમ કર્યો હોય તે પ્રમાણે જ જમાય.

પોતાનું ધાર્યું કરાવવા શું કરે ? ખેંચ, આગ્રહ ને અંતે જક્કે ચઢે. જક્ક પકડવી એટલે ખાવી અધ્યાત્મની ભયંકર ખોટ. કંઈ પણ પકડ પકડાય તો પોતે પછડાય આ પૃથ્વી પર અને જેને તમામ પ્રકારની પકડો છૂટી ગઈ છે તે પહોંચે સડસડાટ સિદ્ધશીલા પર !

સમજીને સમાશે તો સરળતાથી ઉકેલ આવશે, નહીં તો અથડાઈ-કૂટાઈને, માથા ભાંગીનેય સાન ઠેકાણે આવશે.

મન જે બતાડે એ છે પૂર્વભવના આગ્રહો બધા, તેમાં હવે કઈ ગમે ભળાય ? મનમાંથી ગમતું-ના ગમતું ગયું, પછી ગમે તે થાય તો શું વાંધો ?

જેની તમામ પ્રકારની ખેંચો, આગ્રહો તૂટ્યા, તેને વરે પરમાત્મપદ.

જ્ઞાનીની ગાળ પણ લાગે જેને મીઠી, તે ખરેખર અધ્યાત્મના કેટલાંય પગથિયાં પાર કરી જાય.

'શુદ્ધાત્માની સીટ' પર સદા સહજાનંદ અને 'ચંદુની સીટ' પર ઝટકા ૪૪૦ વૉટના !

મહીં ઘર્ષણ ચાલે નિરંતર ગત-વર્તમાન જ્ઞાન વચ્ચે, જ્યમ રમત વૉલીબૉલની, જીતે વારાફરતી ! શુદ્ધ બ્રહ્મચર્ય જેને પાળવું છે, તેણે તો એ સિદ્ધાંતને કાયમી વળગી રહેવું. આપણા સિદ્ધાંતને તોડતો એક પણ વિચાર આવતા વેંત જ, સિદ્ધાંતની વિરુદ્ધ મન જો જરાક બોલે, તો તેને દબાવવાનું નહીં, તેને કહેવાનું કે તારી વાત અમને માન્ય નથી. કારણ કે અમારા સિદ્ધાંતની વિરુદ્ધ છે.

પ્રજ્ઞા પ્રાપ્ત થયા પછી, મન અને પ્રજ્ઞા વચ્ચે જ ઘર્ષણ થાય, અહંકાર તો પ્રથમ જ જ્ઞાની ફ્રેક્ચર કરે છે ને ?

જ્ઞાની મનના કહ્યા પ્રમાણે કદી ના ચાલે, સિદ્ધાંત નક્કી કર્યા પ્રમાણે જ ચાલે.

પ્રત્યેક વ્યક્તિની પ્રકૃતિ પ્રમાણે અભેદભાવે વ્યવહાર આચરે એ જ્ઞાની સિવાય કોનું ગજું ? ગોપીઓ ને કૃષ્ણ વચ્ચેનો પ્રેમ સાક્ષાત્ જોવા મળે એવો, દાદા અને મહાત્માઓ વચ્ચે.

જ્ઞાનીનું મન કદી કોઈનું અવળું ન બતાડે.

મન જોડે કળાથી કામ કાઢવું. એનો ટાઈમીંગ ચૂકાવી દેવડાવવો.

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, સર્વેને ધ્યેય પ્રમાણે દોરવાનાં. બધામાં શુદ્ધાત્મા જુએ એટલે ચિત્ત શુદ્ધાત્મામાં જ રહે. બુદ્ધિ ધ્યેય નક્કી કરે એટલે એમાં જ રહે. અહંકાર પણ બુદ્ધિ સંગે જ વિચરે. રહ્યું મન, જે એકલાને સાચવવાનું.

ધ્યેય શું ઘટે ? દાદાની પાંચ આજ્ઞા પાળવી છે તે.

મનને પટાવીને પટાવીને કામ કાઢવું. એને કહેવું કે મારું આટલું માને તો તને આઈસ્ક્રીમ આપીશ. અવળો વિચાર આવે એટલે એને ઠપકો આપવો, એને કહી દેવું, 'મારામાં તારે ડખો નહીં કરવો ને તારામાં અમે ડખો નહીં કરીએ. રાત્રે ઊંઘ આવતી હોય તો, ચૂંટી ખણી જગાડવું, 'બહુ દહાડા ઊંઘ્યા !

મન પાસે બહુ ત્યાગ કરાવીએ તો તે ચિડાયેલું રહે.

જ્ઞાનવાળાએ મનને જ્ઞેય કરી જુદું રાખવું. અજ્ઞાનદશાવાળાએ તો સામ-દામ-દંડ-ભેદે કરીનેય મનને ઠેકાણે રાખવું પડે.

મન કહે તેનાથી ઊંધું કરીએ તો મનનું ચલણ તૂટી જાય. મન લોભી હોય તો પૈસા રસ્તામાં વેરતા વેરતા આવવાથી મન છૂટું થઈ જાય. માનની ટેવ પડી હોય ત્યારે અપમાનની જગ્યાએ મનને લઈ જવું. મન નવરું ના પડે એટલે એને નિત્યક્રમમાં વ્યસ્ત રાખવું.

ગ્રંથો વાંચવાનો મોહ, વ્યાખ્યાન કરવાનો મોહ, ત્યાગ કરવાનો મોહ, આ બધા મોહ જ છે તે મૂર્છિત કરનારાં છે.

મનના જાતજાતના ખોરાક જ છે ને ? પેપર વાંચવું એય ખોરાક કહેવાય. મનને જગત કલ્યાણની ભાવનામાં વાળી દો, એના જેવો મનનો ખોરાક બીજો વર્લ્ડમાં કયો હોઈ શકે ?

## (૨.૧૧) મનની મૂંઝવણોનો ઉકેલ !

કોર્ટમાં આમ બોલીશ, તેમ બોલીશ, એમ વિચાર કર કર કરે, ત્યારે અંતે શું થાય ? ધબડકો જ વાળે. સહજ ભાવે, વિચાર્યા વિના જ 'પદ્ધતસર'નું બોલાય.

વિચારવું એ છે ગુનો. સહજ આવેલા વિચારોને જ એન્ટ્રી અપાય. વિચારવામાં આંતરશક્તિ હણાય.

કેવળ આત્મસંબંધી જ દિવસોના દિવસો સુધી અવિરત વિચારધારાને જ્ઞાનાક્ષેપકવંત કહેવાય. શ્રીમદ્ રાજચંદ્રને જ્ઞાનાક્ષેપકવંતની સ્થિતિ હતી. પૂજ્ય દાદાશ્રીને પણ જ્ઞાનપૂર્વે એવું રહેલું.

જેટલું ઓપન માઈન્ડ રહે એટલી સમજણ ખીલી કહેવાય. વિચારક તો તેને કહેવાય કે નવું જ વિચારે. ખરો વિચારક કોણ ? કેટલાય અવતારથી મનુષ્ય થતો આવ્યો હોય તે.

શીશીના બૂચની જેમ મન પણ કેટલીક બાબતોમાં લપટું પડી ગયેલું અનુભવ્યું છે ?

બિનજરૂરી મનની ચિતરામણની કદી ગણતરી કરી છે ? બે ખોટ કેટલી ખવાય છે ?

મનમાં રાખવાની વાત મોઢે લીકેજ કરી નાખે. એકલો એકલોય બડબડ કરતો જ હોય. તે શેઠ દુકાને જતાં ભૂલથી આગળ નીકળી ગયા હોય.

વિચારવાની પણ હદ હોય ને ? મુંબઈ શહેરમાં ગાડી હાંકનાર શું વિચાર કરતો હોય કે આગલી ગલી આવશે પછી જમણે વાળીશ, પછી પોલિસ સિગ્નલ આપશે પછી સ્ટોપ થઈશ, ને માણસ આવશે ત્યારે બ્રેક આમ મારીશ !!! ના. બહુ અક્કલવાળાને ઊંધા વિચારો વધુ આવે.

સૂતી વખતેય ઉઘરાણીના વિચારો આવે તો ? વિચારોને કહીએ, 'દવાખાનાનો ટાઈમ પૂરો થયો, દવાખાનું બંધ છે, કાલે આવજો.' તેમ વિચારોને કહી દેવાનું.

વિચાર સ્થિર રહી શકે ? કોઈનાય રહી શકેલા નહીં. મન તો નિરંતર ઓગળ્યા જ કરે. એને જુદું જોવા-જાણવાનું.

મન બગડે એટલે બગડે શરીરેય. રોગિષ્ટ ચીડિયાં જ ખાતો હોય. મન રોગી થાય કે બધુંય રોગિષ્ટ થઈ જાય. અક્રમ વિજ્ઞાન મનનાં રોગો મટાડે.

તીર્થંકરોનું મન કેવું સુંદર હશે ! તદ્દન નિરોગી ! દેહેય તદ્દન નિરોગી ને વાણીય તદ્દન નિરોગી.

નિરોગી મન એટલે શું ? ક્યાંય કશી હરકત જ ના આવે. મોળું, ખારું કે કડવું જે ખાવાનું મૂકો પણ મનને અસર ના થાય.

ખાટાંનો રોગ મનમાં પેઠો હોય તો તે ખાટું ખાવાનું ખોળે.

વિષયનો કે ખાવાનો રોગ કેટલાક સાધુઓને કાઢ્યો હોય, પણ માન, કીર્તિનો રોગ ક્રોનિક થઈ ગયો હોય.

અક્રમ વિજ્ઞાનની અનોખી ડિસ્પેન્સરી (દવાખાનું) થકી જૂના રોગ જાય, નવો રોગ થવા ના દે ને મેળવેલી તંદુરસ્તીનું રક્ષણ કરે.

'જ્ઞાની પુરુષ' બધા જ પ્રકારનાં ઑપરેશનો કરે. અરે, વાણી તો જરૂર પડ્યે એવી નીકળે કે વગર જુલાબે (માનસિક) જુલાબ થાય.

સંસાર ખડો રહ્યો છે મન બગડ્યાથી.

વિચારોનો સ્વભાવ જ વિચિત્ર. ગમ્મે ત્યારે ગમ્મે તેવા વિચારો આવે. મંદિરમાં ખાટકી વાડે જાય તેવા વિચારોય આવે. છતાં એ બધા છે બાહ્ય ભાવો.

જ્ઞાનીઓય સામાના મનને આનંદિત રાખવા પૂરેપૂરો વ્યવહાર કરે ! પૂજ્ય દાદાશ્રીય હીરાબાની પૂરેપૂરી ખબર રાખતા, આદર્શ પતિ તરીકે ! મહાત્માઓનાં મનને કાયમ રાજી રાખતા.

મન તો નિત નિત નવું માંગે. છતાંય રોજ રોજ એનું એ જ ઘર, એની એ જ ખોલી, એનો એ જ પલંગ ચલાવવું જ પડે ને બધું ! રોજ રોજ આ બધું નવું ક્યાંથી લાવવું ? ક્યાંથી મળે ?

અક્રમ જ્ઞાનની પ્રાપ્તિ પછી એક પ્રયોગ કર્યા કરવાનો. જેના આધારે જ સંસાર ખડો રહ્યો છે. તે આધારને જ તોડ તોડ કરવાનો. એ આધાર કયો ? મનના પર્યાયોમાં પોતે તન્મયાકાર થાય તે. આધાર અપાયો ત્યાં 'ન્હોય મારા, ન્હોય મારા' કરીને એ આધાર તોડ તોડ કરે તો તૂટે અનાદિનો અભ્યાસ. સંસારની મીઠાશ કોને વર્તે છે ? આત્માને ? નહીં, અહંકારને.

## (૨.૧૨) વિજ્ઞાન, મન વશનું !

મન આપણા વશમાં છે કે આપણે મનનાં વશમાં છીએ ? આપણે કઈ વાતમાં સ્વતંત્ર છીએ ? ઊંઘવામાં ? જાગવામાં ? ખાવામાં ? આપણું

ચલણ ક્યાં છે ? મન કાબૂમાં આવે તો જ ચલણ રહે.

મન વશ ક્યારે થાય ? જ્યારે નિજ સ્વરૂપનું ભાન થાય, જ્ઞાન થાય ત્યારે. જ્ઞાન ક્યાં થાય ? ભેદજ્ઞાની પાસેથી.

પૈસા ગણતી વખતે મન વશ વર્તે છે ને ?

સંતોષ હોય, ત્યાં મહીંલા બધા મથુરાઓ ચૂપ.

મનના નિગ્રહની જરૂર નથી, મનને જ્ઞાનથી વશ કરવાની જરૂર છે. અનંત અવતારથી મન વશ કરવા મથ્યા, છતાં ન થયું મન વશ કદી.

મન વશ વર્તે ત્યારે વર્તે સાચી સમાધિ. ત્યાં સુધી 'હેંડલ સમાધિ' ગણાય.

જ્ઞાની એટલે દેહધારી પરમાત્મા ! હથેળીમાં મોક્ષ પકડાવે એ. મન ન થાય કદી અમન, મન તો થાય વશ મળ્યે જ્ઞાન !

મન વશ તેને વર્તે જગ વશ ! મન તો મોટા મોટા ઋષિઓના વ્રતમાં ને તપમાં ભંગ કરાવી દેતું. તો એવા મનની સામે કાઉન્ટર (સામાવાળિયો) વિચાર તો મૂકવો પડે ને ! એ મૂકીએ તો મન વશ થતું જાય.

આમાં આત્મા છે સદા નિર્લેપ. બરફને ટાઢ કે ગરમી લાગે ? આત્માનો સ્વભાવ જ પરમાનંદી, તેને ચિંતા-દુઃખ કશું અડે ?

મહાત્માને જ્ઞાની પુરુષની આજ્ઞા શું છે ? મન એ જ્ઞેય છે ને પોતે જ્ઞાતા છે ત્યાં જ મન વશ વર્તાય.

મન જીત્યું તે થયો જગતજીત. જેનું પોતાનું મન પોતાને વશ વર્તે તે સામાનું મન વશ વર્તાવી શકે. પૂજ્ય દાદાશ્રીને હજારો સ્ત્રી-પુરુષોનાં મન સંપૂર્ણ વશ વર્તતાં, સંપૂર્ણ અભેદપણે ! બાકી, પાંચ જણનાં મન વશ વર્તાવવાં એ મોટા મોટા સંતોનાય ગજાં નહીં.

જ્ઞાનીને મન વશ થાય તો જ પ્રગતિ થાય આત્માર્થીની. તો જ

જ્ઞાનીએ ચીંધેલા માર્ગે ચાલી શકે.

સંતો-સાધુઓ સાધક-બાધક હોય, તેથી તેમને ભક્તોનાં મન વશ ના વર્તે.

જ્ઞાનીને સ્વ મન સંપૂર્ણ વશ વર્તે.

જ્ઞાની પુરુષને ચિત્ત તો મોરલી આગળ સાપ ડોલે તેમ શુદ્ધાત્મામાં હોય. તેમનો અહંકાર તો દેવલોકોય દર્શન કરવા દોડે તેવો હોય. અને બુદ્ધિ તો સંપૂર્ણ ખલાસ, અબુધ દશાને પામેલા હોય. કોઈ ગમે તેવી ગાળો દે, માર મારે તોય મન કશું જ ના બોલે ને ઉપરથી વરસાવે વરસાદ આશીર્વાદનો.

સામાનું મન વશ કરવું કઈ રીતે ? ભગવાન મહાવીરે ચીંધેલી રીતે. પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન કરીને. વીતરાગને પંથે પ્રયાણ કરનારને પ્રતિક્રમણરૂપી શસ્ત્ર સાંપડે, પછી મંઝિલે પહોંચતા કોણ રોકી શકે?

મન વશ કરવા જ્ઞાની થવું પડે.

જે જગથી હાર્યો તે જ જગજીત બન્યો ! પછી એ ક્યારેય મનથી હારે નહીં.

અક્રમના મહાત્માઓ મોક્ષમાર્ગની એકદમ 'હાઈ પોસ્ટ' પર પહોંચ્યા છે, સર્વાર્થસિદ્ધની સિદ્ધિ સમ !!!

ગમે તેવા ગુનાઓ થયા હોય, પણ તે જ્ઞાની પાસે ખુલ્લા કરીએ તો મન થઈ જાય ખુલ્લું ને એ ગુનો ફરી કદી ના થાય.

કોઈનું મન આપણાથી જુદું પડ્યું, તો આપણે કેવળજ્ઞાનથી જુદા પડ્યા. મન સામાવાળિયું ના થવું ઘટે.

કોઈથી મન જુદું પડ્યું તો જાણવું કે અહીં પડ્યો મોટો પ્રકૃતિનો દોષ ! કોઈનું મન આપણા થકી ન તૂટવું જોઈએ !

મન હોય તો મતભેદ પડે. જ્ઞાનીને મન જ ના રહ્યું હોય તો મતભેદ પડે ક્યાંથી ?

જ્યાં સુધી દ્રષ્ટિભેદ છે, ત્યાં સુધી વિચારભેદ છે ! વિચારભેદનો વાંધો નથી, મનભેદનો વાંધો છે !

જ્ઞાની કોઈનું મન તોડે નહીં, એમનું મન કોઈ તોડવા ફરે તોય !

પ્યોરિટી વધતાં વધતાં પારદર્શકતાને વરે.

પૂજ્ય 'દાદાશ્રી' ને કોઈના માટે કિંચિંત્‌માત્ર અહિતકારી વિચાર ના હોય, હિંસાના વિચાર ના હોય. બુદ્ધિય સરળતા ને અબુધતા પામેલી ને અહંકાર તો સંપૂર્ણ ક્ષય થયેલો હોય.

પૂજ્ય દાદાશ્રીનું મન આખા બ્રહ્માંડનો ભાર ઝીલે તેવું હોય ! દાદાના મન જેવું મન આપણું થઈ જાય, તો આપણે પણ ઝીલી શકીએ મુક્તપણે આખા બ્રહ્માંડનો ભાર !

***- ડૉ. નીરુબેન અમીન***

# અનુક્રમણિકા

## ખંડ-૧

## અંતઃકરણ

### [૧.૧] અંતઃકરણનું સ્વરૂપ



### [૧.૨] અંતઃકરણની કાર્યપદ્ધતિ



### [૧.૩] અંતઃકરણનો ધર્મ !



### [૧.૪] દેહમાં દરેકના વિશેષ સ્થાન



### [૧.૫] ઉત્ક્રાંતિ, અંતઃકરણની



### [૧.૬] અંતઃકરણ તેવું બાહ્યકરણ



### [૧.૭] શુદ્ધિ, અંતઃકરણની



### [૧.૮] અંતઃકરણ સામે જાગૃતિ

## ખંડ - ૨

## મનનું વિજ્ઞાન

### [૨.૧] મન, શાંતિની વાટે...



### [૨.૨] મન, મનના ધર્મમાં...



### [૨.૩] મનની ઉપયોગિતા, મોક્ષમાર્ગે



### [૨.૪] મનનું સાયંટિફિક સ્વરૂપ



### [૨.૫] વિચરે તો વિચાર

## [૨.૬] ગ્રંથિભેદન થકી નિર્ગ્રંથદશા !



## [૨.૭] મનની અવસ્થાઓ, મોક્ષમાર્ગમાં...



## [૨.૮] અંતે ખોળ્યાં, મનનાં ફાધર-મધર !

## [૨.૯] ના ગમતા વિચારો સામે...

## [૨.૧૦] મન કા ચલતા તન ચલે...

## [૨.૧૧] મનની મૂંઝવણોનો ઉકેલ



## [૨.૧૨] વિજ્ઞાન, મન વશનું !

# આપ્તવાણી

## શ્રેણી - ૧૦ (પૂર્વાર્ધ)

## ખંડ - ૧

## અંતઃકરણ

## (૧)

## અંતઃકરણનું સ્વરૂપ

### વિભાજન, અંતઃકરણનું !

**પ્રશ્નકર્તા :** મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકારની, ચારેયની ડિમાર્કેશન લાઈન (ભેદરેખા) કઈ રીતે દોરવી ? અંદરથી ઊઠતો અવાજ એ અહંકારનો અવાજ છે, શુદ્ધાત્મા બોલે છે કે બુદ્ધિની દલીલો છે ?

**દાદાશ્રી :** આ ડિમાર્કેશન લાઈન 'જ્ઞાની' સિવાય કોઈ નાખી શકે જ નહીં ને ! લોકો જાણે જ નહીં ને એટલે ડિમાર્કેશન લાઈન શી રીતે નાખે ? અંતઃકરણમાં કોણ કોણ છે ?

**પ્રશ્નકર્તા :** મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર.

**દાદાશ્રી :** હા, આ ચાર જણ અંતઃકરણના ભાગમાં છે. આ ચાર જણ અંતર્ક્રિયા કરે છે અને એવું જ બાહ્યકરણ ઉત્પન્ન થાય. પહેલું અંતઃકરણ થઈ જાય, એ જ પ્રમાણે બાહ્યકરણ થાય. માટે અંતઃકરણ પરથી આપણે ઓળખી જવાનું કે હમણે આમ થઈ જશે.

## અંતઃકરણની પ્રક્રિયા !

**પ્રશ્નકર્તા :** આ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ અંતઃકરણનાં અંગ છે કે ચારેય અલગ અલગ છે ?

**દાદાશ્રી :** જુદા છે. આ ચાર ભેગા રહે છે, એ ભાગને અંતઃકરણ કહેવામાં આવે છે. તે જે વખતે એક જણ કામ કરતો હોય, તે વખતે બીજા કામ ના કરે. એ ચારેય ભાગ જુદા જુદા હોય છે.

**પ્રશ્નકર્તા :** તો આ મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર એ બધી જુદી જુદી વસ્તુઓ છે ?

**દાદાશ્રી :** હા, જુદી જુદી વસ્તુઓ છે. ગુણધર્મ જુદા છે એટલે. આમ અંતઃકરણ તરીકે એક જ છે. પણ ગુણધર્મ જુદા છે એટલે જુદા જુદા છે. અંદર અંતઃકરણ વસ્તુ એવી છે ને કે ચાર ભાગે અંતઃકરણ છે. પણ આ ચાર એનાં જુદા જુદા ટુકડા નથી હોતા. જે વખતે મન કામ કરે છે, તે ઘડીએ મનરૂપી અંતઃકરણ હોય છે. પછી બુદ્ધિ કામ કરે છે, તે બુદ્ધિરૂપી અંતઃકરણ હોય છે અને જ્યારે ચિત્ત કામ કરે છે ને, ત્યારે ચિત્તરૂપી અંતઃકરણ હોય છે. આમ છે ચાર ભાગ, પણ તે વખતે સ્વતંત્ર એક જ કામ કરે છે. હવે એ અંતઃકરણમાં આ બધા કામ કરે છે.

**પ્રશ્નકર્તા :** હા. એ પ્રક્રિયા શું છે ? પેલી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારની ક્રિયા બધી કહેલી છે ને, તે શું છે ? એ સમજવું છે.

**દાદાશ્રી :** એવું છે ને, એ અંતઃકરણમાં ચાર જાતની ક્રિયાઓ થયા કરે. તે જે વખતે જે ક્રિયા ચાલતી હોય, તે જ અંતઃકરણ રોકે આખું. એટલે અંતઃકરણ છે તે જ્યારે વિચારમાં જ પડ્યું હોય, જે વખતે વિચાર કરવા માંડે તો એ માઈન્ડ (મન) કહેવાય. બહાર ભટકવા ગયું હોય ત્યારે ચિત્ત કહેવાય અને ડિસિઝન (નિર્ણય) કરતું હોય તે ઘડીએ બુદ્ધિ કહેવાય. વ્હેર ઈઝ પ્રોફિટ એન્ડ વ્હેર ઈઝ લોસ, (ક્યાં નફો છે ને ક્યાં નુકસાન છે) એવું ડિસિઝન ખોળતું હોય તે

ઘડીએ બુદ્ધિ હોય અને 'મેં કર્યું, મેં કર્યું !' એ ઈગોઈઝમ હોય. સંડાસ જવાની શક્તિ નથી તોય કહે છે કે મેં 'કર્યું, મેં કર્યું !' એટલે એના એ જ અંતઃકરણના ચાર ભાગ, જે વખતે જે કાર્ય કરે તે પ્રમાણે એના નામ અપાય.

## મનનું સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** પણ આ તો આપે સ્થૂળ બતાવ્યું, અંદરથી ઊઠતા વિચારોમાં ડિસ્ટીંગ્વીશ (જુદું) કરવાનું છે.

**દાદાશ્રી :** તેનું જ હું કહું છુંને આ. હવે આ તેની જ વાત કરું ! આપણા અંતઃકરણના ચાર ભાગ છે. અંતઃકરણ તો એક જ છે, પણ તે ઘડીએ જે કામ કરતું હોય તેનું જ આખું અંતઃકરણ ગણાય. જે વખતે વિચારણામાં ચઢે, તે ઘડીએ મનનું સામ્રાજ્ય હોય. એટલે આ મન કામ કરતું હોય તે ઘડીએ બસ વિચાર ઉપર વિચાર, વિચાર ઉપર વિચાર, વિચારોના નર્યા ગૂંચળા જ વાળ વાળ કરે. વિચાર સિવાય બીજું કંઈ નહીં, એનું નામ મન. મન બહારગામ જાય નહીં. આપણા લોક કહે છે ને, મારું મન મુંબઈ જાય છે, આમ ભટકે છે ને તેમ ભટકે છે. મન આવું ભટકે નહીં. ભટકે નહીં એનું નામ મન કહેવાય. એટલી ભૂલ છે લોકોની. આપણા લોક નથી કહેતા કે ઓફિસમાં હોઉં છું તોય મન ઘેર જતું રહે ? એ શું છે ? તને સમજણ પડી, મન કોને કહેવું તે ?

**પ્રશ્નકર્તા :** પણ વિચારો અંદરથી ઊઠતા હોય એમાં એટલા બધા ગૂંચવાડા હોય એ વિચારમાં બહાર જતો વિચાર છે કે અંદર જતો વિચાર છે અથવા ભટકતો વિચાર છે કે નથી ભટકતો વિચાર, એ જ સમજાતું નથી.

**દાદાશ્રી :** બહાર વિચાર હોતો જ નથી, અંદર જ વિચાર હોય છે. મન એવી વસ્તુ છે કે શરીરની બહાર નીકળે નહીં. અને નીકળે તો કેટલાક લોકો, સાયંટિસ્ટો ને યોગીઓ એનું બારણું બંધ કરી દે, ફરી પેસવા ના દે. પણ મન આ શરીરની બહાર નીકળે જ નહીં

ને ! એટલે અંદર વિચાર જ કર્યા કરે. આમથી આમ, તેમથી તેમ વિચાર જ કર્યા કરે, નિરંતર. આ એની બાઉન્ડ્રી (હદ). બીજો કંઈ એનો ધંધો નહીં. વિચાર રૂપી ધર્મ એ મનનો ધર્મ છે, સહજ સ્વભાવી ધર્મ છે.

મનનો ધર્મ વિચારવાનો એકલો જ છે અને તે એક્ઝોસ્ટ (ગલન) થાય તે વખતે વિચારોના ગૂંચળા હોય. અને મૂળ સ્થિતિમાં પડી રહ્યું હોય મન, ત્યારે ગ્રંથિઓ, ગાંઠો તરીકે હોય. એ જાતજાતની ગ્રંથિઓ હોય. વિચાર જ કર્યા કરે એટલે આપણે જાણીએ કે આ કોણ વિચાર કરતું હશે આમાં ? એટલે એનું નામ મન પાડવું. વિચાર એકલા જ કર્યા કરતા હોય, બીજું કંઈ ન થતું હોય ત્યારે અંતઃકરણમાં મન એકલું જ કામ કરી રહ્યું છે. ત્યારે આખું અંતઃકરણ મનનું કામ કરે છે. તમને સમજ પડી, આ ડિમાર્કેશન લાઈન (ભેદરેખા) ?

## ચિત્તનું સ્વરૂપ !

અને પછી વિચારણાનાં ગૂંચળા ના હોય, તે પછી અહીં બેઠા હોય ને ઘેર પહોંચી જાય, ઘેર બધી વાતો કરે તો જાણવું કે આ ચિત્ત ભટકે છે. ચિત્તનું કામ દેહમાં ભટકવું અને બહારેય ભટકવું. ભટકે એ મન ના કહેવાય, ચિત્ત કહેવાય.

આ લોકો શું કહે છે ? મારું મન અહીંથી મુંબઈ જતું રહે છે. એવું મન જતું ના રહે. એ ચિત્ત જતું રહે, ચિત્ત ભટકે. આ છોકરાઓ વાંચે ત્યારે એના મા-બાપ કહે છે ને, 'અલ્યા, તું વાંચે છે પણ તારું ચિત્ત ઠેકાણે નથી.' ક્રિકેટમાં ગયો હોય, એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને.

**દાદાશ્રી :** અહીં આગળ તમે બેઠા છો, ભાદરણ હઉ ફરી આવે; અરે, બોરસદી કોર્ટમાં હઉ જઈ આવે, એ ચિત્ત કહેવાય. તે ઘડીએ આપણે જાણીએ કે અત્યારે ચિત્તનું કાર્ય છે.

હવે આખા હિન્દુસ્તાનમાં આ જ એક ભાંજગડ થઈ છે ને,

મનને અને ચિત્તને એક કરી નાખેલું છે. ખીચડું કરી નાખ્યું. ચિત્ત તો બહુ મોટામાં મોટી વસ્તુ છે આમાં. તે ચિત્ત જ્યારે બહાર ભટકે ને, ભટક, ભટક... એકાગ્રતા કરવી હોય તો થાય નહીં. એને ખીલે બાંધવું હોય તો બંધાય નહીં. મનની એકાગ્રતા નથી કરવાની, ચિત્તની એકાગ્રતા કરવાની છે.

ચિત્ત વાળ્યું વળે નહીં. તેથી તો યોગી લોકો અહીં આગળ ચક્કરો પર ચિત્ત ગોઠવે. એ મનની સાધના નથી, ચિત્તની સાધના છે. પણ ચિત્ત અને મનને ઓળખવાની શક્તિ નહીં હોવાથી એ ચિત્તને જ મન બોલ્યા કરે છે. ચિત્તને તો શરીરની મહીં પેસવા ના દે તોય પેસી જાય એટલી બધી સૂક્ષ્મ વસ્તુ છે. ગમે ત્યાં આરપાર નીકળી જાય. મન સ્થૂળ વસ્તુ છે. એટલે ચિત્ત ને મન બે જુદા છે એવું તમને સમજાયું ? બેનાં કામ જુદાં છે.

**પ્રશ્નકર્તા :** બહાર નીકળે છે ત્યારે મનનું કામ ચિત્ત કરતું થઈ જાય છે કે મનનું રૂપાંતર ચિત્તમાં થઈ જાય છે ?

**દાદાશ્રી :** ના. બધીય જુદી જુદી વસ્તુઓ જ છે. આ જે ચિત્ત છે, એ અશુદ્ધ થયેલું ચિત્ત છે. હવે એ અશુદ્ધિ એની જતી રહે તો 'પોતે' 'શુદ્ધાત્મા' જ થઈ ગયો. અને મન ને બુદ્ધિ કશું જાણે નહીં, ચિત્ત ઉપર જ બધો આધાર. અને ચિત્ત જ બગડેલું છે, તેની આ દશા થઈ છે. ચિત્ત એટલે શું ભાવનું બનેલું છે તે હું તમને કહું. ચિત્ત બે શબ્દનું બનેલું છે, એ એક શબ્દ નથી. જ્ઞાન અને દર્શન, એનો ભાવાર્થ ભેગો કરે એટલે એનું નામ ચિત્ત. જુએ અને જાણે, જુએ અને જાણે. એ જ ભટક ભટક કરવાની ટેવ. આ જોઈ આવે, તે જોઈ આવે, ફલાણું જોઈ આવે, આમ જોઈ આવે, તેમ જોઈ આવે. અહીંથી બેઠાં બેઠાં ક્રિકેટ હઉ જોઈ આવે ! અને મનમાં તો જ્ઞાનેય ના હોય ને દર્શનેય ના હોય. મનમાં જોવાની શક્તિ નથી અને ચિત્તમાં જોવાની શક્તિ છે. એટલે ચિત્તશક્તિ અને મનશક્તિ બે જુદી છે.

એટલે ચિત્તમાં ને મનમાં બીજો ડિફરન્સ (તફાવત) કયો ? ત્યારે

કહે, મન કોઈ વસ્તુ જોઈ શકે નહીં અને ચિત્ત તો બધું ત્યાં આગળ જોઈ આવે.

ચિત્તનું કામ બહારેય જવું. અહીંથી ઓફિસમાં જાય, ઓફિસમાં આપણી ખુરશીઓ-ટેબલ બધું જોઈને પછી પાછું આવે. ટેબલ-ખુરશી દેખાય કે ના દેખાય અહીં રહ્યે રહ્યે, ઓફિસનું ?

**પ્રશ્નકર્તા :** હા. દેખાય.

**દાદાશ્રી :** જેવી છે એવી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મનનો સ્વભાવ જોઈ શકવાનો નથી. મનનો બહાર જવાનો સ્વભાવ નથી. ચિત્તમાં જોઈ શકવાનો સ્વભાવ છે.

મન અને ચિત્તનો ભેદ કોણ ખોળે ? કાં તો મનને જીતવા હારુ ફરતો હોય, એટલે કે મનને હરાવવા માટે કે કાં તો આત્મા પ્રાપ્ત કરવા માટે ખોળે. આત્મા જેને પ્રાપ્ત કરવો હોય તે મનનો ને ચિત્તનો ભેદ ખોળે.

## બુદ્ધિના લક્ષણ !

**પ્રશ્નકર્તા :** હવે આપ બુદ્ધિ માટે જરા વિશેષ ફોડ પાડો.

**દાદાશ્રી :** હા, આપણા લોકો જેને બુદ્ધિ કહે છે, ખરેખર એ બુદ્ધિ નથી. નફો-ખોટ જુએ, એનું નામ બુદ્ધિ. બીજું તો બુદ્ધિના માથે આરોપ કરે છે, આપણા લોકો. અહીં પેસનારો માણસ શું જોતો હશે ? જગ્યા જોતો હશે કે નફો-ખોટ ? ક્યાં આગળ મને બહુ નફો મળે અને ખોટ ના જાય. ત્યારે ટ્રેનમાં બેસનારો ?

**પ્રશ્નકર્તા :** બારી પહેલાં ખોળે.

**દાદાશ્રી :** બસમાં બેસનારો ? જ્યાં જાય ત્યાં નફો-ખોટ જોવાં, એનું નામ બુદ્ધિ. તમે નફો-ખોટ જોયેલાં કોઈ દહાડો ? નિર્ણય કરે

કે આ ખરું કે તે ખરું ? અથવા તો આમ ખોટ જશે, આમ નફો આવશે ત્યારે એ બુદ્ધિનો ભાગ. બુદ્ધિ એના કામમાં હોય, નફા-ખોટના વેપારમાં હોય, તે ઘડીએ બુદ્ધિનું સામ્રાજ્ય હોય.

બીજું, બુદ્ધિ ડિસિઝન (નિર્ણય) આપે છે ફક્ત. હા, નફો-ખોટ જોઈ અને શું કરવું એ ડિસિઝન આપે છે. શાસ્ત્રકારોએ આ બુદ્ધિ ડિસિઝન લે છે, કહ્યું.

મન તો ખાલી વિચાર જ કર્યા કરે. ડિસિઝન ના હોય, એનું નામ મન. જ્યાં જે વિચારોનું ડિસિઝન ના હોય, અન્ડિસાઈડેડ (અનિશ્ચિત) વિચારો એનું નામ મન અને ડિસાઈડેડ (નિશ્ચિત) વિચારો એનું નામ બુદ્ધિ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ અને ચિત્તમાં શો ફેર ?

**દાદાશ્રી :** બુદ્ધિ અને ચિત્તમાં એટલો ફેર છે કે બુદ્ધિ નવું જોઈ શકે નહીં. જે છે એટલાને જ છે તે ડિસિઝન આપે ફક્ત. ડિસિઝન આપે અને ચિત્તનું ડિસિઝન ના હોય.

## અહંકારનો સ્વભાવ !

અહંકાર એટલે અહમ્ કાર, 'મેં કર્યું' એટલું જ, બસ. બીજું કશું નથી એ ભોગવતો, નથી કશું કરતો. 'હું કરું છું' એટલું જ અહમ્ કાર. હું આ કરું છું, હું જ ચલાવું છું, એ જ એનો અહંકાર. માર હઉ ખાય છે પાછો.

અહંકારનો સ્વભાવ એટલે કો'કે આમ (હાથ જોડીને) કર્યું કે, 'ભઈ, કેમ છો ? આવો પધારો, પધારો !' એટલે એ તરત પાછો ટાઈટ (અક્કડ) થાય ! અને જો આમ ના કર્યું હોય તો પાછું ટાઢો બેસીયે જાય ! એ અહંકારનો સ્વભાવ. અહંકાર કાર્ય કરતો હોય ત્યારે આપણે ઓળખી લેવું જોઈએ કે આ ભાગને અહંકાર કહે છે. શાથી આમ થઈ જાય, તે કોનું કાર્ય છે ? તે ઘડીએ મન એવું નથી, હેલ્પીંગ (મદદમાં) તો બધું હોય એ લોકોનું, પણ તે ઘડીએ મુખ્ય કાર્ય એનું !

ચીફ મિનિસ્ટર કોણ છે, એવું સમજી લેવું જોઈએ.

આ અહંકાર ધૃતરાષ્ટ્ર જેવો આંધળો છે. તે બુદ્ધિની આંખે ચાલે છે, છતાં માલિકી તેની જ છે. તેમાં અહંકારનો અર્થ શો ? પોતે કોઈ પણ ચીજ ના કરી હોય ને કહેશે, 'મેં કર્યું' ! અલ્યા, તું શી રીતે આવ્યો ? ગાડી લાવી નહીં ? ગાડી હતી તો આવ્યો ને ? એટલે બધા જ કહે છે ને, એ અહંકાર કહેવાય. હવે એ અહંકાર રાખ્યા સિવાય બોલો તો વાંધો નથી. 'હું આવ્યો' ભાષા બોલવામાં વાંધો નથી પણ અહમ્‌વાળી, આ નિર્‌અહંકારવાળી, સમજણ પડે કે ના પડે ? હેં ?! એટલે આ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર સમજાયું થોડું ઘણું ? હવે આગળ વાત કરું.

❖ ❖ ❖

# (૨)

# અંતઃકરણની કાર્યપદ્ધતિ

## પાર્લામેન્ટરી પદ્ધતિ, અંતઃકરણમાં...

અહીંથી બહાર નીકળ્યા એટલે પહેલો મનને વિચાર આવે 'ટેક્ષીમાં જઈશું કે ? સ્ટેશન અહીં નજીક છે, ચાલતા જઈશું ? નજીક છે માટે નકામા કોણ, બે રૂપિયા નાખીને શું કામ છે ?' પછી પાછો બીજો વિચાર કરે કે 'ના, બસમાં ચાલો ને !' પછી ત્રીજો વિચાર કરે કે 'ના, બસ કરતાં ટેક્ષી લઈને જઈએ તો આપણે બધા સાથે બેસીને જવાય.' તે વખતે મન બહુ વિચારણામાં હોય છે. એટલે મન આમથી આમ વિચારે, તેમથી તેમ વિચારે, બધું વિચારે કે આમ કરીશું, તેમ કરીશું. ત્યારે બુદ્ધિ કહે પછી છેવટે કે ના, ટેક્ષીમાં જઈશું. જેણે નિર્ણય લાવી નાખ્યો એ બુદ્ધિનું કામ. એટલે પેલા બધા ચૂપ. મન નિર્ણય ના આપી શકે. ચિત્ત નિર્ણય ના આપી શકે. અહંકારેય નિર્ણય ના આપી શકે. બુદ્ધિ નિર્ણય આપે કે તરત અહંકાર સહી કરી આપે. સહી તો એની લેવી પડે. પાછી બુદ્ધિય જો એની સહી ના લે, તો ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** અહંકારની સહી ના લે ત્યાં સુધી શું થાય ?

**દાદાશ્રી :** કામ બંધ રહે. અને તોય અહંકારનું ચલણ નહીં ને એની સહી વગરેય ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** આ તો પેલા ઈંગ્લેન્ડના રાજા જેવું !

**દાદાશ્રી :** એ તો તમે જે કહો તે, જેની જોડે સિમિલી (તુલના)

કરવી હોય એ કરજો પણ અહંકારનું ચાલે નહીં, ચાલે બુદ્ધિનું. પણ એકલી બુદ્ધિ ચાલે કેવી રીતે ? અહંકારની સહી લે તો કામ થાય. એટલે અંદર આખી પાર્લામેન્ટરી પદ્ધતિ ચાલી રહી છે.

બુદ્ધિ જે ડિસિઝન આપે, એની પર ઈગોઈઝમ (અહંકાર) ખાલી સહી જ કરે. બીજું કશું એ કરે નહીં. જ્યાં જ્યાં બુદ્ધિ ડિસિઝન આપે ત્યાં ત્યાં એને અહંકાર કરવાનો એ જ એનો ધંધો. અહંકાર સહી કરે. ચિત્ત કહે ત્યાં એ સહી ના કરે. અરે, મન કહે તોય સહી ના કરે. પણ બુદ્ધિ કહે ત્યાં ઈગોઈઝમ સહી કરે. એટલે આ મન જે કહે છે ને, તેની પર આ બુદ્ધિ સહી કરાવડાવે. અને મન, બુદ્ધિ અને અહંકાર ભેગા થાય ત્યારે આ કાર્ય થાય. એટલે મન એકલું જ વસ્તુ નથી.

એટલે અહંકાર કોના તાબામાં છે ? બુદ્ધિના તાબામાં. એટલે બુદ્ધિ કહે એમ અહંકાર કર્યા કરે છે. બુદ્ધિ કહે કે અહીં સહી કરો એટલે કરી આપે. બુદ્ધિની આંખે બિચારો સહીઓ કરે છે, પણ રોફ તો એનો જ છે. ચલણ બુદ્ધિનું ને રોફ એનો ! સહી એની થાય ! પ્રેસિડન્ટ ઑફ ઈન્ડિયા (રાષ્ટ્રપ્રમુખ) જાણે હોય એવું ! અહંકાર મોટો છે અને બુદ્ધિ એની આસિસ્ટન્ટ (મદદનીશ) હોવા છતાં વડાપ્રધાન તરીકે કામ કરી રહી છે. હવે બુદ્ધિ જે કરી રહી છે તેના આધારે ચાલી રહ્યું છે. બુદ્ધિ હોય ત્યાં અહંકાર હોય જ. મન હોય ત્યાં અહંકાર હોય યા ના પણ હોય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ અને અહંકાર, બેનું ભેગું ડિસિઝન હોય છે. જો એ મનમાં ભળે તો મનનું કાર્ય થાય અને ચિત્તમાં ભળે તો ચિત્તનું કામ થાય છે. એવું થયું ને ?

**દાદાશ્રી :** હા, ચારમાંથી ત્રણ જે ભેગા થાય ને, તે કાર્ય થઈ જાય. કોઈ ફેરો રાત્રે જાગ્યા હોય તો મનને સંયોગી પુરાવો ભેગો થઈ જાય તો મન તે ઘડીએ વિચારણામાં પડે. જે સંયોગી પુરાવો ભેગો થયો તે ટાઈમિંગ ખૂટતો હોય, પણ તે ભેગું થયું કે ફૂટ્યું. એટલે આપણને વિચારો તે જાતનાં આવ્યા કરે કે તે ઘડીએ ધંધાના એવા વિચારો ના

આવે, પણ જે જાતનું છે તે જાતનાં વિચારો આવે, તે મન કહેવાય છે. અને મન જે ઘડીએ ચાલુ થયું એટલે ત્યાં આગળ જો ચિત્ત બહારના અંગેનું હોય તો ચિત્ત ત્યાં જાય પાછું ને ઘરનાં અંગેનું હોય તો ઘરમાં નીચે જાય, ઉપર જાય, ચિત્ત તે ઘડીએ ફર્યા કરે. ત્યારે બુદ્ધિ ડિસિઝન આપવાની તૈયારી કરે. હવે જો ચિત્ત આમાં ઊભું ના રહે, ચિત્ત સામવાળિયું થઈ પડ્યું હોય, તો બુદ્ધિ મનને ભેગી થઈ જાય. મનનાં વિચારો અને બુદ્ધિ એક થઈ જાય તો અહંકાર સહી કરી આપે. જ્યાં બુદ્ધિ ભેગી થઈ જાય ત્યાં અહંકાર સહી કરી આપે. આ રીતે પાર્લામેન્ટ ચારની ! તેમાંથી એક ચિત્ત જો ખસી ગયું હોય તો તેનો વિરોધ રાખી અને કામ આગળ ચાલ્યા કરે. અહંકાર તો ફક્ત જ્યાં બુદ્ધિ કહે ત્યાં સહી કરી આપે એ એનો નિયમ છે. અગર તો કોઈ ફેરો છે તે ચિત્તને ગમે કે અમુક જાત્રા મને બહુ ગમી ગઈ એટલે બુદ્ધિ જો એમાં ભળે, બુદ્ધિ એક્સેપ્ટ (સ્વીકાર) કરે એટલે ડીસાઈડ (નક્કી) કરે એટલે એક બાજુ ત્રણ થઈ જાય એટલે મન રખડી પડે.

## એ બન્ને જાણે કે વડાપ્રધાન ને પ્રેસિડન્ટ !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ અને અહંકાર બેને સંબંધ કેવી રીતે છે ?

**દાદાશ્રી :** બુદ્ધિ ને અહંકાર એ બેને સંબંધ છે, રિલેશન છે. અહંકાર પ્રેસિડન્ટ હોય અને બુદ્ધિ વડાપ્રધાન હોય, એવી રીતે છે આ. તો વડાપ્રધાન જેટલું કહે એટલું પેલાને સહી કરી આપવી પડે. વડાપ્રધાન જેમ નચાવે એમ નાચવું પડે. એટલે અહંકાર આંધળો છે, એને આંખ નથી, એ શી રીતે ખબર પડે ? ત્યારે કહે, જો લોભમાં પડે તો લોભાંધ કહેવાય. માનમાં પડે તો માનાંધ કહેવાય. તે જેમાં જેમાં પડે એ અંધ કહેવાય. મૂળ પોતે જ અંધ છે. અહંકાર વગર તો બુદ્ધિ ઊભી જ ના રહે ને ! સ્વતંત્ર બુદ્ધિથી કામ ના થાય. એ તો સહી કરાવી લીધા પછી તો કામ કરે. આ પાર્લામેન્ટરી પદ્ધતિ છે. અહંકાર વગર તો કોઈ કાર્ય જ ના થાયને !

**પ્રશ્નકર્તા :** અહંકાર કેવી રીતે ઉત્પન્ન થાય છે અને મનમાં ક્યાં રહે છે ?

**દાદાશ્રી :** મનમાં નથી રહેતો. મન જુદું ને અહંકાર જુદો. બેની દુકાન જ જુદી, બેનો વેપાર જુદો. અહંકાર તો મોટો પ્રેસિડન્ટ કહેવાય. મનનું ધાર્યું કરાવવું હોય તો અહંકારની પાસે સહી થાય તો થાય. હિન્દુસ્તાનમાં પ્રેસિડન્ટ (રાષ્ટ્રપતિ) હોય છે ને, એવું એ. એનું જ સામ્રાજ્ય છે. વડાપ્રધાન બધાં એમનાં હાથ નીચે જ કામ કરે. ભગવાનની ભક્તિય એ કરાવડાવે અને બળવોય કરાવડાવે. ધર્મ થાય તેય અહંકારથી. પણ જ્યાં ધર્મ છે ત્યાં અધર્મ હોય જ.

**પ્રશ્નકર્તા :** આ ઈગોઈઝમને એવી બીક રહેતી હશે કે જો આ બુદ્ધિનું નહીં માનીએ તો આપણે પછડાઈ જઈશું.

**દાદાશ્રી :** બુદ્ધિના આધારે તો એ જીવી રહ્યો છે. બુદ્ધિનો આધાર તો એનું જીવન જ છે. એ બુદ્ધિ છે તો તું છે. તેથી અમે કહીએ છીએ ને કે અબુધ થઈ જાઓ. શા માટે કહીએ છીએ કે જો બુદ્ધિ નથી તો પેલો ભાઈ નથી. અને શાથી અબુધ કહીએ છીએ, કે જો તને જ્ઞાન પ્રકાશ મળ્યો છે, તો તારે આ કોડિયું લઈને ફરવાની શી જરૂર ? બુદ્ધિ છે તો એ ભાઈનું અસ્તિત્વ છે, નહીં તો અસ્તિત્વ જ નથી. પાછાં છે જુદાં, બુદ્ધિ ને એ બેઉ જુદાં છે. ઘણાં ફેરા તો બુદ્ધિ અને એ બેને મતભેદ પડે. બુદ્ધિ કહે, 'આટલો અહંકાર કરવા જેવો નથી.' ત્યારે પેલો કહે, 'કરવાનો, બોલ.' એટલે આમ છે જુદાં. છતાં એ તો બુદ્ધિ કહે ત્યાં જ સહી કરે છે. આ પાર્લામેન્ટ તો બહુ જબરજસ્ત છે ! છે પાર્લામેન્ટ, એટલે બીજી મુશ્કેલી નથી અને ખોટુંય નથી.

## વિગતવાર સમજ, એ પદ્ધતિની !

એટલે મહીં આમ વાતો બધી ચાલતી હોય, પણ કોઈ પણ વસ્તુ ડિસિઝન આપે તે પાર્લામેન્ટરી ડિસિઝન હોય. અંતઃકરણ એટલે પાર્લામેન્ટ પદ્ધતિ ! મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર, ચાર મેમ્બરો (સભ્યો)ની પાર્લામેન્ટ અંદર ભરાય છે. આ ચારમાં વધુ મતે કાર્ય થવાનું. એમાં પ્રેસિડન્ટ અહંકાર છે, બુદ્ધિ વડાપ્રધાન છે અને પેલા બે વોટ આપનારા છે.

આ મન અને ચિત્ત, બે જણ રહ્યા. એ બેમાંથી એકના પક્ષમાં ભળે આ બુદ્ધિ. પોતાને ઠીક લાગે તો મનના પક્ષમાં ભળે તો ચિત્તને ઊડાડી મારે અને ચિત્તના પક્ષમાં પડે તો મનનું ઊડાડી મારે, તે પેલા બે ઓચિંતા ભળી જાય. જ્યાં બુદ્ધિ ભળે ત્યાં અહંકાર જોડે જ મૂઓ હોય. એટલે વોટીંગ વધી જાય ને પેલું ? એક બાજુ એક જણ અને એક બાજુ ત્રણ, જ્યાં આગળ ત્રણ થઈ જાય તેનું કાર્ય થવાનું મહીં. આ પ્રમાણે થયા કરવાનું.

બુદ્ધિ પ્રકાશવાળી છે અને બુદ્ધિ જ્યાં દોડે છે ને, ત્યાં અહંકાર તરત પહોંચી જાય છે. કારણ કે અહંકાર એ પોતે આંધળો છે એટલે બુદ્ધિ વગર એને ચાલે એવું નથી. એ બુદ્ધિની આંખે જ જોયા કરે છે. ખાલી પ્રેસિડન્ટ કહેવાય એટલું જ, બાકી સત્તા પેલીના હાથમાં બધી. અને મન-બન કશાનું ના ચાલે. બુદ્ધિ હોય ને, ત્યાં કોઈનું ના ચાલે.

**પ્રશ્નકર્તા :** એવું બને ને કે જે વસ્તુ પર અહંકારની સહી ના થઈ પણ બુદ્ધિએ ડિસિઝન લીધું, પછી એ કાગળિયાંનું શું ?

**દાદાશ્રી :** ના. ડિસિઝન લીધું ને, તેના પર અહંકારની સહી થઈ જ જાય. એટલે એ કાર્ય થઈ ગયું. અને અહંકાર તો છૂટો પડી ગયો ને બુદ્ધિ એકલી રહી ગઈ, તે વિધવા સ્થિતિમાં. પ્રેસિડેન્ટ ના હોય તો વિધવા જેવું જ ને !

કોઈ વાર મન ના કહેતું હોય, તો કોઈ વાર ચિત્ત ના કહેતું હોય. બાકી અહંકાર તો બુદ્ધિ જોડે જ હંમેશાં, એકલો ના હોય. એકલો અહંકાર બુદ્ધિથી છૂટો પડે નહીં. બુદ્ધિ અને અહંકાર એ બે બનતાં સુધી જુદા ના પડે. કો'ક ફેરા જુદા પડે. બુદ્ધિ જોડે તો અહંકારે સહી કરેલી હોય છે. હવે એ સહી જુદી પાડે, એનું નામ પુરુષાર્થ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ અને અહંકારને છૂટાં પાડે એ પુરુષાર્થ ?

**દાદાશ્રી :** એ પુરુષાર્થ. એ વ્યવહારિક પુરુષાર્થ છે.

## અંદરનું પૃથક્કરણ...

**પ્રશ્નકર્તા :** ઈચ્છા અને મનની વચ્ચે શું ફરક ?

**દાદાશ્રી :** મનમાં જે વિચાર આવે ત્યાર પછી બુદ્ધિ નિરીક્ષણ કરે કે આમાં ખરું કયું ? ખોટું કયું ? ત્યાર પછી ઈચ્છાની શરૂઆત થાય. બુદ્ધિ એનું પૃથક્કરણ કરે, કે સાચું કયું ? સારું કયું ? પછી ઈચ્છા પ્રગટ કરે.

આ હલવાઈની દુકાને આપણે બધું જોયું તે ઘડીએ મન વિચારે ચઢે કે આ લઈશું ને તે લઈશું, તે લઈશું. પછી બુદ્ધિ છે તે ડિસિઝન લે કે આટલા જ પૈસા છે. એ બધું અનુસંધાન કરી અને પછી લેવાનું નક્કી કરે. ત્યારે ઈચ્છા ઉત્પન્ન થાય કે આ લો. એટલે અંદર બધું સંચાલન અંતઃકરણમાં ચાલ્યા કરે અને બાહ્યકરણમાં પાછું એ પ્રમાણે બધું થાય.

## કોણ કોનું ઉપરી ?

**પ્રશ્નકર્તા :** શરીર અને મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, આ બધા વચ્ચે શો સંબંધ છે ?

**દાદાશ્રી :** શરીર જે છે, એની જોડે પાંચ ઈન્દ્રિયો છે; એ બધાનું નિયંત્રણ મનના હાથમાં છે. એ મન એમ કહે આંખને, જોવા જેવું છે, તો આંખ તરત જોઈ લે. અને મન ના કહે તો આંખ જોતી હોય તોય બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત મન અંદરથી કહે કે નથી જોવું છતાંય જોવાય.

**દાદાશ્રી :** જોવાઈ જાય એ તો મૂળ ઈન્દ્રિયોનો સ્વભાવ છે. પણ તેથી કરીને મન કહે કે નથી જોવું એટલે ફરી ન જ જુએ. એ તો ઈન્દ્રિયોનો સ્વભાવ છે. ઈન્દ્રિયો તો લપકા માર્યા જ કરે. પણ મન ના કહે તો આંખો ફરી ના જ જુએ.

હવે મનની ઉપર નિયંત્રણ કોનું છે, એ જાણવાનું છે. તમારા મનની ઉપર કોનું નિયંત્રણ છે ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનું.

**દાદાશ્રી :** બુદ્ધિ શું કરે છે ?

**પ્રશ્નકર્તા :** સારાસારનો ભેદ બતાવે છે.

**દાદાશ્રી :** હા, તે બુદ્ધિના ધાર્યા પ્રમાણે થાય છે ?

**પ્રશ્નકર્તા :** નથી થતું.

**દાદાશ્રી :** તે બુદ્ધિની ઉપર કોનું નિયંત્રણ છે ?

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ઉપર કોઈ છે પણ ખબર નથી પડતી.

**દાદાશ્રી :** અહંકારનું, બીજા કોનું ?

**પ્રશ્નકર્તા :** પણ પાછું આ મનોવૈજ્ઞાનિક વેપારો જે છે, બોલવું, ચાલવું, વિચારવું, વર્તન કરવું, એ કોણ ઉત્પન્ન કરે છે ?

**દાદાશ્રી :** એ તો અહંકાર બધું કરે છે. આવું બધું પૃથક્કરણ સમજાયું તમને એમાં ? જે બધી આ ક્રિયા થાય છે તે એક જ વસ્તુમાં થાય છે, એને અંતઃકરણ કહીએ છીએ આપણે. અંતઃકરણમાં આ બધી ક્રિયાઓ થઈ રહી છે. દરેક વખતે એક-એક, મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર, પોતપોતાના ફંક્શનમાં (કાર્યમાં) હોય. હવે જ્યાં સુધી આ ફંક્શનમાં આપણે કામ કર્યે રાખીએ, ત્યાં સુધી 'આપણે કોણ છીએ', એ આપણને જડે નહીં. આ ફંક્શનની બહાર જઈએ ત્યારે 'આપણે કોણ છીએ' એવું જડે. પણ તે ફંક્શનની બહાર જવા જ ના દે. એ ફંક્શન એવું છે. ઘડીવારેય, અંતઃકરણની બહાર કોઈનેય જવા જ દે નહીં, એ મનેય એવું છે, બુદ્ધિય એવી છે, ચિત્તેય એવું છે ને અહંકારેય એવો છે.

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, ચાર અંતઃકરણના ભાગ. એ ચાર જણનું

નિયંત્રણ છે આ શરીર પર અને આ ચાર જણાનું નિયંત્રણ છે, માટે આ ભ્રાંતિ ઊભી રહી છે. પોતાના હાથમાં નિયંત્રણ આવે તો પછી આ કડાકૂટો રહે નહીં, પુરુષાર્થ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** એ પુરુષાર્થ હાથમાં આવે એના માટે શું કરવું ?

**દાદાશ્રી :** એ બધું અમે અહીં કરી આપીએ છીએ.

**પ્રશ્નકર્તા :** જેની પાસે તમે ના હોવ એ શું કરે ?

**દાદાશ્રી :** એ તો એને જે આવડે, સમજણ પડે એ કર્યા કરે. આ તો તમારી જે ભાવના છે કે આમ થાય તો સારું, એવું અમે કરી આપીએ છીએ. આ બધાંને કરી આપ્યું છે ને ! કારણ કે તમને કહું તો તમારાથી થાય એવું નથી. આજનાં કળિયુગના મનુષ્યોને એટલી શક્તિ નથી. કળિયુગના મનુષ્યો એ પ્રમાણે કરી શકે નહીં. માટે જ લપસી પડ્યા છે અત્યારે. લપસતાં લપસતાં અત્યારે કળિયુગમાં આવ્યા છે. હવે જે લપસ્યા તે ચઢાય એવું છે જ નહીં એમનાથી. ઘણાંય રસ્તા દેખાડીએ તોય નથી ચઢાય એવું. એ તો બીજી હેલ્પ આપવી પડે.

એટલે છૂટેલાં હોય, બંધનમુક્ત થયેલાં હોય, તે જ આપણને બંધનમુક્ત કરી શકે, નહીં તો કોઈ કરી શકે નહીં. મુક્તપુરુષ થયા હોય, તે જ આપણને મુક્ત કરી શકે. પોતે બંધાયેલો હોય, તે આપણને શી રીતે મુક્ત કરી શકે ?

અંતઃકરણના ચારેય ભાગ પોતપોતાના એમાં આવી ગયા, મર્યાદામાં, પછી રહ્યું નહીં ને ! વાત જ ખાલી સમજી લેવાની કે આ મશીનરીનો કયો ભાગ ને આ મશીનરીનો કયો ભાગ. હવે આ મશીનરી ચાલુ કરી હતી, તે તો ટેવ હતી આપણને, કટેવ પડી હતી. પણ હવે એની મેળે બંધ પડી જવું જોઈએ. આપણે સ્ટોપ થઈ જાવ. મશીનમાં તો માલ થઈ રહેશે એટલે ખલાસ થઈ જાય.

એન્જિનમાં બેસીને ડ્રાઈવર ચલાવે છે, નહીં ? એની અંદર જ બેસે છે ને ? ને ચલાવે છે પાછો ! છતાં એન્જિન જુદું ને ડ્રાયવર

જુદો ! એવું છે આ બધું.

## તૈજસ શરીર - અંતઃકરણ ને આત્મા !

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મ દેહ (તૈજસ શરીર, ઈલેક્ટ્રિકલ બોડી) જોડે આખું અંતઃકરણ જતું હશે ને ?

**દાદાશ્રી :** જૂનું અંતઃકરણ અહીં ખલાસ થઈ ગયું. પાછું નવું અંતઃકરણ ઊભું કર્યું તે જોડે જાય. જૂનું અંતઃકરણ તો બધું ઊડી ગયું હડહડાટ, ડીસ્પોઝ (નિકાલ) થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** તૈજસ શરીરમાં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર અંદર આવી જાય ?

**દાદાશ્રી :** ના. જ્યાં સુધી આ સ્થૂળ શરીર છે ત્યાં સુધી તૈજસ શરીર ખરું અને સ્થૂળ શરીર ગયું અને મોક્ષમાં જવાનો થયો કે તૈજસ શરીર ખલાસ !

**પ્રશ્નકર્તા :** તૈજસ શરીર એટલે મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર ?

**દાદાશ્રી :** ના, ના.

**પ્રશ્નકર્તા :** તો તૈજસ શરીર કોને કહેવાય ?

**દાદાશ્રી :** તૈજસ શરીરનું કામ જુદું જ હોય. તૈજસ શરીર તો જ્યાં સુધી મોક્ષ ના થાય ત્યાં સુધી સ્થૂળ શરીર સાથે અવશ્ય હોય જ. આ શરીરમાં બધું ખાવાનું પચાવવું, લોહી ઉપરથી નીચે લઈ જવું એ બધું એનું કામ છે.

**પ્રશ્નકર્તા :** આત્મા અને મન એ ભિન્ન છે ?

**દાદાશ્રી :** મન તદ્દન જુદું છે, લેવાદેવા નથી. બેને કોઈ કન્સર્ન (લેવાદેવા) જ નથી.

**પ્રશ્નકર્તા :** મન કોની સાથે છે ? દેહની સાથે છે કે આત્માની સાથે ?

**દાદાશ્રી :** આત્માની સાથે લેવા-દેવા નથી. મન તો બિલકુલ ફિઝિકલ (ભૌતિક) છે અને આત્મા બિલકુલ શુદ્ધ ચેતન છે. બેને કશું લેવા-દેવા નથી.

**પ્રશ્નકર્તા :** મગજ અને આત્મા એ બન્ને વચ્ચેનો ભેદ શો ?

**દાદાશ્રી :** મગજ તો ફિઝિકલ છે, એમાં ચેતન નામેય નથી. આત્મા એ ચેતન છે.

**પ્રશ્નકર્તા :** ઈન્ટલેક્ટ (બુદ્ધિ) અને માઈન્ડ (મન) બે વચ્ચે શું ફરક છે ?

**દાદાશ્રી :** એ બેને તો કોઈ જાતના રિલેશન (સંબંધ) જ નથી. એ બેને બ્લડ રિલેશન (લોહીની સગાઈ) હોતને થોડું પણ, તો આપણે કહેત કે એ બ્લડ રિલેશન છે. પણ કોઈ જાતનું રિલેશન જ નથી. બુદ્ધિ તો અર્ધચેતન કહેવાય અને આ મન તો બિલકુલ ચેતન જ નહીં.

## મન એ છે ફિઝિકલ !

એટલે મન શું છે ? એ નિશ્ચેતન ચેતન છે. નિશ્ચેતન એમ એકલું નથી કહેતો અને એ ચેતન પણ નથી પણ એ નિશ્ચેતન ચેતન છે. એટલે શું ?

**પ્રશ્નકર્તા :** આપ બતાવો.

**દાદાશ્રી :** એ ચેતન જેવું લાગે છે ખરું, પણ ખરેખર એ ચેતન નથી. લક્ષણ બધાં ચેતનનાં જેવાં જ છે પણ બધાં ડિસ્ચાર્જ સ્વરૂપે છે. કોઈ વસ્તુને ચાર્જ કરેલી હોય, એ ડિસ્ચાર્જ થાય તે ઘડીએ ચેતન જેવાં લક્ષણ ના દેખાય ? આ દારૂખાનાનાં ટેટા હોય છે, તે દુકાનમાં પડી રહે છે, ત્યાં સુધી એ કૂદાકૂદ કરે છે ? પછી આપણે એને સળગાવીએ તો ?

**પ્રશ્નકર્તા :** તો એ કૂદાકૂદ કરે.

**દાદાશ્રી :** તે મહીં ચેતન હોય છે તે ઘડીએ ? ચેતન જેવું

દેખાય, પણ ચેતન નથી એ. એવું આમાં ચેતન જેવું દેખાય પણ ચેતન નથી. આ શરીરમાં આખી રાત મશીનરી ચાલે છે, એવું તમને ખબર છે ? તમને ખબરેય ના હોય તોય ચાલે છે ને ?

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે આ દેહ એ ફિઝિકલ છે, તો આ મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ પણ ફિઝિકલ છે ?

**દાદાશ્રી :** મન એકલું ફિઝિકલ કહેવાય. પેલું બધું તો મિશ્રચેતન કહેવાય. મિશ્રચેતન એટલે શું ? પાવર ચેતન. જેમાં પાવર ભરેલો છે. એ પાવર જ્યાં સુધી છે ત્યાં સુધી એ કામ કરશે ને પાવર નહીં હોય તો ખલાસ થઈ જશે. એટલે પાવર હોય ત્યાં સુધી ચિત્ત ને બુદ્ધિ એ બધા કામ કરે. અને મન તો પોતે ફિઝિકલ છે. એને કંઈ પાવરની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ અને ચિત્ત જડ ના કહેવાય ?

**દાદાશ્રી :** બુદ્ધિ અને ચિત્ત બિલકુલ જડ નથી, પાવર ચેતન છે. એટલે ચેતન જેવું જ કામ કરે અને ચેતન હોય નહીં. જેમ બેટરીમાં પાવર હોય છે ને તે મહીં ઘાલીએ પાવર, તો લાઈટ થાય આમ દબાવીએ એટલે. ક્યાં સુધી ? ત્યારે કહે, પાવર હોય ત્યાં સુધી. પાવર ખલાસ થાય એટલે પછી ના થાય. આ પાવર ભરેલો છે, જે કામ કરી રહ્યો છે. આ પાવર ખલાસ થઈ જશે પછી મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર કશું કામ ના કરે. ફરી પાવર પાછો બીજો ભર્યો કે બેટરી પાછી ચાલુ અને આત્મા તો તેનો તે જ રહે છે. એની હાજરીમાં પાવર ભરાય છે આ. પાવર ભરવાની કંઈ મશીનરી-બશીનરી કશુંય નહિ, ખાલી હાજરીથી જ પાવર ભરાય છે !

**પ્રશ્નકર્તા :** આપે કીધેલું કે મન ફિઝિકલ પણ છે અને પાવર ચેતનય છે. એ પાવરવાળું કેવી રીતે છે ?

**દાદાશ્રી :** પાવર કહેવું હોય તો કહેવાય પણ ડિસ્ચાર્જ પાવર. બાકી મન ફિઝિકલ છે, મન નવું ના કરી શકે. બુદ્ધિ નવું કરી શકે.

**પ્રશ્નકર્તા :** માટે ફિઝિકલ કહ્યું ?

**દાદાશ્રી :** એ ડિસ્ચાર્જ પાવર છે. ચાર્જ કશું ના કરી શકે એટલે ફિઝિકલ ને પેલાં બધાં મિશ્રચેતન કહેવાય. મિશ્રચેતનમાં ચેતન નામેય નથી પણ મિશ્રચેતન એટલે ભાવ પેલામાં નંખાયેલા છે, એ બદલ થયેલું છે. એ ભાવ આપણે નિકાલ કરી નાખીએ, તો પેલું ચોખ્ખું થઈને જતું રહે. ડિસ્ચાર્જ એટલે જેમ કોઈ વસ્તુ આપણે લાવવા માંડીએ ને ત્યાર પછી એ ડિસ્ચાર્જ થયા કરે ને, એમાં ફેરફાર થયા કરે છે ને ! તે વસ્તુ એના ફેરફારને ભજે છે. એ એની ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર, એમાં વધારેમાં વધારે શક્તિ તો ચિત્તની છે ને ?

**દાદાશ્રી :** એવું છે ને, ચિત્ત મિશ્રચેતન છે અને મન તો પુદ્ગલ જ છે સ્વભાવે.

**પ્રશ્નકર્તા :** અંતઃકરણની ક્રિયાઓ એ નિશ્ચેતન ચેતનની કે મિશ્રચેતનની ?

**દાદાશ્રી :** એ મિશ્રચેતન છે, નિશ્ચેતન ચેતન નહિ. નિશ્ચેતન ચેતન તો આ શરીર બધું, ખાઈએ છીએ, પીએ છીએ, આ શ્વાસ લઈએ છીએ, જોઈએ છીએ, કરીએ છીએ, સાંભળીએ છીએ, તે બધું. પેટમાં દુઃખે-કરે, ખાવાનું પચે-કરે, સંડાસ-બંડાસ એ બધું નિશ્ચેતન ચેતન. એમાં ચેતન જેવી વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** મિશ્રચેતન પહેલું હતું, તે હવે નિશ્ચેતન ચેતન થયું ને અમારે ?

**દાદાશ્રી :** ના. મિશ્રચેતનનું સીધું જ છે તે ચોખ્ખું જડ થઈ જાય પછી. જડ એટલે નિશ્ચેતન ચેતન.

## નથી બુદ્ધિ એકલી 'પુદ્ગલ' !

મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર એ અંતઃકરણનો હિસાબ છે બધો. એ બધુંય પુદ્ગલ છે. શુદ્ધાત્મા સિવાય બીજું બધું પુદ્ગલ છે. બુદ્ધિ

એકલી પુદ્ગલ નથી. બુદ્ધિ તો આનો આ જ પ્રકાશ, આત્માનો પ્રકાશ, પણ અહંકારની થ્રુ પડે છે ને, એટલે એને બુદ્ધિ કહેવાય. વચ્ચે અહંકારનું મિડિયમ (માધ્યમ) છે, એની મારફત જાય છે એટલે બુદ્ધિ કહી. પુદ્ગલ હોય ત્યારે તો એ પૂરણ થયેલું ગલન થઈ જાય.

અહંકાર પુદ્ગલ કહેવાય. એટલે દહાડે દહાડે અહંકાર ઘટતો જાય. મૂળ અહંકાર તો (જ્ઞાન પછી) ઊડી ગયો. હવે દ્રવ્ય અહંકાર રહ્યો. એટલે આ પૌદ્ગલિક અહંકાર રહ્યો. એ જેમ જેમ પાતળો પડતો જશે તેમ તેમ બહાર અજવાળું વધારે થતું જશે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનાં પરમાણુ ખરાં કે ?

**દાદાશ્રી :** પ્રકાશનાં પરમાણુ જે કહે છે ને, તે પરમાણુ કહેવાય પણ પૂરણ-ગલન ના થાય. પૂરણ-ગલન એનું નામ પુદ્ગલ. મન પૂરણ-ગલન કહેવાય, અહંકાર પૂરણ-ગલન કહેવાય, ચિત્તેય પૂરણ-ગલન કહેવાય અને બુદ્ધિ એ પૂરણ-ગલન ના કહેવાય. બુદ્ધિ તો પ્રકાશ છે. આ પ્રકાશ અહંકારના મિડિયમ થ્રુ (દ્વારા) આવે છે. એક લાલ કપડું ધરીએ, એટલે નીચે લાલ અજવાળું પડે, પણ અજવાળું તો મૂળ આત્માનું જ ને !

**પ્રશ્નકર્તા :** ચિત્ત પુદ્ગલ કેવી રીતે ?

**દાદાશ્રી :** શુદ્ધ ચિત્તને તો આત્મા કહે છે. એટલે આ ચિત્ત કોને કહેવાય ? અશુદ્ધ ચિત્તને ચિત્ત કહે છે. એ અશુદ્ધ ચિત્ત ગલન થઈ જાય. આપણે જ્ઞાન આપીએ ત્યારે અશુદ્ધ ચિત્તનું ગલન થઈ જાય છે. થોડે ઘણે અંશે રહે તો પણ થોડા વખતમાં એ જતું રહે.

એ વૃત્તિઓ પાછી સ્વભાવમાં આવે. ચિત્તવૃત્તિઓ પરભાવમાં વહ્યા કરતી હતી, એ ચિત્તવૃત્તિઓ સ્વભાવમાં, નિજભાવમાં વહેવા માંડી છે. એટલે ગલન થઈ ગયું એનું અને એ ચિત્ત શુદ્ધ થઈ ગયું. શુદ્ધ ચિત્ત એ જ આત્મા. એટલે આત્મા બીજી કોઈ વસ્તુ નથી. શુદ્ધ ચિત્ત એ આત્માનો પર્યાય ગણાય છે, શુદ્ધ પર્યાય એ જ આત્મા છે,

તે જ શુદ્ધાત્મા છે. શુદ્ધ ચિત્ત એ પર્યાય રૂપે છે અને શુદ્ધાત્મા દ્રવ્ય ગુણ રૂપે છે. પણ એકની એક જ વસ્તુ છે બધી.

મન-ચિત્ત-અહંકાર બધું પરમાણુનું બનેલું છે. એટલે એ જડ તત્ત્વનું બનેલું છે, એ ચેતન નથી. એ ફેરફાર થાય. એટલે એ ફિઝિકલ વસ્તુ છે. બુદ્ધિ ફિઝિકલ નથી. બુદ્ધિ ઈન્ડિરેક્ટ પ્રકાશ છે, રિલેટીવ વસ્તુ છે, સ્વયં પ્રકાશ નથી. અને મેં તમને જ્ઞાન આપ્યું તે સ્વયં પ્રકાશિત જ્ઞાન છે.

## બુદ્ધિ, પ્રકાશ સ્વરૂપે !

**પ્રશ્નકર્તા :** અહીંયા એમ લખ્યું છે કે અહંકાર કામ કરતો બંધ થઈ જાય. જૂનો છે એટલો જ ડિસ્ચાર્જ (ગલન) થાય. બુદ્ધિ પણ જૂની છે, એ ડિસ્ચાર્જ થયા કરે. નવી ઉત્પન્ન ના થાય. બીજી જગ્યાએ એમ લખ્યું છે કે બુદ્ધિનાં પરમાણુ ના હોય, પ્રકાશ છે. એ પૂરણ-ગલન ના થાય. મન ફિઝિકલ (ભૌતિક) છે, જડ છે, બુદ્ધિ ફિઝિકલ નથી એ સમજાવો.

**દાદાશ્રી :** બુદ્ધિ ફિઝિકલ નથી, એ તો પ્રકાશ છે. ફિઝિકલ તો ધીમે ધીમે ઓગળે. આ એવું ધીમે ધીમે ઓગળવાની વસ્તુ ન હોય. આ તો એકદમ બંધ થઈ જાય, એકદમ ચાલુ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ આ ડિસ્ચાર્જ લખ્યું છે ને, એટલે કે ચાર્જ અને ડિસ્ચાર્જ હોય. એટલે પૂરણ-ગલન ના હોય એનું ? તો અહીંયા તો પૂરણ-ગલન ન હોય એમ લખ્યું છે ને ? એ પૂરણ-ગલન નથી ?

**દાદાશ્રી :** પૂરણ-ગલન નથી. એ પણ ડિસ્ચાર્જ તો થઈ જ જાયને, ઓછી થતી જાય. એટલે આપણને મહીં ડખલ કરે નહીં. એ પુદ્‌ગલ નથી, પ્રકાશ સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ સંસારમાં રાખનારો પ્રકાશ છે ?

**દાદાશ્રી :** સંસારનો પ્રકાશ. સંસારમાંથી બહાર નીકળવા જ ના

દે. 'આ' જ્ઞાન લીધા પછી દેહમાં, મનમાં, વાણીમાં, બુદ્ધિમાં, ચિત્તમાં, અહંકારમાં એ બધામાં પહેલાં જે ચેતનભાવ હતો, તે ચેતનભાવ તેમાંથી બધો ખેંચી લીધો. જે સજીવ ભાવ હતો તે ખેંચી લીધો. રહ્યો નિર્જીવ ભાવ. તે નિર્જીવ ભાવ ખાલી ફળ આપે. સૂર્યનારાયણ ગયા પછી જેવું તપેલું હોય તે ફળ આપે, એવી રીતે ફળ આપશે. પણ નિર્જીવ ભાવ છે. એટલે અહંકારેય નિર્જીવ રહ્યો છે.

## મનનું વજન ?

**પ્રશ્નકર્તા :** મનનું વજન હોય ?

**દાદાશ્રી :** હા, મનનું વજન હોય. પણ થોડું ઘણું, બહુ જૂજ. અહંકારનું વજન હોય, ચિત્તનું વજન હોય.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ કે ચિત્ત એ ફિઝિકલ છે ?

**દાદાશ્રી :** ના. ચિત્ત અડધું ચૈતન્ય છે, મિશ્રચેતન છે ને અશુદ્ધ થયેલું છે ને, તે વજનદાર થયેલું છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ અશુદ્ધિને હિસાબે જ વજન છે ?

**દાદાશ્રી :** હા. આપણે આ બહાર જેને જ્ઞાન નથી ને, તેને આત્માનું વજન બાદ કરીને બોલવું હોય તો એને બે-ત્રણ ગ્રામ બાદ કરવું પડે. કારણ કે એમનો (વ્યવહાર) આત્મા વજનદાર હોય, બે-ત્રણ ગ્રામનો.

## 'એને' નથી સંબંધ, મૂળ આત્મા સંગ !

**પ્રશ્નકર્તા :** આત્માને અંતઃકરણ સાથે કોઈ સંબંધ નથી ?

**દાદાશ્રી :** કશોય નહીં. ફક્ત આત્માનો પ્રકાશ એકલો મળ્યા કરે છે, પ્રકાશ આત્માનો છે. એ પ્રકાશ અંતઃકરણને મળે. એ પ્રકાશના આધારે અંતઃકરણ ચાલુ રહે.

એવું છે ને, આત્મા બે પ્રકારનાં છે. એક આત્મા જે વ્યવહારમાં

તમારે કામ કરે છે, વ્યવહાર ચલાવી લે છે, એ આત્મા છે. એ 'આત્મા'માં 'તમે' અત્યારે છો. તમારો કર્તાભાવ છે ત્યાં સુધી તમે આ આત્મામાં છો. અને કર્તાભાવ છૂટી જાય ત્યારે 'તમે' 'મૂળ આત્મા'માં આવો. કારણ કે મૂળ આત્મા અક્રિય છે. મૂળ જે દરઅસલ આત્મા છે એ અક્રિય છે. એટલે આપણું અક્રિયપણું થાય તો એમાં, મૂળ આત્મામાં તન્મયાકાર થાય. અને જ્યાં સુધી કર્તાભાવ છે ત્યાં સુધી ભ્રાંતિ છે આપણને, ત્યાં સુધી આ આત્મામાં રહેવાનું. તે દેહાધ્યાસનો દોષ બેસે આપણને અને કર્મો બંધાય. 'હું કરું છું', એથી કર્મ બંધાય બધાં. તે આ મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધું કર્મ બંધાવાથી ઉત્પન્ન થયું છે. એ કર્મ છૂટી જાય એટલે એ બધું ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** ત્યારે મન-બુદ્ધિ ને ચિત્ત એ આત્મામાં રહે ?

**દાદાશ્રી :** ના, મૂળ આત્માને કશું લેવા-દેવા નથી. મૂળ આત્મામાં મનેય નથી, બુદ્ધિય નથી, ચિત્ત છે પણ જે આપણને ચિત્ત છે એવું ચિત્ત નથી. આપણું અશુદ્ધ ચિત્ત છે અને એ શુદ્ધ ચિત્ત છે. આ તમે જે ચિત્ત કહો છો ને, તે અશુદ્ધ ચિત્ત છે. બુદ્ધિ જોડે ચિત્ત હોય તે અશુદ્ધ ચિત્ત હોય. ચિત્તની અશુદ્ધિ થયેલી હોય અને પેલું શુદ્ધ ચિત્ત હોય. એટલે અશુદ્ધ ચિત્તવાળો, શરીર ખાય અને માને શું કે 'મેં ખાધું.' શરીર ઊંઘી જાય ત્યારે કહેશે, 'હું ઊંઘી ગયો.' શરીર કામ કરે ત્યારે કહે છે, 'હું કામ કરું છું.' એ અશુદ્ધ ચિત્તના ગુણ બધા. ચિત્તની અશુદ્ધિને લઈને આ દોષ થાય છે, એટલે કર્મ બંધાય છે. એટલે આ કર્મ ના બંધાય ત્યારે છૂટા થઈએ, અક્રિયપણું આવે. જે કાર્ય થઈ રહ્યું છે એ સચર આત્મા છે અને મૂળ ખરો દરઅસલ આત્મા એ અચળ છે. સચર એટલે મિકેનિકલ (યાંત્રિક). સચરાચર શબ્દ સાંભળ્યો છે ? અને આ સચર છે, એ કોઈ દહાડો અચળ થાય નહીં.

મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર જે અંતઃકરણ છે ને, એ બધું પ્રતિષ્ઠિત આત્મામાં આવી જાય. પ્રતિષ્ઠિત આત્મા એટલે 'આપણે' પ્રતિષ્ઠા કરી ને જે તૈયાર થયો તે. તે અત્યારે આ પ્રતિષ્ઠાનું ફળ મળે છે. જેમ મૂર્તિમાં પ્રતિષ્ઠા કરીએ તો પછી પ્રતિષ્ઠાનું ફળ મળે; તેવી

રીતે આ પ્રતિષ્ઠા કરી છે. દેહમાં 'હું છું' એવી પ્રતિષ્ઠા કરી છે. આજે છે તે પહેલાંની પ્રતિષ્ઠાનું ફળ છે અને પાછું એમાંથી નવી પ્રતિષ્ઠા ઉત્પન્ન થાય છે. એટલે જ્યારે દેહાધ્યાસ છૂટી જાય ત્યારથી પ્રતિષ્ઠા બંધ થઈ જાય.

હવે આ શરીરમાં આત્મા બિલકુલ વપરાતો નથી. ફક્ત એનો પ્રકાશ જ શરીરમાં પડ્યા કરે છે. બાકી આત્મા કશું આમાં કરતો નથી. અને એ પ્રકાશથી આ બધું ચાલ્યા કરે છે. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ બધાં આ પ્રકાશના આધારે બધું કામ કરી રહ્યાં છે અને આ બધું ડિસ્ચાર્જ છે.

**પ્રશ્નકર્તા :** આ બધું મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર જ કરે છે, તો પછી આત્માએ શું કરવાનું ?

**દાદાશ્રી :** આત્માએ જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદમાં રહેવાનું છે. પણ પોતાના ગુણધર્મમાં આવવો જોઈએ. એ તો 'જ્ઞાની પુરુષ' 'રિયલ' અને 'રિલેટિવ'ની લાઈન ઑફ ડિમાર્કેશન નાખી આપે, ત્યાર પછી આત્મા પોતાના સ્વાભાવિક ધર્મમાં આવે. પોતાના સ્વાભાવિક ધર્મમાં આવ્યા પછી કશું રહેતું નથી. પછી એક અવતારમાં જ મોક્ષમાં જાય.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિ, આત્મા અને સંસારનો સમન્વય થાય તો જ મોક્ષ મળે ને ?

**દાદાશ્રી :** ના. બુદ્ધિને અને મોક્ષને કશી લેવા-દેવા નથી. મોક્ષ તો પોતાનું અજ્ઞાન ફીટે તો થાય. મોક્ષ એ જ્ઞાનથી છે અને જ્ઞાન એ પ્રકાશ છે. અને તે પ્રકાશ ક્યારે થાય કે અંધારું બંધ થઈ જાય ત્યારે, અંધારું જાય ત્યારે. એટલે અજ્ઞાન ફીટે તો મોક્ષ થઈ જાય. હવે અજ્ઞાનમાં કોણ કોણ આવ્યું ? મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધુંય. એ છૂટી જાય, ભાગી જાય તો મોક્ષ થઈ જાય. મોક્ષ એટલે સંસારમાં રહેવા છતાંય સંસારની આધિ-વ્યાધિ-ઉપાધિ કશું અડે નહીં, સંસારનું કશું દુઃખ અડે નહીં, એનું નામ મોક્ષ. મોક્ષની ઈચ્છા થાય ખરી ?

## યાદશક્તિ કોની ભૂમિકામાં ?

બુદ્ધિ તો સંસારમાં જ ભટકાવનારી છે, સંસારની બહાર નીકળવા ના દે.

**પ્રશ્નકર્તા :** તો યાદશક્તિ જે છે એ બુદ્ધિના જુરિસ્ડિકશનમાં (તાબામાં) કે ચિત્તનાં ?

**દાદાશ્રી :** યાદશક્તિ એ ચિત્તની ભૂમિકા છે, અશુદ્ધ ચિત્તની. એટલે અમને અશુદ્ધ ચિત્ત ના રહ્યું એટલે અમને યાદશક્તિ હોય નહીં બિલકુલેય ! અમને કોઈ વસ્તુ યાદ ના હોય. આજ શું વાર છે, તમે સવારમાં કહ્યું હોય તોય અત્યારે યાદ ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહાર નિભાવવા માટે એ તો જરૂરી છે.

**દાદાશ્રી :** વ્યવહારમાં જરૂરીને ! ત્યાર વગર વ્યવહારમાં ચાલે જ નહીં ને ! જેને જેટલો વ્યવહાર છે, તેને એટલું યાદ રહે જ. વ્યવહાર ઓછો હોય એટલું ઓછું યાદ રહે. બધું એડજસ્ટેબલ (સુમેળતાવાળું) છે. એકદમ બ્રેકડાઉન (ભાંગી પડ્યું) નથી આ.

**પ્રશ્નકર્તા :** પણ એ યાદ રાખવાનું એ અહંકાર વગર શક્ય નથી પાછું.

**દાદાશ્રી :** એ અહંકાર ખરો, પણ તે ડિસ્ચાર્જ (ખાલી થતો) અહંકાર છે. ડિસ્ચાર્જ અહંકાર એટલે જીવતો અહંકાર નથી. શેકેલું બીજ છે. હવે એ યાદશક્તિ એ શેના આધીન છે ? શાથી ઉત્પન્ન થાય છે ? ત્યારે કહે, રાગ-દ્વેષનો પ્રભાવ એ. જેને રાગ-દ્વેષ હોય તો જ યાદશક્તિ હોય. જેમાં રાગ હોય ને, તે બહુ યાદ રહે અને જબરજસ્ત દ્વેષ હોય, તે બહુ યાદ રહે. આ રાગ-દ્વેષ નથી, તે યાદ ના આવે. જેનું અજ્ઞાન ગયું, તેના પછી રાગ-દ્વેષ જાય.

## ...ત્યારે સ્થિતિ અંતઃકરણની કેવી ?

**પ્રશ્નકર્તા :** કોમામાં છે તે કઈ દશા કહેવાય ? કોમામાં મગજ

તો ચાલતું હશેને ? મન ચાલુ જ હશેને ?

**દાદાશ્રી :** બંધ હોય. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધુય બંધ થઈ જાય. ફક્ત આયુષ્ય કર્મ બાકી અને ભયંકર અશાતા વેદનીય કર્મ ભોગવે છે અત્યારે.

**પ્રશ્નકર્તા :** માણસને હિપ્નોટાઈઝ કરે છે, એની અસર ક્યાં આવે ? મન ઉપર આવે કે ચિત્ત ઉપર આવે ?

**દાદાશ્રી :** મન અને ચિત્ત બેઉ ઉપર.

## બને મન શું શિવસ્વરૂપ ?

**પ્રશ્નકર્તા :** શિવસંકલ્પ ઉપનિષદમાં કહ્યું કે મન નથી તો કંઈ નથી. મન છે તો વૃત્તિ, ચિત્ત, બુદ્ધિ, અહંકાર છે. માટે મનને ઓળખીને શાંત કરી દો. મન શિવસ્વરૂપ થઈ જાય તો પછી કોઈની અસ્તિ નથી.

**દાદાશ્રી :** પણ મન શાંત થઈ જાયને, એટલે તો તડબૂચાં રહ્યા. બહુ તડબૂચા જોયેલાં મેં. હેય ! આપણને એમ લાગે કે મહારાજ તો કહેવું પડે ! મોઢું જોતાં જ સ્થિર થઈ જઈએ છીએ. એનામાં હાલે નહીં એટલે આપણું હાલતું બંધ થઈ જાય, પણ આવડાં આવડાં કોળાં જ જોઈ લો ને ! તડબૂચાં જ ! ભગવાને કહ્યું કે અહીં ક્યાં પેઠો, મનની નિર્વિચાર દશામાં ક્યાં પેઠો ? વિચાર જ બંધ કર્યા એટલે મન ઊડી ગયું, રસ્તે જતા. હજુ છે તો સમુદ્રમાં, ભરસમુદ્રમાં. પણ મન ઊડી ગયેલું, એવા મેં જોયેલા. મોઢાં આમ બિલકુલ ગમે. તમને તે ઘડીએ ખસવાનું જ મન ના થાય, વાતાવરણ એટલું સુંદર હોય. એના બાપના સમ, જો એક શબ્દ પણ બોલતાં આવડતું હોય તો ! મોક્ષ માટે એ કામ લાગે નહીં. એટલે હું તડબૂચાં કહું છું આમને કે આ તડબૂચાંની પેઠ બેસી રહ્યા છે. તડબૂચું હાલેય નહીં ને ચાલેય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ શિવસંકલ્પ સ્વરૂપની વાત ઉપર જ કહો ને, મન શાંત થાય ?

**દાદાશ્રી :** મન શાંત થઈને આ લોકો તડબૂચાં જેવાં થઈ ગયાં છે. મનને શાંત કરશો નહીં. મનને તો ના હોય તો સળી કરજો. કારણ કે એ નવી નવી વસ્તુઓ કાઢશે મહીંથી અને પછી એને થકવજો. થાક્યા પછી બહુ હેરાન કરતું હોય તો બે ગોળીઓ (ભાવતી ચીજ) ખવડાવી ઊંઘાડી દેજો. એને જો ગમતું હોય ને તો એને જરા દૂધ-બૂધ પીવડાવીને ખુશ કરી દેવું.

**પ્રશ્નકર્તા :** શિવસ્વરૂપનો બરોબર અર્થ શું છે ?

**દાદાશ્રી :** શિવસ્વરૂપનો અર્થ એટલે શુદ્ધાત્મા સ્વરૂપ.

**પ્રશ્નકર્તા :** મન શિવસ્વરૂપ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** આ મન હું છું, 'હું ચંદુલાલ છું' તેને બદલે 'હું શુદ્ધાત્મા છું' એ મન શિવસ્વરૂપ થયું કહેવાય. પછી શું ?

**પ્રશ્નકર્તા :** એ કેમનું ? આ ના બેઠું દાદા. 'હું શુદ્ધાત્મા છું' એ મન છે ?

**દાદાશ્રી :** આ મનથી 'હું ચંદુલાલ સ્વરૂપ છું' એમ માને છે. અને પછી એ જ મન છે તે 'હું શુદ્ધાત્મા છું' માને છે. એટલે શિવસ્વરૂપ જ થઈ જાય છે. પછી રહ્યું શું ?

**પ્રશ્નકર્તા :** પણ 'હું ચંદુલાલ છું' એ અહંકાર છે ને ?

**દાદાશ્રી :** પછી એ અહંકાર નથી. એ ઊડી ગયો.

**પ્રશ્નકર્તા :** એને મન કહે છે કે અહંકાર કહે છે ?

**દાદાશ્રી :** એને મન કહે છે, મન એટલે ? અહંકાર, મન એક જ છે બધાં !

**પ્રશ્નકર્તા :** એવું હોતું હશે ? બે જુદું નહીં ?

**દાદાશ્રી :** ના, ના, ના સમજાતું હોય તો હજુ લખી લેજો કે મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર એક જ અંતઃકરણ છે. હા, અંતઃકરણ એક જ

વસ્તુ છે. જે વખતે જે પાર્ટ ભજવે, મહીં ખૂબ વિચારો જ કર્યા કરતું હોય, તે ઘડીએ મન છે મહીં. ભટક ભટક કરતું હોય ત્યારે ચિત્તની સ્થિતિ છે. કર્તૃત્વનો અહંકાર કરતું હોય તે ઘડીએ અહંકાર છે અને માન-તાન ખોળતું હોય તે ઘડીએ અહંકારનું સ્વરૂપ છે અને નિર્ણય કરતું હોય કે આમ કરવું કે તેમ કરવું, ત્યારે એ બુદ્ધિ સ્વરૂપ છે. કેમ તમને વાંધો આવ્યો ? એનું એ જ અંતઃકરણ, એક જ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** પાતંજલિ યોગમાં એ જ મૂક્યું છે.

**દાદાશ્રી :** હા. પણ વસ્તુ એક જ છે. આ તો જે પાર્ટ ભજવતું હોય તે વખતે એનું નામ કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા પણ ધીઝ આર ડિફરન્ટ આસ્પેક્ટસ્ (એ જુદી જુદી અપેક્ષાએ છે), પણ વસ્તુ એક જ એને માટે જે દાખલો આપ્યો, હાથીને પાંચ જણ જોવા ગયા. કોઈ કહે કે સૂપડા જેવો છે, કોઈ કહે એ તો થાંભલા જેવો છે, એના જેવું. પણ વસ્તુ સમગ્ર રીતે લઈએ તો એક જ છે.

**દાદાશ્રી :** પોતપોતાના વ્યૂ પોઈન્ટથી જુએ બધા. સમગ્ર વ્યૂ પોઈન્ટ નથી. સેન્ટરમાં રહીને જુએ એની વાત જુદી !

**પ્રશ્નકર્તા :** શિવસંકલ્પ ઉપનિષદનું પહેલું આ વાક્ય, ફરી પાછું પૂછું છું, ''મન નથી તો કંઈ નથી, મન છે તો બધું છે.'' એ બે વસ્તુ, મન છે અને મન નથી એટલે શું ?

**દાદાશ્રી :** પણ 'નથી' એવું કરીને આ લોકો સમજ્યા પણ મનની ક્યારે જરૂર ન હતી, એમ જાણવું જોઈએ. આ તો વચ્ચે 'જરૂર નથી' એમ કરવા ગયા ને તેથી આ કોળાં જેવા થઈ ગયા. મન નથી એ તો આપણે કિનારે ઉતર્યા પછી કહેવાનું કે હવે મનની જરૂર નથી. હજુ સમુદ્રમાં બેઠો છે મૂઓ ને મનની જરૂર નથી, તે મનને ખલાસ કરવા ગયો. તે બધું નાવડું તોડીને ખલાસ કરી નાખ્યું, મન રૂપી નાવડું !

**પ્રશ્નકર્તા :** એટલે શિવસ્વરૂપ બનાવવાનું છે ?

**દાદાશ્રી :** ના, શિવસ્વરૂપ જાણવાનું.

**પ્રશ્નકર્તા :** હા. અને પછી એ આપમેળે સહજ રીતે અનુભવાય છે.

**દાદાશ્રી :** સહજ રીતે જાણવાનું છે, શિવસ્વરૂપ. આપણું આ જીવ સ્વરૂપ તો આપણે જાણીએ જ છીએ.

**પ્રશ્નકર્તા :** એટલે બનાવવા જઈશું તો ફેઈલ (નાપાસ) થઈશું.

**દાદાશ્રી :** બનાવે તો કોણ બનાવનાર ? હુ ઈઝ ધી ક્રીયેટર ? શિવસ્વરૂપનો ક્રીયેટર (બનાવનાર) કોઈ હોય નહીં. જ્ઞાન જ 'એને' શિવસ્વરૂપ કરે છે, બીજું કોઈ કરતું નથી.

**પ્રશ્નકર્તા :** ઉપનિષદ એમ કહે છે કે મન શિવસ્વરૂપ બનવું જોઈએ.

**દાદાશ્રી :** આ જીવસ્વરૂપ અજ્ઞાનથી થઈ ગયું છે, એ શિવસ્વરૂપ જ્ઞાનથી થઈ જાય. આમાં બીજું શું ?

**પ્રશ્નકર્તા :** હજારો વર્ષથી આપણા દરેક શાસ્ત્રો મનને મારો, મનને મારો, પણ કોઈએ મનને માર્યું નથી.

**દાદાશ્રી :** નહીં, મારવા ગયેલા તે તો માર ખાઈ ખાઈને મરી ગયેલા.

**પ્રશ્નકર્તા :** પણ એનું અસ્તિત્વ તો સ્વીકારોને કે મન તો છે.

**દાદાશ્રી :** અસ્તિત્વ સ્વીકાર્યા વગર છૂટકો જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** મન છે તો બધું છે, અહંકાર, બુદ્ધિ બધું. પણ એ જો મન છે તે શિવસ્વરૂપ થાય એટલે કે કલ્યાણ સ્વરૂપ થાય તો બધું સરખું થાય.

**દાદાશ્રી :** શિવસ્વરૂપ ? હા, તો પછી રહ્યું જ શું તે ? મન શિવસ્વરૂપ થવું એટલે ભગવાન જ થઈ ગયો ને ! જીવસ્વરૂપ છૂટે ને શિવસ્વરૂપ થઈ જાય એટલે પછી મન વશ થઈ જાય, સંપૂર્ણ પ્રકારે. બુદ્ધિ ધીમે ધીમે ડિમિનિશ (ખલાસ) થતી જાય અને જીવતો અહંકાર ખલાસ થઈ ગયેલો હોય. પછી મડદાલ અહંકાર રહે, અજીવ અહંકાર ! અહંકારના બે ભાગ છે : એક સજીવ અહંકાર અને એક અજીવ અહંકાર છે. તે અજીવ અહંકાર રહે.

**પ્રશ્નકર્તા :** તે દાદા, ત્યારે આ સજીવ અહંકાર આપ લઈ લો છો ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું કરવાનું તે ? પછી બુદ્ધિ એકલી ખાલી ફરે છે. કશું ચાર્જ ના થાય ને !

❖ ❖ ❖

## (૩)

# અંતઃકરણનો ધર્મ !

### ધર્મ, આત્માનો ને અંતઃકરણનો !

**પ્રશ્નકર્તા :** આત્માનો ધર્મ અને અંતઃકરણનો ધર્મ, એ ભેદ વિગતવાર સમજાવો.

**દાદાશ્રી :** જુઓ, આ કાન છે. તે આપણે ના સાંભળવું હોય, આમ દાબી દઈએ તોય થોડું ઘણું સાંભળી જાય ને ? સાંભળી જાય કે ના સાંભળી જાય ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે સાંભળવું એ કાનનો સ્વભાવ છે. આંખનો સ્વભાવ જોવાનો છે. આપણે ના જોવું હોય, આપણે નક્કી કરીએ કે નથી જોવું તોય આમ કરીને આંખ બાડી કરીને જરા જોઈ લે. આ નાકનો સ્વભાવ આપણે સુગંધ નથી સોડવી તોય મહીં પેસી જાય. આ જીભનો સ્વભાવ છે કે મરચું તીખું લાગે. આપણને તીખું ના લાગે એમ ઈચ્છા હોય તોય તરત અસર થાય છે. આ બૉડી (શરીર)નો સ્પર્શ સ્વભાવ છે. તે ઠંડી લાગે કે તરત આપણને અસર થાય. આ પાંચ ઈન્દ્રિયો એ જ્ઞાનેન્દ્રિયો છે. અને કર્મેન્દ્રિયો કોને કહેવાય ? આ પગ, હાથ, મોઢું-ખાઈએ છીએ, સંડાસ-બાથરૂમ જઈએ છીએ, બધી થઈને પાંચ કર્મેન્દ્રિયો છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો છે; એ બધાં એમના સ્વભાવમાં છે. તે આપણે સંડાસ જવું હોય ને કોઈ

અસીલ જરા વધારે પૈસા આપે એવો હોય તો એની જોડે વધારે બેસી રહે, એના સ્વભાવને અટકાવીને. પછી એ સંડાસનો સ્વભાવ છે તે ચિડાય પછી. એ પ્રકૃતિ રિએક્શન (પ્રતિકાર) મારે. અને પછી કહેશે, 'મને બંધકોશ થઈ ગયો.' દરેકને પોતપોતાના સ્વભાવમાં રહેવા દો, એના સ્વભાવને હેલ્પ કરો. આ પાંચ જ્ઞાનેન્દ્રિયો ને પાંચ કર્મેન્દ્રિયોની વાત થઈ ગઈ.

હવે બીજી વસ્તુ અંદરની વાત આવી. મન એના સ્વભાવમાં છે. તમારે ના વિચારવું હોય તોય, કશુંક દેખ્યું કે વિચારવા મંડી પડશે. એના હાથમાં આવવું જોઈએ. એટલે એ એના મનના સ્વભાવમાં છે. મનનો સ્વભાવ વિચારવું.

ચિત્ત તમારી ઈચ્છા ના હોય તોય ત્યાં આગળ ઓફિસમાં જાય. અને ઓફિસનું ટેબલ, બધું દેખાય. એ ચિત્તનો સ્વભાવ ભટકવાનો છે. દરેક પોતપોતાનાં સ્વભાવ બતાવી રહ્યા છે. ફક્ત (વ્યવહાર) આત્મા એકલો જ પોતાનો સ્વભાવ છોડી અને બીજાં બધાંના સ્વભાવને કહે છે, 'હું કરું છું.' એકલા (વ્યવહાર) આત્માએ પોતાનો સ્વભાવ છોડી દીધો અને બીજાના સ્વભાવને 'મેં કર્યું', આ વિચાર કર્યા, તો 'મેં કર્યા' એમ કહે. 'આ ચિત્ત ભટકે છે' તેને કહે 'હું ભટકું છું.' ઓહોહો ! સાંભળ્યું તો 'મેં સાંભળ્યું.' 'સંડાસ હું જઈ આવ્યો. મેં ખાધું,' કહેશે. અલ્યા, કઈ જાતનો માણસ છે તું ? દરેક પોતપોતાના સ્વભાવમાં છે. આ વાત સાયન્ટિફિક (વૈજ્ઞાનિક) નથી લાગતી ? હવે ફક્ત આત્માનો સ્વભાવ ઓળખવાની જરૂર છે. બીજું કશું ઓળખવાની જરૂર નથી.

## એ છે ડિસ્ચાર્જ પરિણામ !

**પ્રશ્નકર્તા :** તો આ બધું કોણ કરતું હશે ? આ બધાં જ્ઞાનેન્દ્રિય ને કર્મેન્દ્રિયની આ મુવમેન્ટસ્ (ગતિ) અને એના મેનેજમેન્ટ (સંચાલન)નું કંટ્રોલીંગ પાવર (કાબૂમાં રાખવાની શક્તિ) કોણ છે ?

**દાદાશ્રી :** એનો કંટ્રોલ (કાબૂ કરનાર) એ રીએક્શનરી પાવર (પરિણામિક શક્તિ) છે, ડિસ્ચાર્જ પાવર છે. હવે એ અંતઃકરણની

મુવમેન્ટસ્ છે જ, પણ એ કોઈને ચલાવવું પડે નહીં. એ ડિસ્ચાર્જ (નિર્જરા) થતું છે. ડિસ્ચાર્જમાં તો કોઈને કશું કરવું પડે નહીં ને !

**પ્રશ્નકર્તા :** અંતઃકરણ સ્વસંચાલિત છે ?

**દાદાશ્રી :** સ્વસંચાલિત, પણ તે ડિસ્ચાર્જ છે. સ્વસંચાલિત એટલે આ કોઈ ગપ્પું નથી; ડિસ્ચાર્જ થતી વસ્તુ છે. એટલે હમણે પાંચ રતલ હોય તો સ્વસંચાલિત તો વધતું પાંચના દસ રતલેય થાય, એ વસ્તુ ઘટે નહીં. અને આ તો ઘટે. એટલે પાંચ રતલનું ચાર થાય, ચારનું ત્રણ થાય, ત્રણનું બે થાય, એક થાય પછી ઝીરો થાય ને અહીંથી નનામી નીકળી જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે ઓછું થતું જાય ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ થતું જાય. 'ડિસ્ચાર્જ' શબ્દ ચાલે એવો છે કે એને બદલે કોઈ બીજો મૂકવા જેવો છે ? આ તો અંદરથી નીકળ્યો છે, સ્વાભાવિક. આ જેટલા ઈંગ્લીશ શબ્દ નીકળ્યા છે ને, એ મારી સમજણની બહારના છે. હું તો મેટ્રિક ફેઈલ છું.

એટલે અંતઃકરણને આમ સ્વસંચાલિત કહેવામાં આવે છે. એ સ્વસંચાલિત થાય છે પણ ડિસ્ચાર્જ સ્વરૂપ છે. જેમ ટાંકીનું પાણી, સ્વસંચાલિત પડ્યા જ કરે છે, તેનો અર્થ એ કે ખાલી થઈ રહ્યું છે. એટલે ટાંકી ડિસ્ચાર્જ થઈ રહી છે એમ કહેવાય ને !

**પ્રશ્નકર્તા :** ચાર્જ કરનાર હોય તો જ ડિસ્ચાર્જ થાય ને ?

**દાદાશ્રી :** ચાર્જ તો થઈ ગયેલું છે. અત્યાર સુધી તમે જે સાંભળ્યું ને બધું કર્યું એ બધું ચાર્જ (પૂરણ) થઈ ગયેલું કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે એ ચાર્જ થઈ ગયેલું છે. હવે હું 'તમને' તમારા સ્વભાવમાં મૂકી દઉં અને આત્માના ધર્મમાં 'તમે' આવી જાવ. અને આ બધાંના ધર્મોને તમે જોયા કરો, તો પછી તમારે જે પહેલાં ચાર્જ

થઈ ગયેલું છે, એટલું ડિસ્ચાર્જ થવાનું બાકી રહે છે. એટલું દેવું આપવાનું બાકી રહેશે, જેટલું દેવું કરીને બેઠા છો તેટલું જ, નવું દેવું થાય નહીં. નવું કર્મ બંધાય નહીં. એટલે ચાર્જ થાય નહીં અને જૂનું ડિસ્ચાર્જ થયા કરે. એકાઉન્ટ (હિસાબ) બધાં ક્લીયર (ચોખ્ખા) થઈ જાય. એકાઉન્ટ જ ક્લીયર કરવાનાં છે.

## જ્ઞાન પછીનું અંતઃકરણ !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ કોની સત્તામાં છે એ જણાવવા કૃપા કરશો.

**દાદાશ્રી :** આત્મા પ્રાપ્ત થયા પછી મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર બધી સત્તા 'વ્યવસ્થિત'ના તાબામાં છે. આપણે તો આ ઈફેક્ટ જ ભોગવવાની. એટલે આપણે કહીએ છીએ ને, 'વ્યવસ્થિત'ને સોંપ્યું છે.

આ મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર કૂદાકૂદ થાય તો આપણે જાણવું કે અંદર શું 'વ્યવસ્થિત' થઈ રહ્યું છે. આ દેહની બહારના ભાગનું 'વ્યવસ્થિત' નહીં, બધુંય મહીં દેહની અંદરના ભાગનું, આ જેટલો ચંચળ ભાગ છે તેટલો બધો 'વ્યવસ્થિત'ના તાબામાં છે ને અચળ ભાગ એકલો આપણો. અચળ સિવાય બધુંય 'વ્યવસ્થિત'. ચંચળ ભાગ છે તે બધો 'વ્યવસ્થિત'ના તાબામાં છે. કારણ કે કશું ચલાયમાન કરી શકીએ એવું છે નહીં આપણામાં. આ અજ્ઞાનતાથી પ્રતિષ્ઠા થયા કરે છે. પ્રતિષ્ઠા બંધ થઈ જાય એટલે મુક્તિ થઈ જાય. અજ્ઞાનથી પ્રતિષ્ઠા કરે છે કે 'મેં કર્યું' કે પ્રતિષ્ઠા ચાલુ. આત્માની વિભાવદશા થઈ છે, બીજું કશું છે નહીં.

❖ ❖ ❖

# (૪)
# દેહમાં દરેકના વિશેષ સ્થાન

## 'એમનાં' ભૌગોલિક સ્થાનો !

**પ્રશ્નકર્તા :** તો પછી આ ચાર વસ્તુઓને (મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર) શરીરમાં કોઈ વિશિષ્ટ સ્થાન છે કે સમજ આપી છે ?

**દાદાશ્રી :** ના, વિશિષ્ટ સ્થાન છે. સ્થાન છે બધાંના. મન એ પોતે સૂક્ષ્મરૂપેય છે ને સ્થૂળરૂપેય છે. એના વિશિષ્ટ સ્થાન છે.

**પ્રશ્નકર્તા :** મનનું સ્થાન ક્યાં છે ?

**દાદાશ્રી :** સૂક્ષ્મ મનનું સ્થાન અહીંથી (બે ભ્રમર વચ્ચેથી) અઢી ઈંચ છેટે છે. આ જગ્યાએથી અઢી ઈંચ અંદર સૂક્ષ્મ મનનું સ્થાન છે. સ્થૂળ મનનું સ્થાન હૃદયમાં છે, હાર્ટમાં છે. પછી સ્થૂળ ચિત્ત અહીં આગળ છે.

**પ્રશ્નકર્તા :** અહીં આગળ, એટલે આને કયો ભાગ કહેવાય ? બોચીનો ભાગ કહેવાય ?

**દાદાશ્રી :** ના. આ માથાના પાછળનો ભાગ, આ ભ્રમર હોય ને તેનાથી થોડે નીચે, પણ પાછળ, ત્યાં ચિત્ત હોય.

**પ્રશ્નકર્તા :** એ સ્થૂળ ચિત્ત ?

**દાદાશ્રી :** હા, સ્થૂળ ચિત્ત.

**પ્રશ્નકર્તા :** ફોટોગ્રાફી લઈ શકાય એવું ?

**દાદાશ્રી :** હા, ફોટોગ્રાફી લઈ શકાય.

એટલે આમ ચિત્તનું સ્થાન ક્યાં છે ? તમારી ચોટલી છે ને ત્યાં છે, પાછળ માથામાં ચોટલીનો ભમરો હોય છે ને, ત્યાં હોય છે. ત્યાં ચિત્તનું સ્થાન છે, સ્થૂળ ચિત્ત.

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મ ચિત્તનું સ્થાન ક્યાં છે ?

**દાદાશ્રી :** અને સૂક્ષ્મ ચિત્ત એ છે તે બુદ્ધિની જોડે રહે છે. એટલે અરૂપી છે અને મન રૂપી છે. હૃદયની અંદર મનની પાંદડીઓ છે. રૂપી એટલે અમુક જ માણસો જોઈ શકે, બધા ન જોઈ શકે એને. અને બુદ્ધિ એય કંઈ રૂપી નથી, એક જાતનો પ્રકાશ છે. ચિત્તેય એક જાતનો પ્રકાશ છે, પણ એ અશુદ્ધ પ્રકાશ છે. ભ્રાંતિથી જે જ્ઞાન થાય છે એ બધો અશુદ્ધ પ્રકાશ. આ ચિત્તને શુદ્ધ કરવાથી મોક્ષે જાય. ચિત્ત ચૈતન્ય છે એ કયા આધારે ? ચિત્ત અશુદ્ધ થાય તો પાવર ચૈતન્ય અને ચિત્ત શુદ્ધ થાય તો સંપૂર્ણ ચેતન !

**પ્રશ્નકર્તા :** આ મન-બુદ્ધિ-ચિત્ત-અહંકારના એ જે સ્થાન આપે બતાવ્યા, વૈજ્ઞાનિકોનાં ડેસ્ટીનેશન (સ્થાન) મુજબ, આ બધી જ જગ્યાએ એવા સેલ છે કોમ્પ્યુટર જેવાં, કે જે આપેલી માહિતીને સંઘરે છે અને જરૂર પડે પાછી બહાર કાઢે છે, તો હવે આમાં વિચારોનું ડીસ્ટીંગ્વીશ (જુદા પાડવા) વૈજ્ઞાનિકોની દૃષ્ટિએ અને આપની દૃષ્ટિએ જુદું પડે છે. તો એ પેલા લોકોની બિલકુલ ખોટી જ વાત છે, વૈજ્ઞાનિકોની ?

**દાદાશ્રી :** નહીં, ખોટી વાત નથી. એમને એવું ભાસે છે. જેમ કેટલાક લોકો 'ગોડ ઈઝ ક્રીયેટર' માને છે, તે એમનું દૃષ્ટિબિંદુ છે. અને આ આમને ભાસે છે કે આમ હોવું જોઈએ. અને તે વખતે એ બાબતમાં એમની કેટલીક બાબત ખરીય નીકળે. કારણ કે એના ફોટા પાડી શકે તેમ છે. એના સૂક્ષ્મ ફોટા લઈ શકાય એવા છે. આ લોકો સમજી શકે. કારણ કે એમની ગિફ્ટ (બક્ષિસ) છે આ બધી. એ જ્ઞાની નથી છતાં પણ ગિફ્ટ છે એમની. આ ગિફ્ટ દર્શનમાં દેખાય. હા, એટલે સૂઝ પડી જાય બધી.

**પ્રશ્નકર્તા :** આપે જે બતાવ્યું કે મન-બુદ્ધિ-ચિત્ત, આ ત્રણ જે બતાવ્યા, ત્રણે ત્રણની પ્રક્રિયાનું ડિમાર્કેશન અંદર તો કોઈ જગ્યાએ છે જ નહીં. એ તો એક આખો મેળ જ છે એવો કે જે માહિતી સંઘરે છે ને બહાર કાઢે છે, કોમ્પ્યુટર જ થયું એક જાતનું ?

**દાદાશ્રી :** એટલે આ મેં જે કહ્યુંને, અંતઃકરણ તે એની પ્રક્રિયા છે આ ! એની પ્રક્રિયા જે સ્થૂળ હોય ને, તે અમે તમને બતાવી શકીએ કે આની આ પ્રક્રિયા આમ છે. ચિત્ત આમ જ કર્યા કરે છે, મન આવું જ કર્યા કરે છે. એટલે આપણે ઓળખવું હોય તો મનને નિરંતર વિચાર આવે એટલે જાણવું કે અત્યારે મનનું સામ્રાજ્ય છે. એવી રીતે બધું સમજી શકાય છે.

## ભેદ, સ્થૂળ અને સૂક્ષ્મના !

**પ્રશ્નકર્તા :** હવે મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર, આ ચારેય તત્ત્વો આમ આપણે ચાર ગણીએ ખરા પણ એ એક શક્તિ જુદી જુદી રીતે આવિષ્કાર થાય છે ?

**દાદાશ્રી :** એવું નથી. એક્ઝેક્ટલી (ચોક્કસપણે) સ્થૂળમાં પણ ચાર છે. તે સ્થૂળથી સૂક્ષ્મ સુધીનો બધો ભાગ છે. ચિત્ત સ્થૂળેય છે ને સૂક્ષ્મ પણ છે. એ સ્થૂળની મહીં સૂક્ષ્મ રહેલું છે. સ્થૂળ એટલે એનો ફોટો પડે એવો છે. અહંકારનો પણ ફોટો પડે એવો છે. એને આ લોકો 'ચક્ર' કહે છે.

**પ્રશ્નકર્તા :** ચિત્તનો ફોટો પડે છે, પણ ચિત્ત તો જ્ઞાન-દર્શન સ્વરૂપ છે ને ?

**દાદાશ્રી :** જ્ઞાન-દર્શન સ્વરૂપ છે, પણ જે બેટરી છે ને, તે બેટરીનો ફોટો પડી શકે છે; એટલે જે બેટરીથી ચાર્જ થાય છે ને તે ! હવે ચાર્જ ક્યારે થાય છે ? એવિડન્સ (સંયોગ) ભેગા થાય છે ત્યારે જે ડિસ્ચાર્જ થાય છે, એ ડિસ્ચાર્જમાંથી ફરી પાછો પોતે ભ્રાંતિમાં હોય, એટલે 'હું જ ચંદુભાઈ છું' તો પાછું નવું ચાર્જ કરે. એને આરોપિત ભાવ,

પ્રતિષ્ઠિત ભાવ કહેવાય છે. ચાર્જ એ નવી પ્રતિષ્ઠા કરી રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** ચિત્ત જે સ્થૂળ સ્વરૂપ છે તે અહીંયાં (પાછળ ચોટલી પાસે) છે અને બહાર સૂક્ષ્મ ભાગ ગયો, તો એનો ફોટો કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** જે એની બેટરી છે ને, ચિત્ત એ બેટરી સ્વરૂપ છે કે જેમાંથી એ ચાર્જ થઈ રહ્યું છે, જે ના હોય તો ચિત્ત ચાર્જ ના થાય. તો એ ચિત્તની બેટરી સ્વરૂપ છે. તે બેટરીમાંથી એવિડન્સ મળે છે, ત્યારે ડિસ્ચાર્જ થાય ને ડિસ્ચાર્જ થાય ત્યારે અહીંથી રામેશ્વર જાય. એવિડન્સ મળ્યા એટલે રામેશ્વર જાય, તેથી કરીને અહીંથી ચિત્ત જતું રહ્યું નથી. જેમ આ લાઈટ છે, પણ તેનું તેજ બહાર જાય છે ને તેવી રીતે આ ચિત્ત બહાર જાય છે અને એ સૂક્ષ્મ છે. પણ વસ્તુસ્થિતિમાં સ્થૂળમાંથી ઊભું થયેલું છે એ. એટલે એ સૂક્ષ્મ ચિત્તનો ફોટો લઈ શકે એવું છે, એ ચિત્ત મગજના આ પાછળના ભાગમાં રહેલું છે, એ ટેકરો કોઈકનો ઊંચો હોય છે, કોઈકનો ટૂંકો હોય છે. એ ચિત્તનો ફોટો હોય છે.

હવે આપણે જે દશમ સ્થાન છે ને, તાળવું જેને કહે છે ને, જ્યાં ઘી લગાડે છે, ત્યાં બુદ્ધિનું સ્થાન છે. બુદ્ધિનો ફોટો લઈ શકાય એવી બુદ્ધિ છે. ક્યાંથી બુદ્ધિ પ્રકાશમાન થાય છે, તે બેટરીનો ફોટો લઈ શકાય છે. ને મન છે તે અહીંથી બે ભ્રમરની વચ્ચે અઢી ઈંચ છેટે છે. તે ત્યાં ફોટો પડે એવો છે. અને અહંકાર ક્યાં છે ? એ અહીંયાં પાછળ કેડ નીચે છે. છોકરાંઓને શાબાશ કહીને પાછળ નીચે ધબ્બો મારો છો તે એના અહંકારને તમે એન્કરેજ કરો (પોષો) છો. એટલે ખીલે પછી. અહંકારની જગ્યા ત્યાં હોવાથી એ જ જગ્યાએ ધબ્બો મારવો જોઈએ. શાબાશી આપવી પડે. જે મહાન પુરુષો હાથથી ધબ્બો મારે છે ને, 'જાઓ, કામ શરૂ કરો', તે ઘડીએ હાથ ત્યાં પડે છે. એ અહંકારને પહોંચે છે અને એ એક્ઝેક્ટ (હૂબહૂ) ફોટો પડે એવું છે. કેમેરામાં ફોટો આવી જાય.

❖ ❖ ❖

# (૫)

# ઉત્ક્રાંતિ, અંતઃકરણની

## અંતઃકરણની સ્થિતિ, તિર્યંચોમાં !

**પ્રશ્નકર્તા :** આ મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર અને હૃદય - આ પાંચ ચીજથી માણસનું, બધા જીવોનું ચાલે છે ?

**દાદાશ્રી :** હા, પાંચથી જ બધું ચાલે છે. જાનવરોમાં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધું લિમિટેડ (સીમિત) હોય છે અને મનુષ્યોમાં અનલિમિટેડ (અસીમ) હોય છે.

**પ્રશ્નકર્તા :** બે ઈન્દ્રિય, ત્રણ ઈન્દ્રિયનાં જીવો છે, એમને મનની ગાંઠો ખરી ? અંતઃકરણ ખરું ?

**દાદાશ્રી :** એમને મન જ ના હોય. બે-ત્રણ ને ચાર ઈન્દ્રિયો સુધી મન નહીં અને પાંચ ઈન્દ્રિયવાળાને મન ખરું પણ સીમીત મન, લિમિટેડ મન. તે કેટલું જાણે કે આપણે અહીં વાસણમાં કશું ખાવાનું મેલીએ, તો તરત પેલી ગાય સમજી જાય. એ સંજ્ઞા ઉત્પન્ન થાય, એટલું જ જાણે. અગર તો લાકડી આમ સંતાડીને જતા હોય ને, તો ગાય સમજી જાય કે મારશે. એ સંજ્ઞાઓ છે. એ ચાર જ સંજ્ઞા જાણે છે, ફક્ત એટલું જ મન છે એમને. બીજું વચ્ચે વિશેષ મન નથી. છતાં કોઈ માણસ વાંદરાને શીખવાડીને મનને બહેલાવે તો જરા આગળ વધે. પણ તે મનુષ્યનું એકલું જ અનલિમિટેડ મન છે. મનુષ્ય એકલો જ એવો છે કે જેનું અનલિમિટેડ મન છે. જેટલું એને ડેવલપ (વિકાસ)

કરવું હોય તેટલું થાય. એટલે મનુષ્યમાં મન સીમા વગરનું છે. પણ જેટલું ખીલ્યું એટલું એનું ! અસીમ સુધી પહોંચી શકે એવું મન છે. આ જાનવરોને સીમિત મન છે. સીમિત મન એટલે સંજ્ઞાથી સમજી જાય. અને તમે તો સંજ્ઞા વગરેય બીજી વાતેય સમજી જાવ.

**પ્રશ્નકર્તા :** એકેન્દ્રિયથી પંચેન્દ્રિયમાં અહંકાર ક્યારે ઊભો થઈ જાય છે ?

**દાદાશ્રી :** એમ તો જ્યારે લિમિટેડ મન ના હોય, લિમિટેડ બુદ્ધિ ના હોય, લિમિટેડ ચિત્ત અને અંતઃકરણ પણ ના હોય, એ અનલિમિટેડ થયું. ત્યાં આગળ અહંકાર ઊભો થાય. એક આ મનુષ્યો એકલાને જ અને તે પણ હિન્દુસ્તાનના મનુષ્યોને જ ! બહારનાંને તો અહંકાર છે જ નહીં બિચારાને ! એમને તો આ સાધારણ, બહુ જૂજ અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** થોડો-ઘણો અહંકાર તો હોય જ ને ?

**દાદાશ્રી :** ના, એ બહુ જૂજ, તેય સાહજિક અહંકાર અને આપણે તો અહંકારનો પાર જ નહીં ને ! આપણે તો સાત પેઢીનો અહંકાર, મારા છોકરાનો છોકરો ખાય ને તેનો છોકરોય ખાય, તેના માટે ભેગું કરવાનું.

## મનનો વિકાસક્રમ !

એકેન્દ્રિય જીવ જે છે ને, તેમાં મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર વસ્તુ છે નહીં. હવે બે ઇન્દ્રિયોથી માંડીને ત્રણ ઇન્દ્રિય, ચાર ઇન્દ્રિય, એ જીવોને ઇન્દ્રિયો પૂરતું જ ભાન છે. એમાંય મન કે કશું નથી. ફક્ત ઇન્દ્રિયો પૂરતું જ, બે હોય તો બેનું ભાન, ત્રણ હોય તો ત્રણનું ભાન છે. પછી ચાર ઇન્દ્રિયોથી ઉપર પાંચ ઇન્દ્રિયોના જીવો છે તે સંજ્ઞાવાળા છે. તેમને સંજ્ઞા પૂરતું ભાન છે. આહાર, ભય, મૈથુન અને નિંદ્રા - આ ચાર સંજ્ઞાવાળા પાંચ ઇન્દ્રિયોના જીવો. અને બીજા પાંચ ઇન્દ્રિયવાળા છે તે મનુષ્યો. મનુષ્યો તો મન સાથે છે.

હવે મનુષ્યમાંય ચૌદ લાખ થર છે, બળ્યા ! તે આ આફ્રિકાનો

હોય ને, તેમને મન ખરું પણ ડેવલપ નહીં નામેય. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર બધું ખરું જ, પણ અંડરડેવલપ સ્થિતિમાં. હજી વેઢું (કૂંપળ જેટલું)ય નથી થયું. વેઢા જેટલું ડેવલપ થયેલું હોત ને તો આપણે એને કહેત કે ભઈ, આ આમાંથી વેઢું થયું છે. હવે એમાંથી ડેવલપમેન્ટ શરૂ થતું થતું થતું આપણે અહીં આગળ હિન્દુસ્તાનમાં આવે છે, ત્યારે એનામાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર બધું ફૂલ્લી ડેવલપ (પૂર્ણ વિકસિત) થયેલું હોય છે. અને બીજે બધે તો, હિન્દુસ્તાન સિવાય બહાર તો ચિત્ત છે ખરું પણ ચિત્ત જેવી વસ્તુને એ લોકો સમજી શકતા નથી. ત્યાં એનું નામ પણ અપાયું નથી. ચિત્ત અનુભવમાં આવે છે પણ એ લોકો એને મન કહે છે. મનમાં બધું સમાવેશ કરે છે. આપણે બેને જુદા ભાગ પાડ્યા. કારણ કે આપણે અહીં તો સાયન્ટિસ્ટ લોકોને !

## કર્મબંધ, કઈ યોનિમાં ?

**પ્રશ્નકર્તા :** જીવાત્મા છે તે ઊંચી યોનિમાંથી નીચી યોનિમાં જાય છે, મનુષ્યમાંથી ગધેડામાં જાય. હવે આ બધું જે થાય છે, એ કેવી રીતે સમજી શકાય ?

**દાદાશ્રી :** અંદર મન કઈ બાજુ જઈ રહ્યું છે તે ઉપરથી જવાનું થાય. મન ગધેડા જેવું છે કે બળદ જેવું છે કે દેવ જેવું છે એ આપણને ખબર પડે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, એ વાત સાચી. પણ એ ત્યાં ગયા એનું આપણને પ્રૂફ (સાબિતી) શું મળી શકે ?

**દાદાશ્રી :** એનું પ્રૂફ આ જ કે મન કેવું છે તે પ્રમાણે એનું રૂપ ઘડાઈ રહ્યું છે અંદર. આત્માની હાજરીમાં મન જે જે વિચાર કરે, અને વિચાર ક્યારે કહેવાય કે એની મહીં અહંકાર ને બુદ્ધિ ભળે ત્યારે વિચાર થાય, કે આનો વિચાર થયો, એટલે પ્રકૃતિ બંધાય. ગધેડાના વિચાર આવે તો ગધેડાનું, બળદના વિચાર આવે તો તેવું, દેવના વિચાર આવે તો દેવનું, સજ્જનતાના વિચાર આવે તો સજ્જન, પોતે જ પોતાનો ઘડનાર. અને પછી ત્યાં જઈ ડેબિટ (ઉધાર) ભોગવાઈ ગયું, એટલે પછી નિકાલ. પાછાં ઘેર જાઓ નિરાંતે.

મનુષ્ય એકલાંને જ કર્મ બંધાય છે, જાનવરોને કર્મ બંધાતા નથી. જાનવરનેય અંતઃકરણ હોય છે પણ લિમિટેડ હોય છે એમનું બધું. મન લિમિટેડ હોય છે, બુદ્ધિ લિમિટેડ હોય છે, ચિત્ત લિમિટેડ હોય છે અને અહંકારેય લિમિટેડ હોય છે. એ લિમિટથી આગળ જાય ત્યારે કર્મ બંધાય. આપણું મનુષ્યોનું અંતઃકરણ અનલિમિટેડ એટલે કર્મ બંધાય છે. 'હું ચંદુલાલ છું' એ બોલી અને સૂઈ ગયા એટલે આખી રાત કર્મ બંધાય.

આ અનલિમિટેડ આપણી પાસે છે. તેનો આ દુરુપયોગ કર્યો. પછી કહે છે, મારું માઈન્ડ કાઢી નાખો, ઑપરેશન કરો. તે એબ્સંટ માઈન્ડેડ (શૂન્ય મનસ્ક) થઈ જાય પછી. પેલાને કહ્યું, ત્યારે કહે છે, મારે ઓપરેશન નહીં કરાવવું. એબ્સંટ માઈન્ડેડ થઈ જાય એટલે યુઝલેસ (નકામું) થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** જાનવર જેવું થઈ જાય.

**દાદાશ્રી :** નહીં. જાનવરને માઈન્ડ હોય, જો જો એવું બોલતા ! મનુષ્યોનાં કરતાં સારામાં સારું માઈન્ડ જાનવરોમાં છે અત્યારે. મનુષ્યોનું માઈન્ડ છે તે અસીમ છે અને એમનું સીમાવાળું છે. પણ આ અસીમવાળાએ દુરુપયોગ કરી અને સીમાય બગાડી નાખી છે.

જાનવર તો બહુ સારી રીતે રહે. એ તો એની બેબીને ઓળખે-કરે. ત્યાં આગળ પાછી દેખીને ઊભી રહે. પેલી આવતી ના હોય તો ઊભી રહે. પાછી જઈને તેડી લાવે, બધું કરે. એ મન કામ કરે છે ને ! એમને બુદ્ધિની લિમિટ હોય. બુદ્ધિયે ખરી પણ બધું લિમિટેડ.

## બાળકનું અંતઃકરણ !

**પ્રશ્નકર્તા :** નાના બાળકને અંતઃકરણ કેવી રીતે કામ કરે ?

**દાદાશ્રી :** એવું છે ને, છોકરાનું મન વિકાસ પામેલું ના હોય. પણ એને ચિત્ત હોય, એ જો રમકડાં ના આપીએ તો રડે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ થોડી ડેવલપ (વિકસિત) હોય બાળકોની ?

**દાદાશ્રી :** ના, ચિત્ત જ ડેવલપ હોય. અહંકાર ખરો, પણ ડેવલપ નહીં થયેલો. ચિત્ત એકલું ડેવલપ થયેલું. તે જે જુએ ત્યાં આગળ ફરે અને ના હોય તો પછી રડે. એવી કંઈ વસ્તુ આપી રાખવી પડે કે એનું ચિત્ત એમાં રહ્યા કરે. પણ તેવી વસ્તુ કઈ હોય ? એક વસ્તુ સંખ્યાત રૂપ બતાડતી હોય તોય એનું ચિત્ત એમાં ઠેકાણે રહે. પણ એક વસ્તુ એક જ રૂપ બતાડે પછી શું થાય ? એક જુએ પછી કંટાળો આવે. થોડીવાર પછી એના એ રમકડાં ફરી રમે, પણ તે વખતે તો છોડી દે.

નાના બાળકને આ બૉડીનું પ્રમાણ નાનું છે, એટલે અંદર મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર કામ પૂરું કરી શકે નહીં. એટલે શી રીતે ચાલે ? જ્યારે ફૂલ (પૂર્ણ) અંતઃકરણમાં ચાલે ત્યારે એ બાહ્યકરણ પોતે કરી શકે. આ તો અંતઃકરણ હજુ ચાલુ નથી થયું ત્યાં શું થાય તે ? એટલે બાબાને દોરવણી આપવી પડે. પછી જેમ મોટો થાય તેમ આ બીજી બધી બાબતોમાં, સંસારની બાબતમાં અંતઃકરણ ચાલુ થયું. પણ પછી હવે અધ્યાત્મમાં ના ચાલુ થયું, તે પાછું ત્યાં ને ત્યાં રહ્યું.

આ દુનિયામાં જેમ જેમ જેનું ડેવલપમેન્ટ થતું જાય, અનુભવો થતા જાય છે, તેમ તેમ એને આવરણ ખુલતા જાય છે. એટલે કેવા ખુલતા જાય છે ? એક ઇન્દ્રિય જીવોને એક કાણું પડે. એટલે એટલું એને અજવાળું મળ્યા કરે. ઝાડ એ બધાં એક ઇન્દ્રિય જીવો, તેને એટલું અજવાળું મળે ને એટલો આનંદ મળે, વધારે મળે નહીં. પછી બે ઇન્દ્રિયનાં તે બે કાણાં મળે. એવું પછી આપણે તો પાંચ ઇન્દ્રિય અને મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર ટોચ ઉપર આવીને બેઠાં. પાંચથી વધારે કાણાં પડે નહીં. હવે આવરણ ઉતારવાની જરૂર. એટલે બુદ્ધિ સુધી આપણે પહોંચ્યા. એટલે આપણે એના આવરણ કાઢી શકીએ, પણ આવરણ મુક્ત પુરુષ હોવા જોઈએ. પોતે આવરણ મુક્ત હોય. તે આપણને આવરણ કાઢી આપે, નહીં તો કેવી રીતે કાઢી આપે ? કારણ કે બીજો કોઈ જાણતો જ નથી, એ આપણું શું કરે ?

❖ ❖ ❖

# (૬)

# અંતઃકરણ તેવું બાહ્યકરણ

## પહેલું અંતઃકરણમાં પછી બાહ્યકરણમાં !

આ મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર એ અંતઃકરણ અને આ બાહ્યકરણ છે. આ બે ભાગ પાડી દીધાં. પહેલું અંતઃકરણમાં થાય, ત્યાર પછી બાહ્યકરણમાં આવે. એટલે અંતઃકરણ જેને જોતાં આવડ્યું એ આમ સમજી શકે કે હમણે થોડીવાર પછી શું થશે ? અને અંતઃકરણના ચાર જ ભાગ છે, પાંચમો ભાગ છે નહીં.

અંતઃકરણ એટલે શું ? એ આંતરિક છે. પહેલું અંતઃકરણમાં સૂક્ષ્મરૂપે અંદર થાય છે અને એના ફોટારૂપે પછી આ સ્થૂળ થાય છે. અંતઃકરણ જોતાં કોઈને આવડે તો એ કહી શકે, કે બહાર આવું થશે હવે.

આ અંતઃકરણનો ફોટો અમે જોઈ શકીએ કે અત્યારે શું કામ ચાલી રહ્યું છે ! એટલે અમે જાણીએ કે હવે પછી આ થશે બાહ્યકરણમાં. જેને 'નેગેટિવ' જોતાં આવડી, તે 'પોઝિટિવ' બતાવી શકે. એટલે અંતઃકરણમાં પહેલું ને તેના આધારે બાહ્યકરણ ચાલે છે. ઈન્દ્રિયો બધી પણ એને આધીન છે.

આ લોકો અનુભવના હિસાબથી તારણ કાઢે છે અને દર્શનનો વિષય જુદો છે. અનુભવ ખોટોય પડે, એ કોઈક ફેરો ખરુંય પડે ને નાય ખરું પડે. એટલે એ અદબદ વસ્તુ કહેવાય. પણ જે દર્શન છે

અંતઃકરણનું, તે તો એક્ઝેક્ટલી નીકળી જાય. નેગેટિવ જોઈ લીધું પછી પોઝિટિવનું બધું જ દેખાય. નેગેટિવ પડ્યા વગર રહેતી નથી. અંતઃકરણમાં નેગેટિવ પડ્યે જ જાય છે.

મહીં ઊલટી થવાની થાય છે, તે અંતઃકરણમાં પહેલી ખબર પડી જાય છે. પણ ત્યાં તરત ચેતી જાય છે. એ બાથરૂમ પાસે દોડે છે. અંતઃકરણમાં પહેલું થઈ જાય પણ ખબર ના પડે તેનું શું કારણ ? ઊલટી પેલી ગૂંચવાળી ખરીને, એટલે ત્યાં ઈફેક્ટ થાય એટલે જલદી ત્યાં ચિત્ત જાય અને બીજી કેટલીક ઈફેક્ટો એવી હોય છે કે ચિત્ત બહાર ગયું હોય તો આવે નહીં, તે ખબર ના પડે. પછી ગૂંચાઈ જાય બધું. ઘૈડીયા લોકો કહેતા હતા ને કે હવે મારે જવાનો ટાઈમ થયો છે, એમેય ખબર પડતી'તી. હવે આજ મારો દિવસ નીકળશે નહીં. માટે તૈયારી કરી રાખો. કારણ કે અંતઃકરણમાં થઈ જાય પછી બાહ્યકરણમાં થાય. પહેલું અંતઃકરણમાં થયા વગર બાહ્યકરણમાં થાય નહીં. અંતઃકરણનો ગોળો જોતાં આવડે તો આ જ્યોતિષીઓનાં ગોળામાં જોવા જવું ના પડે. આ તો જ્યોતિષીઓને કહે છે, 'ગોળામાં મારું જોઈ આપો જોઈએ.' 'અલ્યા ! તું તારું મહીં જ જોને !' ભલેને અજ્ઞાની હોય પણ કંઈ ગોળો જતો રહ્યો ? ઊલટી થાય છે એ ખબર પડે છે કે નથી ખબર પડતી ? એટલું તો ફોરકાસ્ટ (આગળનું દેખાય) એમ આ લોકને હોય છે, પણ ઈન્ડિયન ફેલો (લોકો) ને ! બહારના લોકો (ફોરેનર્સ)ને આ બધી ગૂંચો ના ખબર પડે.

## ભાવિનો ભાસ !

**પ્રશ્નકર્તા :** અંતઃકરણ અશુદ્ધ હોય ત્યાં સુધી આત્મામાં જે ત્રિકાળ જ્ઞાનનો સ્વભાવ ગુણ છે એ નથી મળતો. પણ મન, ચિત્ત શુદ્ધ થાય, સ્થિર થાય તો ત્રિકાળ જ્ઞાન ઉત્પન્ન થાય કે કેમ ?

**દાદાશ્રી :** કયું જ્ઞાન ?

**પ્રશ્નકર્તા :** ત્રિકાળ જ્ઞાન. ભૂત, ભવિષ્ય ને વર્તમાનનું જ્ઞાન.

**દાદાશ્રી :** ભવિષ્યનું જ્ઞાન તમે કોને કહો છો, એ મને કહો ને, તમારી ભાષા મને સમજાવો.

**પ્રશ્નકર્તા :** કૃપાળુદેવને કચ્છમાંથી બે ભાઈ મળવા આવેલા, ત્યારે એ સામે લેવા ગયા ને 'આવો ધારશીભાઈ' એમ કહ્યું, ત્યાં એ પહેલેથી જાણી ગયા.

**દાદાશ્રી :** એ તો બને. એવું છે ને, એ આમ એકાગ્રતાથી થાય. એ તો મહીં દર્શન પડે છે કેટલાક માણસોને. તે શું બનશે એનો ભાસ પડે.

**પ્રશ્નકર્તા :** એ અંતઃકરણની નિર્મળતા ઉપર આધાર રાખે છે ને?

**દાદાશ્રી :** હા, અંતઃકરણની નિર્મળતા હોય તો જ ભાસ પડે. એ આ જ્ઞાનીઓને જ પડે એવું નહીં, એ સંતોનેય ભાસ પડે.

**પ્રશ્નકર્તા :** અત્યારે યોગબળથી કે ગુરુકૃપાથી માણસને અંતઃકરણની આગાહી થાય તો એ આગાહીથી એને ઘણી જ સરળતા રહે ને ?

**દાદાશ્રી :** હા, રહે જ ને, એવું છે ને અંતઃકરણની આગાહીઓ જ્ઞાનને અવલંબનથી નથી, એ શુદ્ધિકરણને અવલંબે છે. આ જ્ઞાન આપણું હોય કે ના હોય, એને આ જ્ઞાનનું અવલંબન નથી. આ જ્ઞાન તો સાચી જ વસ્તુ છે. આમાં થયું એ તો વાત જુદી જ છે, પણ આ ન હોય તો પણ થઈ શકે એમ છે. અંતઃકરણનું શુદ્ધિકરણ હોય એટલે એ બધું જોઈ શકે છે ને એક્ઝેક્ટ કહી શકે છે.

**પ્રશ્નકર્તા :** પછી એ જોષી જેવુંય થાય.

**દાદાશ્રી :** એ વેપારી વૃત્તિ થઈ એટલે ખલાસ થઈ ગયું. પછી એ ધૂળધાણી થઈ જાય. વેપારી વૃત્તિ ના હોવી જોઈએ. એ તો દર્શનમાં આવી જાય ને એમ કહે કે આમ છે. પણ એમાં કંઈ પણ મારાપણું ના હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** અંતઃકરણ શુદ્ધ હોય ને એમાં ખ્યાલ આવે એટલે એના વર્તનમાં ફેર પડી જાય ને ?

**દાદાશ્રી :** હા. એવું છે, એ દર્શનમાં બધું સમજી જાય કે અહીં ખૂન થવાનું છે. એના અંતઃકરણમાં આમ ને આમ ફોટો પડે ને, તે અહીં આગળ આવું બનવાનું છે. માટે ત્યાંથી ખસી જાય. એટલે આ હેલ્પિંગ બહુ છે. જોડે જોડે એ પણ સાયન્સ છે કે 'વ્યવસ્થિત'ને ફેરવી શકે નહીં. અંતઃકરણનો જાણકાર હશે તોય વ્યવસ્થિતને ફેરવી શકે નહીં. એનું મહીં બેલેન્સ શીટ છે ને, એને એ ફેરવી શકે.

આપણા અંતઃકરણ ઉપરથી આપણને ઓળખાય કે આ માણસ ભારે ઉપાધિ લાવ્યા લાગે છે. આપણે એકાંતમાં બેઠાં હતાં. કશું કોઈ જાતની અસર નહોતી અને આ ભાઈ આવ્યા. તે કશું બોલતાં નથી. અહીં ફૂલાં લાવીને મૂક્યા છે. બાહ્યાચાર બધું સારું છે પણ આપણને અંતઃકરણમાં આ શેનો લોડ (ભાર) આવ્યો ? આ ભાઈનો લોડ આવ્યો છે. તે આપણે સમજી જઈએ કે આ ભાઈ ઉપાધિવાળા છે. એટલે આપણે એડજસ્ટમેન્ટ લઈ શકીએ. એટલે ઔપચારિક નવું ફેરફાર થઈ શકે. એ એનું નિમિત્ત કારણ છે. આમ બદલી શકાય નહીં. પણ એ દેખાવું એ નિમિત્ત કારણ છે.

❖ ❖ ❖

# (૭)

# શુદ્ધિ, અંતઃકરણની

## મૂળ માર્ગની આડગલીઓ !

**પ્રશ્નકર્તા :** એવા લોકો છે કે જે અહીંયાં બેઠા હોય તો અમુક બિલ્ડીંગમાં, અમુક રૂમમાં શું શું છે, તે બધું અહીંયાં બેસીને કહી આપે છે. એટલે ત્યાં એ જોઈ શકે છે, એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એ અંતઃકરણની નિરાવરણતા છે, અંતઃકરણની શુદ્ધિ છે. એ કેટલાક યોગમાર્ગ એવા હોય છે, એ અંતઃકરણની શુદ્ધિ કરી શકે તો એ માણસ જોઈ શકે છે. પછી એનો લાભ ઉઠાવે છે. એવાં માણસ બહુ ઓછા હોય છે. એ જ્ઞાન ખોટું નથી. આરપાર બધું જોઈ શકે, પણ તે ચર્મચક્ષુથી નહીં. એ ચક્ષુ અંતઃકરણની શુદ્ધિને લઈને ઉત્પન્ન થાય છે. એ બધી જાત જાતની ક્રિયાઓ છે. જેમાં મોક્ષ ન મળે, એ બધા ઊંધા રસ્તા, આડફંટા રસ્તા કહેવાય. એમાં પછી ત્યાં આગળ એમને જરાક લોકપૂજ્ય કરે ને ગણે એટલે ત્યાં ને ત્યાં બેસી રહે. રખડી મરવાનાં કામ બધાં. આડગલીઓ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ બધી એક જાતની લબ્ધિઓ જ છે ?

**દાદાશ્રી :** હા, લબ્ધિઓ બધી. તે આડગલીઓ હોય. આ સ્ટ્રેઈટ (સીધા) રોડ પર લબ્ધિઓ મળે છે પણ તે જુદી જાતની ને પેલી લબ્ધિઓ જુદી જાતની. પેલી આડી ગલીની લબ્ધિઓ. ફસાયો તે પછી નીકળે નહીં. ઘણું ખરું જગત એમાં જ ફસાયેલું છે. અને લોકોને

પૂજાવાની કામના છે, જાતજાતનાં વિષયોની કામનાઓ છે, એટલે એ બધી કામનામાં ફસાયો છે.

## શુદ્ધિના સાધનો !

**પ્રશ્નકર્તા :** અંતઃકરણ શુદ્ધ કરવાનું સાધન કયું ?

**દાદાશ્રી :** અહીં ડૉક્ટરો બધા ભેગા કર્યા હોય તો 'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' બોલે ? કેટલા બોલે ? એકુંય ના બોલે. બુદ્ધિ એવી પેસી ગઈ ને ! શુક્લ અંતઃકરણ ઊડી ગયું.

**પ્રશ્નકર્તા :** એટલે બૌદ્ધિક પરિગ્રહ વધ્યા, બુદ્ધિ વધી એટલે ?

**દાદાશ્રી :** હા, એટલે સહજ થવાની જરૂર છે. શું થવાની જરૂર છે ? સહજ. તેમાં એવું સહજ હોવું જોઈએ, સાથે સાથે પાછાં પ્રતિક્રમણ કરવા કે 'મારાથી બોલાતું નથી. કેટલા વખતથી મારે આ બોલવાની ઈચ્છા છે, તો મને આ એનો અંતરાય દૂર કરો.' એમ કરતાં કરતાં બેસી જશે ને સારી રીતે બોલાશે. તન્મયાકાર થઈને સારી પેઠે બોલાશે. બુદ્ધિ થોડીક વધી કે શુક્લ અંતઃકરણ ઊડી જાય. પોતે જુદો પડ્યો એટલે પોતાની જાત જુદી પાડી, એટલે તે જુદો થઈ ગયો. અને 'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' ગાવામાં તન્મયાકાર પરિણામ થાય એટલે મનમાં જે વિચારો આવતા હોય તેય ઊડી જાય. અંતઃકરણ ચોખ્ખું થતું જાય.

હવે લોકોને આ શી રીતે ખબર પડે ? કૃપાળુદેવે એટલું કહ્યું કે 'શુક્લ અંતઃકરણવાળા જ્ઞાનીના નેત્ર જોઈને જ ઓળખી લે.' પણ શુક્લ અંતઃકરણ કોને કહેવું ? મોક્ષમાર્ગ આખો હાર્ટિલી માર્ગ છે. અમારામાં સેન્ટ બુદ્ધિ નથી ત્યારે તો જોને મોક્ષમાર્ગ આખો ખુલ્લો થયો ને ! તેથી શ્રીમદ્ રાજચંદ્રે કહેલું કે અમારાં વાક્યો લખાશે, એને કોણ દાદ આપશે ? કોઈ શુક્લ અંતઃકરણવાળો હશે તે દાદ આપશે.

આ સત્સંગમાં તો આનંદ માતો ના હોય એવો થાય. કોઈકને આવડો મોટો ધોધ પડતો હોય ને કો'કને આવડી દદૂડી પડતી હોય !

શું કારણ ? બુદ્ધિનો બળાપો પજવે. એ ધીમે ધીમે રોજ બોલતા બોલતા નીકળી જાય. પોતાના મનમાં ઈચ્છા થાય ને કે હારુ આ બધાંને આવું થાય છે ને મને કેમ આવું થતું નથી ? એટલે પેલી બુદ્ધિ નીકળવા માંડે અને બુદ્ધિ પેઠી હતી કેવી રીતે ? લોકોએ એન્કરેજ કરી ત્યારે પેઠી. કશું કામ ઊકલ્યું એટલે આપણે એમ જાણીએ કે બુદ્ધિ આપણને સરસ સાચવે છે એટલે પેઠી. અહીં બુદ્ધિ હોય નહીં એટલે નીકળવા માંડે.

અંતઃકરણ શુદ્ધ કરવાનું છે. આ બધી અંતઃકરણની અશુદ્ધતા થઈ છે, તેથી આ સંસાર ઊભો થયો છે. અને તે અંતઃકરણની શુદ્ધતાથી મોક્ષમાર્ગ મળી જાય છે. એટલે મૂળ કરવાની છે અંતઃકરણની શુદ્ધિ. ને અંતઃકરણમાંય કોની ? ત્યારે કહે, ચિત્તની. ચિત્ત અશુદ્ધ થઈ ગયું છે; તે ચિત્તની શુદ્ધિ કરવાની છે, બસ ! સમજમાં આવેને ? પૂછો, પૂછો, પૂછવામાં વાંધો નથી. મારા શબ્દો ઉપર પૂછાય.

## બહુ ફેર, બેઉ શાંતિમાં...

**પ્રશ્નકર્તા :** અંતરશાંતિ અને આત્મશાંતિમાં શું ફેર ?

**દાદાશ્રી :** બહુ ફેર, આત્મશાંતિમાં નિરાકુળતા લાગે. આત્માને તો શાંતિ જ ના હોય ને, આત્માને તો આનંદ જ હોય. શાંતિ બધી મનની હોય. ખૂટે નહીં એવો આનંદ હોય આત્માનો !

**પ્રશ્નકર્તા :** અંતરશાંતિમાં અંતઃકરણ કામ જ ના કરતું હોય ? બંધ થઈ ગયું હોય ?

**દાદાશ્રી :** એ બંધ થાય નહીં. પણ એને પોતાને સમજાય નહીં એટલે પછી બંધ એમ કહે. અંતઃકરણ તો બંધ કોઈનુંય થાય નહીં. નશો કર્યો હોય ત્યારે બંધ થાય અગર તો પેલું ડૉક્ટર આપે છે ને ? શું ?

**પ્રશ્નકર્તા :** એનેસ્થેશિયા.

**દાદાશ્રી :** હા, તો બંધ થાય. ગાંજાની ચલમ ચઢાવે તે ઘડીએ અંતઃકરણ બંધ થઈ જાય. નશો અંતઃકરણને બંધ કરી દે. એટલે પછી

મજા આવે. અંતઃકરણ ડખલ કરે છે ને, એ ડખલ બંધ થઈ જાય. પછી ઘેનમાં ને ઘેનમાં દહાડા કાઢે. તને ઘેન ચઢેલું કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** ખોરાક ખાઈએ એનું ઘેન ચઢેલું છે. બાકી નશો-બશો નથી કર્યો કશો.

**દાદાશ્રી :** ખોરાક ખાઈએ એટલાનું જ ઘેન ચઢે કે આ જાણેલાનુંય ઘેન ચઢે ? કંઈ જાણ્યું હોય તો એનું ઘેન ચઢે ખરું ?

**પ્રશ્નકર્તા :** ખબર નહીં. મન ઠરી જાય, બુદ્ધિ કામ ના કરે, ચિત્ત ક્યાંય ભટકે નહીં, અહંકાર ઉછળે નહીં એવી અવસ્થા આવે ખરી ?

**દાદાશ્રી :** અંતઃકરણ બંધ થાય નહીં. એ ચારમાંથી એક તો ચાલતું જ હોય. ચિત્ત ભટકતું ના હોય તો મન મહીં ચાલતું જ હોય. મન ના ચાલતું હોય તો બુદ્ધિ અવળ-સવળ કર્યા કરે, નહીં તો અહંકાર ! પણ એ બધું ઘેનમાં બંધ થઈ જાય. ઘેન એવી ચીજ છે કે બંધ કરાવે. મહીં ચાલુ હોય તો પણ ઘેનને લીધે ખબર ના પડે. એટલે બંધ થાય એમ આપણે કહીએ, એ તો બંધ થતું જ નથી. શ્વાસ લે એની સાથે મન ચાલુ જ હોય. શ્વાસ બંધ કરે એટલો વખત મન સ્થિર થાય.

**પ્રશ્નકર્તા :** ના, એમ નહીં. આ શ્વાસ બંધ કરે ત્યારે મન બંધ થાય એમ આપે કહ્યું પણ તે ઘડીએ બીજું તો ચાલુ રહી શકે ને ?

**દાદાશ્રી :** હા, અહંકાર તે ઘડીએ પાછો સ્થિર કરવામાં મંડ્યો હોય !

**પ્રશ્નકર્તા :** હમણાંના સંતો અંતઃકરણની સ્થિરતા માટે નામસ્મરણ ઉપર કેમ બહુ ભાર દે છે ?

**દાદાશ્રી :** નામસ્મરણ તે, હમણાં બીજો કોઈ ઉપાય નથી. આટલી બળતરામાં કંઈક નામસ્મરણ કરે ને, તો કંઈક શાંતિ, કંઈક ઠંડક રહે. કારણ કે નામસ્મરણ કરે તે વખતે મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધું ટાઢું રહે અને અંદર શક્તિ આવે.

## અંતઃપ્રેરણાની મૂલવણી !

**પ્રશ્નકર્તા :** અંતઃપ્રેરણાની યોગ્યતા અને ઉપયોગિતા કેટલી અને કેવી રીતે નક્કી કરવી ?

**દાદાશ્રી :** અંતઃપ્રેરણા આપણને આપણા જ્ઞાનના આધારે વ્યાજબી લાગે, તો એ પ્રેરણા પ્રમાણે ચાલવું અને જ્ઞાનના આધારે ખોટું લાગે તો પ્રેરણાને ઊડાડી દેવી. જ્ઞાનનો આધાર હોવો જોઈએ. આપણે ધ્યેય પર પહોંચવાનું છે. આપણે જો મુંબઈ જવું હોય તો ધ્યેયને માટે પ્રેરણા બરોબર સત્ય બતાવતી હોય તો ચાલવું અને અસત્ય બતાવતી હોય તો છોડી દેવું. ધ્યેયને પહોંચી વળવા માટે શું જરૂરી છે ? એ પ્રેરણા જો આવતી હોય આપણને તો એ રસ્તે ધ્યેય પર પહોંચાય. એવું હોય તો પ્રેરણા માફક ચાલવું અને ના પહોંચાય એવું હોય તો પ્રેરણા છોડી દેવી એની. મુખ્ય વસ્તુ ધ્યેયને પહોંચવું એ છે.

**પ્રશ્નકર્તા :** અંતઃપ્રેરણા કોઈ વખતે ગેરરસ્તે લઈ જાય ખરી ?

**દાદાશ્રી :** હા, ઊંધે રસ્તે જ લઈ જાય. વધુ વખતે ઊંધે રસ્તે લઈ જાય. આ અંતઃપ્રેરણા જ આ બધાને અવળે રસ્તે લઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** આપણને એમ લાગે કે આ આપણા ધ્યેય પ્રમાણે અંતઃપ્રેરણા આપી રહી છે પણ છતાંય કોઈ વાર ઊંધું નીકળે ખરું ?

**દાદાશ્રી :** ના, આપણે જો ધ્યેયને ચોક્કસ જાણતા હોઈએ તો ધ્યેયના પ્રમાણે હોય તો ઊંધું ના લઈ જાય. અને છતાંય એ ધીમે રહીને ઊંધું ફેરવવા જતી હોય તો આપણે સમજી જઈએ કે 'એય, શું કરે છે ? ના ચાલે', કહીએ. બળદ તો અવળા ફરે જ. આપણે ફરવા કેમ દઈએ ? આપણા ધ્યેયને પહોંચવા દે એ અંતઃકરણ આપણું અને બીજું આપણું દુશ્મન.

## જીવ અને અંતઃકરણનું ભેદાંકન !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** આ કહે છે કે 'જીવ બળે છે, જીવ

ઝાલ્યો રહેતો નથી, જીવને બેચેની છે, હું ઘેર હતો છતાં જીવ સત્સંગમાં હતો, જીવ ગૂંચાય છે, મારા જીવનું ઠેકાણું નથી.' એ જીવ કોને કહે છે ?

**દાદાશ્રી :** આ મન કે ચિત્ત જ છે, આમાં જીવ રહે જ નહીં ને ! જીવભાવ તો ઊડી ગયો. જીવભાવ તો શુદ્ધ ચિત્ત થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં જે વપરાય છે, આ રીતે જીવને વાપરે છે એ અંતઃકરણને કહે છે કે મનને કહે છે ?

**દાદાશ્રી :** ના, અંતઃકરણ એ જ મન ને એ જ ચિત્ત.

**પ્રશ્નકર્તા :** અને એ જ જીવ ?

**દાદાશ્રી :** એનો એ જીવ નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી શું કામ 'જીવ' શબ્દ વપરાય છે ? ચિત્ત અને મન, આ બધા શબ્દો નથી વપરાતા, વ્યવહારમાં જીવ જ શબ્દ વપરાય છે.

**દાદાશ્રી :** જીવ તો અહંકાર જાતે હોય. આમાં બધાય વપરાય છે. જીવ નહીં, અંતઃકરણ આખું વપરાય છે અને ત્યાં (ક્રમિક માર્ગમાં) જીવ હોય અને અહીં (અક્રમમાં) જીવ ના હોય. આપણે અહીં તો શુદ્ધ ચિત્ત થઈ ગયું ને !

**પ્રશ્નકર્તા :** પણ બહાર જે લોકો કહે છે જીવ તે શું ?

**દાદાશ્રી :** એ અશુદ્ધ ચિત્ત, એનું નામ જીવ. અને શુદ્ધ ચિત્ત એ જીવ નહીં. આ તો સફોકેશન (ગૂંગળામણ) થાય મહીં કો'ક દહાડો. તેને આપણે જાણીએ પાછાં.

**પ્રશ્નકર્તા :** આ બધા 'જીવ' શબ્દ વાપરે છે, એ શાને બદલે વાપરે છે ?

**દાદાશ્રી :** મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર બધું ભેગું થાય ત્યારે

એને જીવ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે એ અંતઃકરણ જ થયું ને ?

**દાદાશ્રી :** ના. અંતઃકરણનોય માલિક જીવ. તેને કૃપાળુદેવે શું કહ્યું, કે 'અંતર્દાહ નિરંતર બળ્યા જ કરે.' એ જીવ બળે છે. અને જ્ઞાન લીધા પછી અંતર્દાહ મટી જાય, તો એ જ્ઞાન કહેવાય. નહીં તો જ્ઞાન જ ના કહેવાય ને !

**પ્રશ્નકર્તા :** બધાં પુસ્તકોમાં મન અને ચિત્ત કરતાં જીવને વધારે મહત્ત્વ આપ્યું છે.

**દાદાશ્રી :** એવું છે ને, જીવ જ છે પોતે. આ બધું ભેગું કરે, એનું નામ જીવ. એટલે જીવને જ બધા કહે કહે કરે ને !

પછી બહુ વિચારો આવે ત્યારે કહેશે, 'મારું મન ખરાબ વિચાર કરે છે. મને મનમાં ખરાબ વિચારો આવે છે' પણ 'મારું મન' છે એવું કહે છે ! એટલે એને પોતાનો ભાગ હોયને એવી રીતે વર્તે છે. આ જ્ઞાન લીધા પછી હવે મન ગળ્યા કરશે. અહંકાર તો તે દહાડે જ તમે વહોરાવી દીધો'તો. હવે મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર આમાં બુદ્ધિ એકલી જ તમને હેરાન કરે. તે ત્યારે સાચવવાનું, ચિત્ત શુદ્ધ થઈ ગયું અને જેટલી અશુદ્ધિ રહી હોય, તેને જોયા કરવાની.

❖ ❖ ❖

# (૮)

# અંતઃકરણ સામે જાગૃતિ

## ખાનારો, જાણનારો ને જાણનારાને જાણનારો !

**પ્રશ્નકર્તા :** આ ખોરાક જે લેવાય છે, એમાં અંતઃકરણનો કયો ભાગ ખોરાકના સ્વાદને બધા ફેઝીઝથી (પર્યાયોથી) જાણે, સ્વાદ લેનારને જાણે, સ્વાદ કયો આવ્યો એને જાણે ?

**દાદાશ્રી :** આત્મા એ જાણે કે કડવું છે કે મીઠું છે, ખાટું છે કે મોળું ? મહીં જાણે. જાણપણાનું જ કામ.

**પ્રશ્નકર્તા :** આત્માનું ?

**દાદાશ્રી :** હા. કઢી સારી થઈ છે કે ખરાબ છે એવું બધું જાણે. સારી-ખોટી અભિપ્રાય ના આપે. અભિપ્રાય વગર જાણે, એ આત્મા.

**પ્રશ્નકર્તા :** આ કાજુ છે, ખારા છે, તીખાં છે, એ બધું આત્મા જાણે કે બુદ્ધિ જાણે ?

**દાદાશ્રી :** બુદ્ધિ જાણે. જાણનારનેય આત્મા જાણે. બુદ્ધિ જાણે છે એવું એ આત્મા જાણે.

**પ્રશ્નકર્તા :** કારણ કે અજ્ઞાની પણ જાણી શકે છે કે આ બહુ ખારા છે, તીખાં છે.

**દાદાશ્રી :** એ બુદ્ધિ જાણનાર.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનીને બુદ્ધિ જાણનાર.

**દાદાશ્રી :** જ્ઞાનીને બુદ્ધિ શું જાણે છે, એય પણ એ જાણે.

**પ્રશ્નકર્તા :** ચિત્ત-મન, એ બધાં કેવી રીતે કામ કરતાં હોય છે ? આ ખોરાક જીભ ઉપર આવે ત્યાર પછી મનનું ફંકશન શું હોય છે ?

**દાદાશ્રી :** મન વિચારે કે એકંદરે સારી છે, મીઠી છે.

**પ્રશ્નકર્તા :** એની પાસે પાછલાં અભિપ્રાયનો સ્ટોક તો છે જ ને ? આ હિતકારી, આ બરોબર નથી, સારું છે, એ બધું મનનો સ્વભાવ છે ?

**દાદાશ્રી :** હંઅ, અભિપ્રાય બુદ્ધિ આપે. મન તો કહી આપે.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાનીને બુદ્ધિએ જે જાણ્યું, બુદ્ધિ જે જાણે છે એનો પણ જાણનાર છે ને ?

**દાદાશ્રી :** બુદ્ધિ જેને જાણે છે, એને એ જાણતો નથી.

**પ્રશ્નકર્તા :** એ તો અજ્ઞાનીને ?

**દાદાશ્રી :** અજ્ઞાની નહીં. એ બુદ્ધિના થ્રુ (દ્વારા) જ જાણી શકાય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ જેટલું જણાવે એટલું પોતે જાણે ? પોતે ડિરેક્ટ (સીધું) જાણી ના શકે ?

**દાદાશ્રી :** હા. આંખો જે જુએ તે ઈન્દ્રિયજ્ઞાન. જે જુએ, એને એ જાણે કે આંખે આવું જોયું.

**પ્રશ્નકર્તા :** એટલે પોતે ડિરેક્ટ ના જાણે ? આંખે શું શું જોયું એ જ જાણી શકે ? બુદ્ધિ થ્રુ જ જાણી શકે ?

**દાદાશ્રી :** બુદ્ધિ શું જાણે છે એ 'પોતે' જાણે. ઈન્દ્રિય શું જાણે

છે એ પોતે જાણે, ઈન્દ્રિયે સ્વાદ શું લીધા એ પોતે જાણે. સ્વાદ બધો જોઈ આપે.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિનું કાર્ય પોતે ના કરી શકે ?

**દાદાશ્રી :** બુદ્ધિને જાણી શકે તેનો અર્થ એ કે બુદ્ધિએ શું જાણ્યું તે જાણનાર. ઈન્દ્રિયને જાણનાર એટલે ઈન્દ્રિયે શું જાણ્યું તે જાણનાર.

**પ્રશ્નકર્તા :** ઈન્દ્રિયો ના હોય તો પોતે જાણી ના શકે એવું ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** હવે ઈન્દ્રિયો જે બતાડે છે, એને પણ બુદ્ધિ પહેલાં જાણે છે ને ? ઈન્દ્રિયોની અસરોને બુદ્ધિ પહેલાં જાણે છે ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** અને બુદ્ધિ જે દેખાડે છે, એને પોતે જાણે છે.

**દાદાશ્રી :** બરોબર છે.

**પ્રશ્નકર્તા :** આમાં જાણનારો કોણ તો પછી ? આ બુદ્ધિએ બતાડ્યું એ જાણનારો કોણ ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન ના લીધું હોય, તેને જાણનાર કોણ ?

**દાદાશ્રી :** તેને ? તેને તો પોતે જ, બુદ્ધિ જ જાણનાર. આગળ કનેક્શન (અનુસંધાન) જ નહીં, ત્યાં અહંકાર જ.

**પ્રશ્નકર્તા :** ત્યાં અહંકાર જાણનારો કહેવાય ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ જાણે છે બધું, ત્યારે અહંકાર શું કરતો હોય છે ?

**દાદાશ્રી :** અહંકાર એક્સેપ્ટ (સ્વીકાર) કરે છે અને આત્મા તો વિષયને ભોગવતો નથી, ખાલી જાણ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** વિષયમાં ઈફેક્ટ ઈન્દ્રિયોમાં જ ઊભી થાય છે ને ! જેમ પેલું આંખ જુએ છે, જીભ સ્વાદ લે છે, એવી ઈફેક્ટ બધી ઈન્દ્રિયોમાં જ હોય છે ને ?

**દાદાશ્રી :** હંઅ.

**પ્રશ્નકર્તા :** સ્પર્શેન્દ્રિયને ઈફેક્ટ હોય છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો સ્પર્શેન્દ્રિય ભોગવે છે એવું કહી શકાય ?

**દાદાશ્રી :** એ બધી સ્થૂળ વસ્તુઓ છે. સ્થૂળ સ્થૂળને ભોગવે છે. વધારે ગરમ પાણી પડ્યું હોય પગ ઉપર તો ફોલ્લા પડે, મનને ના થાય. એટલે પગ ભોગવે. શરીરને થાક લાગ્યો હોય ને ત્યારે 'હું થાક્યો' એમ કહે છે. કોણ ભોગવે છે ?

**પ્રશ્નકર્તા :** ખરેખર શરીર ભોગવે છે.

**દાદાશ્રી :** થાકને શરીર ભોગવે છે, ત્યારે કહે છે કે 'હું થાકી ગયો.'

**પ્રશ્નકર્તા :** મનનું આપે કહ્યું કે મન બધું પૃથક્કરણ કરીને બતાડે છે, તો ચિત્તનું ફંક્શન શું આવ્યું ?

**દાદાશ્રી :** ચિત્તને લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** કેમ ? આ ખાધું તો ચિત્તને લેવાદેવા નથી ?

**દાદાશ્રી :** ચિત્તને એટલી લેવાદેવા, સ્વાદમાં એ પકડી લે કે સારો કે ખોટો ? એ સારા ઉપર હોય તો ચિત્ત ત્યાં ચોંટી જાય. નજર લાગી જાય ચિત્તની. મનની નજર ના લાગે.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ને કે ખાતી વખતે ચિત્તને હાજર રહેવું જોઈએ, તો ખાતી વખતે ચિત્તનું શું ફંક્શન રહ્યું ?

**દાદાશ્રી :** શું શું છે મહીં સ્વાદ ? કયું સ્વાદિષ્ટ છે ?

**પ્રશ્નકર્તા :** આ સ્વાદનું જાણવું એ બુદ્ધિનું કામ છે ને ?

**દાદાશ્રી :** બધું ભેગું કામ છે, સહિયારું છે. જે ચોંટે એને. સારો સ્વાદ હોય તો ચોંટી પડે. પછી સ્વપ્નમાં હઉ લાવે.

**પ્રશ્નકર્તા :** આ ચિત્ત ચોંટી ગયું હોય તો સ્વપ્નું આવે એવું કહ્યું ને ? તો અત્યારે દાદાના સ્વપ્ના આવતા હોય તે ચિત્ત ચોંટી ગયું હોય તો જ આવે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એવું તરત ને તરત ઈફેક્ટ આપે એવું છે ?

**દાદાશ્રી :** એવું નહીં. બીજા સંજોગો ભેગા થાય એટલે. એક જ સંજોગ ઓછો છે ?

**પ્રશ્નકર્તા :** એટલે આ જ ભવમાં ઈફેક્ટ આવે ? બેઉ ?

**દાદાશ્રી :** હા.

## જ્ઞેય-જ્ઞાયક જુદા સદા !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકારનું અવલંબન લઈને ચાલીએ છીએ તોય કશો ફાયદો નથી, છતાંય વારંવાર લઈ લેવાય છે.

**દાદાશ્રી :** તેય તમે લેતાં નથી પાછું. આ તો તમને લાગે છે એવું અને લાગે છે એ પ્રમાણે તમે જે બાજુ ઢળો, તે બાજુ સહીઓ થાય, સહી-સિક્કા થાય.

**પ્રશ્નકર્તા :** પણ વારંવાર પાછું એ અમારું અવલંબન લેવાની અનાદિની ટેવ એટલી બધી ગાઢી છે.

**દાદાશ્રી :** અધ્યાસ થઈ ગયેલો ને ? એ અધ્યાસ છૂટે ત્યારે ને !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ એટલી રહેતી નથી.

**દાદાશ્રી :** અધ્યાસ થઈ ગયેલો છે પણ તે અધ્યાસની પાછળ છે તે આ જાગૃતિ છે ને તે તમે છો. અને આ અધ્યાસ છે તે અધ્યાસ છે. તમે તમારું કામ કરો, એ અધ્યાસ અધ્યાસનું કામ કરે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે. અમે અમારું કામ કરીએ ને અધ્યાસ અધ્યાસનું કામ કરે. તો એ અધ્યાસવાળો જ મોળો પડી જાય.

**દાદાશ્રી :** આપણું જ્ઞાન જ એવું કહે છે ને !

**પ્રશ્નકર્તા :** આપણું જ્ઞાન તો એવું સ્પષ્ટ કહે છે કે 'આપણે કશું કરવું નહીં, કશું અનુમોદવું નહીં' પણ તોય અંદર પેસી જવાય છે.

**દાદાશ્રી :** હા. પેસી જવાય છે તેય હજુ પેસી જતાં નથી પણ ભાસે છે. પેસી જવું એ જુદી વસ્તુ છે અને ભાસવું એ જુદું છે. એવું આપણને ભાસે છે એટલે આપણે એ બાજુ સહીઓ કરી આપીએ છીએ. એ ભાસે કહીએ તોય આપણે સહી ના કરી આપીએ કે ઓહો, આ તો ભાસે છે, આવું બને જ કેમ કરીને ?

જ્ઞાયક જ્ઞેય રૂપે થાય શી રીતે ? જે જ્ઞાયક છે તે જ્ઞેય રૂપે કેમ કરીને થાય તે ? પેસી જાય છે એ જ્ઞેય છે. જ્ઞાયક જ્ઞેય થઈ જાય છે, તમે કહો છો, પેસી જઈએ છીએ. એટલે આ જ્ઞાયક પેસી જાય છે એમાં. એટલે જ્ઞાયક જ્ઞેય થઈ જાય. પણ ના, જ્ઞેય ને જ્ઞાયક એક ના હોય, જુદા જ હોય.

**પ્રશ્નકર્તા :** તમે કહો છો તે વાસ્તવિક રીતે જુદાં હોય. પણ

આમ જનરલી ડખોપંજો ચાલ્યા કરે છે. એમાં જ્ઞેયનો જ ફાંટો જ્ઞાયક થઈને કામ ચલાવે છે.

**દાદાશ્રી :** પણ એ તો આપણી માન્યતા છે, આપણે એ જ્ઞેયને જ્ઞાયક છે એવું માનીએ જ કેમ કરીને ?

**પ્રશ્નકર્તા :** જ્ઞેય ને શુદ્ધ ચેતન બે જ છે. જ્ઞાયક પણ જ્ઞેય છે. વચ્ચે જો જ્ઞાયક ઊભો થયો, તેય પણ એ જ્ઞેયનો ભાગ છે ?

**દાદાશ્રી :** ના, જ્ઞાયક એ જ્ઞાયક છે.

**પ્રશ્નકર્તા :** હવે એ સંગીક્રિયાઓની પેદાશ તો નહીં ને ? તમે જે જ્ઞાયક કહો છો એ સંગીક્રિયાની નિષ્પતિવાળો નહીં ને ?

**દાદાશ્રી :** એને લાગે-વળગે નહીં ને !

**પ્રશ્નકર્તા :** એ વાત બરોબર છે. હવે મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ જ્ઞેય સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** હા, એ જ્ઞેય સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** અને એમાંથી જે જ્ઞાયક ઊભો થયો, 'હુંપણું' ઊભું થયું તે શું છે ?

**દાદાશ્રી :** હા, એમાંથી 'હુંપણું' એનું નામ ભ્રાંતિ ને !

**પ્રશ્નકર્તા :** હા, એ ભ્રાંતિવાળો જે જ્ઞાયક છે એ પજવે છે વધારે.

**દાદાશ્રી :** એ જે ભ્રાંતિવાળો છે ને, તે કહે છે, 'હું જાણું છું ને હું કરું છું.' એ છે તે ચેતનમાંય ના હોય અને જડમાં પણ ના હોય. એટલે એ તો આપણને ભાસે છે એવું કે આપણે આની મહીં પેસી ગયા છે. 'હું ચંદુભાઈ છું' એ બધું આખું જ્ઞેય છે, આખું ડિપાર્ટમેન્ટ.

**પ્રશ્નકર્તા :** પણ હજુ અનાદિના અધ્યાસથી એ જે જ્ઞાયક થઈ

બેઠો છે, એ ઊંડી ઊંડી અપેક્ષાએ જ્ઞેય ઉપર પોતાનાથી જુદો રાખે છે.

**દાદાશ્રી :** એ જ પછડાટ કહેવાય ને ! એનું નામ જાગૃતિ મંદ કહેવાય. સંપૂર્ણ જાગૃતિ કોનું નામ કહેવાય ? જાગૃતિ દેખાય છે ખરી પણ છતાંય જ્ઞાયક જ્ઞેય રૂપે થઈ જાય છે ને ! હવે ખરેખર જ્ઞાતા જ્ઞેય થતો જ નથી પણ થઈ ગયો એ માને છે, એ જ ભ્રાંતિ છે.

કોઈ મને પૂછે કે 'જ્ઞેય-જ્ઞાતા એક થઈ ગયું હતું ?' ત્યારે હું ના કહું, 'તમે એક થયા નહોતા, પણ તમે ઊંધું માની લીધું હતું.'

## જપનારો, વિચારનારો ને જોનારો !

**પ્રશ્નકર્તા :** જ્યારે જપ કરીએ છીએ ત્યારે વિચાર પણ ચાલતા હોય છે અને એને પણ જોનારો હોય છે કે આ વિચાર ચાલે છે અને જપ પણ ચાલે છે. તો આ ત્રણ કોણ છે ? જપ કરનારો કોણ છે ? વિચાર કરનારો કોણ છે ? અને એને જોનારો કોણ છે ?

**દાદાશ્રી :** વિચાર કરનારું મન છે. જપ કરનારી વાણી છે અને જોનારો આંધળો અહંકાર બુદ્ધિ સહિત છે. અહંકાર આંધળો છે તે બુદ્ધિ સહિત જુએ છે. આમાં આત્મા વપરાતો નથી. આ જગતમાં જીવો ફરે, એમાં કિંચિત્‌માત્ર એક વાળ પૂરતો આત્મા વપરાતો નથી. એ બધો અહંકાર જ છે.

એનો એ જ બધો ડખો છે. આમથી આમ એ બોલે છે અને આમથી આમ બોલે છે. મહીં તો બહુ ચીજો છે. એક બાજુ આત્માય છે ને એક બાજુ આખું ટોળું છે, વિકલ્પોનું ટોળું.

**પ્રશ્નકર્તા :** 'હું' મટી જાય તો જ ટેપરેકર્ડ થાય ને ?

**દાદાશ્રી :** એ તો ત્યાં સુધી પહોંચેને તો. આ તો બધા બુદ્ધિનાં વાક્યો. એટલે બુદ્ધુ બનાવે. બુદ્ધિનું વાક્ય સાંભળતાં સાંભળતાં માણસ બુદ્ધુ થઈ જાય.

આ જ્ઞાન પછી ચંદુભાઈ શું કરી રહ્યા છે તે તમારે જોયા કરવાનું. ચંદુભાઈ એ જ્ઞેય છે અને 'તમે' જ્ઞાતા છો. ચંદુભાઈ એકલા નહીં, ચંદુભાઈનાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર બધાં શું કરી રહ્યાં છે એ જોયા કરવાનું. મનની જોડે તન્મયાકાર 'આપણે' હવે હોઈએ નહીં. આપણે તન્મયાકાર હતા તે જુદા થઈ ગયા.

## 'એ' ન જુએ જ્ઞાની !

**પ્રશ્નકર્તા :** આપને આ બધા મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર દેખાય ?

**દાદાશ્રી :** હું શું કરવા જોઉં તે ? મારે શું કામેય એનું ? આપણે કંઈ એનું પોસ્ટમોર્ટમ કરવું છે ? મારે શું કામ તે ? પોસ્ટમોર્ટમવાળા શીખે બધું. આપણે જરા જોઈ લીધું ને જાણી લીધું કે માલ આ છે. આપણે આમ છીએ, આને આમ છે, પછી બીજી લેવાદેવા શું ? અને આ દેહમાં હમણે થોડુંક નાખી દો એટલે આનો ક્લેઈમ પતી ગયો. રાત્રે બૂમ ના પડે. નહીં તો રાતે આપણને હઉ ઉઠાડે, 'ઉઠો, ભૂખ લાગી છે' કહેશે. 'અલ્યા, મને સૂઈ જવા દેને !' ત્યારે કહે, 'ના, ભૂખ લાગી છે. ના ચાલે.' કારણ કે સાઢું સહિયારું છે ને ? જ્યાં સુધી ભાગીદારી છૂટી નથી, તે ટાઈટલ ઊડી ગયું પણ ભાગીદારી તો રહી ને ?

## જ્ઞાનીનું અંતઃકરણ !

**પ્રશ્નકર્તા :** અમારામાં જે મન છે, એવું દાદા પાસે મન છે. અમારે બુદ્ધિ છે, વિચારો છે એય દાદા પાસે છે.

**દાદાશ્રી :** આત્મા એકલો જ સરખો બધાને, બીજું બધું ફેરફાર છે બધો. બીજું બેઠક તમારી ને મારી ફેરફાર, એટલે હિસાબ બધો ફેરફાર. બીજો બધો માલ તો જુદો જુદો હોય, આત્મા બધો સરખો.

અત્યારે તો મન સરસ છે ને ? જ્ઞાની પુરુષની હાજરીમાં મન બહુ સારું રહે. એનું શું કારણ છે કે એમની હાજરીમાં જો

આપણું મન આટલું સારું રહે છે તો એમનું મન કેવું સુંદર હશે ? એમને મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર હઉ હોય પણ સુંદર હોય. આવાં ગાંડાં ના હોય. સુંદર એટલે એ અહંકારેય આપણને મનોહર લાગે. મનોહર એટલે મનનું હરણ કરનારો લાગે. હવે જેટલી શક્તિ એક મનુષ્યમાં છે એટલી બીજામાં શક્તિ ખરી કે નહીં ? ઈન્ડિયામાં બર્થ (જન્મ) છે, અહીંનો જન્મેલો છે, તો શક્તિ બધામાં ખરી જ ને એને ડેવલપ કરવાની જરૂર.

જ્ઞાનીનું અંતઃકરણ કેવી રીતે કાર્ય કરતું હોય ? 'પોતે' જો ખસી જાય તો 'અંતઃકરણ'થી 'આત્મા' જુદો જ છે. આત્મા જુદો થઈ જાય તો સાંસારિક કાર્ય અંતઃકરણથી ચાલ્યા કરે. છૂટું પાડ્યા પછી જ્ઞાનીનું અંતઃકરણ પોતે જ સ્વભાવિક કામ કર્યા કરે. કારણ કે ડખોડખલ બંધ થઈ ગઈ ને, એટલે અંતઃકરણનું કાર્ય સારામાં સારું ને જ્યાં જરૂર હોય ત્યાં જ થાય ને લોકોને ઉપયોગી થઈ પડે. આત્મા જુદો થઈ જાય તો સાંસારિક કાર્યો અંતઃકરણથી ચાલ્યા કરે. એનું નામ જ સહજ !

મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર હાજર ને હાજર રહે, તેનાથી સંપૂર્ણ જાગૃતિ રહે. વીતરાગ જ રહે.

હવે મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર બધું હોય, અને પોતે એમાં જાગૃત જ હોય કે 'આ' એ અને 'આ' અમે, 'આ' એ અને 'આ' અમે. અને સંપૂર્ણ વીતરાગભાવે રહીએ. જ્ઞાનીને અંતઃકરણ શુદ્ધાત્મા જેવું જ થઈ જાય. એટલે બીજાને એમ જ લાગે કે આ તો ભગવાન જેવા માણસ છે ! બાકી જેને ડખોડખલ હોય, તેને ભગવાન તરીકે લોક ના સ્વીકારે. અને અંતઃકરણ ગયું એ ભગવાન થઈ જાય, અહીં જ ભગવાન ! અમને ચાર ડિગ્રીનું હજુ થોડુંક કાચું છે, તેની આ ભાંજગડ છે બળી ! તો તમારી જોડે બેઠા, નહીં તો બેસત કંઈ ?

## લેખે લગાડો જિંદગાની !

હરેક ચીજ આપણી પાસે છે. કોઈ ચીજ આપણી પાસે નથી

એવું નથી. એટલે હવે આ મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકારની ગોઠવણી એવી કરો કે આ જિંદગી કંઈક લેખે લાગે. આપણું પોતાનું કલ્યાણ થઈ ગયું પણ આ લેખે ક્યારે લાગે કે બીજાનું કલ્યાણ થાય તો. મહાવીર ભગવાનેય પારકાના કલ્યાણ માટે જ જીવ્યા હતા આખી જિંદગી. કારણ કે એમનું તો કલ્યાણ થઈ ગયું હતું. એટલે આવું કંઈક કરો હવે ધમધોકાર !

❖ ❖ ❖

# ખંડ - ૨
# મનનું વિજ્ઞાન

## (૧)
## મન, શાંતિની વાટે...

### ધાર્મિક પ્રવૃત્તિ સમયે મનની મોંકાણ !

**પ્રશ્નકર્તા :** કોઈ પણ ધાર્મિક પ્રવૃત્તિ કરતી વખતે મન ઠેકાણે નથી રહેતું, એ માટે આપણે શું ઉપાય કરવો જોઈએ ?

**દાદાશ્રી :** તમારું મન ધાર્મિક કાર્ય વખતે ભટકે છે, ઠેકાણે નથી રહેતું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મુસલમાન લોકો છે તે આમ કાનમાં આંગળી ઘાલીને બાંગ પોકારે. તે ઘડીએ આ મન બિલકુલ બંધ થઈ જાય, ગમે એટલું વિચારતું હોય ને તોયે મન બિલકુલ બંધ થઈ જાય. મુસલમાનો માટે એ બહુ સરસ છે. હિન્દુઓ માટે બરોબર નથી. હિન્દુઓને જેનું મન ઠેકાણે ના રહેતું હોય તેણે હાકોટા પાડીને નવકાર મંત્ર બોલવો અને મન ઠેકાણે રહેતું હોય તો ધીમે રહીને બોલવું.

**પ્રશ્નકર્તા :** આ પૂજાવિધિ કંઈ કરતા હોય તે વખતે કેવી રીતે મન સ્થિર કરવું ?

**દાદાશ્રી :** મન સ્થિર કરવું હોય તો જપ કરવા પડે, એવું તેવું કંઈ કરે ત્યારે સ્થિર થાય. એમ ને એમ તે એકાગ્રતા કંઈક કરો તો સ્થિર થાય. નહીં તો મન એમ સ્થિર થાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એકાગ્ર નથી રહેતું.

**દાદાશ્રી :** તો પછી ભગવાનને નિવેદન કરવું જોઈએ કે તમને માથે ધર્યા ને ! પછી હવે તો હું તમારી જોડે વેર રાખીશ. ના કહેવાય એવું ?

**પ્રશ્નકર્તા :** એવું નહીં કહેવું જોઈએ, સત્ પુરુષોને કેમ એવું કહેવાય ?

**દાદાશ્રી :** પણ એવું કહે નહીં તો કોણ કરી આપે ?

**પ્રશ્નકર્તા :** કોઈક વખતે પૂજામાં એકાગ્રતા રહે, કોઈ વખત નથી રહેતી. કોઈ મૂર્તિમાં મન કેન્દ્રિત થાય, એવું ક્યારે થાય ?

**દાદાશ્રી :** શું ફાયદો એમાં ?

**પ્રશ્નકર્તા :** મૂર્તિમાં ઈશ્વરનાં દર્શન થાય.

**દાદાશ્રી :** હા, સ્થિરતા રહે, શાંતિ રહે પછી આગળ ઉપર ઈશ્વરનાં દર્શન થાય. નહીં તો દર્શન થાય નહીં.

## માળા કરતાં મનને જોયા કરવું !

**પ્રશ્નકર્તા :** ભગવાનનું નામ લઈએ છીએ, માળા ફેરવીએ છીએ, ત્યારે મન બીજે ભમતું હોય છે.

**દાદાશ્રી :** ઓળખાણવાળા ભગવાનનું નામ દેવું જોઈએ. મારું કહેવાનું કે જેને ઓળખતા જ ના હોય, જોયા જ ના હોય, એની જોડે મિત્રાચારી થાય ખરી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી ભગવાનેય શી રીતે ભેગા થાય તે ? આ ભગવાન તો મહીં બેઠા છે તે સાંભળે છે. કૃષ્ણનું નામ દો કે મહાવીરનું નામ દો કે રામનું નામ દો પણ મહીં બેઠા છે તે સાંભળે છે. બીજા કોઈ બહારનાં કોઈ સાંભળવા આવવાનાં નથી. તમારી મહીં, માંહ્યલો ભગવાન સાંભળશે. એટલે માંહ્યલા ભગવાનને જ સીધી વાત કરો ને ! એમનું નામ શું ? 'હે શુદ્ધાત્મા ભગવાન,' એવું કરીને તમે વાત કરજો. બહારવાળાને વળી પાછી દલાલી આપવી ને બધું વહેંચાઈ જાય. અને પાછું છેવટે એ તો અહીં જ મોકલી આપે છે. કારણ કે એ પરોક્ષ ભક્તિ કહેવાય. પરોક્ષ એટલે એ પોતે સ્વીકારે નહીં. જેનું હોય તેને મોકલી આપે. એટલે માંહ્યલા ભગવાનને ભજો.

માળા કરવા ના બેસજો. મનને જોયા કરવા બેસજો. એટલે ફરશે નહીં પછી. મન શું કરે છે, ક્યાં ક્યાં ભટકે છે, એને જોયા કરજો. એટલે માળા કરતાં ઉત્તમ ફળ આપશે, ઘણું મોટું ફળ આપશે. પડી સમજણ ? નહીં તો અમારે ત્યાં આવજો. દવાની પડીકી લઈ જજો. મન ભટકતું હોય તો દવાની પડીકી લઈ જવી પડે.

## પ્રયત્નો, ખીલે બાંધવાનાં...

મન સ્થિર કરવાનો શો ઉપાય કર્યો છે અત્યાર સુધી તમે ?

**પ્રશ્નકર્તા :** કશું ધર્મનું પુસ્તક વાંચીએ છીએ એ વખતે સ્થિર થાય છે.

**દાદાશ્રી :** તે ઘડીએ થોડી વાર સ્થિર થાય. પણ પછી પાછું ચોપડી મૂકે કે હતા તેનાં તે જ પાછાં. એટલે આ તળાવમાં લીલ ચઢેલી હોય, તો આપણે આવડો મોટો ઢેખાળો નાખીએ તો કુંડાળું મોટું ફેલાય. પણ પાછું થોડીવાર થઈ કે હતું તેનું તે. એ તો આખી લીલ કાઢી નાખવી પડે. આખા તળાવની લીલ કાઢી નાખીએ, ત્યારે મહીં સૂર્યનારાયણનો પ્રકાશ પહોંચે. આ તો થોડી થોડી લીલ કાઢીએ, એમાં દહાડો ક્યારે વળે ?

**પ્રશ્નકર્તા :** જ્યારે જ્યારે ભગવાનની ભક્તિ કરવા બેસીએ ત્યારે જ ખરાબ વિચાર આવે છે.

**દાદાશ્રી :** હા. તે જ વખતે ખરાબ વિચાર આવે. પણ નહીં તો આખો દહાડો સારા વિચાર હોય છે ?

**પ્રશ્નકર્તા :** એવું નહીં. પણ આમ નોવેલ (નવલકથા) કશું વાંચીએ તો આપણું મન એમાં સ્થિર થઈ જાય બિલકુલ.

**દાદાશ્રી :** તે નોવેલ વાંચે ત્યારે સ્થિર થાય ને ! નોવેલ એટલે શું ? લપસવું. તે લપસવામાં મન સ્થિર જ હોય. ઉપર ચઢાવવામાં મન જરા અસ્થિર થાય.

**પ્રશ્નકર્તા :** આપણે એક જગ્યાએ એને સ્થિર કરવું છે.

**દાદાશ્રી :** પણ તમે પોતે અસ્થિર છો. અસ્થિર બીજાને સ્થિર કેમ કરીને કરી શકે ?

**પ્રશ્નકર્તા :** પણ મન સ્થિર થાય તો આપણે સ્થિર થઈ શકીએ.

**દાદાશ્રી :** પણ પહેલાં તમે જ અસ્થિર છો, મનને લીધે. હવે મનને સ્થિર કેવી રીતે કરી શકો તમે ? એ તો કોઈની મદદ લેવી પડે.

**પ્રશ્નકર્તા :** ધાર્મિક કાર્યમાં બેઠાં હોય તો કાયા, વચનથી સ્થિર રહેવાય છે, પણ મનથી અસ્થિર રહેવાય છે.

**દાદાશ્રી :** મનથી અસ્થિર રહેવાય તે બહુ નુકસાન. કાયા તો સ્થિર રહે, એ તો રહ્યું તોય શું ને ના રહ્યું તોય શું ? મનના ઉપર આવતા ભવનો આધાર છે અને કાયાનો આધાર તો ઘસાઈ જવાનો.

મન સ્થિર થવામાં શું ફાયદો હશે, એવો તમે હિસાબ કાઢ્યો છે ?

**પ્રશ્નકર્તા :** શાંતિ મળે.

**દાદાશ્રી :** અસ્થિર કર્યું કોણે ?

**પ્રશ્નકર્તા :** આપણે.

**દાદાશ્રી :** શાથી આપણે કર્યું ? આપણે જાણી-જોઈને અસ્થિર કર્યું ? આપણને હિતાહિતની ખબર નથી, પોતાનું હિત શેમાં અને અહિત શેમાં એની ખબર નહીં હોવાથી મનનો ગમે તેવો ઉપયોગ કર્યો. પોતાનું હિતનું શેમાં ને અહિતનું શેમાં એવું જો ખબર હોત તો પોતાના હિતમાં જ ઉપયોગ કરત. હવે મન તો આઉટ ઓફ કંટ્રોલ (કાબુ બહાર) થઈ ગયું. હવે હિતાહિતની સમજણ આપે એવું જ્ઞાન પ્રાપ્ત કરે ત્યાર પછી સ્થિર થાય. એવા જ્ઞાની પુરુષની કૃપા લેવી પડે કે પોતે સ્થિર થયેલા હોય, નિરંતર સ્થિરપણે જ રહે. પછી આપણને સ્થિર કરી આપે. તો બધું કામ થાય, નહીં તો થાય નહીં કશુંય.

પછી મન સ્થિર ના રહે તો તમારે મનને કહેવું, 'દાદા ભગવાને કહ્યું છે. તમે સ્થિર નહીં રહો તો નહીં ચાલે. નહીં તો દાદા ભગવાનને ફરિયાદ કરીશ.' એવું તમે કહેજોને, એક-બે વખત. તોય ના માને તો મારી પાસે આવજો.

## ન કહેવાય એને આધ્યાત્મિક !

**પ્રશ્નકર્તા :** ઘણીવાર આધ્યાત્મિક લાગતા માણસોના મનની એકાગ્રતા કેમ લાગતી નથી ? મનની સ્ટેબિલિટી (સ્થિરતા) મેળવી શકતા નથી.

**દાદાશ્રી :** મન સ્થિર નથી થયું, માટે એ આધ્યાત્મિક જ નથી. રેલવેના પાટા ઉપર ચઢે, ત્યારે આધ્યાત્મિક કહેવાય. ત્યાં સુધી પાટા ઉપર ચઢ્યું જ નથી. પાટા ઉપર ચઢે એટલે પછી રાજધાની એક્સપ્રેસની માફક ચાલશે. આ તો મનમાં માની બેસે છે, હું આધ્યાત્મિક છું.

**પ્રશ્નકર્તા :** આધ્યાત્મિકમાં આ જ મોટો પ્રશ્ન છે કે મનની એકાગ્રતા મેળવવી. હું તો સતત જપ કરું છું પણ એકાગ્રતા જોઈએ એવી નથી.

**દાદાશ્રી :** અને આ લોકોને જ્ઞાન લીધા પછી એમ ને એમ

મન વશ થઈ ગયેલું છે ! ચિંતા બિલકુલ નથી થતી અને મન વશ વર્ત્યા કરે છે. કોઈ ગાળો ભાંડે તોય મન વશ રહે, એ શું હશે ?

## શું રોગ છે વ્યગ્રતાનો ?

**પ્રશ્નકર્તા :** ધ્યાન કરીએ તોય બરોબર એકાગ્રતા રહેતી નથી.

**દાદાશ્રી :** પણ શેને માટે કરો છો ધ્યાન ? વ્યગ્રતાનો રોગ થઈ ગયો છે ? વ્યગ્રતાનો રોગ થયો હોય તો એકાગ્રતા કરવાની.

**પ્રશ્નકર્તા :** રોગ નથી પણ મન અસ્થિર રહે છે.

**દાદાશ્રી :** અસ્થિર ક્યાં રહે છે ? મન આખો દહાડો કામ કર્યા કરે છે. મન સરસ છે. શું કરવા હેરાન કરો છો બિચારાને ? વ્યગ્રતાનો રોગ થયો હોય તો આખો દહાડો કોચ કોચ કરે, ત્યારે એકાગ્રતા કરવી પડે. આખો દહાડ઼ો કોચ કોચ કરે છે ?

**પ્રશ્નકર્તા :** ધંધો છે, બધું છે પણ કશામાં એકાગ્રતા નથી રહેતી.

**દાદાશ્રી :** એકાગ્ર થયેલો માણસ જ નહીં મળ્યો હોય. ભોમિયા (ગાઈડ) મળ્યા નહીં હોય ? એને પોતાને એકાગ્રતા વર્તતી હોય તો આપણને એકાગ્રતા થાય જ. ભલે મોક્ષનો માર્ગ ના મળે, પણ સંસાર માર્ગ તો બધો મળે કે ના મળે ?

**પ્રશ્નકર્તા :** તો ક્યાં જઈએ ?

**દાદાશ્રી :** આપણે પેપરમાં લખીએ કે ભઈ, કોઈ એકાગ્રતાવાળા મળશે તો એને હું લાખ રૂપિયા આપવા તૈયાર છું. પછી ત્યાં આગળ જઈ દુકાનમાં બેસી જવાનું. એ આપણા જેવો અને આપણે એના જેવા, ત્યાં આગળ બહુ દહાડો વળે નહીં. અને એકાગ્ર થવાની તમારામાં શક્તિ તો છે જ. તમે દુરુપયોગ કરો છો. એકાગ્ર થવાની શક્તિ જતી રહી છે તમારી ?

કકળાટ કરવાથી આપણું મન ફ્રેક્ચર થઈ જાય. પછી કહેશે,

'મારું મન બહુ નબળું થઈ ગયું છે.' ત્યારે મૂઆ નબળું ના થાય તો શું કરવું તે ? અને કહેશે, 'ભગવાનની ભક્તિ કરું છું તોય એકાગ્ર થતું નથી. તે ઘડીએ કંઈ આઘુંપાછું થઈ જાય છે.' તમારે એકાગ્ર થાય છે કે નહીં થતું ?

**પ્રશ્નકર્તા :** થાય છે.

**દાદાશ્રી :** કેટલો વખત ?

**પ્રશ્નકર્તા :** લગભગ કલાક.

**દાદાશ્રી :** તે ઘડીએ કો'ક આવીને કહે કે બહાર પોલીસવાળો આવ્યો છે, એટલે એકાગ્રતા થાય પછી ? મન એકાગ્ર તો કોનું નામ કહેવાય કે, પોલીસવાળો આવે કે વાઘ બૂમો પાડતો હોય તોય એકાગ્રતા ના તૂટે. એનું નામ એકાગ્ર કહેવાય. આને એકાગ્ર કેમ કહેવાય તે ? આ તો કહેશે, 'પોલીસવાળો આવ્યો છે તે તમારું નામ લે છે.' એટલે મહીં ફટાકા મારે. મન ક્યાંય જતું રહ્યું હોય ! કેમ પોલીસવાળો કંઈ વાઘ છે ? અને વાઘ હોય તોય શું ?

લોકો કહે છે, મારું મન એકાગ્ર નથી રહેતું. ત્યારે મેં કહ્યું, 'મન લપટું થઈ ગયું છે ?' ત્યારે કહે, 'હા, મન લપટું થઈ ગયું છે.' અલ્યા, મન લપટું નથી થયું. તું લપટો થઈ ગયેલો છે. મન તો કેવું સરસ ડિઝાઈનવાળું છે ! મન તો વાપરતાં નથી આવડતું.

## નોટો ગણતી વખતે !

**પ્રશ્નકર્તા :** મારો પ્રશ્ન એ હતો કે સતત જપ કરીએ, માળા ફેરવીએ તોય એકાગ્રતા કેમ નથી થતી ?

**દાદાશ્રી :** પણ વ્યગ્રતા તો થાય છે ? એકાગ્રતા કરતાં વ્યગ્રતા મોટી, તે મોટી સારી કે નાની સારી ? બે થવાનું, કાં તો એકાગ્રતા થવાની કાં તો વ્યગ્રતા થવાની.

**પ્રશ્નકર્તા :** એકાગ્રતા સારી ને ?

**દાદાશ્રી :** કોણ હરકત કરે છે એમાં ?

**પ્રશ્નકર્તા :** મન. મનની એકાગ્રતા નથી રહેતી. ખૂબ ચિંતન કરીએ પણ પાછું ફરી જાય.

**દાદાશ્રી :** હા. પણ મન તો હવે ઘૈડું થઈ ગયું હશે ને કે જવાન છે હજુ ?

**પ્રશ્નકર્તા :** જે છે એવું છે.

**દાદાશ્રી :** નહીં, ઘૈડું થઈ ગયેલાને શું જોવાનું ? છો ને બૂમાબૂમ કરે. આપણે જુદા, મન જુદું. તમે ને મન, બે જુદાં નહીં ?

**પ્રશ્નકર્તા :** મન જુદું ન હોવું જોઈએ.

**દાદાશ્રી :** તો એક જ હોય ? ભગવાનની ભક્તિ કરતી વખતે મન ઠેકાણે રહે છે ? મન આઘુંપાછું થાય છે ?

**પ્રશ્નકર્તા :** આઘુંપાછું થાય છે હવે. એવી કંઈક ચાવી બતાવો કે જેથી હંમેશા મન સ્થિર થાય.

**દાદાશ્રી :** એ મનનો દોષ નથી, દોષ આપણો છે. મન એવું નથી. મન તો બહુ સારું છે બિચારું. જે મન આઘુંપાછું થાય છે, જંપવા દેતું નથી, એ આપણો દોષ છે. તમે બેંકમાં જાવ, દસ હજાર રૂપિયા લેવાના હોય, તે ઘડીએ મન સારું રહે કે ના રહે ? મન એકાગ્ર રહે ?

**પ્રશ્નકર્તા :** હા, રહે.

**દાદાશ્રી :** ત્યારે બળ્યું, પૈસો વહાલો છે અને ભગવાન વહાલો નથી. ભગવાન જો એટલો વહાલો હોય તો મન એમાં રહે જ. પૈસાની ઉપર વહાલ વધારે છે ત્યારે એની પર રહે જ. તો મનને ભટકવાની ટેવ નથી. તમે વાંકા છો. મન તો બહુ ડાહ્યું છે. જો પૈસા હોય તો આમ પઈ એ પઈ ગણે. સામો છોકરો આવે તોય એની સામે જુએ નહીં. નહીં તો ગણવામાં ભૂલ થાય, એટલા હારુ. એટલે મન તો તમારું બહુ સરસ છે. આ ભૂલ જ તમારી છે કે તમને પૈસા ઉપર

પ્રિયતા વધારે છે અને ભગવાન ઉપર પ્રિયતા નથી. જ્યાં પ્રિયતા વધારે હોય ત્યાં મન સ્થિર થાય. પૈસા ગણતી વખતે મન ચોક્કસ રહે કે ના રહે ?

**પ્રશ્નકર્તા :** હા, રહે ને !

**દાદાશ્રી :** જુઓને, કેવો ડાહ્યો ! એ ઘડીએ એની વાઈફ બોલવવા આવે તો કહે, 'હમણે નહીં, પછી આવજો.' તેય ગણતરીમાં ભૂલ ન થાય એટલા હારુ. ત્યાં બહુ પાકો.

**પ્રશ્નકર્તા :** પૈસામાં તો એકાગ્રતા રહે જ ને ?

**દાદાશ્રી :** તો બોલો હવે, ત્યાં રહે ને ભગવાનની પૂજામાં નથી રહેતું. શું ભેદ હશે એમાં ? અરે, શાક લેતી વખતે એકાગ્ર રહે અને અહીં નથી રહેતું, એનું શું કારણ ? આ તો ના છૂટકે કરવું પડે છે, પરાણે, ફરજિયાત ! આ નહીં કરીએ તો બગડી જશે એવા ભયથી કરીએ છીએ. જેટલી પૈસા જોડે રુચિ એટલી ભગવાન જોડે રુચિ ના જોઈએ ? તે કેમ રાખતા નથી ?

**પ્રશ્નકર્તા :** હવે એના માટે રસ્તો શો ?

**દાદાશ્રી :** ભગવાન પર રુચિ કરવાનો રસ્તો તો, અહીં આવજો. હું તમને બતાડીશ બધો. પણ રુચિ થઈ નથી. લક્ષ્મી ઉપર રુચિ છે. બાકી મન એકાગ્ર તો કરી શકે એવું જ છે. મન બધી શક્તિવાળું છે. મન ફ્રેક્ચર નથી થઈ ગયું. આપણો સ્વભાવ બગડી ગયો છે.

એટલે આ ભૂલ પ્રિયતાની છે, તમે ત્યાં આગળ પ્રિયતામાં લોકસંજ્ઞાથી ચાલ્યા. લોક શું કહે છે કે 'પૈસાથી સુખ છે' એવું તમેય માની લીધું. ભગવાનનું કહેવું ના માન્યું. ભગવાને કહ્યું કે 'લોકસંજ્ઞામાં સુખ નથી, જ્ઞાનીની સંજ્ઞાથી મોક્ષ છે.' લોકોએ પૈસામાં સુખ માન્યું, વિષયોમાં સુખ માન્યું અને તમે જો પૈસા અને વિષયોમાં સુખ માનો તો ભગવાનનું કહેલું માનતા નથી. ભગવાને શું કહ્યું કે 'જ્ઞાનીની સંજ્ઞાથી ચાલજો.' જ્ઞાનીએ જેમાં સુખ કહ્યું તેમાં વર્તો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીએ કહ્યું તેમ વર્તવાનું.

**દાદાશ્રી :** હા, જ્ઞાનીનો પોતાનો મોક્ષ થઈ ગયેલો હોય અને એ તમને મોક્ષને રસ્તે જ ચઢાવે.

## એકાગ્રતા, ડ્રાઈવિંગ ટાણે !

કોઈ દહાડો અહીંથી મુંબઈ સુધીનું ડ્રાઈવિંગ કરો ને તો બધું એકાગ્ર ! ઘરબાર બધું ભૂલી જવાનું ! જો એકાગ્ર રહે છે કે નહીં ? પૂછી જોજો એ લોકોને ! એ એકાગ્ર રહે છે, તેથી શેઠિયાઓ ડ્રાયવર થાય છે ને ડ્રાયવરને કહે છે કે, 'ભઈ, તું મહીં (શેઠની જગ્યાએ) બેસ !' લોકો કહે છે, આ શેઠિયાઓને આવો શો શોખ હોતો હશે ? ગાડી હાંકવાનો ? પણ એમનું એકાગ્ર થાય છે ને ! પેલું વ્યગ્ર થયું હોય ને, તે ઠીક થઈ જાય છે, તે આનંદ થાય છે. આખો દહાડો વ્યગ્ર, વ્યગ્ર, ભટક, ભટક કર્યા કરતો હોય છે અને ગાડી ચલાવવા બેઠો ને એકાગ્રતા ! અને આમાં એકાગ્ર ના થાય તો અથડાઈ પડે. એટલે કાં તો ભયથી એકાગ્ર થાય કે કાં તો ભગવાનનો તમને ખૂબ ભય લાગતો હોય તો તમે એકાગ્ર થાવ. કાં તો એની ઉપર રુચિ ઉત્પન્ન થતી હોય, રૂપિયા જેવી, લક્ષ્મી જેવી રુચિ ઉત્પન્ન થતી હોય તો થાય. એ રુચિ ઉત્પન્ન કરવા માટે શું કરવું ? તે પ્રયત્ન કરવા જોઈએ, બસ ! ત્યારે લોકો તેને બદલે આમ ચક્કર ઉપર ગોઠવે છે ને આમ ગોઠવે છે ! મૂઆ, આ તો ઊંધો રસ્તો આમ ફર ફર કરીએ, ગોળ ફર ફર કરીએ, કેટલા માઈલ ગયા ? ઘાંચીનો બળદ કેટલા માઈલ ચાલ્યો ?

**પ્રશ્નકર્તા :** ત્યાંનો ત્યાં જ.

**દાદાશ્રી :** તે એના જેવો આ યોગનું પેલું કરવા છતાં, ગોળ ફર ફર કર્યા કરવું ને મનમાં માનવું કે દોઢસો એક માઈલ થયા હશે ! તે ઘાંચીના બળદને દાબડા બાંધીને ફેરવે છે ? શાથી દાબડા બાંધે છે ?

**પ્રશ્નકર્તા :** એને ચક્કર ના આવે.

**દાદાશ્રી :** એને ચક્કર ના આવે. ગોળ ગોળ ફરે ને, એટલે

દરેક જીવને ચક્કર આવે. મનુષ્યને આવે અને દરેકને આવે. પણ બિચારો ફર ફર કરે છે. પછી ઘાંચીય સારો હોય છે તે આવડું મોટું ખોળનું ઢેફું લઈ તેના મોં આગળ ધરે અને પેલો લહેરથી જમેય ખરો !

**પ્રશ્નકર્તા :** તો ચક્રો ઉપર એકાગ્ર કરવાથી કશું વળે નહીં ?

**દાદાશ્રી :** ના. મનના વિચારોને જોયા કરો એ વળે. બાકી જોયા કર્યા સિવાય બીજું કોઈ કાર્ય કરવા જશો, એ માથાકૂટ પડશે.

**પ્રશ્નકર્તા :** પણ એકાગ્રતાથી શૂન્યતા આવે ખરી ?

**દાદાશ્રી :** આવે ખરી, પણ તે શૂન્યતા રીલેટિવ (સાપેક્ષ) છે. ટેમ્પરરી એડજસ્ટમેન્ટ (વિનાશી ગોઠવણી) છે.

**પ્રશ્નકર્તા :** તે વખતે આ મન ને બુદ્ધિ શું કરે ?

**દાદાશ્રી :** સ્થિર થાય થોડીવાર. પણ હતું તેનું તે જ. એમાં કશું વળે નહીં આપણું. આપણો ધારેલો પ્રોગ્રામ પૂરો થાય નહીં. આપણને જરા હેલ્પીંગ (મદદ) રહ્યા કરે. એ આપણને નુકસાનકર્તા એવું નથી. પણ જો કદી એબવ નોર્મલ (વધારે પડતું) થઈ ગયું હોય તો, એ તો મહાન રોગિષ્ટ છે. મારી પાસે યોગવાળા બધા આવે છે. તે યોગવાળા બધા એબવ નોર્મલ (અસહજ) થઈ ગયેલા હોય છે. તે અહીં દર્શન કરવા આવે ને, તે પહેલાં તો એનું આખું શરીર ધ્રૂજે છે, અહીં ઝાલી રાખવા પડે છે. કારણ કે ઈગોઈઝમ (અહંકાર) ભરાયેલો છે મહીં, તે નીકળે છે.

તમે બહુ એકાગ્ર કરીને મનને મારી નાખો. મારી નાખવું નથી ને ?

**પ્રશ્નકર્તા :** ના, ના. આ તો શાંતિ માટે કરવું છે.

**દાદાશ્રી :** દરેક મહિનામાં એક દહાડો ચોવીસ કલાકની શાંતિ રહે કે ચાર દહાડાની ? કેવું જોઈએ તમારે ?

**પ્રશ્નકર્તા :** ખરેખર તો આખો મહિનો શાંતિ જોઈએ.

**દાદાશ્રી :** એમ ? ત્યારે એ તો જ્ઞાની પુરુષની કૃપાથી થાય.

## જરૂર, સાચા ભોમિયાની !

કોઈ ધર્મ જ પાળ્યો નથી અત્યાર સુધી ?

**પ્રશ્નકર્તા :** પાળ્યો છે.

**દાદાશ્રી :** ધર્મ જો પાળ્યો હોય તો મનની શાંતિ થાય જ. મનની શાંતિ સહેલામાં સહેલી વસ્તુ છે, નાનામાં નાની બાબત છે. કોઈ ગમે તે ધર્મ પાળે ને તો પણ શાંતિ થઈ જાય. સંસારના ધર્મોથી મોક્ષ ના થાય પણ શાંતિ તો થાય જ ને ? કોઈ ધર્મ પાળ્યો નથી ? પાળ્યો હોય તો સાચો પળાયો નથી. કયો ધર્મ પાળો છો ?

**પ્રશ્નકર્તા :** હિન્દુ ધર્મ.

**દાદાશ્રી :** હિન્દુ ધર્મ તો ખોટો નથી. બહુ સરસ છે. કોઈ રસ્તો દેખાડનાર બરોબર નહીં હોય. હિન્દુ ધર્મનું ડ્રાઈવ (માર્ગ) તો બહુ સુંદર છે. તદ્દન સાચું ડ્રાઈવ છે. પણ ભોમિયો સારો નહીં મળ્યો હોય, ગાઈડ (ભોમિયો) કહે છે ને !

**પ્રશ્નકર્તા :** રસ્તો બતાવનારા સારા છે અને એમની જોડે બેસીએ પણ છીએ.

**દાદાશ્રી :** તો શાંતિ ના થાય ? શાંતિ નાનામાં નાની બાબત, છમકલાં કહેવાય. તો જેની પાસે બેસતા હોય, એને શાંતિ નહીં થયેલી હોય એ માણસને. એ તો પૂછવું પડે કે જો તમને શાંતિ થયેલી હોય તો બેસું, નહીં તો નકામું શું કામ બેસું ? બીજી દુકાને જઉં ને !

## દરેક દર્દી અશાંતિનો !

**પ્રશ્નકર્તા :** હવે ખરું તો ગુરુની શોધમાં છીએ.

**દાદાશ્રી :** ગુરુ તો મળ્યા નહીં ? ક્યાંય નહીં ? સારું છે. જ્ઞાની પુરુષ તો મળ્યા ને ? જ્ઞાની પુરુષ એટલે ભગવાનના પ્રતિનિધિ

કહેવાય. ભગવાનની સત્તા બધી, પણ પ્રતિનિધિ. તમારે કશું જોઈતું હોય તો સત્તા અમારી પાસે છે બધી.

**પ્રશ્નકર્તા :** મનની શાંતિ જોઈએ, બીજું કશું નહીં.

**દાદાશ્રી :** ઓહો ! એ તો તરત આપી દઈએ, રોકડી, એમાં તો ઉધાર-બુધાર નહીં. એ ખોળવા જાવ તો બધે ઉધારી હોય છે ને ! આ તો રોકડું.

**પ્રશ્નકર્તા :** આજકાલ પેશન્ટો (દર્દીઓ)નો કૉમન (સામાન્ય) સવાલ હોય છે કે માનસિક શાંતિ શામાં મળે ?

**દાદાશ્રી :** માનસિક શાંતિ શેમાંથીય મળે નહીં. માનસિક શાંતિ મળે જ શી રીતે આ લોકોને ? અશાંતિ જ ખોળે છે. એ શોધમાં છે અશાંતિની ! સહજ ભાવે રહે તો બધી શાંતિ જ રહે. ખાધા પછી ઊંઘ આવતી હોય તો સૂઈ જાય ઘડી વાર. સૂઈ જાય ત્યારે ચાર કલાક સૂઈ જાય, એવું આ પોતે જ અશાંતિ કરી વાતાવરણ બધું બગાડી નાખે છે. અહંકારે કરીને બગાડે છે. જો અહંકાર જરા નૉર્મલ (સામાન્ય) હોય ને તો આ દશા ના થાત.

અશાંતિ તમે જોયેલી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** શું દવા ચોપડો છો ?

**પ્રશ્નકર્તા :** કંઈ નહીં.

**દાદાશ્રી :** દવા ચોપડ્યા વગર શી રીતે જાય ? જાય શી રીતે ? આ અશાંતિ કોણે ઊભી કરી હશે ?

**પ્રશ્નકર્તા :** આપણા મનમાંથી જ.

**દાદાશ્રી :** જે અશાંતિ ઊભી કરે, તેની આપણે ફ્રેંડશિપ (મિત્રાચારી) ના કરવી જોઈએ ને ? આ તો એના વગર ગમતું નથી. એને ગળે

હાથ નાખીને ફરવા જોઈએ. અને પથારીમાં જોડે સુવાડે, હં કે ! બાર વાગ્યા સુધી પથારીમાં જોડે સુવાડે. એને કહીએ, 'જા, અહીંથી. મેલ પૂળો !' અશાંતિ થાય ત્યારથી એ 'દુશ્મન' છે એમ નથી સમજાતું ? ઓળખવું તો જોઈએ ને આપણે કે કોણ આપણું ને કોણ પારકું, એમ ના ઓળખવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** મનની અશાંતિ દૂર કરવા શું કરવું ?

**દાદાશ્રી :** મનની શાંતિ તો, આ સત્સંગમાં બેસવાથી, સત્સંગનાં બે શબ્દ આરાધન કરવાથી તો શાંતિ થઈ જાય, નહીં તો એમ ને એમ શાંતિ થાય નહીં ને ? મન શાથી અશાંત થયું છે તે તપાસ કરવી પડે આપણે. એની તપાસ કરવી પડે કે ના કરવી પડે કે પૈણ્યા નથી તેથી અશાંત થયું છે કે ભણ્યા નથી તેથી અશાંત થયું છે, એનું કંઈ એ તો ખોળી કાઢવું પડે ને ?

## આપણું મન, આપણો જ ફોટો !

**પ્રશ્નકર્તા :** મન જે કૂદાકૂદ કરતું હોય છે, મન સ્થિર રહેતું નથી અને જે શાંતિ જોઈએ છે, એ શાંતિ મળતી નથી.

**દાદાશ્રી :** મન કૂદાકૂદ કરતું હોય ત્યાં સુધી શાંતિ શી રીતે થાય ?

**પ્રશ્નકર્તા :** એને વશમાં લેવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** એ તમે જે કરવા જશોને, તેથી કૂદાકૂદ વધશે. કંઈક કરવા ગયા કે કૂદવાનું. એ કહે છે કે તમે શાંત થાવ તો હું શાંત થાઉં. એટલે હું તમને રસ્તો કરી આપું ને તો જ તમે શાંત રહેશો. એટલે એની મેળે જ મન શાંત થઈ જાય. પછી માઈન્ડ (મન) કૂદશે જ નહીં.

મન એ તમારો ફોટો છે. અરીસામાં તમે ફોટો દેખો, તમારો ફોટો દેખાય એ જ તમે છો. તમે શાંત થઈ જાવ તો મન શાંત થઈ

જાય. અત્યારે છે કશી ભાંજગડ મનની ? જુઓ પછી બૂમ ના રહે. નહીં તો અનંત અવતારથી મન વશ ના થાય. આ દુનિયામાં બધી ચીજો વશ થાય, આખી દુનિયાનું સામ્રાજ્ય ભેગું કરી શકે પણ મન વશ ના થાય.

**પ્રશ્નકર્તા :** એક મિનિટ સ્થિર રાખવા ગયા એમાં તો મન ક્યાંય કૂદી પડે, ક્યાંય ચાલ્યું જાય. પાછું એને ખેંચીને લાવીએ ત્યાં પાછું થોડુંક સ્થિર થાય.

**દાદાશ્રી :** હા, તે ક્યાંનું ક્યાંય જતું રહે. ધક્કો મારીને તેલ કાઢી નાખે. ઘડીવાર જંપવા ના દે. એ મન અમે જોયેલું ને ! અમે એય જોયેલું અને પછી આ સ્થાન પર આવેલા, પણ એ વશ થઈ ગયું. એટલે પછી ગયું, આખા બ્રહ્માંડનું સામ્રાજ્ય મળી ગયું. અમને ૨૬ વર્ષથી ટેન્શન ઊભું થતું નથી. ૨૭મું વર્ષ બેસે છે. આ ટેન્શન ઊભું થયું નથી. કારણ કે મન વશ થઈ ગયેલું. એટલે આ બધાનું અમારા પ્રતાપ થકી, અમારી કૃપા થકી એટલે અમારી એટલે મહીં ભગવાનની હોં, મારી નહીં. મહીં દાદા ભગવાનની કૃપા થકી, આ બધાનું કલ્યાણ થઈ ગયું. એવાં ૬૦ હજાર માણસનું કલ્યાણ થયું છે.

મનને બાંધવાનું એમાં શું ? તે દવા આપીએ. પણ તેમાં ફાયદો ના થાય કશું. મિથ્યાત્વ જાય નહીં. મિથ્યાત્વ જાય તો મોક્ષે જાય. મન તમારી પાસેથી લઈ લઈએ ને શાંતિ આપીએ, તો વધારે મિથ્યાત્વ બાંધે ઊલટું. શાંતિ રહે ને એટલે વધારે ચકરાવે ચઢવાનું. પહેલી મનની શાંતિ કરીએ. પછી કાયમનું સુખ. કાયમનું સુખ જોઈએ છે ને પાછું ?

**પ્રશ્નકર્તા :** મનની શાંતિ પછી કઈ જાતનું રહે છે, એ સંજોગો ઉપર આધાર રહે.

**દાદાશ્રી :** પહેલાં મનની શાંતિનાં બે પડીકાં આપીએ. પછી તમને જે જોઇએ તે આપીએ.

**પ્રશ્નકર્તા :** એવી શાંતિ નહીં, કંઈ આત્માનું કલ્યાણ થાય એ

રીતની શાંતિ.

**દાદાશ્રી :** હા, એ ખરું.

## શાંતિ ખપે કે પરમાનંદ ?

**પ્રશ્નકર્તા :** જેઓ પાસે જ્ઞાન નથી, એ માણસોએ શાંતિ માટે શું પ્રયાસો કરવા ?

**દાદાશ્રી :** શાંતિ એ તો ગરીબો માગે, ભીખ માગે. એ તો ગરીબ લોકોની માંગણી. તમે મનની શાંતિ કેમ માંગી ? મનની અશાંતિ તો આ શ્રીમંતો ખોળે, કે જો અશાંતિ થાય તો આ દુનિયામાં રાગ છૂટે. નહીં તો રાગ છૂટે કેમ કરીને ? રાગ છોડવાનું ઉત્તમ સાધન છે આ મનની અશાંતિ. મનની શાંતિમાં વધારે રાગ બેસેને. અશાંતિનો કાયદો એવો છે કે એની મુદત પૂરી થાય એટલે જતી રહે અને અશાંતિ ઉત્પન્ન ના થાય. અગર તો એવું જ્ઞાન, સભર જ્ઞાન આપણી પાસે હોય ને તો અશાંતિ ઉત્પન્ન ના થાય.

આ અણસમજણથી જ આ બધી અશાંતિ છે. દુનિયામાં દુઃખ હોય જ નહીં. આ દુઃખ તો પોતાની અણસમજણના છે. ગેરસમજણના ઈન્વાઈટેડ (આમંત્રેલાં) દુઃખ છે, ઈન્વાઈટ કરેલાં છે.

એ તો હું આ આપું છું ને એટલું કર જોઈએ, શાંતિ તારી થઈ જશે. એમાં જ્ઞાન ના હોય, તેને મનની શાંતિ થાય. અને જ્ઞાન આપું ને પાંચ આજ્ઞા આપું, એ પાળે ત્યારે એને પરમાનંદ હોય. મનની શાંતિ એ તો એક જાતનું મન અશાંત નથી થયું એવું લક્ષણ. પણ જ્ઞાન, પરમાનંદની વાત તો જુદીને ! પરમાનંદી ભગવાન થઈ ગયો.

મન કાયમને માટે વશ થઈ જાય એવી ઈચ્છા ખરી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બાકી મનની શાંતિ તો થાય અને પછી વળી પાછું ચઢી બેસે મન, એ શું કામનું ? ટેમ્પરરી એડજસ્ટમેન્ટ (વિનાશી)

કરવાનું શું હોય ? પરમેનન્ટ (કાયમી) જોઈએ. કોઈ પણ એડજસ્ટમેન્ટ હોય તો પરમેનન્ટ જોઈએ કે ટેમ્પરરી ચાલે ? આ ટેમ્પરરી એડજસ્ટમેન્ટ એ તો ફસામણ.

## સ્વ સ્વરૂપની ભજના...

**પ્રશ્નકર્તા :** મનની વધુ શાંતિ મેળવવા માટે એવો કયો જપ વધુ કરવો કે જેથી મનની વિશેષ શાંતિ થાય અને ભગવાન તરફ લક્ષ વધે ?

**દાદાશ્રી :** મનની વિશેષ શાંતિ સ્વરૂપનો જપ કરે તો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** સહજાત્મ સ્વરૂપ પરમ ગુરુ ?

**દાદાશ્રી :** ના, એ સ્વરૂપનો જપ નથી. એ તો ભગવાનની ભક્તિ છે. સ્વરૂપ એટલે તમે કોણ છો ? એ જાણો અને જાપ કરો ને, તો પૂરી શાંતિ મળી જાય. તે આનો જાપ કેમ નથી કરતાં ?

**પ્રશ્નકર્તા :** મનનો પ્રશ્ન ઘણા વખતથી મૂંઝવતો હતો કે કઈ જાતના જાપ કરવાથી શાંતિ મળે ?

**દાદાશ્રી :** તો સ્વરૂપનો જાપ કરો ને !

**પ્રશ્નકર્તા :** પોતાનું સ્વરૂપ શું ?

**દાદાશ્રી :** એ જાણતા નથી. જુઓને, આ બધી ફસામણ ! શી રીતે શાંતિ થાય ? જુઓ, આ માજી કહે, 'મારે શાંતિ ખસતી જ નથી.' કારણ કે સ્વરૂપના જાપ કર્યા કરે છે નિરંતર, એક ક્ષણેય દુઃખ ના થાય, ચિંતા ના થાય, ઉપાધિ ના થાય, કશું જ થાય નહીં. તમારા સ્વરૂપને એ દેખી શકે પાછાં. એ દિવ્યચક્ષુવાળાં છે. આ બધાંય દિવ્યચક્ષુવાળાં બેઠાં છે. તેની શાંતિ છે ને આ બધાંને. માટે અમે પહેલું સ્વરૂપનું જ્ઞાન આપીએ, પછી તમારે કાયમની શાંતિ થઈ જાય.

બાકી 'સહજાત્મ સ્વરૂપ પરમ ગુરુ' મંત્ર એ તો ભગવાનનો મંત્ર બોલ્યા આપણે, તે આપણને થોડી હેલ્પ કરે. થોડી હેલ્પ જોઈએ છે કે વધુ શાંતિ જોઈએ છે ?

**પ્રશ્નકર્તા :** વધુ શાંતિ જોઈએ છે.

**દાદાશ્રી :** વધુ શાંતિ જોઈતી હોય તો, આ માજી શું કહેતાં હતાં ? મારે શાંતિ જતી નથી કોઈ દહાડોય. બે વરસથી આ સ્વરૂપનું જ્ઞાન લીધું પછી જતી નથી. શાંતિ જાય નહીં ને અશાંતિ થાય નહીં અને નહીં તો શાંતિ નામ પાડશોને છોડીનું તોયે નહીં વળે કશું.

એને માટે જ્ઞાની પુરુષની પાસે કૃપાપાત્ર થવું જોઈએ. એટલે તમે ફરીવાર આ લાભ ઊઠાવવાનો પ્રયત્ન કરજો હવે. અને આજે તમે શું બોલતા હતા વિધિ કરતી વખતે ? દાદા ભગવાનને નમસ્કાર કરું છું એવું બોલતા'તા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે હવે હમણે એ બોલવાનું ચાલુ રાખજો. એનો અત્યારે જાપ કરજો. તે હમણે હેલ્પ બહુ સારી રહેશે. પણ દાદા ભગવાનનું આ યાદ રહેશે બધું નિદિધ્યાસન કે નહીં રહે ? તમારા પોતાથી ના રહે એવું હોય તો હું મારી મેળે પેસી જાઉં તો તમને દેખાયા જ કરે બધું. આ બધાં એક ક્ષણ ભૂલતાં નથી. આ વર્લ્ડનું અગિયારમું આશ્ચર્ય છે. મહાવીર ભગવાન સુધી દસ થઈ ગયા છે, આ અગિયારમું આશ્ચર્ય છે. કલાકમાં પરમેનન્ટ (કાયમી) શાંતિ અને એક અવતાર પછી મોક્ષ થાય. મોક્ષમાં જવું છે કે પછી એમ ને એમ રઝળવું છે ? રઝળવું નથી હવે ?

**પ્રશ્નકર્તા :** રઝળીએ છીએને.

**દાદાશ્રી :** હા. પણ હવે થાક્યાં હોય ને ! થાકેલા હોય જ ને ! થાક્યા ના હોય તો અહીં આગળ અવાય ? આ રઝળપાટનો થાક લાગે ને !

## મનની શાંતિ એ જ આત્મજ્ઞાન ?

**પ્રશ્નકર્તા :** મનની શાંતિ એને સેલ્ફ રિયલાઈઝેશન (સ્વઓળખ) કહેવાય ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો એને શું કહેવાય ?

**દાદાશ્રી :** મનની શાંતિ એ તો એનું નામ જ મનની શાંતિ છે. અને સેલ્ફ રિયલાઈઝ તો પરમાનંદ હોય. એટલે ઉપાધિમાંય આનંદ હોય. ગમે તેટલી આધિ, વ્યાધિ, ઉપાધિ હોય પણ સમાધિ રહે, એનું નામ સેલ્ફ રિયલાઈઝેશન કહેવાય.

મનની શાંતિથી આગળ નથી જોઈતું ? મોક્ષે જવું છે કે નથી જવું ?

**પ્રશ્નકર્તા :** જવું છે.

**દાદાશ્રી :** મનની શાંતિ તો સહેજમાં હોય. બાકી અહીં તો મોક્ષે જવાની ચીઠ્ઠી ફડાવી લેજો. આ બધાએ મોક્ષે જવાની ચીઠ્ઠી ફડાવી લીધી. તમે જાણતા નથી, અહીં મોક્ષની ચીઠ્ઠી ફાડી આપે છે એવું ?

એવું છે ને, મનનો જન્મ ના થાય એ ઉત્તમ. જેનું મન વશ થઈ ગયેલું હોય તેની પાસે જઈએ તો મનની શાંતિ થાય. એટલે તમારે મનની શાંતિ કરવી હોય તો અહીં આવજો. તમારે જે જોઈતું હોય, આ દુનિયામાં તમે જે માગો એ આપવા તૈયાર છું.

## કોણ ચંચળ, કોણ અચળ ?

**પ્રશ્નકર્તા :** મનુષ્યનું મન ચંચળ કેમ હોય ?

**દાદાશ્રી :** એનો સ્વભાવ જ ચંચળ છે. એ અચળ થાય એવું છે જ નહીં. મન મનોધર્મમાં રહેવું જ જોઈએ. નહીં તો સ્થિર થયું કે એ તો બ્લંટ (બુઠ્ઠું) થઈ જાય.

**પ્રશ્નકર્તા :** મન ચંચળ છે, એ સ્થિર થોડો વખત જ રહી શકે છે.

**દાદાશ્રી :** પણ મનની ચંચળતાને અચળતા કરવી એ ગુનો છે.

મન ચંચળ છે, તો આત્મા અચળ છે. નહીં તો મનને અચળ કરશો તો આત્મા ચંચળ થશે. એવું છે, આ તો બધું બેલેન્સ (સમતોલન) છે. કાઉન્ટર વેઈટ છે બધાં. જો પાંચ શેરી આમ નાખશો તો આ બાજુ ત્રાજવું કંઈનું કંઈ ઊંચું જતું રહે.

**પ્રશ્નકર્તા :** મન આમ આંટા માર્યા કરે છે એટલે મારે ચંચળતા ઓછી કરવી છે.

**દાદાશ્રી :** પારકી પીડા શું કરવા કર્યા કરો છો ? જુઓને, આવું જ જ્ઞાન વર્તે છે કે આ ચંચળ છે, તે અચળ કરો કહે છે હવે. આ તો મિકેનિકલ છે, શી રીતે અચળ થાય ? અચળ કરવા જઈએ, પણ તે નાક બંધ કરીએ, દબાવી દઈએ તો અચળ થાય. પણ તે પછી શું કામનું ? મરી જાય તો અચળ થાય. નાક દબાવી દઈએ ને કે ચૂપ ! કાયમનો ચૂપ થઈ જાય. પણ એ તો કામનું નહીંને ! લોકોને એ પસંદ ના પડે, કહેશે. એ તો મરી ગયા ઊલટાં !

**પ્રશ્નકર્તા :** માણસના મનમાં ચાલતા વિચારો પર કાબૂ લાવવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** શું કામ છે, કાબૂ લાવીને ? પણ ફાયદો શો છે એમાં ? ચાલતા વિચારો તો એવું છે ને, વિચાર જે આવે છે ને, એ વિચાર જુદા છે અને તમે જુદા છો. જે વિચાર તમને ગમે છે, તેમાં તમે તન્મયાકાર થાવ છો. અને ના ગમે તેમાં તમે તન્મયાકાર થાવ છો ? કેમ નથી થતા ?

**પ્રશ્નકર્તા :** રસ નથી પડતો એટલે.

**દાદાશ્રી :** તો પછી ગમતા વિચારોમાં તમે શું કરવા ભેગા થાવ છો તે ?

**પ્રશ્નકર્તા :** પણ બધા જ મહાપુરુષો વિચારો ઉપર કાબૂ મેળવવા માટે કહે છે.

**દાદાશ્રી :** પણ મારું કહેવાનું કે તમને વિચાર ના ગમતા હોય

તેમાં કાબૂ રહે છે કે નથી રહેતો ?

**પ્રશ્નકર્તા :** મન ચંચળ છે એટલા માટે આ કહ્યું.

**દાદાશ્રી :** ચંચળ કયું નથી આમાં ? એ મને કહે. તું બોલ બોલ કરું છું તેય ચંચળ. મન એકલું ચંચળ નહીં, આમાં કયો ભાગ ચંચળ નથી ? તું જે આત્મા માનું છું તે આત્મા સચર છે. સચર એટલે ચંચળ છે અને જે દરઅસલ આત્મા છે, એ અચળ છે. એટલે સચરાચર જગત છે. સચરાચર શબ્દ સાંભળેલોને આપે ?

તે અત્યારે આ ભ્રાંતિમાં જ રહે છે, તમે જે આત્મામાં મુકામ કર્યો છે, જેને આત્મા માનો છો, તે સચર આત્મા છે. અને ભ્રાંતિ જાય ત્યારે અચળ પ્રાપ્ત થાય પછી થઈ રહ્યું. એટલે આ બધું ચંચળ જ છે. એટલે મનને કશું કાબૂમાં રાખી શકેલા જ નહીં. એ અહંકાર કરે એટલું જ છે. એ શું કરે ? અહંકાર. 'હું મનને કાબુમાં રાખું છું.' કાબૂમાં રહેવું, ના રહેવું એ તો કુદરતી છે.

**પ્રશ્નકર્તા :** મનને કાબૂમાં રાખવા શું કરવું પડે ?

**દાદાશ્રી :** શી રીતે કાબૂમાં રાખો તમે તો ? એક સંડાસ જવું હોય તો કાબૂમાં ના રહે, તો આ શી રીતે કાબૂમાં રહે તે ? આ લોકો ખોટા ઈગોઈઝમ (અહંકાર) કરે છે. કાબૂમાં રાખીને શું ઉપયોગ કરશો ?

**પ્રશ્નકર્તા :** કાબૂમાં રાખવાથી એના ઘણા ઉપયોગ થઈ શકે ને ?

**દાદાશ્રી :** અત્યારે ઘણુંય મનને અમેરિકા જવું છે પણ જવાય છે ? એવું છે ને, આપણે પોલાં તો મન ચંચળ છે. આપણે પોલાં ના હોય તો એ ચંચળ છે જ નહીં. મન એ તો મોક્ષે લઈ જનારું નાવડું છે. મન સ્વભાવથી જ ચંચળ છે. અને ચંચળ ના હોય તો ખાવા-પીવાનું યાદેય ના આવે. તો હવે શું કરવું છે એ કહોને ?

## મન નિષ્ક્રિય તો બાપજી તડબૂચાં !

**પ્રશ્નકર્તા :** માઈન્ડનો વ્યાપાર ચાલ્યા જ કરતો હોય છે. એ

તદ્દન બંધ કરી અને તદ્દન નિષ્ક્રિય બનાવવા પ્રયત્ન કરે કોઈ માણસ, તો એ શક્યતા ખરી ?

**દાદાશ્રી :** એ નિષ્ક્રિય થયેલાં છે, એ તડબૂચાં જેવાં દેખાય છે. આમ તડબૂચાં મૂક્યાં હોયને એવાં દેખાય પછી !

મનને નિષ્ક્રિય તો કરાય નહીં કોઈ દહાડો. મનને નિષ્ક્રિય કરવું એ જોખમ છે. નિર્વિકલ્પી થવાની જરૂર છે. કેટલાક સાધુઓ ને એ બધા આમાં પડેલાં હોય છે. એ નિષ્ક્રિય કરવા ગયેલા. એમાં તો મનને લોકોએ ભાંગી નાખ્યું. મનને ભાંગી નાખવાથી શું થાય ? એક ફાયદો થાય કે એ બાપજીની પાસે હજારો માણસ બેઠાં હોય તેમને શાંતિ વર્તે. શાથી કે બાપજીનું મન શાંત થયેલું હોય, એટલું જ નહીં ઘણાં ભાગનું ઊડી ગયેલું હોય. લગભગ વિલય જેવું થયેલું હોય, વિલયની નજીકમાં જ. એટલે લોકોનાં મન ટાઢાં પડી જાય. મહીં વિચાર નહીં એટલે સ્પંદન ના થાય. મારું મન જેવું હોય ને એવા જ પ્રત્યાઘાત તમારી પર પડે, તમને પ્રભાવ પડે.

એટલે લોકો જે બેઠાં હોયને, તેને એમની જોડેથી વાત, શબ્દ સાંભળવાનાં સુખ કરતાં એમને જોવામાં બહુ સુખ આવે. એટલે ત્યાં મોટી સભા ભરાવાની. ત્યાં એમના દર્શન બહુ લોકો કરે. કારણ કે સુખ આવેને ! પણ બાપજીમાં કશોય સામાન ના હોય. સામાન-બામાન ખાલી ! કારણ કે પેલાં નિષ્ક્રિય થઈ ગયા છે. મહીં ચપળતા નથી. એટલે લોકોને એમની જોડે બેસવાથી શાંતિ થાય પણ પેલાનું અકલ્યાણ થાય. મહીં ગોટાળો છે, મહીં કશું નથી, અંદર અંધારું ઘોર. પણ બાપજીની પાસે જ્ઞાન શું ? અક્ષરેય નહીં, તડબૂચું ! મોઢા પર તો એવું દેખાય કે ખૂબ આનંદી હોય. પણ આનંદી એટલે શાંતિ, આનંદ નહીં ! ભગવાને તો એને તડબૂચું કહ્યું. અને જ્ઞાન વગર આગળ કેવી રીતે હેંડીશ તે ? ફરી મનની તો જરૂર પડશે. મોક્ષે જવું હોય તો મન ઊભું કરવું પડશે.

આવી રીતે ઘણા લોકો મન ભાંગી નાખે છે, શૂન્ય કરે છે.

અલ્યા, પણ ન હોય શૂન્ય કરવાનો રસ્તો ! એ તો દરિયાની અંદર નાવડું ભાંગી નાખે એવાય મેં અહીં જોયા, ડબ્બા ! તે વિચારો કેટલાય અવતારોથી તોડતો તોડતો આવ્યો હોય. એટલે મન શૂન્ય કરી દે એટલે એને ટેન્શન ના હોય, ત્યાં આગળ બધા લોકોને સુખ પડે. પણ હું ઓળખી ગયેલો એવા સંતોને, પણ લોકોને કહેલું કે સુખ પડશે પણ બેસવામાં ફાયદો નથી. એનાં કરતાં કોઈ દુઃખિયા મોઢાવાળાની પાસે બેસ, દુઃખ થશે પણ ત્યાં વાત સારી સાંભળવાની મળશે. આપણે મોક્ષે જવું છે ને ? આપણે અહીં લહેર કરવા નથી આવ્યા. મોક્ષે જવું હોય તો મન ફરી ઊભું કરવું પડશે. મન મારેલું ચાલે નહીં. મન જીવતું ઘોડા જેવું કરવું જોઈએ.

આ લોકોએ ઊંધી શોધખોળ કરી કે મનને શૂન્ય કરો. અલ્યા, મન શૂન્ય થાય તો રહ્યું શું તારી પાસે ? ડોબો થઈ જશે. મનને શૂન્ય કરવાનું ના હોય.

**પ્રશ્નકર્તા :** મનનો નાશ, મનોનાશ એવો શબ્દ વપરાય છે.

**દાદાશ્રી :** મનનો નાશ કરે પછી રહે શું તારી પાસે ? મનના આધારે તો તું જીવે છે.

એટલે આ મનનાં પર્યાય છે એક જાતનાં, અવિચાર દશા એ એક પર્યાય છે. કારણ કે અવિચાર દશા તો તીર્થંકરોને નથી હોતી. તીર્થંકરોનું મન કેવું હોય છે કે આ પટેલોમાં ઊભાં ઊભાં આમ કરે છે ને, કસુંબામાં 'રામ રામ' કરે છે ને ! તે એક આવ્યો, 'રામ રામ' કરીને ગયો. બીજો આવ્યો, 'રામ રામ' કરીને ગયો. સ્થિર ના હોય એકુંય વિચાર, એક ક્ષણવારેય સ્થિર ના હોય. વિચાર આવે ને જાય, વિચાર આવે ને જાય પણ એક ક્ષણવાર બંધ ના હોય. આ પેલાં લોકોને વિચાર બંધ થઈ ગયા હોય, એ અવિચાર દશા. મોઢું-બોઢું મુક્ત લાગે આપણને. કારણ કે વિચારોથી મુક્ત થઈ ગયો એટલે શું થયું ?

તે મને ઘણા લોકો પૂછે છે. મેં કહ્યું, 'તારે મોક્ષે જવું છે ?' ત્યારે કહે, 'હા.' ત્યારે કહ્યું, 'ત્યાં ના જશો.' આનાં કરતાં તડબૂચું

લઈને બેસ. આ તો સંસારમાં જીવવાની દીવાદાંડીઓ છે.

બાકી જ્ઞાની પુરુષ એકલાનું જ મુક્ત હાસ્ય હોય. મુક્ત વાણી હોય. બીજા કોઈનું મુક્ત હાસ્ય, મુક્ત વાણી ના હોય. ખેંચાયેલી વાણી હોય. તમે ખેંચાયેલી વાણી સમજ્યા ? ટેન્શનવાળી વાણી સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ટેન્શન, ટેન્શન ને ટેન્શન, જ્યાં જુઓ ત્યાં !

## મનોલયથી મોક્ષ ?

**પ્રશ્નકર્તા :** મોક્ષની સ્થિતિ અમે જે સમજ્યા છીએ તે એ કે જ્યારે માણસને કોઈ સંકલ્પ-વિકલ્પ ના રહે, દેહનું ભાન ન રહે. એક ફક્ત આત્મસ્વરૂપ જ થઈ જાય, એને કોઈ વિચાર કે કોઈ મન, બુદ્ધિ હોય જ નહીં તો એ સ્થિતિ...

**દાદાશ્રી :** એ આત્મસ્વરૂપ ના કહેવાય. મન-બુદ્ધિ-ચિત્ત એ ના હોય, તો એને આત્મસ્વરૂપ ના કહેવાય. આત્મસ્વરૂપ તો એની હાજરીમાં જ હોવું જોઈએ. એ તો આવા બનાવટી બધા બહુ છે, કલ્ચર્ડવાળા. એટલા બધા હિન્દુસ્તાનમાં આત્મજ્ઞાનીઓ છે પણ બધું કલ્ચર્ડ (બનાવટી) !

**પ્રશ્નકર્તા :** મન અટકી ગયા પછીની સ્થિતિ કેવી હશે ? અમારી કલ્પનામાં જ નથી આવતું.

**દાદાશ્રી :** પણ મનને અટકાવવાનું જ નથી.

**પ્રશ્નકર્તા :** પણ જે મોક્ષની સ્થિતિની આપે વાત કરી, એ સંકલ્પ-વિકલ્પ આવતાં બંધ થઈ જાય એનું નામ મોક્ષની સ્થિતિ, બરોબર ?

**દાદાશ્રી :** એવું છે ને, સંકલ્પ-વિકલ્પ બંધ કરવાના નથી. 'તમારે' નિર્વિકલ્પી થવાનું છે. દેહ તો એની મેળે એક્ઝોસ્ટ થયા જ

કરવાનો. તમારે નિર્વિકલ્પી થવાનું એટલે શું કે ચંદુભાઈના મનમાં જે કંઈ દેખાય એ તમારે જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની થવું એટલે શું ? મનનો લય થાય એને જ્ઞાની કહેવાય ?

**દાદાશ્રી :** મનનો લય થઈ જાય પછી પાડા જેવો થઈ ગયો કહેવાય. મનનો લય થઈ જાય એટલે પાડો જ જાણે જોઈ લો ને ! મન ચાલુ રહે અને સંકલ્પ-વિકલ્પ ના કરે, એનું નામ જ્ઞાની.

મનનો લય તો એક જાતનો ધંધો કરતા કરતા આ બાજુ જ્યારે વિચાર થાય ત્યારે બંધ કરી દે, બારણા બંધ કરી દે. એમ કરતાં કરતાં મન પછી બિલકુલ ખલાસ થઈ જાય. પછી એ વધે નહીં આગળ. પ્રગતિ ના થાય. આમ મોઢું તોબરા જેવું દેખાય. સારું દેખાય, એને અશાંતિ ના દેખાય. ભક્તો એની પાછળ ફર્યા કરતા હોય પણ એ વધે નહીં. રસ્તો એ કામનો નહીં. મન તો ચાલુ જ હોવું જોઈએ. મનની હાજરીમાં સંકલ્પ- વિકલ્પ ના થાય, એનું નામ જ્ઞાની.

**પ્રશ્નકર્તા :** એ મનનો તો ધંધો જ છે ને, સંકલ્પ-વિકલ્પ કરવાનું, નહીં તો મન જ ક્યાં રહ્યું ?

**દાદાશ્રી :** ના, ના. એનો ધંધો એવો નથી. એ તો લોક સંકલ્પ-વિકલ્પ કરે છે. પોતાનું ભાન નથી, એટલે સંકલ્પ-વિકલ્પ કર્યા કરે છે. અને પછી ભાન થાય એટલે ત્યાર પછી ના થાય. ભાન આવ્યા પછી જોયા કરે. જ્ઞાની મનને, મન શું કરે છે એને જોયા કરે અને અજ્ઞાની સંકલ્પ કર્યા કરે.

❖ ❖ ❖

# (૨)

# મન, મનના ધર્મમાં...

## ચૂક્યો 'પોતે' નિજધર્મ !

**પ્રશ્નકર્તા :** મન એવું સમજે છે કે આ ખરું છે, આ ખોટું છે છતાં એ પાપ કરવાં પ્રેરાય છે તો મનને કાબૂમાં રાખવા માટે શું ઉપાય ?

**દાદાશ્રી :** અરે, મન તો કાબૂમાં જ છે બિચારું. મન તો બિલકુલ કાબૂમાં જ હોય છે. તમને તો આરોપ આપવાની ટેવને ! આ મારાં કાન એવાં છે, મારે નથી સાંભળવું તોય સાંભળી જાય છે, એવું નથી કહેતાં આપણા લોક ? તમને શું લાગે છે ? તો મનનો દોષ હશે કે ગુનેગારનો દોષ હશે ?

મનને બિચારાને શું કરવા કાબૂમાં રાખો છો ? મન તો મન જ છે. મન હેરાન નથી કરતું. તમે પોતે જ હેરાન કરી રહ્યા છો. આ કાન છે, તે આપણે કહીએ કે તું ના સાંભળીશ એ બે ગાળો ભાંડે છે એટલે. તો તમારે પોતાને સમજવાનું કે કાન તો સાંભળ્યા વગર રહેશે નહીં. એનો સ્વભાવ જ છે. કાનનો સ્વભાવ ખરો કે નહીં ? એનો ધર્મ ખરો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** પણ મારું એવું માનવું છે કે સાંભળે છે એ કાન નહીં, પણ મન જ સાંભળે છે.

**દાદાશ્રી :** વાત સાંભળો, હું તમને એ વાત સ્ટેપમાં ને સ્ટેપમાં

(પગથિયે-પગથિયે) સમજાવું છું કે આ કાન શું ધર્મ આદરે છે. તમે કાનને કહો કે ‘તું ના સાંભળીશ, એ તારે ના સાંભળવું જોઈએ.’ તે કાન તો સાંભળ્યા વગર રહેશે જ નહીં. અને આંખ આંખના ધર્મમાં છે, આપણે ના જોવું હોય તોય એ છાનીમાની જોઈ લે. નાક નાકના ધર્મમાં છે. આપણે ગંધ ના જોઈએ તો આમ નાક દાબી દઈએ તોય સોડી લે. જીભ જીભના ધર્મમાં છે, ઈન્દ્રિયો ઈન્દ્રિયોના ધર્મમાં છે. કર્મેન્દ્રિયો કર્મેન્દ્રિયોના ધર્મમાં છે, મન મનના ધર્મમાં છે. મનને શું કરવા વગોવે છે લોકો, વગર કામનાં ? મન એનાં ધર્મમાં છે બિચારું. ચિત્ત ચિત્તના ધર્મમાં છે, બુદ્ધિ બુદ્ધિના ધર્મમાં છે, અહંકાર અહંકારના ધર્મમાં છે. ફક્ત આત્મા એકલો જ એના ધર્મમાં નથી. આત્માનો ધર્મ શું ? જાણવું ને જોવું. આ પ્રતિષ્ઠિત આત્માનો સાક્ષીરૂપ ધર્મ છે અને મૂળ આત્માનો જાણવા-જોવાનો ધર્મ છે. તે પ્રતિષ્ઠિત આત્મા એનો સાક્ષીરૂપ ધર્મ પાળતો નથી. મનમાં શું વિચાર આવ્યો તેના સાક્ષી રહેવાનું છે, તેને બદલે પોતે સાક્ષી નથી રહેતો ને ઇન્દ્રિયોને બાઝી પડે છે. તેનું આ બધું ઊભું થયું. બીજાના ધર્મને એ પોતે ખઈ જાય કે ‘મેં સાંભળ્યું, મેં જોયું, મેં ચાખ્યું.’ ઓહોહો ! બોલને ભઈ કે કાને સાંભળ્યું, આંખે જોયું. પણ આ તો ખઈ જાયને બધું અહંકારે કરીને. મને વિચાર આવ્યા, કહેશે. અલ્યા, મનને વિચાર આવે. આ બધું સમજવું ના જોઈએ ? આવું ભાન કોણ કરાવડાવે ?

એવી રીતે મન છે ને, તે મનોધર્મ બજાવે છે. જેમ આ ઇન્દ્રિયો છે, તે ઇન્દ્રિયો પોતાના ધર્મો બજાવે છે, તેમ આ મન પોતાનો ધર્મ બજાવે છે. તેમાં તમારે શું કરવું, એ તમારે જોવાનું.

## મન છે મનના ધર્મમાં !

બધાં પોતપોતાનાં સ્વભાવમાં જ છે. આત્મા એકલો જ સ્વભાવમાં નહોતો. એ આત્માને જ્યાં સુધી જાણે નહીં, ત્યાં સુધી આત્મજ્ઞાન થાય નહીં ને ત્યાં સુધી આત્મા સ્વભાવમાં આવી શકે નહીં. તેને લીધે આ સંસારમાં ભટક્યા કરે છે. બાકી, પોતપોતાનાં સ્વભાવમાં જ છે બધું.

અહંકાર પણ એના પોતાના સ્વભાવમાં જ છે. આ તો કહેશે, 'હું બહેરો છું.' ''અલ્યા, તું તો આત્મા છું, 'ચંદુ' બહેરો છે.'' આત્મા બહેરો હોય ? આત્મા તો પરમાત્મા છે અને દરેક આત્મા પરમાત્મા છે.

વિચાર એ તો મનનો સ્વભાવ છે. ધર્મ જ છે મનનો ! હવે એ કો'કનો ધર્મ આપણે અપનાવીએ, કાનનો સાંભળવાનો ધર્મ છે એને આપણે સાંભળવાનું બંધ કરી દઈએ ? આપણને લોકો ગાળો ભાંડતા હોય, તો બહેરા થઈ જઈએ આપણે ? તો તો વ્યવહાર બગડી જાય બધો.

આમાં મનનો ધર્મ તો કંઈ એક ધર્મ છે ? દેહના ધર્મ, ઈન્દ્રિયના ધર્મ, કર્મેન્દ્રિયના ધર્મ, જ્ઞાનેન્દ્રિયના ધર્મ, મનનો ધર્મ, બુદ્ધિનો ધર્મ, ચિત્તનો ધર્મ, અહંકારનો ધર્મ, આ બધાં ધર્મો અને આત્માનો ધર્મ, બધા પોતપોતાના ધર્મમાં આવી જાય, એનું નામ જ્ઞાન. અને એકના ધર્મ પર આપણે દબાણ કરીએ એટલે થયું અજ્ઞાન.

કો'કના ધર્મને આપણે લઈ લઈએ, મનનો ધર્મ જ પોતે લઈ લે છે કે 'હું જ કરું છું. આ મને જ વિચાર આવે છે.' એટલે જ છે તે આ સંસાર ઊભો થાય છે. સંકલ્પ-વિકલ્પ ઊભાં થાય છે. આત્માનો સ્વભાવ શું ? મનના ધર્મને જોયા કરે, બુદ્ધિના ધર્મને જોયા કરે, બધાના ધર્મને જોવું. કોણ કયો ધર્મ કેવી રીતે બજાવી રહ્યું છે એ જોવું, એનું નામ આત્માનો ધર્મ.

**પ્રશ્નકર્તા :** મનને કંઈક ચારો આપી દેવાનો એટલે પછી હેરાન ના કરે.

**દાદાશ્રી :** એ ધંધો પાછો ક્યાં માંડીએ ? એ પાછું (ચારો) આપીને શું કરવાનું ? એને કોણ દોહવા જાય ? ક્યાંથી લાવ્યો આ નવું ?

**પ્રશ્નકર્તા :** મનને ચારો આપીએ તો દોહવા જવું પડે ?

**દાદાશ્રી :** ખવડાવીએ એટલે દોહવું જ પડે ને ! ચારો આપીએ

નહીં એટલે ભેંસ ઊભી જ ના રહેને આપણે ત્યાં ! જ્યાં આપે ત્યાં જાય, તે દોહી લે એને ! આપણે ક્યાં આ ભાંજગડોમાં પડીએ ? એ એનાં ધર્મમાં હોય, એમાં આપણો ઉપયોગ નહીં બગાડવાનો.

## ઈન્દ્રિયોનું સંચાલક, મન !

એવું છે ને, આ ઈન્દ્રિયો તો એનું કામ કર્યે જ જાય છે. એ એનાં ધર્મો જ બજાવે છે. પણ એ ધર્મો ક્યારે બંધનરૂપ થાય છે ? મનને આધીન થાય ને ત્યારે બંધનરૂપ થાય. મનનું સંચાલન છે આ બધા પર. પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને અગિયારમું મન.

**પ્રશ્નકર્તા :** પણ મનનું અવધાન જો ના હોય તો ઈન્દ્રિયોથી જોવાતું પણ નથી.

**દાદાશ્રી :** પણ સંચાલક જ એ છે ને ! છતાં પણ ઈન્દ્રિયો એનાં સ્વભાવમાં છે. મન જ્યારે સામું થાય છે કે નથી જોવું, મનથી નક્કી કરેલું હોય કે આ બાજુ નથી જોવું, પણ ઈન્દ્રિયો જોઈ લે છે અને એ ઈન્દ્રિયો અગ્નિ દેખવા છતાં દાઝતી નથી, હોળીઓ દેખે છે છતાં પણ દાઝતી નથી. એટલે વસ્તુસ્થિતિમાં મનને આધીન છે.

મન મનોધર્મમાં હોયને તો જાણવું કે આપણા જેવો કોઈ સુખિયો નથી. મન એ તો મનના ધર્મમાં છે. મન બૂમાબૂમ કર્યા કરે અહીંયા આગળ. હવે એને માટે કહી દઈએ કે આની બૂમાબૂમ બંધ કરાવી દો. તો મન કાઢી લઈએ તો શું થાય ? એબ્સંટ માઈન્ડેડ થઈ જાય. એટલે આપણને જેવી રાણી મળી હોય ને તેવી રાણી જોડે આખી જિંદગી નથી કાઢતા ? તેવું, આ જેવું મળ્યું હોય તેવું, એની જોડે કાઢવું પડે. આપણે એડજસ્ટ થઈ જવાનું. રાણી કચકચવાળી હોય તો નથી ચાલતું ? કેટલાક તો બહાર આબરૂને ખાતર કહેશે કે મારે ઘેર તો બહુ સારાં છે અને ઘેર છે તે ગમેતેમ હોય. એવું આપણે કહેવું કે મારું મન તો બહુ સારું છે. રાણીને ચલાવી લઈએ એવું આ ચલાવી લેવું જોઈએ. જે મળ્યું એમાં છૂટકો જ નથી ને વગર કામની એની બૂમ પાડીએ ! જ્યાંથી છૂટકો થવાનો નથી ને એની બૂમ પાડવી,

અમથી કચકચ જ કહેવાયને ! આ તો કહીએ કે રાણી બહુ સારી છે. બહાર એમ કહેવું ને અંદર આવીએ ત્યારે આપણે જાણીએ કે રાણી કેવાં છે !

## ન મરાય તાળું મનને !

**પ્રશ્નકર્તા :** મનના ધર્મની અંદર એને વિચાર આવ્યા કરે, પણ આત્મા વિચારે નહીં એવું થયું ને ?

**દાદાશ્રી :** એવું છે, આ મન અહીં આગળ કોઠીની પેઠ ફૂટ્યા કરે છે. એ પોતે વાંચે અને પોતાને ગમે એટલે વિચરે. એ અહંકાર વિચરે છે એમાં ત્યારે વિચાર થાય, નહીં તો વિચાર છે જ નહીં.

જુઓને, મનના વિચારો ઊગે છે કે નથી ઊગતા ? આપણે તાળું વાસવું હોય તો ના વસાય ? આપણે હવે મનને તાળું વાસવું હોય કે ભઈ, આજે લગ્નમાં જવાનું છે, આજે આટલું કામ છે, મનને તાળું વાસી દો, તો એ વાસેલું ચાલે ?

**પ્રશ્નકર્તા :** ઘણાં વખત માટે તાળું ના મારી શકાય, પણ કંઈક અમુક ટાઈમ સુધી તાળું મારી શકાય.

**દાદાશ્રી :** એટલે એને આપણે તાળું મારી શકીએ નહીં. કારણ કે બધું ચાલુ જ છે. જે ચાલુ છે, એને આપણે અટકાવી શકીએ નહીં. રાત-દિવસ, નિરંતર ચાલુ. જન્મ થાય છે, જન્મ થતાં પહેલાં, ગર્ભમાં પણ ચાલતું હતું. છેક છેલ્લે દિવસે નનામી કાઢવાની હોય, ત્યારે ડૉક્ટર આમ જોઈને કહે કે મહીં મશીનરી બંધ થઈ ગઈ છે. અહીં માપો, અહીં માપો, આમ માપો, તેમ માપો, 'બંધ' કહેશે, ત્યારે બંધ થાય છે. નહીં તો રાત-દિવસ નિરંતર ચાલુ જ રહે છે. એ શું હશે તે ?

**પ્રશ્નકર્તા :** મન છે ને !

**દાદાશ્રી :** હા, વિચાર અનાત્મા છે, શી રીતે આત્મામાં જોઈન્ટ (જોડાઈ) થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** એટલે આત્મામાંથી જ વિચાર નીકળતા હશે ?

**દાદાશ્રી :** એ તો તમને દેખાય છે એવું. તમે આગળ જોઈ શકતા નથી એટલે તમને એમ લાગે છે કે વિચાર આત્મામાંથી જ નીકળે છે.

**પ્રશ્નકર્તા :** એવો અમારો અંદાજ છે.

**દાદાશ્રી :** પણ એ અંદાજ પણ બરોબર નથી. એની આગળ બહુ છે. બહુ લાંબે જવાનું છે. આત્મામાં વિચાર નામનો ગુણ જ નથી.

## ત્યારે વિચાર એ કર્મ ?

**પ્રશ્નકર્તા :** એક કર્મ એવાં છે કે જે મનમાં વિચાર કરવાથી ઉદ્ભવે.

**દાદાશ્રી :** વિચાર એ કર્મ છે ?

**પ્રશ્નકર્તા :** નહીં, વિચાર એ કર્મ નથી, વિચાર દ્વારા કર્મ બંધાય છે.

**દાદાશ્રી :** તો વિચાર એ શું છે ? એ શેનું ફળ છે ? આ વિચાર કોણ કરે છે ?

**પ્રશ્નકર્તા :** આત્મા કરે છે.

**દાદાશ્રી :** પછી આત્મા એ વિચાર કરવાનું ક્યારે છોડી દેશે ?

**પ્રશ્નકર્તા :** આ દેહમાંથી આત્મા નીકળી જશે ત્યારે.

**દાદાશ્રી :** તો મોક્ષ કોઈનો થાય જ નહીં ને ! આત્મા જો વિચાર કરતો હોય તો એ એનો ગુણધર્મ ઠરે છે અને ગુણધર્મ હોય તો એ પછી ત્યાં મોક્ષમાંય છૂટે નહીં. મોક્ષમાંય પાછો વિચાર કર્યા કરે.

એટલે આત્મા વિચાર કરતો નથી. વિચાર એ કર્મફળ છે અને એ કર્મફળને આત્મા ચાખવા જાય છે, તેનાથી નવું બીજ પડે છે.

**પ્રશ્નકર્તા :** વિચારોને કર્મ ગણી શકાય ?

**દાદાશ્રી :** વિચારોને ક્યારે કર્મ કહેવાય ? એમાં આત્મા તન્મયાકાર થાય એટલે કર્મ કહેવાય. વિચારો એમ ને એમ એક્ઝોસ્ટ (ખાલી) થયા કરતાં હોય તો કર્મ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે વિચારોમાં તાદાત્મ્ય થઈ જાય તો જ કર્મ ગણ્યા ?

**દાદાશ્રી :** તો કર્મ બંધાય. નહીં તો કર્મ બંધાય નહીં, નહીં તો એક્ઝોસ્ટ થયા કરે છે. પણ પોતાને ગમતો વિચાર આવે કે આ લોટરી લઈશું તો બે લાખ રૂપિયા મળશે, તો તે ઘડીએ તન્મયાકાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અમુક વિચારોને કર્મ ગણાય અને અમુક વિચારો કર્મ ન બને એવું હોઈ શકે ?

**દાદાશ્રી :** જે વિચારોમાં તાદાત્મ્ય ના થાય, એ એમ ને એ ઊડી જાય અને નહીં તો બીજા તાદાત્મ્યથી કર્મ બંધાયું. આટલો ખુલાસો થઈ ગયો તમારો ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

❖ ❖ ❖

## (3)

# મનની ઉપયોગિતા, મોક્ષમાર્ગે

### મોક્ષે જવાનું નાવડું !

**પ્રશ્નકર્તા :** બધાય 'મનને મારો' એમ જ કહે છે.

**દાદાશ્રી :** હા. મનને કેમ મારવાનું ? એ શોધખોળ લોકો ખોળી કાઢે. મનને મારી નાખે તો રહ્યું શું તારી પાસે ? મન વગર તો માણસ જીવી જ ના શકે. મોક્ષે જતાં સુધી મન જોઈશે. મનને લોક મારી નાખે છે, ભાંગી નાખે છે ને ? બહુ ખોટું કહેવાય. મન એ મોક્ષનું કારણ જ છે. એ મનથી જ બંધાયો છે ને મનથી જ છૂટે છે.

**પ્રશ્નકર્તા :** ગીતામાં કૃષ્ણ ભગવાને કહ્યું છે ને કે મન જ મનુષ્યનાં બંધનનું અને મોક્ષનું કારણ છે, એમ ?

**દાદાશ્રી :** બરોબર છે. મોક્ષે જવું હોય તોય મન લઈ જાય. કારણ કે બંધાયેલા એનાથી છે. માટે આપણે મનને ભાંગી ના નાખવું જોઈએ. મન નાવડું આ બાજુ વળે તો મોક્ષે જાય ને આ બાજુ વળે તો સંસારમાં ભટકે. માટે જ્ઞાન માર્ગ ઉપર ચઢાવવા માટે આ બાજુ વાળનાર જોઈએ.

**પ્રશ્નકર્તા :** મન માંકડું છે એવું પણ કહે છે ને ?

**દાદાશ્રી :** એનું તો આપણે નામ પાડેલું ગમે તેવું. કોઈ માંકડું કહે, કોઈએ નાવડું કહ્યું.

**પ્રશ્નકર્તા :** પણ ખરેખર મન માંકડું છે ?

**દાદાશ્રી :** માંકડું નથી, પણ નાવડું છે. બાકી માંકડાનો અનુભવ થતો હોય તો વારે ઘડીએ દાંતિયા કર્યા કરે. એટલે આપણે માંકડું કહેવું જ પડે ને ? અને નાવડું એટલે શું ? સંસારમાં ઊંધે રસ્તેય લઈ જનારું આ મન છે અને સદ્‌રસ્તેય લઈ જનારું આ છે. માટે જ્યાં સુધી કિનારે ના પહોંચાય ત્યાં સુધી આ મનને ભાંગી ના નાખીશ.

સંસાર સમુદ્રમાં છીએ હજુ, કિનારો દેખાતો નથી અને આપણું નાવડું તોડી નાખીએ, જ્યારે ત્યારે આ નાવડું તોડી નાખવાનું છે એમ માનીને, કોઈ પુસ્તકમાં વાંચેલું હોય તેના આધારે અત્યારે તોડી નાખીએ તો શું સ્થિતિ થાય ?

**પ્રશ્નકર્તા :** અધવચ્ચે ડૂબી જાય.

**દાદાશ્રી :** તે એવું આ લોકોને થાય. હા, લોકો કહેશે કે મનમાં વિચાર આવે તો બહુ દુઃખ દે છે.' એટલે લોક મને કહે છે કે, 'ઑપરેશન કરી નાખો, મન ભાંગી નાખો.' 'અલ્યા, ભંગાય નહિ, રહેવા દે. મન તો સાબૂત જોઈશે.'

મનની તો બહુ જરૂર છે. મન છે તો આ સંસાર છે ને ત્યાંથી જ આ મોક્ષે જવાય છે. જ્યાં સુધી જરૂરિયાત હોય ત્યાં સુધી મન સંસારમાં રાખે છે અને તમારી જરૂરિયાત બંધ થઈ જાય, એટલે તમને મોક્ષે પણ એ લઈ જાય છે. એટલે સંસાર સાગરમાં નાવડારૂપે છે એ. તે જ્યારે તમને મોક્ષે જવું હશે ને ત્યારે કિનારા પર પહોંચાડે. કિનારે આવ્યા પછી એને છોડી દેવાનું, અલવિદા આપી દેવાની. ઉતર્યા પછી કહીએ કે 'જય સચ્ચિદાનંદ.' તું ને હું જુદા. એટલે મનનો વિરોધ કરવાનો નથી. મન તો બહુ સારામાં સારી વસ્તુ છે. મન એના ધર્મમાં જ છે, ગુણધર્મમાં જ છે.

મન એનો ધર્મ બજાવે છે, એને બિચારાને શું કરવા માર માર કરો છો ? એ તો મોક્ષે લઈ જનારું નાવડું છે અને અધોગતિમાંય લઈ જનારું નાવડું છે. સંસારમાં રઝળપાટેય કરાવનારું છે. તમને નાવડું હાંકતા આવડવું જોઈએ. મોક્ષે જવામાં એ નાવડું ક્યારે હેલ્પ કરે ?

ત્યારે કહે, મોક્ષદાતા પુરુષ મળે, મોક્ષનું દાન આપે એવા મોક્ષદાતા પુરુષને તમે ખોળો તો આ નાવડું એ બાજુ ચાલ્યા કરે. ત્યાં સુધી ચાલે નહીં. કારણ કે એને હોકાયંત્ર નથી મૂકેલું. એટલે દિશામૂઢ થયેલું છે. તેથી કિનારો બિલકુલ જડે નહીં.

એટલે મનને કાઢવા ના ફરીશ. તારે નક્કી કરવું જોઈએ કે ક્યાં જવું છે અને હોકાયંત્ર લાવીને મૂકવું જોઈએ. હા, નોર્થ બતાવે એવું એક હોકાયંત્ર મૂકવું જોઈએ. તે એક બાજુ આકાશમાં તારો જોવાનો અને હોકાયંત્ર જોવાનું, તો પછી પહોંચાશે. હોકાયંત્ર મૂક્યું છે નાવડામાં ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો પછી આવું હોકાયંત્ર વગર નાવડા ચલાવો છો, સંસારસમુદ્રમાં ? હોકાયંત્ર ના મૂકવું પડે ? આ મન નથી પજવતું. અમથાં શું કરવા હેરાન થાવ છો ? આ ખોટું મનને શું કરવા દંડ કરો છો ? બધાં લોકો મનને હેરાન હેરાન કર કર કર્યા કરે છે. મન એવું નથી. જુઓ, તમારું મન કેવું હતું ? વાંધાવાળું હતું ને ?

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** હા.

**દાદાશ્રી :** તો છે અત્યારે વાંધાવાળું ? કેટલું બધું તોફાની મન હતું ?

મન તો જરૂરિયાતની વસ્તુ છે. મનની શક્તિને વાળવાની જરૂર છે. આ શક્તિ જે ઊંધે રસ્તે ચાલી રહી છે એ મનને આ બાજુ વાળો તો એટલી જ સ્પીડથી જશે પાછી. અમે તમારા મનને વાળી આપીએ. તમારો ધ્રુવકાંટો કેવો હોય ? લોકસંજ્ઞા હોય. જેમ આ સ્ટીમરમાં હોય છે, તે ઉત્તર તરફનો ધ્રુવકાંટો હોય છે ને ? એવો તમારો ધ્રુવકાંટો લોકસંજ્ઞા હોય. લોકો જેમાં સુખ માને છે એમાં તમેય સુખ માનતા હોય. અને જ્ઞાનીની સંજ્ઞાએ જો ધ્રુવકાંટો ફર્યો કે થઈ ગયું, ખલાસ થઈ ગયું. એટલે અમે તમને દૃષ્ટિફેર કરી આપીએ.

**પ્રશ્નકર્તા :** ધ્યેય આપણું નક્કી થવું જોઈએ.

**દાદાશ્રી :** હા, બસ. તે મનની જરૂર છે. મનને યોગ દ્વારા જેણે જેણે ફ્રેક્ચર કર્યું, તે કોઈ દહાડો મોક્ષે જઈ શકે નહીં. મન એ તો મોક્ષનું સાધન છે. મનને તો ખીલવા દેવું જોઈએ. યોગમાર્ગે બધા ફ્રેક્ચર (ભાંગી) કરી નાખેને, એ બહુ યુઝલેસ (નકામું) છે.

એટલે મનને તો ઠેઠ સુધી રહેવા દેવાનું. ગમે એવું હેરાન કરતું હોય તોય મન જોડે રહેવાનું. આ દૃષ્ટિફેર કરી આપ્યા પછી તમારે હવે મનની જરૂર ના રહી.

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** અમારે કિનારો તો ક્યારે આવે ? કિનારો તો છેલ્લે આવે, તો એ મન તો છેવટ સુધી હોય ને ?

**દાદાશ્રી :** હા, પણ તમારે આ જ્ઞાન લીધા પછી કિનારો આવી ગયો ને ! એટલે તમારે જોયા કરવાનું કે આ નાવડું શું શું કરી રહ્યું છે તે ! આપણે તો કિનારો આવી ગયો. કિનારા પર ચઢ્યા હઉ. હવે નાવડાને ભાંગીને શું કામ છે ? આમાં ને આમાં અથડાયા કરતું હોય, આમ ફર્યા કરતું હોય, તે છો ને ફર્યા કરે. એવું છે ને, આ જ્ઞાન થયા પછી મન હેરાન કરતું નથી. એ તો જીવતું મન બહુ હેરાન કરી રહ્યું છે. આ તો મડદાલ મન છે, ડિસ્ચાર્જ મન છે. નિર્જીવ થઈ ગયેલું છે. પેલું જીવંત હતું તે બહુ દુઃખ દે એટલે આ ઈફેક્ટિવ જ્ઞાન છે એવું તમને આજ હંડ્રેડ પરસન્ટ (સો ટકા) માલૂમ પડ્યું ને ?

મનને લોકો ફ્રેક્ચર કર કર કરે છે. શું કામ માર માર કરે છે વગર કામનાં ? વાંક કોનો છે ? પાડાનો, ને પખાલીને શું કામ ડામ દે દે કરે છે બિચારાને ? કેટલી બધી જોખમદારી આવે છે ! આ બધી ભૂલો કરે છે ને, તેની જોખમદારી આવે છે.

## મનનું વિરોધાભાસી વલણ !

**પ્રશ્નકર્તા :** મનમાં વિચારો તો ઘણી જાતના આવે છે. મન તદ્દન શૂન્ય તો થતું નથી. વિચારો તો આવ્યા જ કરે છે.

**દાદાશ્રી :** વિચાર તો, એ તો એવું છે ને, આ મન છે તે તમને

ઈન્ફોર્મ (જાણ) કરે છે. આ સારું છે, આ ભયવાળું છે, આ આમ છે, તેમ છે, એવું એ એનો ધર્મ બજાવે છે. નહીં તો એ ભયની જગ્યાએ ના ઈન્ફોર્મ કરે તો એને માટે ગુનેગાર ગણાય. એમાં જેટલું તમારે ગ્રહણ કરવા જેવું લાગે એટલું ગ્રહણ કરવું ને બીજું છોડી દેવાનું. મન તો ધર્મ બજાવે છે.

આ અમે સાંતાક્રુઝથી અહીં આગળ ટેક્ષીમાં આવતા હોય, ને કોઈ જગ્યાએ કોઈ ગાડીઓની અથડામણ થયેલી હોય ને, તો અમારું મનેય કહે કે 'આગળ એક્સિડન્ટ થાય એવું છે.' ત્યારે મેં કહ્યું, 'ભઈ, અમે નોંધ લીધી. તારી વાત બરોબર છે. અમારે જાગૃત રહેવું જોઈએ.' પછી બીજો વિચાર આવે કે 'એવું કશું નથી કે જે તમને એક્સિડન્ટ કરાવે.' ત્યારે આપણે એમ કહેવું કે 'એ અમે નોંધ કરી.' પછી આગળ બીજી વાત કરે. એને એવું કશું નથી કે તમને મારવા જ છે. મનનો એવો સ્વભાવ નથી કે એક જ વાત ઉપર બેસી રહે. તમે મનની તપાસ કરેલી એવી કે એ એક જ વાત પર બેસી રહે છે ?

**પ્રશ્નકર્તા :** ફર્યા જ કરે.

**દાદાશ્રી :** આપણે જો એક વાત પર બેસી રહીએ ને, તો એ બેસી રહે. નહીં તો આપણે કહીએ કે તારી વાતની નોંધ કરી લીધી. તો એ આગળની બીજી વાત કરે. અને આપણે કહીએ કે 'ના, તારું કહેવું ખરું છે. હવે શું થશે ?' તો પછી કલાકો સુધી ચાલ્યા કરે.

શાના શાના વિચાર આવે છે, એ ખબર પડે આપણને. મહીં મન બગડે કે 'આજે તમારા સાસુ મરી જાય તો શું થાય ?' ત્યારે કહીએ, 'સમજી ગયા અમે.' પછી કહે, 'તમારું મોત થાય તો શું થાય ?' ત્યારે કહે, 'એય સમજી ગયા. અને હવે ત્રીજી વાત કર આગળ.' પાછું એવું હઉ બતાડે કે 'કાલે મરી જઈએ તો આ બધાનું શું થાય ?' ત્યારે આપણે કહીએ, 'એ અમે નોંધ્યું.'

અરે, આટલી મોટી ઉંમરેય શાદી કરવાની વાત કરે, એવું આ મનનું, ક્યારે કેવું કહે એ કહેવાય નહીં. પણ તે આપણે આમાં

સાંભળીને કંઈ ગુસ્સે થવાની જરૂર શું ? રાંડવાનું હઉ કહે, 'રંડાપો આવશે તો શું કરીશું ?' ત્યારે કહીએ, 'ભઈ, રાંડ્યા ચાલને. હવે આગળની બીજી વાત કર ને !' મનને છે તે કચ કચ કરવાની ટેવ પડેલી છે. આપણે ગણતરીમાં જ નહીં લેવાનું એને. એક ગાંડો માણસ પાછળ રહીને જતો હોય, એ આપણું શું કરવાનો હતો ? એના જેવું સમજી લેવાનું.

વિચાર તો એની મેળે જ આવે છે, શું શું આવે છે, એને જોયા કરવાના, બસ. બીજું કશું નહીં. મનને એવું કશું નથી કે આમ જ બોલવું છે. તમે વાંકા થાવ તો એ વાંકું છે. એટલે નોટેડ ઈટ્સ કન્ટેન્ટસ્ (વિગતોની નોંધ કરી) એવું કહેવાનું. હા, નહીં તો કહેશે, 'મારું માન નથી રાખતા.' તારું માન પહેલું રાખવાનું, તો મન કંઈ દુઃખ દે ? નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ જે તમને ઈન્ફોર્મ કર્યું જેણે, કે એક્સિડન્ટ થાય એવું છે, એ મન બોલે છે ? એ મન બોલ્યું ?

**દાદાશ્રી :** એ મન બોલ્યું અને પછી આપણે એક્સેપ્ટ કરીએ કે ભઈ, તારું કહેવું બરોબર છે. એટલે પછી આગળની વાત કરે. આગળ પછી સત્સંગની વાત કરે. એને એવું નથી કે આ તમને ગમતું નથી. એ તો એને જેવું દેખાય એવું બોલી જાય. એટલે આ બધું સરકમસ્ટેન્શિયલ એવિડન્સ (સંયોગી પૂરાવા) છે. એટલે એની આપણે નોંધ લેવી જોઈએ. એ ભડકાવે ને આપણે ભડકીએ તો પછી ખલાસ થઈ ગયું ને ! એ તમને ભડકાવવા નથી કરતું. એ તો તમે ચેતો, બીવેર (ચેતો), એમ કહે છે. અમે એવું બીએ નહીં. અજ્ઞાનીને બિવડાવી મારે. 'એક્સિડન્ટ થશે તો,' તેટલો વખત તન્મયાકાર થઈ જાય.

'હું શુદ્ધાત્મા છું' એ જ્ઞાન ઉત્પન્ન થયા પછી મન બાંધ્યું રહે, નહીં તો મન કોઈ દહાડો બંધાય નહીં. હવે મન જે કૂદાકૂદ કરતું હોય ને, તે તો આપણે જોવાનું ને જાણવાનું. પછી એમાં ડખો રહ્યો

જ નહીં ને !

હવે તમને બંધાયેલું લાગે છે ને મન, એ સ્વવશ થઈ જાય પછી ?

માંદા પડ્યા હોય ને, તો મહીં એમ ચેતવેય ખરું કે 'મરી જવાશે તો ?' ત્યારે આપણે કહીએ કે 'ભાઈ, હા. અમેય હવે બરોબર રેગ્યુલર (નિયમિત) રહીશું એ બાબતમાં. હવે બીજી વાત કરો.' પછી મન બીજી વાત કરે. પણ આ અજ્ઞાની મનુષ્યોનો સ્વભાવ કેવો ? મનને જે વિચાર આવ્યો તેની મહીં તન્મયાકાર થઈ જાય. એટલે પછી આગળની વાત કહેવાની રહી ગઈ, પણ બધું એમાં ડૂબી મરે. અજ્ઞાનતા શું ના કરે ? તન્મયાકાર થઈ જાય. એ કહેતાં પહેલાં જ તન્મયાકાર થઈ જાય.

એટલે આ મનનું સાયન્સ (વિજ્ઞાન) તો સમજવું જોઈએ. આ બધી ઈન્દ્રિયોના જેવું એ પણ કામ કરી રહ્યું છે. એનો પોતાનો ધર્મ બજાવી રહ્યું છે. આપણને ના ગમતું હોય તોય કાન સાંભળ્યા વગર રહે જ નહીં ને ? તે સાંભળવું પણ, પછી આપણે એ ફોન ના લેવો હોય તો ના લઈએ, એ આપણું કામ છે.

હું પોતે આવી રીતે મનને કહું છું, તે જ તમને કહું છું કે ભઈ, આ પ્રમાણે નોટેડ (નોંધ લીધી) કહેજો. તે પછી કશું નહી. પછી બીજી સારી વાત કરશે. કારણ કે આ શરીરમાં એક જ ચીજ એવી છે જે સંપૂર્ણ વિરોધાભાસી છે. દરેક રીતે વિરોધાભાસી હોય તો મન છે અને એટલે જ મજા આવે છે. કારણ કે જો એક જ તરફી હોય ને, તો મજા ના આવે ને ! ઘડી પછી પાછું જુદી જ જાતનું કહેશે. અરે, એક પાંસઠ વર્ષનાં માણસને મન એનું શું કહ્યા કરતું હતું ? 'પૈણ્યા હોય તો ?' તે પછી એણે મને કહ્યું. મેં કહ્યું 'મૂઆ, કઈ જાતનું આ તારું મન છે ! વિરોધાભાસી !' આ તો અમે જે અમારી પ્રક્રિયા છે એ તમને કહી દઈએ. અમે કેવી રીતે સ્વતંત્ર થયા છીએ. ભગવાનથી પણ સ્વતંત્ર થયા છીએ. એ તમને કહી દઈએ. એવું તમારી પ્રક્રિયામાં

આવી જાય, પછી તમને વાંધો નથી. જોયેલો માર્ગ છે, અનુભવેલો માર્ગ છે, જાણેલો માર્ગ છે. તમે તમારી મેળે એડજસ્ટ કરો તો થઈ શકે એમ છે. ના થતું હોય તો મને કહો, અમુક જગ્યાએ મારે થતું નથી. તો હું તમને બતાવી શકું છું. બાકી મનને મારીને કોઈ મોક્ષે નહીં ગયેલો.

શુદ્ધાત્મા મળ્યો એટલે 'આ વ્યવસ્થિત છે' અને તે કોઈનાથી આઘુંપાછું થઈ શકે એમ નથી. મનમાં જે ભાવો છે તે ભાવ પ્રગટ થયા વગર રહે નહીં. કારણ કે કાન સાંભળ્યા વગર રહે નહીં, એવું મન છે એ બોલ્યા વગર રહે નહીં. એ બોલે તો આપણે કામનું હોય તો સાંભળવું. ના કામનું હોય તો 'તમારી વાત ખરી છે, હવે અમે ચેતવણી લઈશું', કહીએ. એટલે પછી આગળની વાત કરે. અને જે દેખાય છે ને, અવસ્થા-પર્યાયો તે તમને ખબર આપે છે. 'આમ થશે તો, આમ થશે તો.' એમાં આપણને શું વાંધો છે ? વ્યવસ્થિત છે તે આપણે જાણીએ છીએ. પછી એ કહે, પછી આગળની વાત કરે. એને એવું નથી કે એની એ જ વાતો કર્યા કરે. ફક્ત અજ્ઞાન હતું ત્યાં સુધી મનમાં તન્મયાકાર થઈ જતા હતા. ત્યારે પોતે દુઃખને પામતા હતા.

મનને ખસેડવાની જરૂર નથી, મારવાનીયે જરૂર નથી. કોઈને મારશો અને તમે મોક્ષે જશો એ ક્યારેય નહીં બને. મનને કહીએ, 'તું તારી મેળે જીવ.' અમે અમારી જગ્યાએ અમારા સ્થાનમાં છીએ, તું તારા સ્થાનમાં છે.

## વર્તે મન જ્યમ રડાર...

મન એનો ધર્મ બજાવ્યા કરે છે. મન કેવું છે ? રડારની પેઠે કામ કરી રહ્યું છે. આ પ્લેનમાં જેમ રડાર હોય છે ને, તે રડારમાંથી દેખાય કે આ બાજુથી ત્રણ એરોપ્લેન લડવા માટે આવી રહ્યાં છે. તે ઘડીએ એ જોનારો ભડકે નહીં. તે ભડકવા માટે રડારમાં નથી દેખાતું. તે વખતે જોનારો દિશા બદલી નાખે કે આ દિશામાંથી આવે છે, માટે આપણે આ બીજી દિશામાં ચાલો. એવો સદુપયોગ કરવાનો છે. આ

રડાર જેવો સ્વભાવ છે એનો. તે જે એને નજદીકમાં ભય દેખાય, તો બૂમાબૂમ કરી મેલે. જેમ રડાર ભડકાવેને પેલાને, એવું અહીં મન ભડકાવે. એ કહેશે, ‘એય પાછળ પ્લેન આવ્યા, એય પ્લેન આવે છે બધાં.’ આપણે કહીએ, ‘હા, અમે વાળીએ છીએ. સમજી ગયો.’ એટલે કેટલીક ફેર રડારની પેઠે હેલ્પ કરે છે.

આ તો ખાલી મહીં મન છે ને, તે ટિમિડતાવાળું હોય. અમથું જ બૂમાબૂમ કરી મેલે કે ‘એ આવ્યા, એ આવ્યા.’ ત્યારે કહીએ, ‘ભઈ, આવવા દેને, અમે આ બાજુ જઈએ છીએ. તું શું કરવા બૂમાબૂમ કરે છે.’ પછી પાછું સત્સંગની વાત કાઢે. પછી એ વાતને પકડી રાખે એવું કશું નથી. આપણે વાંકા છીએ. આપણે ભડકી જઈએ છીએ ને, પછી પેલું મન ખસતું નથી. એને સમજાવીએ એટલે પછી ભડકે નહીં.

**પ્રશ્નકર્તા :** આજે કોઈ પણ ભગવાન રડારની વાત નથી કરતા.

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને !

**પ્રશ્નકર્તા :** ‘રડાર’ આ જે શબ્દ આપના મોઢે નીકળ્યો તે બરાબર જ છે.

**દાદાશ્રી :** એવું છે ને, કે આપણને રડાર નિશાન બતાવે કે આવ્યા પાછળ. અને આપણે જોઈએ ત્યારે એ પેલી બાજુ ફરી ગયા હોય. અને એ નિશાન બતાવે છે એ ખોટું નથી. એ આપણે મહીં નોંધ કરી તમારી અને આપણે ચાલીએ આગળ....

કોઈક જગ્યાએ એક્સિડન્ટ થયેલાં હોય, એવી જગ્યાએથી જવાનું થયું તો ત્યાં મન આપણને કહેશે કે ‘એક્સિડન્ટ થશે તો ?’ તો આપણે જાણવું કે અત્યારે મન-રડાર આવું બતાડે છે. એટલે ‘હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું’ એમ આપણે શુદ્ધાત્મામાં પેસી જવું અંદર. પછી એવી જગ્યા જતી રહે ત્યારે પછી આપણે બહાર નીકળવું. અગર તો બહાર ભય જેવું હોય તો આપણે શુદ્ધાત્માની ગુફામાં પેસી જવું. અને તે વખતે એક્સિડન્ટ થઈ ગયો તો આપણે શુદ્ધાત્મામાં રહ્યા

એટલે બીજું નુકસાન જ નહીં ને ! અને મન બીજું કશું કરતું નથી, દેખાડે જ છે, એમાં આપણને શું નુકસાન ? આ જગતના લોકોને શું થાય ? એક્સિડન્ટ થશે કહ્યું તે સાથે પોતે તન્મયાકાર. તે એ જ પોતે એક્સિડન્ટ જેવો થઈ જાય. આપણે આત્મા જુદો પાડ્યો એટલે તન્મયાકાર ના થાય. આપણે એનાં જ્ઞાતા-દૃષ્ટા જ છીએ. પણ રડાર જો કહે તો આપણે શુદ્ધાત્માની ગુફામાં પેસી જવું.

**પ્રશ્નકર્તા :** આ મન જ્યારે કહે છે, ત્યારે પર્યાય એનાં કંઈક હોય તો જ કહે ને ?

**દાદાશ્રી :** તમને ચેતવણી આપે છે અને જેવી લાગે એવી દેખાડે છે તમને, એમાં એનો ગુનો શો બિચારાનો ? એને એવા સંજોગો લાગે ને, તેથી આપણને ચેતવે છે. નહીં તો બોલે નહીં પણ સંજોગો બધા જેવા દેખાય છે તેવા નથી હોતા. પણ એને તો પોતાને જેવું દેખાય છે તેવું કહી દે. એ એની ફરજ છે. મન ડ્યુટી બાઉન્ડ (ફરજથી બંધાયેલું) છે. એટલે રડાર તો જોઈએ જ ને ! ત્યારે લોકોને આ રડાર કાઢી નાખવું છે. અલ્યા, માઈન્ડ વગર તો કેમ ચાલે ? માઈન્ડ તો જોઈએ જ. એ ભય સૂચવે અગર તો આનંદની જગ્યા હોય તો ત્યાંય એ દેખાડે કે બહુ સરસ, આનંદની જગ્યા છે. એટલે એ રડારનું કામ કરે છે.

જગતના લોકો શું કહે છે, આવો ભય ના બતાવશો. એમને મન ભય બતાડે તે નથી ગમતું. પણ આપણને ભય બતાડે તો શુદ્ધાત્મામાં પેસી જવું.

## મન, ઈન્દ્રિયો, બધાં વીતરાગી !

આ આંખનો ધર્મ જોવું. કંઈ રાગ-દ્વેષ કરવાનો આંખનો ધર્મ નથી. એ તો સારુંય જુએ અને ખોટુંય જુએ. ખોટા ઉપર દ્વેષ નથી અને સારા ઉપર રાગ નથી. એટલે આ ઈન્દ્રિયો બધી રાગ-દ્વેષવાળી નથી. ત્યારે આ પાંચ ઈન્દ્રિયો એને જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે અને આ બીજી પાંચ કર્મેન્દ્રિયો કહેવાય છે. હાથ, પગ, મોઢું ને એ બધું. એ

પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, એ દશેય વીતરાગી છે અને અગિયારમું મન, તો મન એય વીતરાગી છે.

આપણે સ્ટીમરમાં બેઠાં હોય અને બહુ પવન આવ્યો ને બહુ ધમાલ થઈ એટલે આપણું મન શું બૂમો પાડે ? 'આ ઊંધું થઈ જશે તો શું કરીશું ?' ત્યારે આપણે એને કહેવું કે વંટોળિયો બહુ છે તો વખતે ડૂબે પણ ખરી, અમેય નોંધ કરીએ છીએ. તું અમને ચેતવણી આપે છે, તે તારું કહેવું બરોબર છે. અમે ચેતતા રહીશું. અને પાછો પવન શમી જાય ત્યારે 'હવે કંઈ થવાનું નથી' એવુંય બોલે પાછું. એટલે મનેય વીતરાગી છે. જેવાં જેવાં બહાર પર્યાય ઊભા થયા ને, એવી આપણને ખબર આપી દે. આ બધા પોતપોતાના કામ કરે છે ને, એ વીતરાગી છે બિચારા, હા અને 'પોતે' એકલો રાગ-દ્વેષવાળો.

હવે રાગ-દ્વેષવાળા કોણ હતા ? શુદ્ધાત્મા રાગ-દ્વેષવાળો નથી. આ તમે જે માની બેઠાં દેહધારી 'ચંદુભાઈ' ને મન-વચન-કાયાનો યોગ, ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ, એમાંથી બધાં રાગ-દ્વેષ થતા હતા, આટલાથી. હવે એ રાગ-દ્વેષને પછી બાજુએ મૂકી દીધા આપણે. હા, કોથળા મૂકી દો ને, બાજુએ. ગંધાયા કરે છે વગર કામના અને આપણે શુદ્ધાત્મા પદ પ્રાપ્ત કર્યું.

આ લોકો તો મનમાં તન્મયાકાર થઈ જાય છે. હવે એ મન પોતે ચંચળ, તે પછી લોક ચંચળ થઈ જાય. મનમાં તન્મયાકાર નથી થવા જેવું, મન એ સંયોગો બતાવે છે. એ સૂક્ષ્મ સંયોગો છે. 'સ્ટીમર ડૂબશે' એ વિચારનો તમને સૂક્ષ્મ સંયોગ ભેગો થયો. એટલે હવે આ સંયોગ પાછાં વિયોગી સ્વભાવનાં છે. એટલે તમે ના કહો તોય પા કલાક, અરધા કલાકમાં વિયોગ થઈ જશે. અને પાછો બીજો સંયોગ ભેગો કરશે. આ ઇન્દ્રિયોથી ગ્રહણ કરે છે એ સ્થૂળ સંયોગો છે.

**પ્રશ્નકર્તા :** વિચારોને રોકવાના કે આવે એને આવવા દેવાના ?

**દાદાશ્રી :** બધા જે આવે એ આવવા દેવા. એ વિચારો આપણને કહે, કે આ સિત્તેર વર્ષે મને તો વિચાર આવે નહીં, પણ વખતે કોઈ

બુઢ્ઢા હોય, અને એમને મન એમ કહે, 'કે આ જવાન છોકરી છે, શાદી કરીશું ?' તેવા વિચારોય આવે. વિચાર તો બધા આવે, વ્યવસ્થિતમાં હોય તેય આવે ને ના હોય તેય આવે. બધી જાતના વિચારો આવે.

**પ્રશ્નકર્તા :** સિત્તેર વર્ષે મરણના વિચારેય આવે ને આય આવે.

**દાદાશ્રી :** હા, મેં જોયેલો ભઈ, એ ચક્કરોને ખોળી કાઢું હઉ.

## મનનું 'ઑપરેશન' !

**પ્રશ્નકર્તા :** પણ બહારની દુનિયા કરતાંય અંદરની દુનિયા વધારે ત્રાસ આપે છે.

**દાદાશ્રી :** નહીં, અંદરની દુનિયા બહુ બચાવે છે. બધી રીતે અંદરની દુનિયા જ બચાવી લે છે. અને મન-બન બધું બહુ સુંદર કામ કરનારું છે. પણ એનું એડજેસ્ટમેન્ટ લેતાં નથી આવડતું લોકોને, એમાં એ શું કરે બિચારાં ?

**પ્રશ્નકર્તા :** મનને મારવાનું નહીં જ ?

**દાદાશ્રી :** ના, મનને શું કરવા મારવાનું ? આ તો મનને મારેલું જ છે ને ! આ મનને બિચારાને રોજ માર માર કર્યું, હજુ કેટલુંક માર માર કરો છો ? એ મન એવું હિંસક નથી. એ પેમ્ફલેટ જ દેખાડ્યા કરે.

**પ્રશ્નકર્તા :** મને તો એવું આવે તો સાચું જ લાગે. એટલે હું તો એમ કહું કે આ મનનું તો ઑપરેશન જ કરી નાખવું જોઈએ.

**દાદાશ્રી :** મનનું ઑપરેશન કરી નાખવું છે ?

**પ્રશ્નકર્તા :** કરવા જેવું ખરું.

**દાદાશ્રી :** સાક્ષી લઈ આવ ચાર-પાંચ જણની. ઑપરેશન કર્યા પછી શું નુકસાન થાય એના જોખમદાર અમે નહીં.

**પ્રશ્નકર્તા :** તમારી પાસે બેઠો છું એટલે જોખમ તો નહીં જ થાય.

**દાદાશ્રી :** ના, જોખમ થાય. મનનાં ઑપરેશનમાં જોખમ છે. તેથી કહીએ ને, આ સાક્ષી લાવી આપ, બધાને કે 'ભઈ, અમે ખુશી છીએ.' તો લાવ હમણાં ઑપરેશન કરી આપું. અહીં આવ, કરી આપું પછી. તને મન દુઃખ નહીં દે.

**પ્રશ્નકર્તા :** ધાર્મિક દૃષ્ટિએ તો બધા એક જ છે, એક જ સ્વરૂપ છે તો પછી સાક્ષીની જરૂર ક્યાં ?

**દાદાશ્રી :** સાક્ષીની જરૂર તો ખરીને ! સાક્ષી વગર તો ચાલે જ નહીં ને ! ઑપરેશન કરનાર હું, ઑપરેશન તારા મનનું કરવાનું અને આ બધાં જોનારાં. એ બધા સાક્ષી. હવે તું મને અહીં આગળ લેખિત કરી આપ, કે 'ભઈ, આ બે જણ મારા સાક્ષી રહેશે.' પછી જવાબદારી આવે, તે અમારે માથે નહીં. એ પછી તમે જાણો. શી જવાબદારી આવે એ તમે જાણો છો ?

એ તો એક મોટા લેખક હતા. તે પચાસેક માણસ બેઠેલું. મને કહે છે, 'મારા મનનું ઑપરેશન કરી આપો.' તે ડૉક્ટરોને ના આવડે. અમને તો મનનું ઑપરેશન કરતાં આવડે ને ! તે મને કહે છે, 'ઑપરેશન કરી નાખો.' મેં કહ્યું, 'તમારે જો ઑપરેશન કરાવવું છે તો હું તમને કરી આપું. પણ પછી ફાયદો શું ?' ત્યારે કહે છે, 'પછી ખૂબ આનંદમાં રહીશ. આ મન જ હેરાન કરે છે. બીજું કંઈ હેરાન કરતું નથી.' ત્યારે મેં કહ્યું, 'તો ઑપરેશન કરી આપું ?' ત્યારે કહે, 'પછી તો મને નિરંતર આનંદ જ રહેવાનો.' મેં કહ્યું, 'શી રીતે ભવિષ્ય ભાખો છો ? પછી આમ થશે, એવું શી રીતે ભવિષ્ય ભાખો છો ? કંઈ ભવિષ્ય જ્ઞાન થયું છે તમને ?' ત્યારે કહે, 'ના. મને બાદબાકી કરતાં એવું લાગે છે કે એ નહીં હોય તો પછી મને આનંદ રહેશે.' તે પછી મેં કહ્યું, 'ભઈ, આ ઑપરેશન કરવાનું છે, તેમાં તમારે સાક્ષી લાવી આપવા પડશે. કર્યા પછી તમે ફરી ના જાવ.' ત્યારે કહે છે, 'હું નહીં ફરી જઉં.' ત્યારે મેં કહ્યું, 'ના, એ ના માન્યામાં આવે. તમારે જવાબદારીનો પહેલો દસ્તાવેજ કરી આપવો પડશે. તે દસ્તાવેજ ઉપર સાક્ષીઓની સહીઓ આપવી પડશે. તે ઑપરેશન કર્યા પછી જોખમદારી

મારી નહીં. તમારી જોખમદારી પર કરું છું. આમાં પછી આમનો ક્લેઈમ નહીં હોય. રાજીખુશીથી અમે કરાવ્યું છે.' ત્યારે કહે, 'એટલું બધું શું આમાં કંઈ જોખમ છે ?' મેં કહ્યું, 'જોખમ કહી દઉં ? આ મનનું ઑપરેશન કરશો ને, તો એબ્સંટ માઈન્ડેડ (શૂન્યમનસ્ક) થઈ જશો. હા, ત્યારે કહે, 'ના, ના, તો મારે નથી કરાવવું.' ત્યારે મેં કહ્યું, 'તેથી દસ્તાવેજ ઉપર લખાવી લઉં છું ને !' પછી મેં કહ્યું,' તે જરા વિચાર તો કરો. લેખક થઈને શું બોલી રહ્યા છો ?' તે મનને આમ કરી નાખીએ, એ એબ્સંટ માઈન્ડેડ, તે પછી તુંબડા જેવા દેખાય. એબ્સન્ટ માઈન્ડેડ થઈ જાય, તને ગમે છે એવું ?

**પ્રશ્નકર્તા :** એબ્સંટ માઈન્ડેડ તો ના ગમે.

**દાદાશ્રી :** એબ્સંટ માઈન્ડેડ એટલે શું ? તને આ સમજાય ? આ ગાંડા હોય છે, ગાંડાય માઈન્ડવાળા હોય. એને એબ્સંટ માઈન્ડ ના હોય. એબ્સંટ માઈન્ડેડ એટલે યુઝલેસ (નકામો) માણસ થઈ ગયો. આ દુનિયામાં કોઈ કામનો નહીં.

**પ્રશ્નકર્તા :** એવું તો ના જ થવાય ને ! મન સાથે તો કામ છે.

**દાદાશ્રી :** તેથી ઑપરેશન અમે ના કરીએ. મનને જીવતું રાખવાનું છે. મન તો બહુ સારામાં સારી વસ્તુ છે. મોક્ષે લઈ જાય એવી વસ્તુ છે. એટલે આવું કોઈ દહાડો કોઈને કહીશ નહીં. એબ્સંટ માઈન્ડેડ થઈ જવાય. બહુ જવાબદારી છે. એટલે મનનું મારણ ખોળવું નહીં.

પેલો કહે છે, 'મન કાઢી લો, પછી મને આનંદ આવશે.' મેં કહ્યું, 'પણ આનંદ તો તમે પોતે સ્વરૂપમાં આવશો, નિજ સ્વરૂપનું ભાન થશે, ત્યારે આનંદની રેખ ચાખશો.' એક સમય પણ જગતે આનંદ જોયો નથી. એક સમય પણ મુક્ત થયો નથી. એક સમય પણ જો મુક્ત થયો, તેને સમયસાર પ્રાપ્ત થયું કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ તમે કીધું એ બહુ ડેન્જરસ છે કે એબ્સંટ માઈન્ડેડ થઈ જવાય.

**દાદાશ્રી :** હા, એબ્સંટ માઈન્ડેડ થઈ જવાય. આ તો લોકો નથી સમજતા. મન તો ઠેઠ સુધી મોક્ષે લઈ જનારું નાવડું છે. અને તારનારું, ડૂબાડનારું એ છે. તારો વાંક હશે તો ડૂબાડશે અને તારો વાંક નહીં હોય તો એ તને મોક્ષે પહોંચાડશે. તું મનમાં વિચરીશ નહીં, એટલે કે વિકલ્પો કરીશ નહીં તો મોક્ષે જઈશ. નિર્વિકલ્પી થવું અને વિકલ્પી થવું એ તારા હાથની વાત છે, મનને કશું લેવાદેવા નથી.

## ન દબાવાય મનને કદી !

તમને સમજાયું ને, મનને મારવા જેવું નથી ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** હા, નહીં તો એબ્સંટ માઈન્ડેડ થઈ જાય. મન તો ઊલટું આનંદ પામવા જેવું હોય.

**પ્રશ્નકર્તા :** નિરંતર વિચારો આવ્યા જ કરે છે, આવ્યા જ કરે છે, એનું શું કારણ ?

**દાદાશ્રી :** એ વિચારો ના આવે તો પછી મન ખલાસ થઈ ગયું કહેવાય, બ્રેક ડાઉન (ભાંગી ગયું) થઈ ગયું કહેવાય.

એટલે મન કાઢી નાખવા જેવી ચીજ નથી. મનને મારી નાખવા જેવી ચીજ નથી. લોક મનને માર માર કરે છે. અલ્યા, મનને શું કરવા માર માર કરે છે ? બિચારા એનો શો દોષ ? દોષ કોનો ને કોને માર માર કરીએ વગર કામના ? અમે અમારા મનને કોઈ દા'ડો માર્યું નથી એ બિચારાને ! તે અમારું મન કેવું સરસ છે, તે અમે એને જેમ કહીએ તેમ એ ચાલે. અને તમે તો એને ચૂંટીઓ ખણો, ધોલોય મારો, ઠપકારો ને બધુંય કરો તમે તો. કેટલાક કહે છે કે 'હું મનને દબાવું છું.' અલ્યા, મનને શું કરવા દબાવે છે ? અલ્યા, એ સ્પ્રીંગની પેઠે કૂદશે ! આ સ્પ્રીંગને બહુ દબાવીએ તો શું થાય ? ચઢી બેસશે.

માઈન્ડ પાસે કામ લેવું, તે તમને નહીં સમજાવાથી આ દશા થઈ

છે. જેમ આ એક મોટી લોંચ હોય, બે લાખ રૂપિયાની હોય, કોઈને ફ્રી ઓફ કોસ્ટ આપી. પછી લોંચ દરિયામાં મૂકે. તે લોંચ તો જાય તો જાય પણ એ હઉ જાય. મહીં બેઠા હોય, તેનેય મારી નાખે. એને માટે કેવી રીતે લોંચને વાપરવી એ આવડવું જોઈએ ને ? એટલે અત્યારે મનને કેવી રીતે વાપરવું, એ એની પાસે તરકીબ નથી. તેની આ સ્થિતિ થઈ છે ને ! નહીં તો મન તો બહુ સરસ કામ કરનારું છે.

(મહાત્માને) તમને મન અત્યારે હેલ્પ કરે છે કે નુકસાન કરે છે ?

**પ્રશ્નકર્તા :** મદદ કરે.

**દાદાશ્રી :** હેલ્પ કરે ઊલટું.

## મન બિન ન જીવન ?

**પ્રશ્નકર્તા :** મન વગર જીવવું શક્ય છે ?

**દાદાશ્રી :** મન વગર જીવે તો ખરો, પણ એબ્સંટ માઈન્ડેડ હોય. એટલે એમાં ભલીવાર ના હોય. ગાંડો પણ એના કરતાં સારો. ગાંડાને પણ મન હોય, એને ગાંડું મન હોય. એટલે મન વગર તો જીવી જ ના શકાય.

**પ્રશ્નકર્તા :** મન વગરનું જીવવું એય એક કલ્પના જ છે ને ?

**દાદાશ્રી :** પણ મન વગરનો થઈ શકે જ નહીં ને, માણસ !

**પ્રશ્નકર્તા :** તો 'મનથી મુક્ત થવું'નો અર્થ શો ?

**દાદાશ્રી :** મન જે કહે, તે આપણે એક્સેપ્ટ (સ્વીકાર) નહીં કરવું. એટલી આપણામાં શક્તિ આવવી જોઈએ. એમ ને એમ તો શક્તિ ના આવે. એ તો અમે એની બેટરી ચાર્જ કરી આપીએ, તો શક્તિ આવે. પછી મન કહે, તે પેલો ગાંઠે નહીં આત્મા. પછી વાંધો ના આવે. મનમાં તન્મયાકાર થવું, એ આ સંસાર અને મનને જોવું અને જાણવું, એનું નામ મુક્તિ. આટલી જ ટૂંકી વાત છે.

**પ્રશ્નકર્તા :** મનથી મુક્તિ હોય એવી સ્થિતિ, એ પણ એક મનની માનેલી એવી કલ્પિત સ્થિતિ થઈને ?

**દાદાશ્રી :** ના. કલ્પિત આમાં ના હોય.

## મનનો નાશ કે મનથી જુદાઈ ?

**પ્રશ્નકર્તા :** મનનો નાશ નહિ, પણ મનના વિકારોનો નાશ જરૂરી છે ?

**દાદાશ્રી :** કોણ કરશે વિકારોનો નાશ ? કરનારો કોણ ?

**પ્રશ્નકર્તા :** પોતે.

**દાદાશ્રી :** પોતે એટલે કોણ ? વિકારોનો નાશ કરનારો જોઈએ ને ? કોણ કરનારો ?

**પ્રશ્નકર્તા :** જે સાચું જ્ઞાન આપી શકે એ.

**દાદાશ્રી :** એમ નહીં, મનના વિકારોનો નાશ કોણ કરે ? અહંકાર કરે. અહંકાર કરવાની વાત કરો છો ? એમ માનો કે મનનો નાશ કરવાની જરૂર છે એમ કહીએ તો તમે શેનાથી કરો ? અહંકારથી કરો ?

**પ્રશ્નકર્તા :** હું એ જ પૂછવા માગું છું કે શેનાથી કરવાનો ?

**દાદાશ્રી :** મનનો નાશ કરવાની જરૂર નથી, વિકારોનો નાશ કરવાની જરૂર નથી, તમે જુદા રહો તો નાશ થાય. આ જ્ઞાન ના હોય ને, છતાં તમે મનથી જુદા રહો તોય મનના વિકારનો નાશ થાય. નહીં તો વિકારનો કેવી રીતે નાશ થાય ? હવે કોઈ કહેશે કે મનથી, વિકારથી આ જ્ઞાન મળ્યા સિવાય શી રીતે જુદા રહી શકીએ ? ત્યારે એનો પુરાવો હું આપું છું કે ના ગમતા વિચાર આવે છે ત્યારે તું જુદો રહે છે કે નહીં ? ત્યારે કહે કે 'હા, તે ઘડીએ જુદો રહું છું.' તો ગમતી વખતે જુદો રહે. જે ના ગમતામાં જુદો રહી શકે છે, એ ગમતામાં જુદો રહી શકે છે, પુરુષાર્થ કરે તો. રહે કે ના રહે ? તમને કેવું લાગે છે ? એટલે મનના વિકારો જાય, પોતે જુદો રહે તો. મનમાં તન્મયાકાર

ના થાય તો મનના વિકારો નાશ થાય.

**પ્રશ્નકર્તા :** વિકારો કોને કહેવા ?

**દાદાશ્રી :** એવું છે ને, અધર્મને લોકો વિકાર કહે છે, ધર્મને નિર્વિકાર કહે છે. ખરેખર ધર્મ ને અધર્મ બેઉ વિકારો છે. અહંકારથી જે જે કરવામાં આવે એ બધું વિકારી છે. પણ આને જુઓ, જેમ પોતાને ખરાબ વિચારો આવે છે, તે નથી જોતો ? જેવું એને જુએ છે, તેવી રીતે સારા વિચારને જુએ. એ એટલું બધું બળ લાવી નાખે. કેટલાક એક-બે ઉપવાસ કરીને કે બીજી રીતે એકાગ્ર થઈનેય કરે તો બધું છૂટો થઈ શકે. જેમ ખોટાને માટે છૂટો રહી શકે છે એમ સારાને માટેય છૂટો રહી શકે છે, બધું બની શકે. તને વિચાર આવે છે. તેની તને ખબર પડે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે પછી તું તેનાથી જુદો રહે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પોતાના મનમાં વિચાર આવે, તેનાથી જે જુદો રહે, તે પરમાત્મા થાય.

**પ્રશ્નકર્તા :** મન અને આત્મા એકાકાર થાય તો સંસાર અને મન અને આત્મા બન્ને જુદા રહે તો સંસાર ખલાસ થઈ ગયો ?

**દાદાશ્રી :** હા, એ જ મોક્ષ. એનો સંસાર ખલાસ થઈ ગયો, બસ ! જગત આખાનો આત્મા મનમાં તન્મયાકાર થયા વગર રહે જ નહીં. આપણે જ્ઞાન આપીએ તો છૂટું રહે. એટલે પછી આ મન છે તે એનાં ફેરફારને જ ભજ્યા કરે છે ને પોતે નાશ થતું જાય છે. ફેરફાર થઈ અને નાશ થતું જાય.

## વિચારોનું શમન શી રીતે ?

**પ્રશ્નકર્તા :** મનમાં ચાલતા વિચારોનું શમન કેવી રીતે કરવું ?

**દાદાશ્રી :** વિચાર કોણ કરે છે ?

**પ્રશ્નકર્તા :** મન.

**દાદાશ્રી :** તો તમે કોણ છો ?

**પ્રશ્નકર્તા :** દૈહિક રીતે હું શરીર છું.

**દાદાશ્રી :** બીજી રીતે શું છો ?

**પ્રશ્નકર્તા :** બીજી રીતે આત્મા છું.

**દાદાશ્રી :** અત્યારે આત્મા છો કે શરીર છો ?

**પ્રશ્નકર્તા :** અત્યારે તો શરીર જ છું.

**દાદાશ્રી :** શરીર એ તમે ન્હોય, શરીર તો તમારું છે આ. તમે તો અહંકાર છો. ત્યાં એક બાજુ આત્મા એ તમારો છે. મનેય અહંકારનું છે, એ મનને તમારે શું લેવાદેવા ? મન પાર્ટનરશિપમાં છે તમારી જોડે? આપણી જોડે રહેતો હોય, પણ આપણે લેવાદેવા શું ? લેવાદેવા ના હોય તો પછી એ જતું રહે.

**પ્રશ્નકર્તા :** વિચારોનું શમન કેવી રીતે કરવું ?

**દાદાશ્રી :** વિચારો આપણે જોયા કરવા કે શું વિચારો આવે છે. આ સિનેમામાં ગયા હોય તો ફિલ્મ જોવાની હોય કે એની જોડે કચકચ કરવાની હોય ?

**પ્રશ્નકર્તા :** પણ મનમાં ઊલટા-સુલટા વિચાર આવે છે.

**દાદાશ્રી :** એ તો મનનો સ્વભાવ વિચાર કરવાનો છે. આપણે ના કહીએ તોય વિચાર કરે. આપણે કહીએ, 'આવાં વિચાર કેમ કરે છે ?' ત્યારે કહે, 'ના, મારે આવાં વિચાર કરવા છે.' જેમ સાસુ ખરાબ મળી હોય, તે સાસુની અથડામણમાં ના આવવું હોય તો છેટા રહેવું હોય તો રહીએ. એવું મન જોડે છેટા રહેવું. એને કહીએ, 'તું તારી મેળે બૂમો પાડ્યા કર.'

**પ્રશ્નકર્તા :** અંદરથી વિચાર આવવો અને ઈચ્છા થવી, એ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** એ વિચાર આવે તેને મંજૂર કરીએ તો ઈચ્છા થઈ ગઈ. મંજૂર ના કરીએ તો કશુંય નહીં. મહીં વિચાર આવે કે ફરવા જઈએ, તો આપણે મંજૂર કર્યું કે, 'ભઈ, જઈએ.' પછી કોઈ વાંધો ઊઠાવે તો પાછો ઊકળાટ, ઊકળાટ થઈ જાય અને મંજૂર જ ના કરીએ તો કશુંય નહીં !

## મનમાં ભળે આત્મભાવાસ્તિ !

'પ્રકૃતિક યંત્રવત્ મનમાં ભળે છે આત્મભાવાસ્તિ;
બુદ્ધિ તેજે સહી કરતાં અહમ્‌ને વિશ્વે આસક્તિ.'

પ્રકૃતિક એટલે પ્રકૃતિને કહેવા માંગે છે. પ્રકૃતિક યંત્રવત્ મનમાં, એટલે પ્રકૃતિને લીધે યંત્રવત્ મન છે. આખી પ્રકૃતિ જ યંત્રવત્ છે. 'મનમાં આત્મા ભળે' એવો શબ્દ લખ્યો છે આ. 'પ્રકૃતિ યંત્રવત્' એટલે મશીનરી માફક જ મહીં વિચારો આવ્યા કરે છે. મનમાં 'ભળે છે આત્મભાવાસ્તિ.' આત્મભાવ એટલે હું પોતે છું આ ને મને વિચાર આવે છે. તેમાં ભળે ત્યારે શું થાય ? 'બુદ્ધિ તેજે સહી કરતાં' પછી બુદ્ધિથી સહી કરે કે આ વિચાર મને આવો સરસ આવ્યો. 'અહમ્‌ને વિશ્વે આસક્તિ.' એટલે પછી આખા જગતની આસક્તિ એને ચોંટી પડે. તમને સમજાય છે ને ? તમને ચોંટી નથી પડી ને ? આનું આ જ કરો છો. તમે એકલા નહીં પણ બધું જગત જ આવું કરે છે. આ બંધ થઈ ગયું એટલે થઈ રહ્યું, કામ થઈ ગયું !

એટલે મન કંઈ પજવતું નથી. આપણે મનમાં એકાકાર થઈએ તો હેરાન થઈએ.

❖ ❖ ❖

# (૪)

# મનનું સાયંટિફિક સ્વરૂપ

## મનને લઈને...

મનુષ્યનું મન તો બહુ વસમું કહેવાય. આ મનને લઈને તો આટલી બધી ભાંજગડો ! નહીં તો કોર્ટો-બોર્ટોની શી જરૂર ? આ વકીલોની શી જરૂર ? આ વકીલો આપણું હિત કરવા આવ્યા છે ? ત્યારે કહે, ના, વકીલ વગર ચાલે જ નહીં. ત્યારે મન છે તેથી ને આ બધું. કશી ખીચડી જોઈએ આટલી અગર તો દાળ, ભાત ને શાક, એવું તેવું હોય તો ચાલે, રોટલો હોય તો ચાલે. તેને બદલે કેટલી જંજાળ ઊભી કરી છે ? એટલે મનને લઈને છે આ બધું.

ખાલી શરીર ગૂંચાયેલું નથી બિચારું. એ તો ખાવાનું નાખીએ ને, તે એની મેળે વિચાર કરીએ કે ના કરીએ તોય સંડાસ થાય નિરાંતે. બહુ અવળું-સવળું ખાઈએ તો વરસ-બે વરસ પછી મરડો થઈને પણ નીકળી જાય. પણ આ મનનો ગૂંચવાડો કોઈ કાઢી ન શકે. એટલે શરીરના ગૂંચવાડા તો એની મેળે નીકળી જ જવાના. વાણીનો ગૂંચવાડો થયો હોય તો કો'કની જોડે ખરાબ બોલીએ કે તરત આપણને ગાળ ભાંડે એટલે સમજી જઈએ કે આ ગૂંચાયેલું બોલવા જેવું નથી, પણ મનનો ગૂંચવાડો કોણ કાઢે ? એટલે આ તમને રસ્તો કાઢી આપીએ.

## હેરાનગતિ મનની ?

મનની ભાંજગડો ક્યાંથી લાવ્યા આવી બધી ?

**પ્રશ્નકર્તા :** બાકી મારું મન તો મારી જોડે વાત કરે છે.

**દાદાશ્રી :** એમ ? શું વાત કરે છે ?

**પ્રશ્નકર્તા :** જેવી રીતે આપણે પોતાના ફ્રેન્ડ જોડે વાત કરીએ, એવી રીતે વાત કરે છે.

**દાદાશ્રી :** એમ ? ત્યારે તો તારી ફ્રેન્ડશીપ સારી ! તે કોઈ દહાડો મન હેરાન કરતું નથી ? કો'ક દહાડો તો હેરાન કરતું હશે ? ચિંતા-બિંતા કશુંય નહીં ?

**પ્રશ્નકર્તા :** ચિંતા તો છે.

**દાદાશ્રી :** તો એ જ, મન અવળું થાય એટલે ચિંતા થાય. મન અવળું ફર્યું કે ચિંતા થાય.

મન કોઈ વખત તને હેરાન કરે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એમ ? તોયે મનને ડિસમિસ (બરતરફ) કરતો નથી ?

**પ્રશ્નકર્તા :** કેવી રીતે કરું ? શાંત રાખવાનો પ્રયત્ન તો કરું છું.

**દાદાશ્રી :** કેટલી બધી ઉપાધિ ! શાંત રાખવાનો પ્રયત્ન કરે છે, તોય શાંત થતું નથી. તારે એવું બને છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** એવું જ બને છે.

**દાદાશ્રી :** બધાને એવું જ થાય અને મારે મન અશાંત થતું જ નથી. એનું નામ મુક્તિ કહેવાય. બધાં બંધનમાંથી છૂટ્યા.

**પ્રશ્નકર્તા :** સંસાર મનમાંથી જતો જ નથી.

**દાદાશ્રી :** મન જ સંસાર છે, પછી જાય શી રીતે ? એનો એ જ સંસાર. મન પોતે જ સંસાર છે. જો એની જોડે એકાકાર થાવ એટલે

સંસારી થઈ ગયા તમે. એનાથી છૂટા રહ્યા તો કશુંય નહીં.

**પ્રશ્નકર્તા :** એનાથી છૂટા કેવી રીતે પડવું ?

**દાદાશ્રી :** એ તો અમારી પાસે આવવું પડે. ડૉક્ટર પાસે એની દવા લેવા આવવું પડે. અમારી પાસે આવો એટલે છૂટા પાડી આપીએ.

**પ્રશ્નકર્તા :** કોઈ એવો સંજોગ હોય મનનો કે બે-ચાર વર્ષ સુધી ચાલ્યા કરે ?

**દાદાશ્રી :** એ તો આત્મા એકલો એવો છે કે કાયમ પોતે એવો રહે. બીજો કોઈ છે નહીં. બધા વિયોગી સ્વભાવના છે. બીજો કોઈ સંયોગ કાયમનો છે નહીં. ટેમ્પરરી (વિનાશી) છે એ તો જવાના બધા.

## મન, જીવંત કે મૃત ?

**દાદાશ્રી :** મન જીવતું છે કે મરેલું ?

**પ્રશ્નકર્તા :** જીવતું જ હોય ને !

**દાદાશ્રી :** ના. મન ફિઝિકલ (ભૌતિક) છે. તમે મનને વળગો છો તેથી મન જીવતું થાય છે. બાકી મન એ જીવંત વસ્તુ નથી. એ ફિઝિકલ વસ્તુ છે. તદ્દન ફિઝિકલ છતાં ડૉક્ટરોને દેખાય એવું નથી પાછું. ફિઝિકલ એટલે આ શરીરમાં બધું કાપી નાખે, અંદર એ બધું દેખાય એવું એને ફિઝિકલ કહેવાય, પણ મન એ દેખાય નહીં એવું ફિઝિકલ છે. તમે એને વાઢકાપ ના કરી શકો, ઑપરેશન ના થાય એટલું જ. મન શેનું બનેલું છે ? તમને શેનું બનેલું લાગે છે ? ચેતનનું કે જડનું બનેલું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** ચેતનનું બનેલું છે.

**દાદાશ્રી :** ચેતનનું બનેલું મન હોય ત્યારે તો એ પરમાત્મા કહેવાય ! પણ એવું નથી. અને મન તો ફિઝિકલ છે. તો તમે મનને શા હારુ વચ્ચે લાવો છો ? જે વસ્તુ ફિઝિકલ છે, એને વચ્ચે કેમ લાવો છો ? અને તે એક્ઝોસ્ટ (ખલાસ) થયા કરે છે એટલું જ છે. પણ

તે આખું જગતેય ગૂંચાયું છે મન ઉપર તો ! અને એ પરમાણુનું બનેલું છે. સંપૂર્ણ પરમાણુરૂપે નથી, અણુરૂપે છે એ.

## જડ પણ નિશ્ચેતન ચેતન !

આ મન જે છે તે બિલકુલ જડ છે, પણ ચેતનવંતુ કેમ લાગે છે ? ત્યારે કહે, નિશ્ચેતન ચેતન છે. એ ચેતન છે પણ નિશ્ચેતન ચેતન છે. આ ભમરડો ફરતો જોયેલો તમે ? તે ઘડીએ તમને એમ લાગે કે આ શા આધારે ફરતો હશે ?

**પ્રશ્નકર્તા :** આપણે ફેરવીએ ત્યારે એ ફરે છે ને ?

**દાદાશ્રી :** ના, કોઈએ નાખેલો તમે ના જોયો હોય ? પછી તમે ફરતો જોયો, તે વખતે તમને શું કલ્પના આવે ? શેનાં આધારે ફરે છે એ ?

**પ્રશ્નકર્તા :** એની પોતાની ગતિથી.

**દાદાશ્રી :** હા, પણ ચેતન કે નિશ્ચેતન ?

**પ્રશ્નકર્તા :** ચેતન.

**દાદાશ્રી :** ના, એ નિશ્ચેતન ચેતન. એ પડી જશે થોડા વખત પછી. એ નિશ્ચેતન ચેતન છે. તેવી રીતે આ મનેય નિશ્ચેતન ચેતન છે. આગળ દોરી વીંટેલી છે અને પછી જન્મ વખતે ફરવા માંડ્યું, તે મરણ સુધી ફર્યા કરશે. મરણ થશે, પડી જશે પાછું. ત્યાં સુધી આ ભમરડો ફર્યા કરશે.

નિશ્ચેતન ચેતન એટલે આપણે એને અંગ્રેજીમાં શું કહીએ છીએ ? ડિસ્ચાર્જ (ઉકલતું) ચેતન. એ ડિસ્ચાર્જ થતું ચેતન છે. એક ચેતન ચાર્જ (ભરાતું) થતું છે, બીજું ડિસ્ચાર્જ થતું છે. ચેતન ચાર્જ થાય તેને આપણે કર્મ બંધાય છે એમ કહીએ છીએ અને ડિસ્ચાર્જ થાય છે એ કર્મ છૂટે છે. આમ ચેતન છે નહીં પણ ચેતન જેવું દેખાય છે. મરેલી વસ્તુ બોલતી હોય તો આપણે ના સમજીએ કે ભૂત છે આ !

લોકો એમ જાણે છે કે આ મારું મન છે તે ચેતન છે. એટલી સમજણ નથી એટલે માર ખાય છે. જે વિચાર આવે તે મડદામાંથી આવે છે, તેને આપણે શું લેવાદેવા ?!

**પ્રશ્નકર્તા :** એટલે મન ચેતના છે જ નહીં ને ?

**દાદાશ્રી :** ના, એ ચેતના નથી. મૂળ ચેતનને અને એને કંઈ લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** આ નીરખતી ચેતના નહીં ?

**દાદાશ્રી :** નીરખતી ચેતના તો મનથી આગળ છે. અને મૂળ ચેતના તો એનીય આગળ છે.

**પ્રશ્નકર્તા :** તો નીરખતી ચેતના એ પણ મિશ્રચેતન છે ?

**દાદાશ્રી :** એ મિશ્રચેતન ઉપર નીરખતી ચેતના હોય. પણ એનાથી આગળ મૂળ ચેતન છે, જે શુદ્ધ ચેતન છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધને નીરખવાનું હોતું જ નથી.

**દાદાશ્રી :** હા, હોતું જ નથી ને ! એ તો સ્વાભાવિક જ છે.

મનનાં છે એ બધાં પૌદ્ગલિક અધ્યવસાન છે. તેને આખું જગત એમ જાણે છે કે આ ચેતનના પરિણામ છે, તેથી એને ચોંટી પડે છે ને તેથી આ જગત બધું માર ખાય છે. આખું જગત અહીંયા જ માર ખાય છે. મોટા મોટા આચાર્યો હઉ માર ખાય છે. એય જાણે છે કે આ બધા ચેતનના જ પરિણામ છે. હવે એ પૌદ્ગલિક અધ્યવસાન છે બધા.

## મન, મગજ ને આત્મા !

**પ્રશ્નકર્તા :** મન એટલે મગજ કહેવાય ?

**દાદાશ્રી :** ના, ના, ના. મન તો જુદી વસ્તુ છે. પોતાનું અસ્તિત્વ જ જુદું. મગજ તો મશીનરી છે, મિકેનિકલ છે. માઈન્ડ

એટલે માઈન્ડ. માઈન્ડ પોતાનું અસ્તિત્વ ધરાવે છે.

**પ્રશ્નકર્તા :** આત્મા ને મન વચ્ચે અંતર કેટલું ?

**દાદાશ્રી :** આત્માને અને મનને કશું લેવાદેવા નથી. જેમ આ દેહ ફિઝિકલ છે એવું મન પણ ફિઝિકલ છે, વાણીય ફિઝિકલ છે. આત્મા બિલકુલ ચેતન છે.

**પ્રશ્નકર્તા :** મન, આત્મા અને બ્રેઈન (મગજ) વચ્ચેનો તફાવત શું ?

**દાદાશ્રી :** મન અંતઃકરણના ભાગમાં આવે. આ બ્રેઈન છે ને, તે બ્રેઈન તો ચાલુ જ રહે છે નિરંતર. પણ એમાં હિસાબ છે તે ત્રણને ત્રણ મિનિટે 'વ્યવસ્થિત'ના મારફત બ્રેઈનમાં આવે ને બ્રેઈનમાંથી મનના થ્રુ (મારફત) ડિસ્ચાર્જ થાય. એટલે વિચાર આવે તમને. વિચાર આવે તે વખતે વિચારનું ગૂંચળું વળ્યા કરે, ત્યારે એ બધુંય મન હોય છે અને આત્મા એ જાણે છે બધું. એ બધા જ વિચારોને જે જાણે તે આત્મા છે. વિચારોમાં તન્મયાકાર થાય તે આત્મા નથી. તન્મયાકાર થાય એટલે આત્માની શક્તિ ઘટી ગઈ ત્યાં આગળ, ત્યાં જીવાત્મા કહેવાય. અને શુદ્ધાત્મા તો બધું જાણ્યા જ કરે અંદર, ત્યારે એ શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** એ મન અને આત્મા બેનું એકીકરણ કરવું, બેને એકાકાર કરવું, એ વિશે સમજાવો.

**દાદાશ્રી :** એ બે એકાકાર થાય શી રીતે ? મન છે તે વિનાશી છે, અને આત્મા અવિનાશી છે. બે એકાકાર થાય જ નહીં ને, ક્યારેય પણ. એનો મેળ જ શી રીતે પડે ? બે વિનાશી ચીજો હોય તો મેળ પડે. આ તો બન્નેના ગુણધર્મ જુદાં છે.

**પ્રશ્નકર્તા :** એક વસ્તુમાં બીજી વસ્તુ જોડવામાં આવે, જેમ કે ઈલેક્ટ્રિકની અંદર નેગેટિવ અને પોઝિટિવના બે તાર મૂકવામાં આવે તો જ પ્રકાશ થાય.

**દાદાશ્રી :** હા, તો જ પ્રકાશ થાય બરાબર.

**પ્રશ્નકર્તા :** એવી રીતે આ બે, મન અને આત્માને એકાકાર કરવામાં આવે, તો જ તદાકાર થાય અને સાક્ષાત્કાર થાય એવું જે જ્ઞાનીઓ કહે છે, તે બરાબર છે ?

**દાદાશ્રી :** ના, ખોટું છે.

**પ્રશ્નકર્તા :** તો ખરું શું છે ?

**દાદાશ્રી :** આત્મા તો એક સ્વતંત્ર વસ્તુ છે. એ બધી જે વાતો બહાર ચાલે છે, એ આત્મા ન્હોય. મન ને આત્મા એ બે એકાકાર કોઈ દહાડોય થાય નહીં. આત્મા હોય તો મન વશ થાય ખરું, પણ મન ને આત્મા, બે એકાકાર થાય નહીં. મન ટેમ્પરરી છે અને આત્મા પરમેનન્ટ છે, બેનો મેળ શી રીતે પડે ? મન તો મરવા માટે આવેલું છે અને આત્મા તો સનાતન વસ્તુ છે. એટલે આ બધી વાત કહે છે એ તદ્દન ખોટી છે. સો એ સો ટકા ખોટી, એક અંશેય સાચી નથી.

## હૃદય ન માને, મનની વાત...

**પ્રશ્નકર્તા :** હવે મન અને હૃદય બે જુદાં જુદાં છે ?

**દાદાશ્રી :** ના, હૃદયની અંદર જ મન છે. પણ મનનું ફંક્શન (કાર્ય) જુદું છે ને હૃદયનું ફંક્શન જુદું છે. એની જગ્યા, ભૂમિકા ત્યાં છે.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત મનમાં ખરાબ વિચારો આવે પણ હૃદય ના પાડે, તેમ છતાંય મન છે તે સર્વોપરી બની અને ખરાબ કરે તો એનો જવાબદાર કોણ ?

**દાદાશ્રી :** એવું છે ને, મન ન્યૂટ્રલ (તટસ્થ) છે. એ કંઈ પણ કામ કરી શકે જ નહીં. મનમાં તમે 'પોતે' ભળો તો કામ થાય. ન્યુટ્રલ વસ્તુ કોઈ દહાડો કશું કામ કરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** તમે એટલે કોણ ? આત્મા કે હૃદય ?

**દાદાશ્રી :** તમે તમારી જાતને જે માનતા હો તે. તમે ચંદુભાઈ કહો કે ગમે તે કહો. તે તમે મનમાં ભળો તો મન જીવતું થાય અને તો કામ થાય. તમે ના ભળો તો મન ન્યુટ્રલ છે. કશું કરી શકે નહીં.

## એમની ઉત્પત્તિ શેમાંથી ?

**પ્રશ્નકર્તા :** વિચારો અને લાગણીઓ ભાનને ઘણીવાર બહાર વહેવડાવે છે, તો સ્વભાનમાં સતત રહી શકાય, તે માટે શું કરવું ?

**દાદાશ્રી :** ભાન એટલે જાગૃતિ. જાગૃતિ જાય, ભાન જાય એટલે મહીં અંધારું ઘોર થઈ જાય. લાઈટ બહાર લઈ જાય એટલે ઘરમાં અંદર અંધારું થઈ ગયું. હવે વિચારો ને લાગણીઓ શેમાંથી ઉદ્ભવ થાય છે, એ સમજવું પડે. તો પોતે સ્વભાનમાં રહેવાનો પ્રયત્ન કરે તો કામ લાગે.

**પ્રશ્નકર્તા :** એમાં મનની લાગણીઓમાં કંઈ ફેરફાર થાય ખરો ?

**દાદાશ્રી :** કશો જ ફેરફાર થાય એવું નથી. મન જડ છે, બિલકુલ જડ છે.

**પ્રશ્નકર્તા :** જડ એકલું હોય તો ન કરી શકે. જડની સાથે ચેતન જો ભળે તો જ વિચારની શક્તિ આવે ને ? નહીં તો વિચારની શક્તિ ના આવે.

**દાદાશ્રી :** એ ચેતન ભળતું નથી. એ એમાં ભળે તો મિક્ષ્ચર (મિશ્રણ) થઈ જાય. એટલે ચેતન વિચારી શકતું નથી.

## શું એ સાયકોલોજિકલ અસર છે ?

**પ્રશ્નકર્તા :** માઈન્ડ એ સાયકોલોજિકલ ઈફેક્ટ (માનસિક અસર) એવું કહી શકાય ?

**દાદાશ્રી :** ના, માઈન્ડ એ તો એક્ઝેક્ટ (યથાર્થ) વસ્તુ છે. સાયકોલોજિકલ ઈફેક્ટ તો જુદી વસ્તુ છે. એ સાયકોલોજિકલ ઈફેક્ટને

કોઈ બંધ કરી દે તો એ રોગ થયેલો મટી જાય એવું છે. એટલે મન એ સાયકોલોજિકલ ઈફેક્ટ નથી. મન જો સાયકોલોજિકલ ઈફેક્ટ હોતને તો આપણે મનનો નાશ કરી શકીએ. કારણ કે સાયકોલોજિકલ ઈફેક્ટને કેટલાક માણસો નાશ કરી શકે છે. કોઈને સાયકોલોજીકલ ઈફેક્ટ થઈ હોય ને તો એમાં અવળી સાયકલ ચલાવવાથી એ નાશ થાય.

**પ્રશ્નકર્તા :** વિચારો નિર્જીવ છે એવું તમે કહ્યું છે, પણ બધી જે બહારની રિલેટિવ (સાપેક્ષ) ક્રાંતિઓ અને ફેરફારો થયા છે, તે તો વિચારો દ્વારા થયા, તે વિચારો લેખકોનાં કે સાયન્ટિસ્ટોનાં કે પોલિટિકલ માણસોનાં હતાં.

**દાદાશ્રી :** હા, પણ જ્ઞાનીઓની ભાષામાં કોઈ જીવતો જ નથી ને ! આ તો બધાં ઊઘાડી આંખની ઊંઘમાં જીવે છે.

**પ્રશ્નકર્તા :** પણ આ બહારની દુનિયામાં, વિચારોની ઈફેક્ટ તો જબરજસ્ત છે ને ?

**દાદાશ્રી :** આ લોકો આંખે જુએ છે, કાને સાંભળે છે, વાતો કરે છે, બધું કરે છે, કકળાટ કરે છે, મારંમારા કરે છે એ બધું નિશ્ચેતન ચેતન છે. આમાં ચેતન કશુંય નથી.

## વિચારની સ્થિતિ, સારી !

કશું બીજું જાણવાની ઈચ્છા થાય છે, નવું કંઈક જાણવાની ?

**પ્રશ્નકર્તા :** હા, થાય છે.

**દાદાશ્રી :** શું જાણવાની ઈચ્છા થાય છે ?

**પ્રશ્નકર્તા :** આ જગતનાં જે રહસ્યો છે, એ જાણવાની ઈચ્છા થાય છે. માણસ શા માટે આ બધા ચક્કરમાં પડી જાય છે ?

**દાદાશ્રી :** માણસ એકલો જ પડે છે કે બીજા બધા જીવો પડે

છે ચક્કરમાં ?

**પ્રશ્નકર્તા :** એ લોકોને એટલા વિચાર નથી, માણસને જ વિચાર છે.

**દાદાશ્રી :** એ લોકોને વિચાર નથી, માણસને વિચાર છે. તો તમારે વિચારરહિત જગ્યાએ જવું છે પાછું ?

**પ્રશ્નકર્તા :** એનાથી સારી સ્થિતિ હોય તો.

**દાદાશ્રી :** વિચાર ના હોય તો સારી સ્થિતિ હોય જ નહીં. સારામાં સારી સ્થિતિ વિચારવાળી. એ તો બધા દેવલોકમાંય વિચાર નથી. ત્યાં સ્થિતિ તો બહુ સરસ, સુખો પાર વગરનાં છે પણ વિચાર નથી. માટે આ વિચારરૂપી સ્થિતિ બહુ સારી છે.

## ચર-વિચર-અચર !

**પ્રશ્નકર્તા :** મેં એક જગ્યાએ એવું વાંચેલું કે મન છે એ રજસ છે એ ફર્યા જ કરે. એને બંધ રાખવાનું. શરીર છે એ તમસ છે એટલે એને કામ જ કરવાનું. એટલે જે પેલું મન છે એને અટકાવવું જોઈએ. આ વાત બરાબર ?

**દાદાશ્રી :** ના. પણ એ થાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** તો એ કરવું ના જોઈએ ?

**દાદાશ્રી :** પણ એ બને નહીં ને ! આ થાય જ નહીં ને ! મિકેનિકલ (યાંત્રિક) વસ્તુ કેમ અટકાવાય ? આ બૉડી, માઈન્ડ અને સ્પીચ (મન, વચન, કાયા) એ બધું મિકેનિકલ છે. મશીનરીમાં પેટ્રોલ, ઑઈલ નાખીએ પછી બંધ ના કરીએ ત્યાં સુધી ચાલ્યા જ કરે ને ! એવું આય ચાલ્યા જ કરે. આને અટકાવાય નહીં. વિચાર એ મિકેનિકલ છે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે મિકેનિકલ ?

**દાદાશ્રી :** વિચર, ચર શબ્દ માત્ર બધો મિકેનિકલ. ચર એટલે

મિકેનિકલ. અને વિચર એટલે મિકેનિકલમાં વધારો થયો. ચર એટલે મિકેનિકલ અને સચર એટલે જીવ. તું જેને તારી જાત માનું છું, એ મિકેનિકલ છે. વિચાર એ બધું મિકેનિકલ છે. આત્મા જુદો છે, અચળ છે.

**પ્રશ્નકર્તા :** મન શાંત પડી જાય છે, તો પછી ફરીથી એને કઈ બીજી વસ્તુ ચાલુ રાખે ?

**દાદાશ્રી :** ના, ફરી પાછો ઉદય બીજો આવે એટલે મન પછી બીજું વિચારે. એ ઉદય તો આવે જ અને મન નિરંતર ચાલુ જ રહેવાનું. એ વિચારો-બિચારો બધું આવે ને જાય. જે આવે ને, એ જતું રહે એ બધું પુદ્ગલ. ત્યાં આત્મા નથી. વિચાર છે તે ગમે તેટલા આવતા હોય, પણ જતા રહે છે ને પછી ? માટે એ બધુંય પુદ્ગલ. અને આત્મા ત્રિકાળી વાત છે.

## પહેલું પિછાણ પોતાના મનને !

**પ્રશ્નકર્તા :** ભક્તિના પ્રવાહમાં મન અને બુદ્ધિને કોન્ટ્રાવર્સી (વિરોધા-ભાસ) થાય છે, તો એ બન્નેનું કોન્ટ્રાવર્સીમાં સમતોલન ક્યારે આવે ?

**દાદાશ્રી :** એ બધાને જે હરકત કરતા હોય ને, તે હરકત કોણ કરે છે તે, એનું મોઢું જોઈ લેવું જોઈએ, ઓળખવા જોઈએ. તમે તો મનને નામથી જ ઓળખો છો કે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પણ તમને હરકત કોણ કોણ કરે છે, મન કરે છે ?

**પ્રશ્નકર્તા :** મન.

**દાદાશ્રી :** પણ તે મનને ઓળખ્યું તમે ? એને ઓળખો તો ખરા. તમારા મનને ના ઓળખો, તો બીજાનાં મનને તમે શી રીતે ઓળખશો ? તમે જે મન જાણ્યું છે, એવું તો બધા લોકોય, નાના

છોકરાંય કહે છે, મારું મન મહીં પજવે છે. આ મુસલમાનોય કહે છે, મન પજવે છે. પણ તમે તો જૈન છો ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો તમારે ઓળખવું જોઈએ એને. ત્યારે કહે, એની ઉંમર કેટલી છે, એની જાતિ શું છે ? બધું ઓળખવું જોઈએ. એને ઓળખીએ તો એ વશ થઈ જાય. તે પ્રયત્ન નથી કર્યો આને ઓળખવાનો ? આપણને હરકત કરનારને, આપણા પર દાવો માંડ્યો હોય તેને આપણે ખોળી કાઢીએ કે ભઈ કોણ છે, એ માણસને ઓળખો તો ખરાં !

## ...એને કહેવાય વિજ્ઞાની !

હવે મન શાથી ઊભું થયું છે, એ જો શોધી આપે તો હું એને વિજ્ઞાની કહું. સહુ કોઈ કહે કે મન મારું છે, મન મારું છે. પણ મન શું છે ? શાથી ઊભું થયું છે અને શેનું બનેલું છે ? એટલે ક્રિયેશન (ઉત્પન્ન) કેવી રીતે થયેલું છે ? એને એ ના જડે. નિરંતર ક્રિયેશન બદલાયા કરે છે મનનું. માટે શી રીતે થયેલું છે, એ કોઈ ના કહી શકે.

**પ્રશ્નકર્તા :** મન શું છે ?

**દાદાશ્રી :** હા, આવું પહેલું તમે પૂછ્યું આ. મન આપણો સ્ટોક (જથ્થો) છે. આ દુકાનદારો બધા છે તે બાર મહિનાના સ્ટોક કાઢે છે ને, એવું આ મન આખી લાઈફનો સ્ટોક છે. દુકાનદારો શું કાઢે છે, બાર મહિને ? એવું આ ગઈ લાઈફનો સ્ટોક, એ આ ભવમાં તમને ઉદય આવે, ને આગળ તમને ઈન્સ્ટ્રક્શન (સૂચના) આપે. અત્યારે આ જૂનું મન છે ને, તે ડિસ્ચાર્જ થયા કરે છે અને નવું બંધાઈ રહ્યું છે. મન તો ડિસ્ચાર્જ થતું હોય છે. તે જેટલી બૂમો પાડવી હોય તે પાડ્યા જ કરવાનું એ તો. ડિસ્ચાર્જ એટલે બીજા શબ્દોમાં એક્ઝોસ્ટ (ખાલી) થવું. એક્ઝોસ્ટ શબ્દ સમજી ગયાં ને, એ મન એક્ઝોસ્ટ થયા કરે છે.

મનનો સ્વભાવ કેવો ? બસ, વિચારવું. વિચારવાનું કાર્ય થતું હોય એટલે જાણવું કે અત્યારે મન ચાલી રહ્યું છે. વિચારવા સિવાય બીજું કોઈ કામ મનનું નથી. પશ્ચાત્તાપેય એનું કામ નથી. પસ્તાવો કરવાનું કામ એનું નથી, ખાલી વિચારવાનું. અત્યારે વિચારની ભૂમિકામાં હોય, વિચારનું ગૂંચળું એનું નામ મન. અને મન તો બિચારું ભોળું, મહીં એકલું ગૂંચાળા વાળ્યા કરે, એટલું જ છે. આ ફોડ નથી પડે એવો. તેથી જ જગત આખું ગૂંચાયું છે.

**પ્રશ્નકર્તા :** પણ આ ફોડ પડે એવો જ નથી.

**દાદાશ્રી :** ભાન જ નથી ને આનું કંઈ !

❖ ❖ ❖

# (૫)
# વિચરે તો વિચાર

## સ્વરૂપ, વિચારની ભૂમિકાનું !

**પ્રશ્નકર્તા :** મન એ વિચારોનું ગૂંચળું છે, તો એ વિચારમાં અહંકાર ભળે તો જ એ ટકે ને ? નહીં તો ટકે નહીં ને ?

**દાદાશ્રી :** મનમાં વિચાર આવતાં જ નથી. મનમાં સ્પંદન જ થયા કરે. એ સ્પંદન છે ને, તે અહંકારેય વાંચી શકે છે. અહંકાર છે તે બુદ્ધિની લાઈટથી એ બધું વાંચી શકે છે કે શું આવે છે આ, શું કહેવા માંગે છે આ. અને મૂળ આત્મા ડિરેક્ટ (સીધું) વાંચી શકે છે.

મન છે એ કેટલી બધી ગ્રંથિઓ ભેગી થઈને બનેલું છે. એક જાતના, એક જ વિચારને અનુમોદના આપે એવી જુદી જુદી ગ્રંથિઓ હોય. નર્યા વિચારો નીકળ્યા કરે. હવે ખરેખર વિચાર નીકળતા નથી પણ ગ્રંથિઓ ફૂટે છે, તે ઘડીએ પરમાણુ ઊડે છે. આ કોઠી ફૂટે છે ને, એમ બધું ફૂટે છે. એ આપણને આમ ફૂટતું દેખાય. પણ આ મન ફૂટે છે ને, તે આપણને ના ખબર પડે, પણ એ વાંચી શકાય. જે રીતે ભર્યું છે, એ રીતે ફૂટે છે. એટલે એ વાંચી શકાય.

સારા-ખોટા, ગમે તેવાં પણ વિચાર હોય એ મનમાંથી એક્ઝોસ્ટ (ખાલી) થાય છે. મનનું મહીં જે સ્થાન છે, જે સૂક્ષ્મ સ્થાન છે, એમાંથી એક્ઝોસ્ટ થાય છે, પરમાણુ ઊડે છે. તે આપણે જેમ લોકો કોડવર્ડ લખી લાવે છે ને, તેને બધાં માણસ વાંચી શકતા નથી ને ?

કોણ વાંચી શકે ?

**પ્રશ્નકર્તા :** એ જેને કોડવર્ડનો ખ્યાલ હોય તે જ વાંચી શકે ?

**દાદાશ્રી :** હા, એવી રીતે મનમાં જે ફૂટે છે, એ કોડવર્ડ જેવાં ફૂટે છે. તે બુદ્ધિ એ બધું વાંચી શકે છે. હવે બુદ્ધિ વાંચી શકે ખરી પણ પછી જો તેની મહીં અંતઃકરણમાંથી અહંકાર એ પરમાણુમાં વિચરે ત્યારે વિચાર કહેવાય. નહીં તો વિચાર કહેવાય નહીં. અને આ જ્ઞાન લીધા પછી તમે પરમાણુમાં વિચરતાં નથી, તો એ વિચાર ના કહેવાય. તમે જ્ઞાતા-દ્રષ્ટા થયા તો તમારી નિર્વિચાર ભૂમિકા છે. એ વાંચે છે એટલે આ સારું છે. આ મારા હિતમાં વાત કરે છે એવું લાગે એટલે અહંકાર મહીં તન્મયાકાર થઈ જાય છે, તે વખતે વિચરે છે. જે સ્પંદન છે તેમાં વિચરે છે. વિચરે તો વિચાર કહેવાય. નહીં તો હિતનું ના લાગે તો વિચરતો નથી. તો વિચાર હોતો નથી. નહીં તો અમને નિર્વિચાર કોઈ કહી શકે જ નહીં ને ? 'અમે' વિચરીએ તો વિચાર આવે ને ? અમે વિચરીએ નહીં એટલે એ વિચાર કહેવાય નહીં અને ના વિચરે તો ઊડી જાય.

## વિચાર વાંચે, બુદ્ધિ ને અહંકાર !

**પ્રશ્નકર્તા :** માણસ તન્મયાકાર થાય ત્યારે વિચાર કહેવાય અને તન્મયાકાર થયા સિવાય વિચાર ના આવે. વિચરે એટલે તન્મયાકાર જ ને ?

**દાદાશ્રી :** હા, વિ...ચરે તો વિચાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** વિચાર તો આવે, પણ વિચાર શું આવે છે ? એને જુઓ ને જાણો, એવું થયું ને ?

**દાદાશ્રી :** મન ફૂટે ને, એ સારો વિચાર આવ્યો કે ખરાબ વિચાર આવ્યો, તેના જ્ઞાતા-દ્રષ્ટા રહે. એટલે પોતાને એનું કશું લાગતું-વળગતું નથી. વિચાર એ ગયા અવતારનું ડિસ્ચાર્જ છે. અને કેટલુંક એમને એમ ફૂટે છે, તે આપણે વિચરતા નથી એટલે વિચાર થાય

નહીં. એવી રીતે આ ચાલ્યા કરે છે.

પરમાણુ ફૂટે એને વિચાર ના કહેવાય. એને અધ્યવસાન કહે છે. એટલે એ અહંકાર કહે છે કે કેવા અધ્યવસાન છે એ વાંચીને કહે ? ત્યારે બુદ્ધિ કહે છે, સારા અધ્યવસાન છે અગર તો ખરાબ હોય. એટલે સારા અધ્યવસાન હોય, તો બુદ્ધિ વિચરે એની જોડે અહંકાર પણ વિચરે. અહંકાર-બુદ્ધિ જોડે જોઈન્ટ જ હોય એટલે પોતાનું સ્થાન છોડવું એનું નામ વિચરે એટલે વિચર્યા કહેવાય. તે વિચરીને ત્યાં તન્મયાકાર થાય એનું નામ વિચાર. અધ્યવસાન હતાં તે વિચારરૂપે થયાં.

**પ્રશ્નકર્તા :** એટલે અધ્યવસાનનું કોઈ બંધન હોતું નથી ?

**દાદાશ્રી :** કોઈ બંધન નથી.

**પ્રશ્નકર્તા :** વિચાર જો થાય તો જ બંધન થાય ?

**દાદાશ્રી :** અત્યારે તો તમને વિચારોથી બંધન નથી. કારણ કે તમારી નિકાલી બાબત છે. સંકલ્પ-વિકલ્પથી બંધન થાય. વિચરો તો બંધન થાય. સંકલ્પ-વિકલ્પ એટલે શું ? બે ભાગ છે. આ હું અને આ મારું. એ સંકલ્પ-વિકલ્પ થાય. એ સંસારમાં બેસાડી આપે. આપણને સંકલ્પ-વિકલ્પ હોય નહીં. કારણ કે વિકલ્પ એટલે 'હું ચંદુભાઈ છું' એ હવે તમારું ગયું અને આ 'મારું' એય ગયું. એટલે આ સાયન્ટીફિક વસ્તુઓ આપી મેં. આખું જગત મનને બાંધવા જાય છે અને તે પોતે જ બંધાઈ ગયો ને ! મન એ બાંધવા જેવી ચીજ ન હોય.

મન શું તમને હેરાન કરે છે ? તમે વાંકા છો, તમે વિકલ્પી છો, નહીં તો મન તો એના સ્વભાવમાં છે. મન શું કહે છે કે 'તમે મારામાં વિચરો છો શું કરવા ? પણ હું જે બેઠો છું, મારું કામ કરું છું. એટલે પોતાના ઘરમાં છે; એ ઘેર ચરવાનું મેલી પારકે ઘેર ચરવા ગયો એ વિચરવું, એ વિચાર કહેવાય. તો પારકા ઘરમાં જઈએ છીએ એ આપણી ભૂલ છે ને ?

## એટેચમેન્ટ મન સંગે....

આ સૂર્યનારાયણ ઊગે છે અહીં, એ તમને હરકત કરે છે ? ના. એવું મન તમને બિલકુલ હરકત કરતું જ નથી. આ પોતાનો જ દોષ છે, પોતાની જ નબળાઈ છે, વીકનેસ છે. કારણ કે મન વિચાર કરે છે, એનાં સ્વભાવમાં રાચે છે. હવે મન જો એનાં સ્વભાવમાં રાચતું હોય તો એમાં તમે તન્મયાકાર થાવ, એમાં મન શું કરે તે ? તમે તન્મયાકાર થાવ એમાં મનનો દોષ ખરો ? મન શું કહે છે કે જો મારામાં તન્મયાકાર ના થાવ, તમને મારી પર 'એટેચમેન્ટ' (તન્મયતા) ના થાય તો તમે ભગવાન છો. આ છેલ્લી વાત છે. અને 'એટેચમેન્ટ' થયું એટલે તમે જીવાત્મા છો. મન જોડે 'એટેચમેન્ટ' થતું હશે કોઈને ?

**પ્રશ્નકર્તા :** અમે લોકો તો 'એટેચમેન્ટ'થી જ ચાલીએ છીએ. એટલે બધી ગરબડ થાય છે.

**દાદાશ્રી :** મનની જોડે 'એટેચમેન્ટ'થી જ આ જગત ઊભું રહેલું છે. બીજી કોઈ ભાંજગડ નથી. હવે મનની જોડે 'એટેચમેન્ટ' ક્યારે નથી હોતું કે જ્યારે ખરાબ વિચાર આવે ને, ત્યારે. આ કહે છે કે 'મને બહુ ખરાબ વિચાર આવે છે, મને ખરાબ વિચાર આવે છે.' અલ્યા, તને નથી આવતા, પેણે આવે છે. તું તારી મેળે ભ્રાંતિથી માની બેઠો છે. એટલે આ ખરાબ વિચાર આવે છે ત્યારે મનથી કેવો છેટો રહે છે ? પણ એને ભોગવવાની ઇચ્છા છે, તેથી 'એટેચમેન્ટ' થઈ જાય છે.

## પોતે વિચરે તો જ વિચાર !

મન નડતું નથી, કોઈ નડતું નથી, પોતાની અજ્ઞાનતા જ નડે છે.

તમે વિચરેલાંને જોયેલાં નહીં ? વિચરે તેને જોયેલાં કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ને વિચરે તો જ વિચાર કહેવાય, નહીં તો વિચાર

શી રીતે કહેવાય ? વિચાર શબ્દ ક્યાંથી લાવ્યો, ભઈ ?

એક ભાઈ મને કહે છે, 'આ મારું મન બહુ વિચાર કરે છે.' મેં કહ્યું, 'અલ્યા, મન શી રીતે વિચાર કરે તે ? તું મહીં પેઠો, તેથી વિચાર થાય છે. મન તે વિચાર કરતું હોય ? મન સ્પંદન કર્યા કરે. તને મનનાં સ્પંદન ગમે છે, તે પેસી જઉં છું એની મહીં. હું તો કોઈ દહાડો ક્ષણેય વિચર્યો નથી, તો મને વિચાર જ ક્યાંથી આવે તે ? કારણ કે હું તો આ રોગ જ જાણું છું ને ! રોગને કોણ ફરી પાણી પાય ? અને વિચર્યા એટલે પરાધીન થયાં તમે. તમારી સ્વતંત્રતા ખોઈ નાખી.'

આ મન છે તે એક્ઝોસ્ટ થયા જ કરે છે નિરંતર. કોઈ દહાડો મન એક્ઝોસ્ટ થયા વગર રહે નહીં, જાગૃત કાળમાં અને નિદ્રાકાળમાં સ્થિર થઈ જાય. એ તો દરેક વસ્તુ હંમેશાં એક્ઝોસ્ટ થયા જ કરે છે. તે મન એક્ઝોસ્ટ થયા કરે છે. નિરંતર એક્ઝોસ્ટ થવું એ સ્વભાવ છે એનો. એ એક્ઝોસ્ટ થતું હોય તો એમાં આપણને કશું લેવાદેવા નથી. દરેક વસ્તુ એનાં બંધારણ થયા પછી એક્ઝોસ્ટ થયા જ કરે. એનાં એક્ઝોસ્ટના જે જે પર્યાય ઊભા થાય, અવસ્થાઓ, તે પોતે વાંચી શકે છે. પણ જગતને ખબર નથી, પોતાના સ્વરૂપનું ભાન નથી. ક્યાં સુધી એક્ઝોસ્ટ થાય છે, કેવી રીતે, કશું ખબર નથી. મને જ વિચાર આવ્યો, મારા સિવાય કોઈ છે જ નહીં, એવું જ જાણે છે.

મહીં તો એટલાં બધાં છે કે ન પૂછો વાત. 'ક'વાળા છે બધાં. કોણ કોણ છે એ બધા ? ક્રોધક, લોભક, ભાવક બધા બહુ જાતના 'ક' છે. એ 'ક' કરાવડાવે છે આ. અમારામાં એ 'ક' ના હોય. એક્ઝોસ્ટ થઈ ગયું હોય. હતું તો ખરું પણ તે એક્ઝોસ્ટ થઈ ગયું. એટલે આ મન જ્યારે એક્ઝોસ્ટ થઈ જાય ત્યારે પછી જ એની મજા આવે. એ વીતરાગ આનંદ, એ વાત જ જુદી છે. તમારે જ્ઞાન લીધા પછી એક્ઝોસ્ટ થઈ શકે, નહીં તો એક્ઝોસ્ટ થાય નહીં અને આપણું આ જ્ઞાન છે, એ નિર્વિચાર પદ છે. અહીં તો જે વિચારનું કેન્દ્ર હતું મન, તે તો જ્ઞેય છે ને તમે જ્ઞાતા છો.

## પછી ન રહ્યું વિચરનાર કોઈ !

**પ્રશ્નકર્તા :** વિચારો આવે તેને જાણ્યા કરીએ તો છૂટા રહ્યા. વિચારોમાં તન્મયાકાર થાય તો આશ્રવ થયો અને તે સમય લેવાયો તો બંધ પડે ?

**દાદાશ્રી :** આશ્રવ ક્યારે થાય ? ક્રોધ-માન-માયા-લોભ એ જ ભાવ થાય ત્યારે આશ્રવ થાય. ત્યાં સુધી આશ્રવ થાય નહીં. વિચારોમાં તો પ્રમાદ થાય. પોતાની જગ્યામાં બેઠો હતો ત્યાંથી વિચર્યો. સારા વિચાર આવ્યા એટલે ગમ્યા એટલે ત્યાં વિચરી અને તન્મયાકાર થાય, એ પ્રમાદ કહેવાય. અને ખરાબ વિચાર આવે ત્યારે વિચરે નહીં. કંટાળી જાય ત્યાં ઊભો રહે. બીજા સ્પંદન થયા કરે. તેને કંઈ લેવાદેવા નથી. આ જ્ઞાન લીધા પછી વિચરનાર રહ્યો જ નહીં. હવે જે વિચરનાર છે તે અજીવ તત્ત્વ છે. જીવ તત્ત્વ તો ઊડી ગયું. વિચરનારું અજીવ તત્ત્વ એટલે પહેલાનું ડિસ્ચાર્જ છે આ બધું. પણ તેને, એ વિચારને આપણે જોયા કરવા જોઈએ. એની મહીં તન્મયાકાર થાવ, આપણે જો પ્રમાદ કરીએ તો એ તો ફરી ફરી પાછું ધોવું પડે. જેટલાં કપડાં આવે એટલાં ધોઈ નાખવા જ જોઈએ ને ? પાછા દસ રહેવા દઈએ તો પાછા ફરી આવે.

**પ્રશ્નકર્તા :** પણ આશ્રવ અને બંધની વચ્ચેની લક્ષ્મણરેખા કેવી રીતે જાણવી ?

**દાદાશ્રી :** ક્રોધ-માન-માયા-લોભ થાય એ આશ્રવ કહેવાય. અને પછી જો પાછળ પસ્તાવો થાય તો બંધ ના પડે અને પસ્તાવો ના થાય અને એમ કહે કે ‘આ કરવા જેવું જ છે’, તો સજ્જડબંબ ! ‘મારે આમ કેમ થાય છે, મારે આ ના જોઈએ ને આ શું થઈ રહ્યું છે’ એ પાછું ના બંધાવા દે. પણ જગતના લોકોને તો તરત જ એ ગમે. એટલે ત્યાં આગળ બે જાતની પ્રવૃત્તિ ના હોય એમની. પ્રાકૃતિક પ્રવૃત્તિ હોય. અને આ જ્ઞાન પછી તો પ્રકૃતિ ને આત્મા બંને જુદી વસ્તુ છે. એટલે પ્રકૃતિ ક્રોધ કરે અને મહીં આત્મા (પ્રજ્ઞા) કહેશે,

'નહીં, આવું ના હોવું જોઈએ.' તેથી હું કહું છું કે તે ડિસ્ચાર્જ કહેવાય. પછી કર્મ બાંધે નહીં. કારણ કે કર્મ બાંધનારો તન્મયાકાર થયો તો બાંધે. પોતે જુદો રહીને કહે છે કે આમ ના હોવું જોઈએ, તો ના બાંધે.

## તન્મયાકાર થનાર કોણ ?

મન જીવતું છે કે મરેલું ? જીવતું હોય તો મરે નહીં. જીવતું હોય તો મરે શી રીતે ? મન મરેલું છે. મનને આપણે આધાર આપીએ કે 'મને વિચાર આવ્યો' કે જીવતું થયું, હડહડાટ ! વિચાર તો મનને જ આવે છે, પોતાને નથી આવતા. એને ખરાબ વિચાર આવે છે, ત્યારે 'મને નથી ગમતું. બહુ ખરાબ વિચાર આવે છે, બહુ ખરાબ વિચાર આવે છે' કહેશે. એટલે આધાર નથી આપતો. એવું બને કે ? કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે આપનું કહેવું.

**દાદાશ્રી :** હા, સારા વિચાર આવે છે એ મન વિચાર કરે છે ને તમે ચોંટી પડો છો કે 'મને વિચાર આવ્યા, મને વિચાર આવ્યા !' ન્હોય તારા, આ તો મનના છે, બળ્યા ? અને ના ગમતું આવે છે તે છેટો રહે છે ને પછી શું કહે છે, 'પણ મનમાં બહુ ખરાબ વિચાર આવે છે.' પણ અલ્યા, તે કૈડતા નથી ને ? અને આવે છે તે એને ઘેર આવે છે, આપણે શું છે તે ?

મન જીવતું રહ્યું છે એનો અર્થ શું કે મન અને આત્મા એકાકાર થાય છે, ત્યારે મન જીવે છે. મનમાં સારો વિચાર આવ્યો એટલે મનની મહીં આ આત્મા તન્મયાકાર થઈ જાય. હવે આત્મા એટલે મૂળ આત્મા તન્મયાકાર થતો નથી. અહંકાર તન્મયાકાર થઈ જાય છે. અહંકાર એટલે મૂળ આત્માનો રિપ્રેઝેન્ટેટિવ (પ્રતિનિધિ), એ તન્મયાકાર થઈ જાય. એટલે મન જીવતું થઈ ગયું. હવે જો મનમાં તન્મયાકાર ન થાવ, તો મન તો એની મેળે ખલાસ થઈ જવાનું.

મનમાં માણસ તન્મયાકાર જ થાય. મનુષ્યની શક્તિ નથી કે

તન્મયાકાર ના થાય. હા, મનને બીજી જગ્યાએ મૂકે ખરો, એકાગ્રતા કરી શકે પણ તન્મયાકાર સ્થિતિ ના છૂટે. એ તો જ્ઞાની પુરુષની કૃપા ઉતરે ત્યારે છૂટે.

મનમાં આત્મા તન્મયાકાર થાય તો જ છે તે મનની અસર થાય. આત્મા એને અડે નહીં, તો મન કશું નડે નહીં.

વિચરે એટલે યોનિમાં બીજ પડે અને આવતા ભવનું કર્મ બંધાય. વિચારથી બીજ પડે છે અને તેની થાય છે ગ્રંથિ. એ ગ્રંથિ પણ મનરૂપે ફળ આપવા તૈયાર થાય છે. એમાં મનનો દોષ નથી. તમે મનમાં તન્મયાકાર થાવ છો, એ તમારો દોષ છે. પેલું ગમતું આવે છે, એટલે તન્મયાકાર થઈ જાય છે. અને એ પણ ભ્રાંતિ છે ત્યાં સુધી. એને કૃષ્ણ ભગવાને શું કહ્યું કે તું યોનિમાં બીજ નાખે છે. આ બીજ નાખ્યું કહેવાય એવું વાંચવામાં આવ્યું છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ બીજ છે. મન એ બિલકુલ ફિઝિકલ છે. તેની મહીં આ જે પાવર ચેતન છે, તેમાં ભળ્યો એટલે આવતા ભવનું બીજ નાખે છે. એ યોનિસંબંધ કહેવાય. એટલે મેં તમને શું મેં કહ્યું કે આમાં સ્ફૂરણા થાય છે, એ તો જ્ઞેય છે, એ મન અને તમે જ્ઞાતા છો. એટલે જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ થયો. એટલે યોનિમાં બીજ પડતું બંધ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** વિચારો એ અહંકારનું પરિણામ છે ?

**દાદાશ્રી :** અહંકારનું જ, બીજું શું ત્યારે ? બધું જ અહંકારનું પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** અને અહંકાર જાય તો....

**દાદાશ્રી :** તો વિચાર બંધ થઈ જાય. એવું છે ને, મનને કશી લેવાદેવા નથી. મન તો તરંગો એના એક્ઝોસ્ટ થયા જ કરે. ભરેલો માલ નીકળ્યા જ કરે. અહંકાર હોય તે તો એમાં ભેળસેળ થાય ને

અહંકાર ના હોય તો એ જ્ઞેય સ્વરૂપ થાય ને પોતે જ્ઞાતા થયો.

**પ્રશ્નકર્તા :** જે સ્પંદન છે, આ તરંગ છે, એ તો આપણા કર્મને અનુલક્ષીને છે ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એટલે પોતે જ્ઞાતા હોય તો એ તરંગો ખલાસ થઈ જાય ?

**દાદાશ્રી :** હા, જ્ઞાતા રહે એટલે ખલાસ થઈ ગયું. બાકી એક્ઝોસ્ટ તો થયા જ કરવાનું. 'વિચાર' શબ્દ વિચરવાથી ઊભો થયો.

## 'કર વિચાર તો પામ' એ શું ?

કંઈ પણ વિચાર કરવો એ પુદ્ગલ અવસ્થા છે, આત્મઅવસ્થા નથી. છતાં એ વિચારવંતી અવસ્થા એ સારી છે, આગળ ઉપર લઈ જનારી છે. બીજા લોકોને માટે કામની છે. તેથી તો કૃપાળુદેવે કહ્યું ને કે, 'કર વિચાર તો પામ !'

**પ્રશ્નકર્તા :** 'કર વિચાર તો પામ', તો એ આત્મા માટે જ વિચાર કરવાનો ને ?

**દાદાશ્રી :** આત્મા માટે વિચાર કરવાનો. આત્મજ્ઞાન કેવી રીતે પમાય એનો વિચાર કરવાનો. પછી ગમે ત્યાં બાવા પાસે બેસી ગયા, તે કંઈ દહાડો વળે નહીં. એ તો જ્ઞાની પુરુષની પાસે જા અને પછી ત્યાં પામ.

વિચારેલો આત્મા એ આવરણવાળો આત્મા છે અને નિર્વિચાર આત્મા એ શુદ્ધાત્મા છે. માટે (મહાત્માઓને) હું કહું છું કે નિર્વિચાર આત્મા પામ્યા છો ! ત્યારે એક જણ કહે, કૃપાળુદેવે તો એવું લખ્યું છે, 'કર વિચાર તો પામ.' મેં કહ્યું, 'અલ્યા, એ ક્રમિક માર્ગ છે. વિચાર કરવો એ પુદ્ગલ છે. એ આત્માને ખોળે છે. અને તું તો આત્મા થઈને પાછો પુદ્ગલ થઉં છું ? પેલો આત્મા ખોળે છે, તે

વિચાર કરતાં કરતાં કો'ક દહાડો ઝીણું વિચરતાં વિચરતાં કો'ક દહાડો તાલ ખાશે. પણ તું તો થઈ ગયો આત્મા, પાછો આમાં શું કામ પેસે છે ? અને ક્રમિક માર્ગમાં 'કર વિચાર તો પામ' એટલે વિચાર કરીને સાર-અસારને જોઈને પછી આગળ ચાલે.

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગમાં આખી પ્રક્રિયા એ જ પ્રકારની છે કે વિચાર કરી કરીને ઉપર જાવ.

**દાદાશ્રી :** કૃપાળુદેવ કહે છે, 'કર વિચાર તો પામ.' એટલે તું આમાં વિચર, કહે છે.

**પ્રશ્નકર્તા :** એ કોને વિચરવાનું કહે છે ?

**દાદાશ્રી :** એ અહંકારને. મનના જે પરમાણુ ફૂટે છે, તેની મહીં વિચર, કહે છે. કર વિચાર તો પામ, એની પર ખૂબ વિચર વિચર કર્યા કર, એટલે તને મહીં કંઈ સમજાશે.

**પ્રશ્નકર્તા :** પણ એ વિચરે એટલે બંધ પડે ને પાછો ?

**દાદાશ્રી :** બંધ તો પડે જ ને ! એ ક્રમિક માર્ગ ઠેઠ સુધી બંધવાળો જ છે. સમકિત થયા પછીય બંધ પડવાના.

**પ્રશ્નકર્તા :** એટલો ઓછો બંધ ?

**દાદાશ્રી :** હા, એટલો ઓછો બંધ, બસ ! એંસી ટકાના જ્ઞાનીને વીસ ટકાનો બંધ પડે. કારણ કે એટલો કર્તાભાવ રહેવાનો કે મારે હજુ આ કરવાનું છે.

**પ્રશ્નકર્તા :** એ બંધ પડતો જ જાય તો એ છૂટે ક્યારે પાછો ?

**દાદાશ્રી :** એ સમકિત વધતું જાય અને આ ઘટતું જાય.

ક્રોધ-માન-માયા-લોભનાં જે પરમાણુ છે, એ અહંકારમાં ભળેલાં છે, તે અહંકારને શુદ્ધ કરવાનો છે ફક્ત. એમાંથી કાઢી કાઢીને, વિચાર કરીને કઢાય. એમ ને એમ ના કઢાય. મારી-ઠોકીને ના કઢાય.

**પ્રશ્નકર્તા :** વિચારની વાત જો આપ કરો તો એમાં પાછો અહંકાર ભેળવવો પડે ને પાછો ?

**દાદાશ્રી :** એ અહંકાર છે, તો વિચાર છે. નહીં તો આ બધા પરમાણુઓ નીકળે છે.

**પ્રશ્નકર્તા :** પણ અહંકારની જરૂર તો ખરીને આમાં ?

**દાદાશ્રી :** ઠેઠ સુધી. એ અહંકાર ફક્ત શુદ્ધ થાય છે. ધીમે ધીમે શુદ્ધ થતો થતો, અહંકાર સંપૂર્ણ શુદ્ધ થાય છે. જેમાં ક્રોધ-માન-માયા-લોભનું પરમાણુ નથી રહેતું, એ અહંકારમાં સંસારનું એકેય પરમાણુ નથી રહેતું, એવો નિર્મળ અહંકાર થાય છે. ત્યારે શુદ્ધાત્મા એકાકાર થઈ જાય છે, 'હું' 'હું'માં બેસી જાય છે.

**પ્રશ્નકર્તા :** તો મનથી, વિચારથી કેવળજ્ઞાન થાય છે એ વિશે સમજાવો.

**દાદાશ્રી :** ના થાય. ખોટું છે, બધું ગપ્પું છે. વિચાર હોય ત્યાં કેવળજ્ઞાન, આ જ્ઞાન જ ના હોય. વિચાર કરતાં કરતાં તો જ્ઞાન ભણી જવાનું છે. વિચાર તો જડ પ્રવૃત્તિ છે. સમકિત તરફ જવાય. તમને કોણે કહ્યું હતું, કેવળજ્ઞાન માટે આવું કરજો ? કેવળજ્ઞાનનું નામ જ ના દેવાય કોઈથી. સમકિતની વાત કરવી પણ સમકિતેય આ રીતે થાય નહીં. આ તો અહીંયા આવજો. આ જ્ઞાન લેવું પડે, આત્મા શું છે એ જાણવું પડે, ત્યારે સમકિત થાય.

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રે એમ કહ્યું છે કે આખું મોહનીય કર્મ વિચારથી ઊડાડી શકાય એમ છે.

**દાદાશ્રી :** હા, પણ તે વિચાર 'જ્ઞાની પુરુષ' પાસેથી હોવા જોઈએ, પોતાના વિચારથી નહીં.

વિચારો બે પ્રકારનાં : એક, સ્વચ્છંદી વિચારો અને એક, જ્ઞાની પુરુષની પાસે વિચારોને વારેઘડીએ દેખાડવા કે આવાં વિચાર આવે છે.

ત્યારે કહેશે, ‘કરેક્ટ (બરાબર)’. તો ચાલવા દેવું. નહીં તો સ્વચ્છંદી વિચાર હોય તો ક્યાંનો ક્યાંય પહોંચી જાય !

વિચારથી મોહ ને બધું ઊડી જાય. મારું બધું વિચારે કરીને ઊડી ગયેલું છે. એટલા બધા વિચાર કરેલાં કે આ જગતમાં કોઈ એવી વસ્તુ નથી કે એવું એક પરમાણુ નથી કે મેં એનો વિચાર ના કર્યો હોય ! તે વિચારથી ઊડાડી મેલ્યું બધું.

એટલે શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું કે ‘કર વિચાર તો પામ’ એ છે તે જુદી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** પણ શેનો વિચાર ?

**દાદાશ્રી :** એ વિચાર તો, હિત ને અહિતનું એવું તેવું વિચાર કર. હિતાહિતનો વિચાર કર. વિચારદશા વધતી વધતી વધતી, હિતાહિતની વિચારદશા એકદમ વધતી જાય ત્યારે એ પછી જ્ઞાનાંક્ષેપકવંત થાય. એટલે વિચારદશામાં વિક્ષેપ જ ન પડે, એમ ને એમ. એટલે સંસારમાં બધું છૂટું પડી જાય.

**પ્રશ્નકર્તા :** એ હિતાહિતનો વિચાર કરતાં કરતાં એ સ્થિતિ આવે ?

**દાદાશ્રી :** હા, તે સંસાર છૂટો પડી જાય. તેથી એ કહે છે કે કર વિચાર તો પામ. પણ એટલું બધું વિચારવાની આ લોકોની તાકાત નહીં ને ! ગજુ નહીં ને ! મને જ્ઞાન થતાં પહેલાં છ-છ કલાક સુધી, એમાં આત્મા પ્રાપ્ત નહોતો થયો તોય એના વિચારમાં જ પડ્યો રહેતો’તો, સંસારમાં નહીં.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી હિતાહિતનો વિચાર હવે જરૂર નથી.

**દાદાશ્રી :** હવે જરૂર નથી પણ જ્ઞાન પહેલાં જરૂર ને !

**પ્રશ્નકર્તા :** ‘વસ્તુ વિચારત ધ્યાવત, મન પામે વિશ્રામ.<br>રસ સ્વાદત્ સુખ ઉપજે, અનુભવ તાકો નામ.’

**દાદાશ્રી :** ત્રિકાળી વસ્તુને વસ્તુ કહે છે. સનાતન, જે કાયમ હોય તે વસ્તુ, એ વસ્તુ વિચાર એટલે આત્માના વિચારમાં જ તન્મયાકાર રહે, ધ્યાવત કર્યા કરે, તો મન બિલકુલ વિશ્રામને પામી જાય. કો'કને એટલો આનંદ હોય, આત્માના વિચારમાં જ પડી ગયો. એટલે પેલો બિલકુલ આનંદમાં જ આવી જાય અને તે ઘડીએ રસાસ્વાદ ઉપજે. જે સુખ ઉપજે, એને અનુભવ કહે છે. હા, પણ આ બાહ્ય અનુભવ છે. આ ક્રમિક માર્ગનો બાહ્ય અનુભવ છે. ત્યાર પછી વસ્તુ હાથમાં આવ્યા પછી અંતર અનુભવ થાય.

**પ્રશ્નકર્તા :** હાથમાં કેવી રીતે આવે ?

**દાદાશ્રી :** હાથમાં આવે, એટલે એમ કરતાં કરતાં હું તે રૂપ જ છું એવું ભાન થાય અને એને કોઈ જ્ઞાની પાસેથી, ગમે તેની પાસેથી એના ગુણધર્મને પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનીની જરૂર તો ખરી જ, ક્રમિકમાં કે અક્રમમાં, બન્નેમાં ?

**દાદાશ્રી :** જ્ઞાની વગર તો કોઈ દહાડો કશું કામ જ થાય નહીં.

આ બધું પૃથક્કરણ રૂપે મૂકી દીધેલું છે. આખો બધો જ ફોડ મૂકી દીધેલો છે. તેથી કહ્યુંને, મારામાં સેન્ટ બુદ્ધિ નથી. અહીં તો આખું જગત બુદ્ધિના ઉપર ઊભું રહેલું છે. ક્રમિક માર્ગમાં તમામ જ્ઞાનીઓ બધા બુદ્ધિના આધારે જ જીવે છે ને !

બીજું કંઈ પૂછવું છે ? બધું પૂછીને ખુલાસા કરી લેજો. પછી તમારા મનમાં આંટી રહી ના જાય. આ વિજ્ઞાન છે એટલે ખુલાસા બધા પૂછી લેવા જોઈએ. જ્યાં જ્યાં આપણને હરકત લાગે ત્યાં પૂછી લેવું. એમાં આબરૂ જાય નહીં કે હજુ આ પૂછશો તો... એ તો વીસ વર્ષથી બેસતો હોય તેણેય પૂછવું જોઈએ તો પુદ્‌ગલ નિકાલ થાય. જ્ઞાની પુરુષ પાસે પૂછાય, કારણ કે કૃપાળુદેવે શું કહ્યું કે જ્ઞાની પુરુષ એ જ આપણો આત્મા છે. માટે ત્યાં પૂછવાનું. પેલો આત્મા અત્યારે જવાબ આપશે

નહીં. તે જ્યાં સુધી પેલો આત્મા જવાબ આપતો ના થાય ત્યાં સુધી અહીંથી જવાબ લેવા.

## ફેર, વિચાર 'આવ્યો' ને 'કર્યો'માં !

**પ્રશ્નકર્તા :** તો પછી મન અને અહંકાર એ બે વચ્ચે કંઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** કશોય સંબંધ નહીં. બેઉ જુદા જ હોય છે. વિચારે ત્યારે મન હોય અને તે વખતે અહંકાર ના હોય. અહંકાર તો એ વિચારણાની મહીં ભેગો થાય ત્યારે કાર્ય થઈ જાય. જો અહંકાર ભેગો ના થાય તો કાર્ય ના થાય. એ પોતેય જુદો છે ને વિચારેય જુદા છે. મન એ ગયા અવતારનું આખું ઈગોઈઝમ (અહંકાર) છે. ગયા અવતારમાં આપણો ઈગોઈઝમ કેવો હતો, તે મન ઉપરથી ખબર પડે. ગયા અવતારનાં ઈગોઈઝમના પરિણામ ઉપરથી 'ઈગોઈઝમ' આ અવતારમાં ફરી કરવા માગે છે. વિચાર અહંકાર કરે છે. 'કરે છે' શબ્દ જ્યાં આવે ત્યાં અહંકાર સિવાય બીજું કોઈ કરે નહીં. 'કરે છે' શબ્દ આવે છે તે કરનાર કોણ ? અહંકાર.

**પ્રશ્નકર્તા :** મને એક વિચાર આવ્યો અને મેં વિચાર કર્યો, એ બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** 'વિચાર આવ્યો' એ છૂટ્યો અને 'વિચાર કર્યો' એ બંધાયો.

**પ્રશ્નકર્તા :** વિચાર કર્યાનો દાખલો આપો.

**દાદાશ્રી :** 'કર્યો' શબ્દ આવે એ બધો દાખલો જ છેને ? 'આવ્યા' એટલે આપણી ઈચ્છા ના હોય તોય આવે. 'આવ્યો' એને એણે જાણ્યો. 'કર્યો' એ તો કર્તા થયો.

**પ્રશ્નકર્તા :** એટલે 'કરે છે' એમાં તન્મયાકાર છે ?

**દાદાશ્રી :** હા, તન્મયાકાર છે ત્યારે જ કર્તા થાયને, નહીં તો

કરે નહીં.

**પ્રશ્નકર્તા :** ઘણીવાર એવી ઈચ્છા હોય કે ના હોય, તોય થઈ જાય તો ?

**દાદાશ્રી :** એ જુદું. એ તો થઈ ગયું કહેવાય, એને 'આવ્યા' કહેવાય. એ 'આવ્યા'માં જાય એનો વાંધો નહીં પણ 'કર્યા'માં જાય એ બધું મુશ્કેલી.

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** ભાવ અને વિચારમાં શો ફરક ?

**દાદાશ્રી :** ભાવ અને વિચારમાં બહુ ફરક. 'આ' જ્ઞાન લીધા પછી એ આપણને લાગતું નથી. જો કે આ વાક્ય જ આપણને અડતું નથી. કારણ કે ભાવકર્મ એટલે ચાર્જકર્મ, એ આખાં ઉડાડી મેલ્યાં છે. ચાર્જ જ બંધ કરી દીધું છે. એટલે ભાવ બંધ કરી દીધો છે.

**પ્રશ્નકર્તા :** આ મનના વિચારો આવ્યા, તે વિચરવાના જ ભાગમાં આવી ગયું ને ?

**દાદાશ્રી :** ના. વિચાર કોને કહીએ આપણે ? આ જે થાય છે, એ તો ડિસ્ચાર્જ વિચાર છે, થઈ ગયેલી વસ્તુ છે. અને વિચારમાં તો, વિચાર કરનાર હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** એ વિચાર કેવા હોય ? અહંકાર ના હોય ને વિચાર હોય ?

**દાદાશ્રી :** એ તો અત્યારે આ તમારા જે વિચાર છે ને, જ્ઞાન આપ્યા પછી, એ ડિસ્ચાર્જ વિચાર છે. મન તો મહીં ખરું, એટલે વિચાર તો ખરા જ ને ! કારણ કે પહેલાં, તે વખતે ભળેલું તો ખરું જ ને મહીં, આ પરિણામ છે ભળેલાંનાં, આ કોઝ નથી. એટલે આ વિચાર જ કહેવાય, પણ આ મડદાલ વિચારો છે. આપણને બહુ ગૂંચવે નહીં. અને પેલાં વિચારો તો બહુ ગૂંચવે.

**પ્રશ્નકર્તા :** વિચાર વિના મન રહી શકે ?

**દાદાશ્રી :** મન પોતે જ વિચાર સ્વરૂપ છે એટલે રહી શકવાની વાત જ ક્યાં રહી ? મન એ જ વિચાર છે અને વિચાર એ જ મન છે.

અને મન છે તો સીધું જ, એક દશા છે, વિચારવાની દશા. તે વિચારમાં પડ્યું અને વિચારનાં ગૂંચળા વળ્યા. તે પછી મન કહેવાય. પછી ગૂંચળું બંધ થઈ ગયું, તે પછી મન બંધ થઈ ગયું.

## અડે ના એ જ્ઞાની !

**પ્રશ્નકર્તા :** મનમાં તો મનોરથ કહો કે ચેષ્ટાઓ કહો કે કંઈક થયા કરે છે. અને પછી આપણે એમાં એની મેળે ખેંચાઈ જઈએ છીએ.

**દાદાશ્રી :** બસ એ ભ્રાંતિ ! અહીં બ્રેક મારી દીધી કે બધું બચ્યું. પણ અહીં આખું જગત બ્રેક મારી શકતું નથી. બાવા-બાવલી, સાધુ-સંન્યાસી અહીં કોઈ બ્રેક મારી શકતું નથી. કારણ કે જાણતા જ નથી.

મન એની ક્રિયા કરે છે અને એમાં તમે તન્મયાકાર થઈ જાવ છો, ત્યાં લાચારી છે. જીવમાત્ર તન્મયાકાર થઈ જાય ત્યારે લાચાર થાય. એ લાચારી અનુભવે છે કે સાહેબ, મારામાં કોઈ શક્તિ નહીં હોવાથી અહીં તન્મયાકાર થઉં છું. એ લાચારમુક્ત જ્ઞાની પુરુષ કરે. હવે આ બધી અંતઃકરણની ક્રિયા શી રીતે લોકોને ખ્યાલ આવે ? સાયન્ટિસ્ટોએય મનમાં તરત એકાગ્ર થઈ જ જાય, મનમાં વિચરી જ જાય હંમેશાં. શક્તિ નહીં એટલે એય શું કરે બિચારાં ! અમારે જુદું રહે. કારણ કે અમારે મન જોડે તન્મયાકારપણું નહીંને !

**પ્રશ્નકર્તા :** વિચારધારાને 'દાદા' પકડી શકે છે ?

**દાદાશ્રી :** વિચારધારાને પકડનારા તો બધા બહુ મેં જોયેલા. વિચારધારાને પકડે એવા હોય છે પણ વિચારધારાને અડે નહીં એ જ્ઞાની. વિચારધારાને પકડવી એ તો એક જાતનું એનું ડેવલપમેન્ટ (વિકાસ) છે. પણ એથી આગળ ઘણું જાય ત્યાર પછી જ્ઞાનીપદ છે.

**પ્રશ્નકર્તા :** વિચારધારા પકડવી એ તો અહંકારે કરીને થઈ શકે ને ?

**દાદાશ્રી :** અહંકાર જ ને ! પણ એની બહુ આગળ જાય ત્યાર પછી વિચારધારાને અડે નહીં. અજ્ઞાની માણસ જે જે વિચાર કરે છેને, તેની થોડીક જ વાર પછી એની જ ક્રિયામાં એ હોય છે. એટલે આ બધું વિચારધારાને પકડ્યા જેવું જ છે ને ! એટલે વિચારને સમજ્યા જ નથી બધાં. આખું બધું ઠોકાઠોક ચાલે છે. વાત સાયંટિફીક (વૈજ્ઞાનિક) હોવી જોઈએ કે ઠોકાઠોક ચાલે ?

## આરંભ-પરિગ્રહ !

ત્યાં તો ક્રમિક માર્ગ શું કહે છે ? આરંભ-પરિગ્રહ જાય તો આત્મજ્ઞાન થાય. આરંભ એટલે હાલવા-ચાલવાનું બંધ કરી દો, કહે છે. આરંભ એકલો નહીં, સમરંભ, સમારંભ અને આરંભ-ત્રણેય જ્યાં સુધી છે, ત્યાં સુધી સમકિત પણ ના થાય એવું કહે છે.

સમરંભ એટલે શું ? અહીંથી કોર્ટમાં જવાનો વિચાર કરવો. વિચાર કરવો જ ખાલી, નક્કી નથી કર્યું. કોર્ટમાં જવાનો વિચાર કર્યો એ સમરંભ કહેવાય.

અને પછી નક્કી કરીએ કે કોર્ટમાં જવું છે, ત્યારે સમારંભ કહેવાય.

અને પછી ચાલવા માંડીએ ત્યારે આરંભ કહેવાય. જ્યાં સુધી ચાલ્યા નથી ત્યાં સુધી આરંભ નથી. જો પાછા ફરી જાવ તો વાંધો નથી. તો એકલું સમરંભ થાય.

આ જ્ઞાન પછી, આપણને તો જાણે આ બધું ઊડી ગયું છે. જે સમરંભ થાય છે, એને આપણે જ્ઞેય ગણીએ છીએ ને આપણે જ્ઞાતા છીએ. એમને (ક્રમિક માર્ગમાં) સમરંભ, સમારંભ ને આરંભ શી રીતે છૂટે ? લાખો-કરોડો અવતાર થાય તોય છૂટે એવું નથી.

હવે આરંભ અને પરિગ્રહ એટલે શું ? આરંભ એટલે આ 'હું કરું છું' એ આરંભ અને આ કર્યાનું ફળ આવેને, તેને પરિગ્રહ કહે છે. આરંભ, પરિગ્રહથી રહિત થયા ને ? આપણે હવે કર્તા નથી ને ?

તમે કર્તા નથી રહ્યાને ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** તે આરંભ છૂટી ગયું, એટલે બધું છૂટી ગયેલું છે. નિર્વિકલ્પી થઈ ગયા. આરંભ-પરિગ્રહથી રહિત તમે થઈ ગયા.

હવે આરંભ એ શું વસ્તુ છે ? મનમાં વિચાર આવે છે કે નથી આવતા કે મારે હમણે દુકાને જવું છે. તે અજ્ઞાની તો મહીં તન્મયાકાર હોયને કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય.

**દાદાશ્રી :** તમે એને જાણો. તમે છૂટા પડ્યા એટલે જાણો કે ચંદુભાઈને આવો વિચાર આવે છે. પણ જેને જ્ઞાન નથી તેને શું થાય ? મને દુકાને જવાનો વિચાર આવ્યો. મનમાં વિચાર આવ્યો એ સમરંભ. તે કો'કને કહેને, કે મારે દુકાને જવું છે એ સમારંભ ને ચાલવા માંડે તે આરંભ.

પરિગ્રહથી મુક્ત થયા, અપરિગ્રહી થયા. દેહ મારો, તેને ફાઈલ કહ્યું. ક્રમિક માર્ગમાંય જ્ઞાની દેહને 'મારો' કહેશે. ૫૦ ટકા જ્ઞાની હોય ને ૫૦ ટકા દેહ પર ભાવ રહ્યો હોય !

## ભાવમનથી જ કર્મબંધ !

'ભાવમન સમૃદ્ધિ, ત્રિકાળ અબાધિત.'

આપણે સ્વભાવ કર્મના કર્તા થયા. પેલું ભાવમનના કર્તા હોય ત્યાં સુધી ભાવમન ઉત્પન્ન થાય. તમને સમજાયું કે ના સમજાયું ? પૂરેપૂરું ના સમજાયું ?

**પ્રશ્નકર્તા :** નથી સમજાયું. જો ભાવમનની સમૃદ્ધિ આવી તો ત્રિકાળ અબાધિત કેવી રીતે થઈ શકે ?

**દાદાશ્રી :** જ્યાં આગળ ભાવમનની સમૃદ્ધિ આવી, ભાવમન

ઊડી ગયું. જે ભાવમનથી કર્મ બંધાતા હતા. અને ભાવમન ના હોય ત્યાં કર્મ બંધાય નહીં, એવી સ્થિતિ એ સમૃદ્ધિ સ્થિતિ.

જે દ્રવ્યમન તેની નિર્જરા થયા કરે છે અને ભાવમન ઉપર જગત ઊભું રહ્યું છે. તે આપણે અહીં તો ભાવમનની સમૃદ્ધિ છે. એટલે આપણે અહીં આગળ ભાવમન ઉત્પન્ન જ થતું નથી. એ તો મોટામાં મોટી સમૃદ્ધિ છે. પછી કાયમને માટે કર્મ જ બંધાય નહીં ને !

ભાવમન એ જ કર્મ છે. કર્મ બંધાવાનું, ચાર્જ થવાનું ભાવકર્મથી. એ ભાવકર્મ શેનાથી ઉત્પન્ન થાય ? દ્રવ્યકર્મમાંથી. આ જ્ઞાન પછી દ્રવ્યકર્મ તમારાં ઊડાડી મેલ્યાં છે, પછી ભાવકર્મ શી રીતે ઉત્પન્ન થાય ? કર્મ શી રીતે બંધાય ? આખી થીયરી ઊડી ગઈ. ક્રમિક માર્ગમાં ભાવકર્મને ધોતા જવાનું અને અહીં આગળ ભાવકર્મ ઊડાડી મેલ્યું હોય. એટલે તમારે કશું ધોવા-કરવાનું નહીં. દાદાની આજ્ઞામાં રહેવાનું.

**પ્રશ્નકર્તા :** ભાવમન શું અને દ્રવ્યમન શું એ સમજાવો.

**દાદાશ્રી :** ભાવકર્મ કરનારું જે મન એ ભાવમન કહેવાય. અને પછી દેખાવમાં આવે, રૂપકમાં આવે એ દ્રવ્યમન. દ્રવ્યમન એ જડ મન છે, ચેતન નથી.

**પ્રશ્નકર્તા :** જડ એટલે કેવું ?

**દાદાશ્રી :** જડ એટલે આમ ફીઝીકલ.

**પ્રશ્નકર્તા :** આ જેને બ્રેઈન-મગજ કહે છે એ ?

**દાદાશ્રી :** બ્રેઈન તો બધું જ કામ કરે છે. બ્રેઈન હોવાથી બધું જ કામ થાય છે. બ્રેઈન તો ખબર આપનારું-લેનારું છે ને કામ થયા કરે છે પણ વિચાર જે આવે તે તો એ જડ મન છે.

**પ્રશ્નકર્તા :** તો એ જે કોન્શીયસ માઈન્ડ (જાગૃત મન) અને અન્કોન્શીયસ માઈન્ડ (અજાગૃત મન) એ દ્રવ્યમન અને ભાવમન એવું કહેવાય ?

**દાદાશ્રી :** આપણે કહેવું હોય તો કહેવાય. બાકી ખરેખર એમ નથી એ. કોન્શીયસ માઈન્ડને તો એ લોકો સમજે પણ કોન્શીયસ એ ખરેખર ભાવમન નથી. ભાવમન તો ઊંચી વસ્તુ છે. પણ એ લોકો આટલું જુદું પાડે છે ને, કોન્શીયસ અને અન્‌કોન્શીયસ એટલું સારું છે.

## ચાર્જ મન, ડિસ્ચાર્જ મન !

એક મન ડિસ્ચાર્જ થાય છે તો બીજું મન ચાર્જ થાય છે. આ વાણી ડિસ્ચાર્જ થાય છે, બીજી ચાર્જ થયા કરે છે. આ દેહ ડિસ્ચાર્જ થાય છે, બીજો દેહ ચાર્જ થાય છે, ઉત્પન્ન થાય છે. મન-વચન-કાયાની ત્રણ બેટરીઓ ફરી ભરાય છે ને જૂની બેટરીઓ ઉકલે છે.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે ડિસ્ચાર્જ થાય છે અને એ બંધાય છે, એ કઈ રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** મનમાં વિચાર આવે છે, તે વિચારમાં તન્મયાકાર થઈ જાવ છો. તન્મયાકાર થઈ જાય એ આત્માની શક્તિ નથી, નિર્બળતા છે. તેને લઈને આ તન્મયાકાર થઈ જાય છે, અજ્ઞાનતાને લઈને. આ મૂળ આત્મા તો આવો નથી. મૂળ આત્મા તો અનંત શક્તિવાળો છે. પણ આ જે તમારો માનેલો આત્મા છે, તેને લઈને આ બધી ડખલામણ છે. એટલે આ મન છે તે ડિસ્ચાર્જ થયું અને એમાં તન્મયાકાર થયા ત્યાંથી નવું ચાર્જ થાય. હવે જેને જ્ઞાન હોય, તે આ ભાઈને વિચાર આવે તે તન્મયાકાર નહીં થવાનાં. એટલે એમને તન્મયાકાર ના થયું તોય એનો ટાઈમ થયો એટલે ડિસ્ચાર્જ થઈ જાય અને નવું ચાર્જ ના થાય. તમે તન્મયાકાર થાવ એટલે નવું ચાર્જ તરત થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આ તો ઓટોમેટિક તન્મયાકાર થઈ જવાય છે.

**દાદાશ્રી :** હા, ઓટોમેટિક એનું નામ જ ભ્રાંતિને ! પોતાનો પુરુષાર્થ નહીં. પુરુષ થયો નથી, ત્યાં સુધી પુરુષાર્થ છે નહીં. પ્રકૃતિ પરાણે નચાવે છે. પ્રકૃતિ પરાણે ફેરવે છે.

## ગુપ્તિઓ, ત્રણ પ્રકારની...

**પ્રશ્નકર્તા :** મનોગુપ્તિ એવો શબ્દ આવે છે એનો અર્થ શું થાય ?

**દાદાશ્રી :** આ મનોગુપ્તિ, વચનગુપ્તિ, એ તો શું કહેવા માંગે છે, કો'કને ગાળો દેતા હોય તો મનમાં ખરાબ વિચાર આવતા હોય તો બંધ કરો. તે હવે બંધ શી રીતે થાય ? એ તો આવ્યા જ કરવાના. બંધ થાય નહીંને ? એનો ઉપાય છે બંધ કરવાનો. પણ તે આવતે ભવ બંધ થાય. આ ભવમાં ના થાય. એનો ઉપાય કરે આ ભવમાં, તો આવતે ભવ બંધ થાય. એ નિશ્ચય કરે કે કોઈ માણસને ગાળ ભાંડવી, એને માટે ખરાબ વિચાર કરવા એ ગુનો છે. એવો નિશ્ચય કરે એટલે આવતે ભવ બંધ થાય, પણ આ ભવમાં બંધ ના થાય. જે ભરાઈ ગયો માલ, એ તો નીકળ્યા જ કરશે. પણ નવો ભરીશ હવે, તે ફરી પાછો આવશે.

આપણે તો ગુપ્તિઓ-બુપ્તિઓ રહી નહીંને ? ગુપ્ત જ થઈ ગયુંને ? આપણે સમભાવે નિકાલ કરવાનો. ગુપ્તિઓ-બુપ્તિઓ તો જેને આ જ્ઞાન ના હોય ને, તેને ગુપ્ત કરવું પડે બધું. હા, બને એટલું ઓછું બોલવાનું, આમ તેમ મૌન લે, ઉપાયો કર્યા કરે, પણ આપણે તો હવે સમભાવે નિકાલ કરો.

❖ ❖ ❖

# (૬)

# ગ્રંથિભેદન થકી નિર્ગ્રંથદશા !

## આમ બંધાય મનોગ્રંથિ !

**પ્રશ્નકર્તા :** હવે મનની ગાંઠો આવી ક્યાંથી ?

**દાદાશ્રી :** હા. એનું ફન્ડામેન્ટલ (પાયાની વિગતો) આપું. સાધારણ કેવી રીતે બન્યું, એ હું તમને કહું. એના પરથી બધું આખું સમજી જજો. એના માટે વિગતવાર કહીએને, તો તો આખા દહાડાના દહાડા થઈ જાય.

અત્યારે એક કોલેજમાં ચાર છોકરાઓ છે. હવે આ છોકરાઓ છે તે કોલેજમાં ભણતા હોય ને, તે ઊંચી નાતના, સંસ્કારી લોકો હોય, એટલે કોઈ દહાડો માંસાહાર એમણે કરેલો ના હોય અને કરવાના વિચારેય ના કર્યા હોય. પણ ઈન્ડિયામાં રહેતા હોય ત્યાં સુધી. પણ કોલેજમાં પછી બીજા છોકરાઓ જોડે હોટલમાં જાય, બીજા માંસ ખાતા હોય ત્યાં આ બેસે ખરા પણ ખાય નહીં. ફ્રેન્ડસર્કલમાં બધા માંસાહાર કરતા હોય ને, તો એક ફ્રેન્ડને એ વાત ગમે નહીં. પણ છતાં મનમાં એમ થાય કે કોઈકે એમ કહ્યું હોય કે શરીર મજબૂત થાય એનાથી અને એ શરીર જરા નરમ હોયને, તે એના મનમાં ભાવ થાય કે શરીર મજબૂત કરવાને માટે માંસાહાર કર્યો હોય તો શું વાંધો ? હવે ખાય તો નહીં જ. બધા માંસાહાર કરતા હોય, પેલાને કહે, 'તું લે થોડું.' તો એ લે નહીં. 'ના, મને નહીં ભાવે,' પણ છતાં બહુ દહાડા જા જા કરે ને, એટલે પછી બધા વાતો કરે, શરીરની મજબૂતી થાય, આમ છે, તેમ

છે. એટલે એને શ્રદ્ધા, પ્રતીતિ બેસે કે આ વાત ખરી છે. આપણને ભાવતું નથી એ વાત જુદી પણ વાત ખરી છે. તે આ ભવમાં નહીં ખવાય પણ આવતા ભવના બીજ પાડી આપે. ખાય નહીં જ, પણ આ મનમાં ભાવ થયો તે ગાંઠ પડવા માંડી મહીં, ગ્રંથિ ! એ ગ્રંથિ પડી. તે પહેલી રાઈના દાણા જેટલી પડે. અને પછી જેમ પુષ્ટિ મળે ને તેમ તેમ ગાંઠ મોટી થાય, તે આ ભવમાં ખવાયું નહીં, પણ એ ગ્રંથિ પડી તે આવતા ભવમાં પાછી એ ગ્રંથિ ફૂટે. એટલે પછી માંસાહાર ખાવાનો વિચાર આવે ને એને માંસાહાર પછી ભેગો થઈ જાય.

આવી ગાંઠ તમને પડેલી નહીં ને પેલા મુસલમાનને તો એ જ ગાંઠો, આવડી આવડી મોટી. આ નથી ખાતો છતાં અત્યારે એણે વિચાર કર્યો કે આવું જોઈએ, એ અભિપ્રાય બંધાયો. આ અભિપ્રાય બંધાયો એટલે આવતે ભવ એ ખાવાનો. અને જે માણસ આજ ખાય છે એનાં મનમાં એમ થાય છે કે આ માંસાહાર તો નહીં ખાવો જોઈએ, આ કેટલાં જાનવરો કપાય ત્યારે એનું માંસ ખાઈએ છીએ આપણે. એટલે આવતે ભવ નહીં ખાવાનો આ.

આ મનનો એક અંશ બતાવ્યો. કુસંગમાંથી એકદમ ટેવ પડી ગઈ. માંસાહાર જોઈને પછી જરા ખાતાં શીખ્યો એ ગ્રંથિ પડી ગઈ એની. બીજે ભવ નરી ગ્રંથિ આવ્યા કરે, એ જ વિચાર આવ્યા કરે. હવે પછી એને સત્સંગ મળ્યો. સત્સંગમાં ગ્રંથિ તૂટી જાય. કુસંગથી ગ્રંથિઓ પડે ને સત્સંગથી ગ્રંથિઓ તૂટે. પણ સત્સંગ સાચો હોવો જોઈએ.

હવે અભિપ્રાય આપો ત્યાંથી જ એને બંધન. મહીં મનની ગાંઠ પડી જાય. એ ગાંઠને લીધે જેમ જેમ ખાય તેમ તેમ ગાંઠ મોટી થતી જાય. એવું આ મન બધી ગાંઠોનું બનેલું છે. તે અમુક જાતના વિચાર આવે છે.

આખી દુનિયાના લોકોને વિચાર આવે, એ બધી જાતના તમને વિચાર આવે નહીં. તમને તમારી ગાંઠોના વિચાર આવે. આ ભાઈને

એમની ગાંઠોના વિચાર આવે. આમને આમની ગાંઠોના વિચાર આવે. દરેક ગ્રંથિ જુદી જુદી હોય. એ ગ્રંથિ અમારામાં ખલાસ થઈ ગયેલી હોય. અમને કોઈ ગ્રંથિ ના હોય. એટલે અમે નિર્ગ્રંથ કહેવાઈએ.

## વધારે વિચાર, તેની ગાંઠ મોટી !

હવે તમારા મનમાં માંસાહારની ગ્રંથિ જ નથી, ગાંઠ જ નથી. અને પેલાંના મનમાં માંસાહારની ગાંઠ છે. જ્યારે તમારા મનમાં બીજી ગાંઠો પડેલી હોય. સમજમાં આવે છે ને ?

જેની જે ગાંઠ હોય તે ગાંઠ, હંમેશાં એના સંયોગી પુરાવા, સાયંટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ (વૈજ્ઞાનિક સંયોગી પુરાવાઓ) ભેગાં થાય ત્યારે એ ગાંઠ ફૂટે. રાતે બે વાગ્યે પણ ફૂટે. જો સંયોગ ભેગો થાય તો એ ફૂટે. એટલે તમને દેખાય કે તમે ગભરાઓ કે આ મને મહીં વિચાર કેમ આવ્યા ? અલ્યા, મહીં ગાંઠ છે તે ફૂટે છે. ગાંઠ જ ના હોય તો ફૂટે જ કેવી રીતે ? તમને માંસાહારનો વિચાર જ નથી આવતો, એનું શું કારણ ? ગાંઠ છે નહીં. તમારું ડેવલપમેન્ટ થતું ગયું, તેમ તેમ તમે એ ગાંઠો છેદતાં છેદતાં આવ્યા છો. એને બિચારાને આ માંસાહારની ગાંઠ છે, ત્યારે તમારામાં બીજી લોભની ગાંઠો હોય. આમ લઉં ને તેમ લઉં. ત્યારે એનામાં એ લોભની ગાંઠો ના હોય. એટલે મન ગાંઠોનું બનેલું છે.

**પ્રશ્નકર્તા :** તો પછી અહીંયા ગ્રંથિનો અર્થ શું ?

**દાદાશ્રી :** ગ્રંથિ એટલે કોઈ માણસ બીડી પીતો હોય, તે એને બીડીનાં વિચાર આવે કે ના આવે ? એ ગ્રંથિ કહેવાય. અને ના પીતો હોય, તેને એ ગ્રંથિ ના હોય. તેને વિચાર ના આવે. જેને જે જાતના વિચાર હોય ને, તેને તે જાતની ગ્રંથિઓ હોય. તમને બીડી ના મળે તો કેટલો વખત એમાં મન ભમ્યા કરે ?

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી બીડી ના મળે ત્યાં સુધી.

**દાદાશ્રી :** તો એ એવડી મોટી ગાંઠ. એટલે ગ્રંથિઓ એને આ

આત્મા પ્રાપ્ત થયો હોય તો ય આત્માનું ના કરવા દે, ગ્રંથિઓમાં જ રાખે.

**પ્રશ્નકર્તા :** પૂર્વગ્રંથ બંધાય છે તે અને ગ્રંથ એટલે પુસ્તકને પણ ગ્રંથ કહે છે. આ બે અર્થ થાય છે.

**દાદાશ્રી :** એવું છે ને, પૂર્વગ્રંથ ના હોય, પૂર્વગ્રહ હોય. આ ગ્રંથિ એ તો એક ગાંઠ છે. તે જેનાં વિચાર તમે કર્યા હોય ને, તેની ગાંઠ જામ્યા કરે. અત્યારે તમે જેના વિચાર કર્યા કરો તેની ગાંઠ થયા કરે અને એ ગાંઠ આવતે ભવ ફૂટે પાછી. એવા સંજોગ ભેગાં થાય, બીડી દેખે કે ફૂટે પછી. દારૂ દેખે કે ફૂટે. સ્ત્રી દેખે કે ફૂટે, એ ગાંઠો હોય. તે ગાંઠો ના હોય આ જ્ઞાની પુરુષને, એટલે એમને એવું કશું ભેગું થાય તોય કશો વિચાર ના આવે. નિર્વિચાર પદમાં રહે, તેથી નિર્ગ્રંથ કહેવાય.

એટલે 'ગ્રંથિઓ' શબ્દ સાંભળેલો ને તમે ? એ ગ્રંથિઓ આ વિચાર મહીં પડી જાય છે. ગયા અવતારમાં સત્સંગમાં બેઠા હોય ત્યારે સત્સંગની ગ્રંથિ પડી જાય. કુસંગમાં પડ્યા હોય તો કુસંગની પડી જાય. રમી રમવા જાય ત્યાં ગ્રંથિ પડી જાય. અને ગ્રંથિ પડે તે બીજા અવતારમાં ફૂટે પાછી. અને એ ગ્રંથિઓનું મન બનેલું છે. અને એ ગ્રંથિઓમાંથી જ ફૂટે છે. એટલે જેના વધારે વિચાર આવે તે જાણવું કે આ સૂરણ જેવડી ગાંઠ છે, આ રતાળુ જેવડી ગાંઠ છે, આ છે તે બટાકા જેવડી ગાંઠ છે, આ આદુ જેવડી ગાંઠ છે. એમ કરતાં કરતાં ઝીણી રાઈના દાણા જેવડીય ગાંઠો ખરી ! તે રાઈના દાણા જેવી ગાંઠો હોયને તો એક ફેરો કે બે ફેરો વિચાર આવીને પછી એનો નિકાલ થઈ જાય. એટલે આ ગાંઠો કઈ વધારે છે એ જોઈ લેવી અને પછી છેદવી. વિષયની ગાંઠ હોય, અહંકારની ગાંઠ હોય, અરે, ચોરીનીય ગાંઠ હોય. કરોડો રૂપિયાનો આસામી થયો હોય તોય પાંચ ડૉલર ચોરી લાવે તો એને ગમે. કારણ કે ગાંઠ પડેલી છે. ગાંઠ શું ના કરાવે ? હવે એ ગ્રંથિ કહેવાય. અત્યાર સુધી આ લોકોએ, આગળના આ શાસ્ત્રકારોએ એને ગ્રંથિ કહી. સત્પુરુષોએ ગ્રંથિ કહી. પણ મારા જેવો કોઈ પાટીદાર પાક્યો નહીં, ગાંઠ કહેનારો ! એક જણ મને કહે, 'ગાંઠ કહેવાય ?'

મેં કહ્યું, 'હા, ગાંઠ. આ ફર્નિચર ગાંઠવાળું ચાલે ?' ત્યારે એ કહે, 'ના ચાલે.' ત્યારે મેં કહ્યું, 'આ ગંઠાળ લાકડાથી તો તમારું ફર્નિચરેય ના થાય.' ત્યારે એ પાંસરો થાય ! ગ્રંથિ, ગ્રંથિ કહે એટલે પેલાને સમજાય નહિ. એ ગાંઠો છે બધી. પછી ફૂટે પાછી. પાણી પીવે તે વધતી જાય મહીં, ભોંયમાં ને ભોંયમાં ! એને ગ્રંથિ કહે છે આ લોકો. આપણે ગાંઠ શાથી કહીએ છીએ કે ગાંઠ કહેશો તો સમજશે. નહીં તો ગ્રંથિ તો સમજવાનાં જ નથી. સો વર્ષ સુધીય ગ્રંથિ ના સમજે.

**પ્રશ્નકર્તા :** આ 'ગ્રંથિ' એ જૈનનો શબ્દ છે ?

**દાદાશ્રી :** એ તો વેદાંતનોય શબ્દ છે અને જૈનનોય શબ્દ છે. ગ્રંથિ એ સંસ્કૃત શબ્દ છે. પણ આપણે એને ગાંઠ કહીએને, ત્યારે આ લોકો જાડી ભાષામાં સમજે, વાણિયા હઉ. નહીં તો વાણિયા ય ગ્રંથિ સમજતા નથી. ગ્રંથિ કોઈ ચીજ હશે, કહેશે. અને આ નિર્ગ્રંથ થઈ ગયા એટલે એમનામાંથી એ ગ્રંથિ બધી જતી રહી, કહે.

**પ્રશ્નકર્તા :** ગ્રંથિ છેદી કહે છે ને ?

**દાદાશ્રી :** ગ્રંથિ છેદી. હવે એટલે એ જાણે કે આ શું હશે ? છેદવાનું કશું હશે ? એના માટે આ બ્લેડો લઈ જતાં હશે, રેઝરની બ્લેડો ! ગ્રંથિ છેદી, કહેશે. એટલે મેં ગાંઠ કહ્યું તો સમજો હવે. આખું મન ગાંઠોથી બનેલું છે. અને એ ગાંઠો જો છેદાઈ જાય, બધી ઊડી જાય તો મન ખલાસ થઈ જાય, બસ ! હવે એ ખલાસ ક્યારે થાય ? નવી ગાંઠો પડે નહીં ત્યારે.

ગ્રંથિઓને આપણે ગુજરાતીમાં ગાંઠો કહીએ છીએ. એવી ગ્રંથિઓ મહીં પડેલી છે, તે એ ગ્રંથિ છૂટી જાય અને સંવર રહે તો ફરી બીજી અંદર નવી ગ્રંથિ પડે નહીં અને તો જ નિર્ગ્રંથ થાય. આ સાધુઓ નિર્ગ્રંથ ના કહેવાય. એમને ગાંઠો બધી હોય, આંતરિક ગ્રંથિઓ અને બાહ્ય ગ્રંથિઓ. એમાં આ સાધુ-આચાર્યોને બાહ્ય ગ્રંથિ ઓછી હોય ને આંતરિક ગ્રંથિ બહુ હોય ! ક્રોધ, માન, માયા, લોભ હોય ત્યારે બહુ ગ્રંથિઓ હોય.

એ તો આપણે બધા ત્યાં જઈએ. આપણે પહેલું એમનું સ્વીકાર કરીએ ત્યાર પછી આપણું ઘુસાડાય. આમને તો ઓગાળવા બહુ મુશ્કેલ છે. એવી ગાંઠો, તે જ અજાયબી ગાંઠો, કહેવાય પાછા નિર્ગ્રંથ ને ગાંઠ ઓગળે નહીં એવી ! લોકો લૌકિકમાં તો નિર્ગ્રંથ જ કહે એમને ! એ હઉ કહે, અમે નિર્ગ્રંથ છીએ. ઓહોહો, જાણે બાહ્ય ગ્રંથિઓ નહીં, આંતર ગ્રંથિઓ. આ બહાર કેટલી બધી ગાંઠો અને અંદર કેટલી બધી ગાંઠો ! સંસારીઓ કરતાં વધારે ગાંઠો. સંસારીઓને તો કેટલી ગાંઠો રહે ? આ ખાંડ મળે નહીં, તેલ મળે નહીં, તે ગાંઠો હતી, તે આ આમ હવે દોડધામમાં જતી રહી. ગાંઠો હતી તે ય ઓગળી ગઈ દોડધામમાં. ઈન્કમટેક્ષવાળો હોય તે ગાંઠ ઓગાળી નાખે, સેલ્સટેક્ષવાળો ગાંઠો ઓગાળી નાખે અને સાધુ મહારાજને તો કોઈ ઓગાળે જ નહીંને ! આ સાધુ મહારાજોની ગાંઠો ઓગાળનાર કોઈ નથી. ઉપરથી ભગવાન પણ પૂછનાર નથી એમને !

આ મન તો હજુ બહુ મોટી સમજવા જેવી વસ્તુ છે. આખું વર્લ્ડ મનથી ગૂંચાયેલું છે. આ ઉપરથી તમને સમજાયું ને કે તમને સિનેમાની ગાંઠ હોય તો જ એ વિચાર આવશે, નહીં તો તમને સો રૂપિયા આપશે તો ય તમે નહીં જાઓ ને બીજા તો ક્યુમાં ઊભા રહીને ટિકિટ ખરીદીને સિનેમામાં જશે. કારણ કે મહીં ગાંઠ છે એને. એટલે ગાંઠ એણે નાશ કરી નથી. ગાંઠ નાશ કરવા માટે ઉપાય જાણતો નથી. મહીં કેટલાક ફેરા ખરાબ વિચાર પણ આવે છે ને ? એ ગાંઠ છે. જે ગાંઠ છે એના વિચાર આવે છે. ગાંઠ ના હોય તો વિચાર આવે નહીં. આના પરથી તમે મન સારી રીતે સમજી ગયાં ને ?

## જેમ ગોળની પાસે માખીઓ !

પા-પા કલાક, અરધો-અરધો કલાક ભમ્યા કરે એ ગાંઠ કહેવાય, ગ્રંથિ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પછી એનો અર્થ એવો થયો કે ધર્મને અર્થે ભમ્યા કરતું હોય એ ગ્રંથિ ના કહેવાય. એવું થયું ને ?

**દાદાશ્રી :** ધર્મને અર્થેય ગ્રંથિ કહેવાય. આ ધર્મના વિચારો આવે, કે હું જપ કરું છું ને હું તપ કરું છું. એ બધા વિચારો આવેને એ બધી ગ્રંથિઓ જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે વિચાર માત્ર જ ગ્રંથિ કહેવાય ?

**દાદાશ્રી :** બધું જ ગ્રંથિઓ.

**પ્રશ્નકર્તા :** મનમાંથી જે ઉદ્‌ભવે વિચાર રૂપે તે ?

**દાદાશ્રી :** એ બધી ગ્રંથિઓ જ. તે ગ્રંથિને ઉદય થાય ત્યારે એ ફૂટે. ત્યાર પછી એમાં ચિત્ત ભમ્યા કરે. જેમ ગોળની પાછળ માખ ભમ્યા કરેને, ઉડાડીએ તોયે વારેઘડીએ ત્યાં ને ત્યાં આવે પાછી. એવું જ્ઞાની પુરુષને ના હોય.

આ કોઠી હોયને, ફૂટતાં પહેલાં કેવી દેખાય ? અને પછી આમ ફોડીએ તે ઘડીએ ? કોઠી ફૂટે છે તે ઘડીએ ? એમાંથી જે ફૂટે છે ને તે આપણને આમ દેખાય છે, તેમ આ વિચાર આવે છે. એ વિચારોમાં ગૂંચાય છે પછી. તે આપણે કહીએ કે મને વિચાર આવ્યો અને નથી ગમતા વિચારો આવે ત્યારે આપણે કંટાળીએ છીએ કે આવું કેમ આવે છે ? બસ, આટલું જ છે. મન એટલે તો એ કોઠી ફૂટે એમ ફૂટ્યા કરે. મહીં ભરેલો માલ. ગયા અવતારના જ્ઞાનના પ્રમાણે માલ ભરેલો. આ અવતારના જ્ઞાનને ફીટ થાય નહીં એટલે સંઘર્ષ થયા કરે.

**પ્રશ્નકર્તા :** માનની ગાંઠ હોય તો ?

**દાદાશ્રી :** માનની ગાંઠો હોય તો એ ગાંઠ ફૂટે ને આપણને ભય, ભય ને ભય, એવું તેવું બધું દેખાડે. એ લૌકિક જ્ઞાન છે તે બધું. તે ભય ને એ બધું દેખાડે. એ બધી ગાંઠો ફૂટે. તેમાં કઈ વધારે ફૂટે છે આખા દહાડામાં ? એ ગાંઠ મોટી.

**પ્રશ્નકર્તા :** ગુસ્સો થઈ જાય, એને મનનો મેલ કહેવાય ?

**દાદાશ્રી :** બધો મનનો મેલ છે ને, ગુસ્સો એકલો નહીં, લોભ

થાય તેય મનનો મેલ. એ બધા મનના મેલને લઈને તો આ બધું આવું દેખાય છે.

## મનોગ્રંથિ છેદાય કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** મનની ગ્રંથિઓ કઈ રીતે છેદાય ? તે વિગતે સમજાવો.

**દાદાશ્રી :** માંસાહારના વિચાર આવે એટલે જાણવું કે મનની આ ગ્રંથિ પડી ગયેલી છે. વિચાર આવે ને એકાદ ફેરો ખઈ જાય તો જાણવું કે આ ગાંઠ પડેલી છે. તે એ ઓગાળવાની. 'માંસાહાર કરવા જેવો નથી' એમ બોલો, એમ કરતાં કરતાં ગાંઠ ઓગળી જાય. પહેલાં 'કરવા જેવો'નો અભિપ્રાય થયો હતો એટલે ગાંઠ પડી હતી. હવે 'નહિ કરવા જેવો'નો અભિપ્રાય થયો એટલે ગાંઠ ઊડી જાય. અભિપ્રાય ચેન્જ કરવાની જરૂર છે.

પેલાને અભિપ્રાય થયો કે માંસાહારમાં વાંધો નહીં એટલે એને કોઈ ફેરો બીજ પડેલું છે. કોઈ કહે કે આપણાથી આ ખવાય નહીં, તો એ ગ્રંથિ છૂટી જાય. નહીં તો એ વધ્યા કરે. આ તમારી ગાંઠો બધી નીકળી જવાની. હું સમજી ગયો કે આ ગાંઠ ફૂટી પાછી.

**પ્રશ્નકર્તા :** એ રિલેટિવ આભૂષણ બધાં !

**દાદાશ્રી :** બધું રિલેટિવ. રિયલમાં કશુંય નહીં. લોભની ગાંઠ ફૂટી હોય, તમને ય ખબર પડે કે આ લોભની ગાંઠ ફૂટી પાછી. એક-એક ગ્રંથિ ફૂટે છે. અને કેટલીક ગ્રંથિઓ તો, ગાંઠો તો, સૂરણની ગાંઠ જેવી હોય છે. લોભની સ્તો ! અમથી અમથી ફણગા ફૂટ ફૂટ કર્યા કરે. એ ગાંઠો છેદાય ક્યારે કે એને જો જો કર્યા કરીએ ત્યારે. ગ્રંથિભેદ કરવાનો છે.

**પ્રશ્નકર્તા :** એ પ્રમાણેની ગાંઠ હોય અને ઓબ્ઝર્વ (અવલોકન) કરો તો એ ગાંઠ ભેદાય ખરી ?

**દાદાશ્રી :** ભેદાઈ જાય ને ! બધી ગાંઠો ઓબ્ઝર્વ કરવાથી જ

ભેદી શકાય. અને જ્યાં સુધી જ્ઞાન ના મળ્યું હોય ત્યાં સુધી દરેક વસ્તુની ગાંઠ પડ્યા જ કરે. આ ગાંઠો ડખો કરે. એનો ઉદય આવે ત્યારે ડખો કર્યા વગર રહે નહીં. પણ એ ગાંઠ ખાલી થઈ જાય, જો કદી આપણે એના પર ધ્યાન ના રાખીએ તો. એના પર ચીકાશ ના કરીએ તો કશો વાંધો નહીં.

જેના બહુ વિચાર આવે ત્યારે એ ગ્રંથિ મોટી, બટાકા જેવડી મોટી હોય. અમે જ્ઞાન આપીએ ત્યાર પછી એ પોતે ગ્રંથિઓનો માલિક થાય નહીં. એટલે ગ્રંથિ ઊડી જાય. પણ જ્યાં સુધી અજ્ઞાન છે, ત્યાં સુધી માલિક થયા વગર રહે નહીં. છતાંય અજ્ઞાનમાં એટલો લાભ છે કે પોતાને ના ગમતા વિચાર આવે છે ત્યારે એટલી અજાયબી છે કે છૂટો જ રહે છે. એનો માલિક થતો નથી. પણ એને શું થાય છે કે મને કેમ આ વિચાર આવે છે ? પોતાને નથી આવતા, પણ એને ભ્રાંતિ છે એક જાતની.

જ્યાં સુધી દૃષ્ટિ મલિન છે, ત્યાં સુધી કરોડો વર્ષો જાય તોય સંબોધિ પ્રાપ્ત ના થાય. દૃષ્ટિ ભૌતિક તરફ છે. એની દૃષ્ટિ શાથી ભૌતિકમાંથી છૂટતી નથી ? એટલે અમે સમજી જઈએ કે આને કંઈ ગાંઠ છે આ ? ગાંઠ છોડાવવા પ્રયત્ન કરીએ.

ચાર પ્રકારની ગાંઠો હોય. તેના આધારે આ જીવો એ દૃષ્ટિ છોડતા નથી. આપણે છોડાવવા પ્રયત્ન કરીએ. એ પોતેય જાણે કે મને આ દૃષ્ટિ નથી ગમતી છતાં પેલી ગાંઠ પકડી રાખે. એ ચાર પ્રકારની ગાંઠો છે, ક્રોધ-માન-માયા-લોભ. હવે માનની ગાંઠ હોય તે સવારથી નક્કી કરે, શું કરીશું તો આજે માન મળે ? અને માન ક્યાં મળશે, આખો દહાડો એની ગણતરી હોય. અને માન મળવાનું હોય, તે દહાડે આજુબાજુ ઓળખાણવાળાને લઈ જવા ફરે, કે આવજો મારી ઘરની વાડીમાં, ચા હઉ પાય એમાં ! એનું માન દેખાડવા માટે. એનું માન લોકો જુએ એટલા માટે કરે કે ના કરે આવું ? એ માનની ગાંઠવાળાને અમે ઓળખી જવાના. એ માનની ગાંઠ છે.

બીજી લોભની ગાંઠ. મોટામાં મોટી લોભની ગાંઠ. જો લોભ ના છૂટે તો આ દૃષ્ટિ ના બદલાય. એટલે અમે શું કરીએ ? લોભની ગાંઠ માટે મોટા માણસોને આમ તોડીએ. હથોડા મારીએ બિચારાને. જો તૂટી તો ઠીક, નહીં તો આપણે ક્યાં એની પાછળ પડીએ ? જો તૂટી ગઈ તો કામ થઈ જાય, નહિ તો એમાં ને એમાં જ જીવ આખો દહાડો. ગાંઠ તૂટી ગઈ તો રાગે પડી જાય.

કૃપાળુદેવે કહ્યું કે જ્ઞાની પુરુષની ત્રણ રીતે ભક્તિ કરવી. તન-મન ને ધનથી કરવી. ત્યારે કહે, 'સાહેબ, તન-મન તો અર્પણ કરી દઈશું, પણ હવે ધનની એમને જરૂર શું છે ?' ત્યારે કહે, 'એને પોતાને જરૂર નથી પણ ત્યાં સુધી તારે લોભની ગાંઠ તૂટશે નહીં.' માટે એ તને એમ કહે કે આ બાજુ કોઈ જગ્યાએ એ જોખમ તું આપી દે અત્યારે. એટલે તેમના આધારે તું આપીશ, નહીં તો તું તારી જાતે નહીં આપું. જાતે તું કપાઈ મરું તોય નહીં આપું. એમના આધારે, એમના ઉપર પ્રેમ છે, એ પ્રેમના આધારે તું આપીશ. એટલે તારી ગ્રંથિ તૂટી જાય. અને એક ફેરો આપે એટલે મન છૂટું થઈ જાય. આપવું જોઈએ. આ ગ્રંથિ છે.

**પ્રશ્નકર્તા :** માન ને લોભ બેની વાત કરી તમે. હવે ક્રોધ અને માયા રહ્યું.

**દાદાશ્રી :** હવે જે કપટ છે તે લોભની ગ્રંથિને મજબૂત કરવા હારુ એને રાખેલું છે. આ લોભની ગાંઠને કોઈ તોડી ના જાય એટલા હારુ રખાયેલું. તે આપણને શું કહે કે અમારી ઈચ્છા તો છે, પણ થોડા વખત પછી કરીશ. એમ અણી ચૂકાવડાવે. અને અણી ચૂક્યા એટલે સો વરસ જીવે પછી. એટલે અમે જાણીએ આ કપટ કરવા માંડ્યું. એટલે અમે ખસી જઈએ. કપટ તું કર. ના આપવું હોય તો અમારે કંઈ નહિ. પણ એ અણી ચૂકાવડાવે. પણ એ ચૂકાવડાવે ત્યારથી અમે સમજી જઈએ કે આ અણી ચૂકાવડાવા માંડી. તો પછી મારે ક્યાં ઘરને માટે લેવાનું છે ? તને તો તારા હિતને માટે કહું છું. આ હથોડી મારું છું, તેય તારા હિતને માટે. મારે તો લેવુંય નથી ને દેવુંય નથી. અને

કંઈ એવું નથી કે અટકી પડ્યું છે. એ તો આપનારા બીજા મળશે. ફક્ત તારા હિતને માટે જ આ હથોડી મારું છું, કો'કને જ મારું. આટલામાં એકાદ માણસને હું જાણું કે અહીં લોભની ગાંઠ છે તે મારી આપું.

એટલે આ ચાર ગ્રંથિ તૂટતી નથી માણસની. ગ્રંથિભેદ થાય નહીં ત્યાં સુધી નિર્ગ્રંથ થાય નહીં. એટલે અમે સીધા માણસની જોડે આવી વાત જ ના કરીએ. પણ જાણીએ ગાંઠવાળો છે, તો જરા હથોડી મારીએ અમે, તેમ છતાંય ના છૂટે તો હસીને વાત કરીએ એની જોડે. પછી શું કરીએ, આપણે કંઈ ઝઘડો કરવા નથી આવ્યા. આપણે તો આપણી ફરજ બજાવવી.

## ફોડ, યાદનો ને ગ્રંથિનો !

**પ્રશ્નકર્તા :** કોઈ કોઈ વખત અજાગૃત દશામાં ભાવતી વસ્તુ માટે એમ થાય કે ફરી આ મળે તો સારું, તો શું કરવું ?

**દાદાશ્રી :** ત્રીજી વખત મળે તોય સારું, એમ થાય તો એમાં વાંધો શું ?

**પ્રશ્નકર્તા :** ના, પણ એવો ભાવ થયા કરે કે ફરી મળે, અજાગૃત દશામાં, તો શું કરવું ?

**દાદાશ્રી :** ખાનારને થાય છે, તમને નથી થતું. તમે ખાતા નથી, તમે જાણો છો. એ ખાનારને ના થાય વિચાર ? ગાંઠ મોટી હોય ને એટલે થાય. એ થાય તો એમ જાણવું કે આ ગાંઠ હજી મોટી છે. તે બે-પાંચ વખત જમીશું એટલે નીકળી જશે. અને તે વધારે ખવડાવવું. મહીં છે એટલું જ ખવાશે, બીજું નહીં. વિચારો આવે એટલે મહીં ગ્રંથિ હોય તો જ વિચાર આવે. અને વધારે વિચાર આવે એટલે એ ગાંઠ મોટી છે. કોઈ માણસ હોય અને રોજ રોજ બ્રાંડી પીતો હોય તો બ્રાંડી એને દહાડામાં બે-ત્રણ વખત યાદ આવે એટલે આપણે જાણીએ કે ગાંઠ આવી મોટી છે. છૂટતાં છૂટતાં ઘણો વખત લાગશે. નહીં તો ગાંઠ નાની હોય ને, તો ચાર-પાંચ વિચારમાં તો ખલાસ થઈ જાય પછી. કારણ

કે નિર્જરી રહે છે ને, બંધ પડતો નથી એવી એ નિર્જરી રહી છે. એટલે ખલાસ થઈ જાય. તમને કોઈ પણ વિચાર આવે તો એ ગ્રંથિ મહીં છે જ. એને કહીએ, 'જય સચ્ચિદાનંદ ! આવો.' આ સારી છે ને આ ખોટી છે, એની ભાંજગડમાં નહીં પડવાનું. ભરેલો માલ છે એટલે એનો વિચાર આવ્યો. ફરી કોઈ વખત તમને માંસાહાર કરવાનો વિચાર આવે, 'માંસાહાર કરવા જેવો છે,' એવો વિચાર આવે તો જાણવું કે મહીં ગાંઠ છે અને નથી આવતો એટલે ગાંઠ નથી. એટલે એને તો મફત આપે તોય એ ના લે. એટલે મહીં ગ્રંથિઓ બધી પડેલી છે.

**પ્રશ્નકર્તા :** જગત આખું છે તે વિચારને જ કંટ્રોલ કરવામાં રોકાયું છે.

**દાદાશ્રી :** વિચારનો કંટ્રોલ કોઈ દહાડો થઈ શકે નહીં. એટલે વિચારના તો જ્ઞાતા-દ્રષ્ટા રહેવું જોઈએ કે મહીં શું વિચાર આવે છે. કારણ કે અજ્ઞાનીને સંકલ્પ-વિકલ્પ રૂપે થાય અને જ્ઞાનીને એનાથી ઊલટું રહે. વિચારો ખરી રીતે વિચારો કહેવાતા જ નથી. એ છે તો એક્ઝોસ્ટ થયા કરે છે. મન એ કોઠી ફૂટે એમ ફૂટ્યા કરે છે ને મહીં જાત જાતના ઝળકાટ થાય છે, તેને જોવાનું. પોતે જ માલ ભરેલો. એ તો આ શું ફૂટ્યું ? આ જે માલ ભરેલો ફૂટે એ બુદ્ધિ વાંચી શકે કે આ શું છે. પછી તરત જ બુદ્ધિ કહે કે આ તો ખરાબ વિચાર આવે છે કાં તો સારા વિચાર આવે છે. ખરાબ વિચાર આવે ત્યારે છેટો રહે, અળગો રહે, એટલે જો કોઈ મને કહે કે, 'દાદા, બહુ ખરાબ વિચાર આવે છે.' મેં કહ્યું, 'આવે છે તો છો ને આવે. તું જો ને છાનોમાનો; જતાં રહેશે, એટલે ખલાસ થઈ જશે.' ખાલી થવા માંડેલું કંઈ ભરાય નહીં. એ ગભરાવાનું શું કારણ છે ?

**પ્રશ્નકર્તા :** આ બધી ગ્રંથિઓ ઉખેડવા માટે હું શું કરું, જેથી કરીને મારી ગાંઠો નીકળી જાય ?

**દાદાશ્રી :** ગ્રંથિઓ ટાઈમ થાય એટલે ફૂટે જ. એનો ટાઈમીંગ હોય કે અમુક ટાઈમે આ ઊગી નીકળવાની. એટલે ફૂટે ત્યારે આપણે

એની મહીં તન્મયાકાર નહીં થવું, એને જોયા કરવું. એટલે એ ગાંઠ ગઈ. અને વખતે તન્મયાકાર થાય એવી ગાંઠ હોય એટલે એ ખાયે ખરું તો ખાનારાને પણ જોવું. એટલે એ ગાંઠ ગઈ બધી. બનતાં સુધી સ્ટ્રોંગ રહેવું. કહીએ કે 'એ ય ! ખાવાનું નહીં.' છતાંય આમ થઈ જાય તો પછી એ ય જોવું. એટલે ગાંઠ બધી છૂટી જાય. હવે ગાંઠો છૂટવા માંડશે. તારે યાદ આવે છે કે ?

**પ્રશ્નકર્તા :** મારે અનટાઈમલી (કસમયે) બોમ્બની જેમ ફૂટે છે.

**દાદાશ્રી :** ફૂટવું જુદું ને યાદ આવવું જુદું છે. ફૂટવું એ મનનું કારણ છે અને યાદશક્તિ એ રાગ-દ્વેષને આધીન આવે છે. આપણે અમથા ચા-પાણી પીતા હોય ને યાદ આવી જાય, ફૂટ્યા વગર. લોકો એને યાદશક્તિ કહે છે. અને યાદશક્તિ પર પાછું આવરણ આવી જાય. પાછું વાદળ વચ્ચે આવી જાય. તે આપણે મનમાં એમ કહીએ કે હમણાં યાદ હતું ને હવે યાદ નથી આવતું. તે પાછું થોડીવાર પછી આમ આમ કરીએ ને ત્યારે વાદળ ખસી જાય કે પાછું યાદ આવી જાય. ને વાદળ આવ્યું ને એકાગ્ર થયો કે આવરણ તૂટે. બધું તરત યાદ આવી જાય. કેવું સરસ સાયન્સ છે ? આ સાયન્સ નથી ? એ ફૂટે છે એ તો મનનું કામ છે.

## આ છે ઈન્ડિયન પઝલ !

જેમ આ દરાખનાં ઝૂમખાં હોય છે ને, એવું આ મન છે બધું. આવડું મોટું ઝૂમખું હોય, એમાં એક-એક ફૂટે, એવું મન છે ને એમ કરતું કરતું ડિસ્ચાર્જ થઈ જાય બધું અને મન ડિસ્ચાર્જ થઈ ગયું કે એની સાથે મરણ થઈ જાય. મન હોય ત્યાં સુધી જીવે. મન હોય ત્યાં સુધી શ્વાસોચ્છ્વાસ ને શ્વાસોચ્છ્વાસ હોય ત્યાં સુધી મન હોય.

આ ફોરેનવાળાનાં જે મન છે એ ગંઠાળ મન નહીં. એમની ગાંઠો રાઈનો દાણો હોય ને એવી બધી ગાંઠો, તે એક ફેરો ફૂટે તો પછી ફરી એ દેખાય નહીં પણ બીજી ગાંઠ ફૂટે, ત્રીજી ગાંઠ ફૂટે એવી રીતે એમને ફૂટવાનું. તમારે તો સૂરણ જેવી ગાંઠ હોય, તે અહીંથી કાપો તો

ત્યાંથી ફૂટે ને ત્યાંથી કાપો તો અહીંથી ફૂટે. ફૂટ ફૂટ થયા કરે એટલી ગ્રંથિઓ તમને હોય છે. એમને ગાંઠો ના હોય. બિચારા નિર્ગ્રંથ જેવા હોય છે. આપણા બાબાય નિર્ગ્રંથ જેવા હોય છે. અને જ્ઞાની પુરુષ તો નિર્ગ્રંથ કહેવાય. અમને ગાંઠો ના હોય.

**પ્રશ્નકર્તા :** આપણી ગાંઠો મોટી હોય અને એ લોકોની નાની હોય, આ ફેર ક્યાંથી પડ્યો ? આ ફેર કેમ પડ્યો ?

**દાદાશ્રી :** આપણા લોકો ડેવલપ થયા માટે ગ્રંથિઓ મોટી છે અને ફોરેનના લોકોની તો બાળ અવસ્થા છે. આ નાનું છોકરું હોય તેની ગાંઠો કેવડી હોય ?

**પ્રશ્નકર્તા :** નાની.

**દાદાશ્રી :** એ હીરો પણ નાખી દે ને !

**પ્રશ્નકર્તા :** નાખી દે.

**દાદાશ્રી :** બાળકને ગાંઠો-બાંઠો ના હોય. એ બાળક તો શું કરે ? હસવાના ટાઈમે હસે ને રડવાના ટાઈમે રડે. અને તમે તો હસવાના ટાઈમે રડો અને રડવાના ટાઈમે હસો. જો ઈન્ડિયન પઝલ (ભારતીય કોયડો) ! આ પઝલને કોઈ સોલ્વ (હલ) જ ના કરી શકે ને ! ફોરેનનાં લોકોથી આ પઝલ સોલ્વ થાય ? ના થાય ! આ તો ઈન્ડિયન પઝલ કહેવાય. ફોરેનમાં ના હોય આ પઝલ.

## સંયોગ મળતાં ફૂટે ગાંઠ !

અને મન એ ગાંઠોમાંથી ઉત્પન્ન થનારું છે. ગાંઠોને એવિડન્સ (પુરાવો) મળી આવે ત્યારે એ ફૂટે. એવિડન્સ ન મળે ત્યાં સુધી કશું ફૂટે નહીં. નહીં તો આમ બ્રહ્મચારી જેવો દેખાતો હોય, રસ્તામાં જતાં વિચાર આવા (વિકારી) આવે. એવિડન્સ ભેગો થયો કે વિષયની ગાંઠ ફૂટે.

**પ્રશ્નકર્તા :** એ વિચારો જે આવે તે તો વાતાવરણથી છે ને ?

**દાદાશ્રી :** બહારનો એવિડન્સ મળવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** સંયોગિક પુરાવાના આધારે જ, એના સંસ્કાર, એના ભાઈબંધ, બધું સાથે જ મળે ને ?

**દાદાશ્રી :** હા, એના આધારે જ એ ગાંઠ ફૂટે. નહીં તો ત્યાં સુધી ફૂટે નહીં.

**પ્રશ્નકર્તા :** એ વિચારોને ઝીલવા માટે દોરનાર કોણ ?

**દાદાશ્રી :** એ તો બધું કુદરતી જ છે.

**પ્રશ્નકર્તા :** તો આ વિચારોની ગડમથલ કન્ટીન્યુઅસ (સતત) થયા કરે છે, તો એને અટકાવવું કેમ ?

**દાદાશ્રી :** ના, એને અટકાવવાનું ના હોય. એ તો એવું છે ને, આ વિચારો એ ગાંઠોના આધીન છે. હવે ખેતરમાં વાડો હોય છે ત્યાં આગળ કડવી ગીલોડીઓ હોય ને ? તે ઉનાળામાં ના દેખાય. જેઠ મહિનામાં ના દેખાય, ત્યારે આપણે કહીએ કે 'તારી વાડ ચોખ્ખી છે, કંઈ વેલા-બેલા નથી.' ત્યારે કહે, 'ના બા, મારી વાડ બિલકુલ ચોખ્ખી. વેલાય નથી ને વેલી ય નથી.' ત્યારે આપણે કહીએ, પંદરમી જૂને વરસાદ પડે ને, પછી પંદર દહાડા પછી જોઈ આવજે. તે ગાંઠ હશે ત્યાંથી ફૂટીને નીકળી જશે. અને તે પછી આવડો છોડવો થઈને ઊભો રહે. અલ્યા, અહીં કેમ ઊગી ? ને અહીં કેમ ના ઊગી ? ત્યારે કહે, મહીં ગાંઠ છે અને જેની ગાંઠ છે તેનો વેલો ઊગે. હા, કડવી ગીલોડીનો હશે તો એને એ જ અને મીઠી હશે તો મીઠીનો. ત્યારે કહે, એ સાબિત શી રીતે કરવું કડવી કે મીઠી ? એની વેલ બેઠાં પછી સાબિત કરજે. પણ આ ગાંઠ છે એ વાત નક્કી.

અને તે આ બધી ગાંઠો, એવી મહીં ગાંઠો હોય છે. તે મહીં ગાંઠો અને આને જેમ જમીન તો છે, બીજા બધા સંયોગો પુરાવા તૈયાર છે, વરસાદનો સંયોગ આવ્યો કે તરત ગાંઠમાંથી વેલ ફૂટી નીકળે. સંયોગ મળ્યો કે ફૂટે મહીંથી !

એ બધી મનની ગાંઠો ફૂટે છે. એ ગાંઠો તે કો'કને વિષયની ગાંઠો ફૂટતી હોય. વિષયની આવડી મોટી ગાંઠો હોય તો આખો દહાડો વિષયના વિચાર આવે. કોઈને માંસાહાર ખાવાની ગાંઠ બહુ મોટી હોય, તો એ જ વિચાર આવ્યા કરે. અને કો'કને છે તે લોભની ગાંઠો હોય ત્યારે છે તે ધંધાના વિચાર આવ્યા કરે, પૈસાના જ વિચાર આવે. અને જેવી જેવી ગાંઠ છે ને, તેના તેના વિચાર આવે.

એટલે હવે તમે એક મહિના સુધી નોંધ કરો ગ્રાફ પેપર લઈને, કે વધારેમાં વધારે શેના વિચાર આવે છે, ને એક મહિના સુધી નોંધ કરતા જાવ. તો મહિના ઉપર સરવૈયું કાઢી શકાય કે વધારેમાં વધારે આખો દિવસ શેના વિચાર આવે છે. પછી એનાથી સેકન્ડ નંબરે શેના વિચાર આવે છે અને ત્રીજે નંબરે શેના વિચાર આવે છે; ચોથે નંબરે શેના વિચાર આવે છે. આવું ચાર-પાંચ મોટા મોટા વિચારવાળી ગાંઠો છે. બીજી બધી બિલકુલ નાની છે. હવે તમે એ એક મહિના સુધી કાઢો તો તમને પોતાને ખબર પડશે કે આ ચાર-પાંચ મોટી ગાંઠો છે. એ ગાંઠો પછી તમે મને કહો કે દાદા, મારે શું કરવું ? તેનો હું તમને રસ્તો દેખાડું, ઉપાય બતાવું.

જેમ ગાંઠો મોટી થવાના ઉપાય છે તેમ ગાંઠો નાની થવાના પણ ઉપાય છે. એટલે ગાંઠ ઉપરથી સમજી ગયા ને, મનનો સ્વભાવ આ. બસ તમારું મનનું આખું સ્વરૂપ આવી ગયું ! આ મનની ઓળખાણ આપું છું. આ તો ટૂંકામાં આપું છું. આજ સુધી મનનું સાયન્સ બહાર નથી પડ્યું.

હવે પછી એમાં આખા દિવસનો ગ્રાફ કાઢવો કે વધારેમાં વધારે શેની પર ભમ્યા કરે છે. શેની ગાંઠ ઉપર ? પૈસાના, લોભ સંબંધની ગાંઠ ઉપર કે વિષયની ગાંઠ ઉપર કે માનની ગાંઠ ઉપર ? તો તપાસ કરવી. તે બે-ચાર મોટી ગાંઠો દેખાશે. એ ગાંઠો પરથી છેદવાનો ઉપાય હું તમને બતાવીશ. છેવટે ગ્રંથિઓ છૂટવા માટે આ બધા રસ્તા છે. અને જો ગ્રંથિઓ કોઈ પણ હિસાબે જ્ઞાની પાસેથી છૂટતી હોય તો પછી બધું આવી ગયું.

## અભિપ્રાય પડતાં ચોંટે !

દરેક ગ્રંથિના ગ્રંથિવાર જુદા જુદા વિચાર હોય છે. એક ગ્રંથિમાં બે જાતના વિચાર ના હોય. એક જ જાતના વિચાર આવે. જ્યારે એ ફૂટે ત્યારે એક જ જાતના વિચારો ચાલ્યા કરે. આપણે પૂછીએ, 'તમને માંસાહાર કરવાનો વિચાર આવે છે ?' ત્યારે કહે, 'ના.' શાથી ? શાથી એવા વિચાર નથી આવતા ?

**પ્રશ્નકર્તા :** સંસ્કાર નથી.

**દાદાશ્રી :** હા. એ ગાંઠ નથી અને મુસલમાનને એ ગાંઠ વધારે હોય. અગર તો કોઈ બીજી નાતો હોય, એમને ગાંઠ પડેલી હોય. તમને આ ગાંઠ પડીય નથી ને સારું-ખોટું બોલ્યા નથી.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય નથી આપ્યો.

**દાદાશ્રી :** ખાવ તો અભિપ્રાય આપો ને ! હવે હું શું કહેવા માગું છું ? એથી આગળ વધીને કહેવા માગું છું કે 'કોઈ માણસ ખાય તો ય, અભિપ્રાય ના આપે તો ય એને વાંધો નહીં આવે.'

**પ્રશ્નકર્તા :** નિકાલી ભાવમાં જશે ને ?

**દાદાશ્રી :** કશું લેવાદેવા નહીં. રસ્તો કપાય, તેથી રસ્તો વળગ્યો આપણને ? આ જગ્યા બહુ સરસ છે કહ્યું કે તો એ જગ્યા ચોંટી. બાકી, લાખ માઈલ તમે ફરો, એમાં અભિપ્રાય નથી તો રસ્તો તમને વળગે નહીં.

## જ્ઞાની ઓગાળે ગાંઠો !

જેમ જેમ સત્સંગ થશે તેમ તેમ ખાલી થતું જશે. હવે ખાલી થવા માંડ્યું. પહેલાં એ ગાંઠોને પોષણ મળતું હતું અને વધારેને વધારે મોટી થતી હતી. અને એક બાજુ ફૂટતી હતીય ખરી અને વધતી હતીય ખરી. પૂરણેય થતું હતું ને ગલનેય થતું હતું. હવે ગલન એકલું થઈ રહ્યું છે. એટલે આપણે નક્કી કર્યું કે ભાઈ, હવે વાડમાં એકુંય

ગાંઠ રહેવા દેવી નથી. એટલે જ્ઞાની પુરુષ કહે કે ભઈ, ખોદી કરીને કાઢી નાખો, જ્યાં વેલો દેખાય ત્યાં ગાંઠ છે. અને ગીલોડીનો વેલો દેખાય ત્યાં ગીલોડી છે અને કંકોડીનો દેખાય ત્યાં કંકોડી છે. એને ખોદીને કાઢી નાખો. અને પછી તમે મને કહેવા આવો કે, 'સાહેબ, મેં બધી કાઢી નાખી, હવે મારે વેલા નહીં થાય ને ?' ત્યારે અમે કહીએ, 'ના, હજુ આવતી સાલ જુઓ, કંઈક ગાંઠ અંદર રહી ગઈ હોય તો ત્રણ વર્ષ સુધી જોવી પડે, બસ. પછી પૂરી થઈ ગઈ. પછી નિર્ગ્રંથ થઈ ગયાં !'

હવે ગાંઠો ગલન થયા કરે છે. એટલે દસ શેરની હશે, તે આઠ શેર થશે. આઠ શેરની હશે, તે સાત શેર થશે. સાત શેરની છ શેર થશે. એમ કરી કરીને પૂરી થઈ રહેશે. પણ પૂરણ ને ગલન થયા કરતી હોય, એનો ક્યારે પાર આવે ?

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી આ શરીર હોય ત્યાં સુધી ગાંઠો હોય જ ને ?

**દાદાશ્રી :** ના, એવું નહિ. ગ્રંથિ હોય ત્યાં સુધી એ નિર્ગ્રંથ કહેવાય નહીં. અમે નિર્ગ્રંથ કહેવાઈએ. જેને બહારની ગાંઠ ના હોય ને, અંદરની ગાંઠ હોય, તે ગાંઠ મહીં ખેંચે એટલે અમે વાતચીત કરતા હોય તે વખતે તમે શું ય વિચારમાં પડી ગયા હો !

એ ગાંઠો ખલાસ ના થાય, ત્યાં સુધી નિર્ગ્રંથ થાય નહિ. પહેલો નિર્ગ્રંથ થાય. 'પરમ ગુરુ નિર્ગ્રંથ સર્વજ્ઞદેવ.' એ નિર્ગ્રંથ હોય, અંદરની ગાંઠો હોય નહીં.

કેટલી ગાંઠો પડી જાય એટલે હાસ્ય ઊડી જાય. જેમ જેમ ગાંઠ તૂટતી જાય તેમ તેમ હાસ્ય ખૂલતું જાય. મુક્ત હાસ્ય જોઈએ.

## રહી ગયેલી ગ્રંથિ !

'અમે' નિર્ગ્રંથ તો થઈ ગયા'તા. હવે ગાંઠ જ ના રહી બિલકુલેય. નિર્ગ્રંથ તો હતા પણ એક ગાંઠ રહી ગઈ હતી એક બાજુ, તેય હવે

જતી રહી. ચા ના આવી હોય ને તો યાદ આવ્યા કરે કે ચા નથી આવી. એ ચાની ગાંઠ હતી મહીં તેય ગઈ. બીજું બધું તો, દૂધ પીતો હોય તે ના આપ્યું હોય તો કશુંય નહીં, પણ ચાની ટેવ પડી ગઈ, ગાંઠરૂપે પડી ગઈ હોય.

**પ્રશ્નકર્તા :** મન અમારું ભમે છે ને, ત્યારે થાકી જવાય છે.

**દાદાશ્રી :** થાકી જાય ને પણ. એ મન તો બહુ થકવે. આ ગ્રંથિઓનું બનેલું છે. હવે ધીમે ધીમે આ જ્ઞાન છે ને, તે નિર્ગ્રંથ થશે હવે.

**પ્રશ્નકર્તા :** દાદા, તમારી કૃપા વગર અમારાથી એ ગ્રંથિઓ ના ભેદાય.

**દાદાશ્રી :** એ તો ભેદાઈ જાય બધી. કૃપા હોય ને, તો બધું ભેદાઈ જાય. કૃપાથી શું ના થાય ? ભયંકર કર્મો ભસ્મીભૂત કરે છે, એ જ્ઞાની પુરુષ શું ના કરે ?

એટલે હવે આ ભવમાં કામ કાઢી લેવાનું છે. દેવું તો હોય, કો'કને લાખનું હોય ને કોઈને પાંચ લાખનું હોય. પણ જેણે વાળવા માંડ્યું છે, જેને વાળવું જ છે, એને વાર નહીં લાગે.

## જ્ઞાનીનું મન !

આ અભિપ્રાયો જ બાંધ બાંધ કર્યા છે. તેથી મન ઊભું થયું છે. આ સારું છે અને આ ખરાબ છે ને આ નઠારા છે ને આ યુઝલેસ છે, કમાવવા જેવું છે, આમ બધાં જાતજાતના અભિપ્રાયથી આ મન ઊભું થયેલું છે. જો અભિપ્રાય બંધ થઈ જાય તો મન બંધ થઈ જાય. આ મન બીજી કોઈ વસ્તુ નથી. અમને કોઈ અભિપ્રાય રહ્યો નથી, તે અમારું મન કેવું હોય ? કોઈ જગ્યાએ ચોંટે નહિ, એક ક્ષણવારેય ! એ ફર્યા કરે બસ. અને તમારું મન છે તે પેલી માખ ગોળ ઉપર ફર્યા કરતી હોય તે પા કલાક, અડધો કલાક, કલાક, બે કલાક સુધી ફર્યા કરે. અને અમારું મન એક ક્ષણવાર ઊભું ના રહે. એટલે મુક્ત રહીએ.

મન પણ અમને બાંધે નહીં. તમને મન બાંધે છે. રાત્રે જો સાડા દસ વાગ્યે અસીલનો વિચાર આવ્યો હોય અને એ વિચાર ખૂંચ્યો તો બાર વગાડે. જે રીતે અમે નિર્ગ્રંથ થયા તે રીતે તમને નિર્ગ્રંથ કરીએ. એટલે આ ગાંઠો આપણા મનમાં પડેલી છે ને, એ ફરી પાછી વિલય થાય એવી છે.

## મનનાં 'રિવોલ્યુશન' !

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીરને મન બરાબર વશ રહ્યા કરતું'તું. અમારું મન બહુ ચોગરદમ ફર ફર કરે છે.

**દાદાશ્રી :** મન જેટલું ફરે ને એટલું સારું અને ના ફરતું હોય તો વધારે એને ગોદો મારીને ફેરવવું જોઈએ. આઈડલ (આળસુ) મન એ કામનું જ નહીં. આ મન ફરે નહીં તો એનું નામ મન જ ન હોય. ભટકે એ ચિત્ત. નિરંતર વિચાર ફર્યા કરે, જો ના ફરતો હોય તો ગોદો મારીને વિચાર કરાવડાવવા.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, બધાને કલ્પનાઓ બહુ નહીં આવતી હોય. મને બહુ કલ્પનાઓ આવે. એક વસ્તુ કંઈ બને, એમાં બહુ કલ્પનાઓ આવે.

**દાદાશ્રી :** મન બધુ ચંચળને. મશીનરીના બહુ રિવોલ્યુશન (ગતિ) વધારેને ! તે હોય ને ! એ વધારે રિવોલ્યુશન ના હોય ને તો તમે તો એટલો બધો મોહ કરો કે આખા મુંબઈને માથે લઈને ફરો એવાં છો. એ રિવોલ્યુશનને લીધે જ મોહ બળ્યો છૂટ્યો છે ને !

કો'કને મિનિટે ત્રણ હજાર રિવોલ્યુશન હોય, કોઈને પાંચસો રિવોલ્યુશન હોય. મારે તો બહુ ગાઢ રિવોલ્યુશન હતા, 'જ્ઞાન' નહીં તે ઘડીએ. એટલે મને કેટલી મુશ્કેલી પડી હશે ? બહુ જબરજસ્ત રિવોલ્યુશન, એક સેકન્ડમાં તો કંઈનું કંઈ ફરી વળે. એટલે એ રિવોલ્યુશન વધારે હતા. તેથી તો પછી આ મોહ છોડવાનું મન થાય ને, બળ્યું ! આ તો નર્યું દુઃખદાયી છે, માટે મેલોને પૂળો.

**પ્રશ્નકર્તા :** સમય જાગૃતિ ને વિચાર જાગૃતિમાં ફેર ?

**દાદાશ્રી :** વિચાર જાગૃતિ એ તો બહુ જાડી વસ્તુ છે. એ તો અત્યંત સ્થૂળ વસ્તુ છે. ચર થવું એ સૂક્ષ્મ છે અને વિચર સ્થૂળ છે.

**પ્રશ્નકર્તા :** 'વિ'માં પણ જાગૃતિ અને 'ચર'માં પણ જાગૃતિ, એ સમયની જાગૃતિ સાથે સરખાવી શકાય ?

**દાદાશ્રી :** ના, એ જાગૃતિ બહુ આગળ છે. સમયની જાગૃતિ એ તો બહુ છેલ્લી જાગૃતિ.

દરેકને જાગૃતિ જુદી જુદી હોય છે. હું જે કહેવા માગું છું, એ તમે તમારી જાગૃતિ પ્રમાણે પકડો તો ગ્રાસ્પીંગ (ગ્રહણ) કરી શકો. મારું રિવોલ્યુશન મિનિટે પાંચ હજારનું હોય અને તમારું મિનિટે પાંચસોનું હોય તો શું થાય ? પકડી શકો નહીં. મારા શબ્દો ગ્રાસ્પીંગ કરી શકો નહીં. તમારું રિવોલ્યુશન ઊંચું જોઈએ. એ જાગૃતિ કહેવાય. જેમ જેમ ઊંચા રિવોલ્યુશન થાય તેમ તેમ જાગૃતિ વધતી જાય. સામો માણસ કહેતાં એક્ઝેક્ટ સમજી જાય. એ રિવોલ્યુશન વધારે કહેવાય. આ મજૂરને પણ રિવોલ્યુશન હોય, મિનિટે પાંચસો રિવોલ્યુશન ઊંચી નાતવાળાના હોય. જ્યારે મિનિટે પચાસ રિવોલ્યુશન મજૂરોને હોય, તે ચા પીતા સુધી કશું ખબર જ ના હોય કે આ શું થઈ ગયું છે ? શાથી ? એ રિવોલ્યુશન બહુ ઓછાં છે.

આ પુરુષો બેઠા છે, બધાના રિવોલ્યુશન સરખાં છે ? ના. હવે તમારા રિવોલ્યુશન વધારે હોય અને તમે સામા માણસ જોડે વ્યવહાર કરો, એનાં રિવોલ્યુશન ઓછાં હોય, તો તમારે શું કરવું પડે ? પટ્ટો ના આપેને તો પંપનું શું થાય ? શાથી તૂટી જાય ? એનાં પાંચસો રિવોલ્યુશન અને તમારા ત્રણ હજાર રિવોલ્યુશન, તેથી પેલો પટ્ટો તૂટી જાય. એના માટે તમારે શું કરવું પડે ? કાઉન્ટર પૂલી નાખવી પડે. કાઉન્ટર પૂલી નાખીને પાંચસો રીવોલ્યુશન કરીને એક્ઝેક્ટ કરવું પડે. મહાવીર ભગવાનને જે રીવોલ્યુશન હતા એવા આ કાળમાં કોઈને રિવોલ્યુશન હોય નહીં.

## મહાવીરનું મન સમયવર્તી !

**પ્રશ્નકર્તા :** મહાવીર સ્વામીને કેવા વિચાર આવતા હતા ?

**દાદાશ્રી :** મહાવીર ભગવાનને ય મન હતું પણ એ મન કેવું ? જેમ આ ઘડિયાળમાં મિનિટનો કાંટો હોય છે, એની મહીં પછી સેકન્ડનો કાંટો હોય છે ને, અને એનાથી નાનામાં નાનો સમયનો કાંટો ગોઠવ્યો હોય, એ સમયનો કાંટો ફરે એવી રીતે એમનું મન ફર્યા કરે. એટલે કોઈ જગ્યાએ અટકે નહીં.

એમને વિચાર કેવા આવે ? આપણે એક જગ્યાએ લગ્નમાં ગયા હોય, તો પેલો 'રામ રામ' કરવાનો રિવાજ છે ને, તે આમ આમ કરતા આગળ ચાલવા માંડે. તે ભગવાન છે તે ઊભા હોય ને પેલા આમ આમ કરતાં ચાલે, એવા વિચાર આવે. એમને એક વિચાર આવ્યો, ગયો. બીજો વિચાર આવ્યો, ગયો. ફરી એનો એ જ વિચાર ના હોય પછી. એ સમયવર્તી કહેવાય. સમયે સમયે પલટાય.

અમને કોઈનો અભિપ્રાય ન હોય ને અમારું મન ખાલી થઈ ગયેલું હોય, એક્ઝોસ્ટ થઈ ગયેલું હોય, છતાં પણ મન ચાલુ હોય. આ પંખો ફરે છે ને એવી રીતે અમારું મન ચાલુ હોય. અમારું મન ભગવાન મહાવીર જેવું ફર્યા કરે. કોઈ પણ જગ્યાએ ચોંટે નહીં. એક સેકન્ડે એક જગ્યાએ વાર ન લગાડે. ઠેઠ સુધી મન તો ખરું પણ મન બિલકુલ હેરાન ના કરે. તે ભગવાનનું મન સમયવર્તી વર્તતું હતું અને અમારું ક્ષણવર્તી ફર્યા કરે, એટલે જાડું હોય. એનું કારણ કે સંપૂર્ણ કેવળજ્ઞાન નહીં એટલે આટલું જાડું. છેવટે તો પાકું થયે જ છૂટકો છે.

## અક્રમના 'મહાત્માઓ'નું મન !

અને લોકોના મન તો કેવાં હોય કે કોઈ જગ્યાએ સારી વસ્તુ દેખે તો પા-પા કલાક, અરધો-અરધો કલાક ઊભું રહે. એ મન થોડી થોડી વારે કોઈ કોઈ જગ્યાએ ઊભું રહે, તે ગ્રંથિ કહેવાય. જ્યાં ગ્રંથિ ત્યાં મન ઊભું રહે. જેને ગ્રંથિ ન હોય તેને મન ઊભું ના રહે. 'ખાંડનો

કંટ્રોલ આવી ગયો' સાંભળ્યું કે મન ત્યાં અરધો કલાક, પા કલાક ગૂંચાય ગૂંચાય કર્યા કરે. ત્યાં ને ત્યાં એક જગ્યાએ રમ્યા જ કરે એનું મન. અને તમારું મન કેવું ગૂંચાય છે, તે અમે જાતે અનુભવ જોયેલો. કારણ કે અમારું મન ગૂંચાયેલું જોયેલું. એ હિસાબે અમે તમારું કહી શકીએ.

ખાંડના કંટ્રોલની વાત આવી તો અરધો કલાક સુધી તો ત્યાં મહીં મન ભમ્યા કરે. જેમ ગોળની ગાંગડી પર માખ ભમ્યા જ કરે ને, એમ મન ભમ્યા જ કરે. એની પાછળ ભમ, ભમ, ભમ. આપણે ખસેડ ખસેડ કરીએ તોય ભમ્યા કરે, અમારે એવું ના હોય. અમારે મન કોઈ જગ્યાએ અટકે નહીં. આશ્ચર્ય જેવું જ ના હોય ને ? જ્યાં કો'ક આશ્ચર્ય થયું ત્યાં આગળ મન અટકી જાય.

**પ્રશ્નકર્તા :** આશ્ચર્ય ના હોય ને ભય હોય તોય મન અટકે ?

**દાદાશ્રી :** એ ભય કહો કે આશ્ચર્ય કહો ત્યાં મન અટકી જાય. આ બધાંને જ્ઞાન આપીએ છીએ ને, એટલે ભય જતો રહે છે પણ છતાં આ એક આશ્ચર્ય એને થઈ જાય છે કે આ શું થયું પાછું ? ખાંડ નથી એવું સાંભળ્યું કે થોડો વખતેય, બે મિનિટ, ત્રણ મિનિટેય, વધારે ના ગૂંચાય પણ ત્રણ મિનિટેય ગૂંચાય. વિચાર હઉ આવે કે શું કરીશું, આ આમ કરીશું, તેમ કરીશું ? રસ્તા ખોળે ને એમાં ને એમાં પાછો ગૂંચાયા કરે. જાણે અત્યારે ને અત્યારે જ લઈ આવવાની હોય, એવું ! હજુ લાવવાનો તો કાલે છે પણ અત્યારે શું કરવા ગૂંચાવાની જરૂર છે ?

**પ્રશ્નકર્તા :** મનમાં ગોઠવે ને કે કેવી રીતે લાવવું ?

**દાદાશ્રી :** એ ગોઠવણી સવારમાં કશું રહેતી નથી. એ સવારમાં ભૂલી ગયો હોય. આ તો એને કટેવ જ પડેલી છે ખાલી !

## મન રિવોલ્વીંગ (ગતિશીલ) સદા જ્ઞાનીનું !

તમારું મન તો એક જગ્યાએ પા કલાક, દસ મિનિટ ઊભું રહે. એના એ જ વિચાર ચાલ્યા કરે. અને અમારે કશે ઊભું જ ના રહે

કોઈ જગ્યાએ, ચાલુ જ રહે.

**પ્રશ્નકર્તા :** તમારું મન એક જગ્યાએ સ્થિર કરો તો થઈ શકે ને ?

**દાદાશ્રી :** થઈ શકે પણ કરવાની જરૂર નહીં. મનનો સ્વભાવ ફરવું. ફરવું એટલે આમ ફરે નહીં પણ ક્ષણે ક્ષણે એક વિચાર કરીને પાછો બીજો વિચાર, ત્રીજો વિચાર...

**પ્રશ્નકર્તા :** મન અસ્થિર એટલે શું કહેવા માંગો છો ? મન તો ડિસ્ચાર્જ થતું જ હોય છે ને ? ચાલ્યા જ કરે ને ?

**દાદાશ્રી :** અસ્થિર એટલે માણસનાં મન અસ્થિર, આ ડિસ્ચાર્જ કરતાં કરતાં અસ્થિર થયા વગર રહે નહીં ને, બળ્યા ! ડિસ્ચાર્જ કરતાં કરતાં અસ્થિર થયા કરે. સ્થિરતા ના પકડી શકે. મહીં હાલી જાય. મન સ્થિર અમારા એકલાનું જ રહે. બાકી બીજા કોઈનું મન સ્થિર રહી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ કોને સ્થિર કહેવું ?

**દાદાશ્રી :** સ્થિર કહેવું એટલે કોઈ પણ પર્યાય એને અડે નહીં. વિચારવાપણુંય ના રહે એને. અસ્થિરપણું તો ના રહે, પણ વિચારવાપણુંય ના રહે. આમ કેમ ? એવુંય પછી ના હોય.

**પ્રશ્નકર્તા :** વિચારે નહીં તો મન જ કહેવાય નહીં.

**દાદાશ્રી :** મન નથી એટલે એમ નહીં. પણ વિચારે નહીં એટલે એ ગાંઠ જેવું નથી, એનું નામ સ્થિર. આ અમને સ્થિર એટલે ગાંઠ જેવું નથી. એટલે આમ ફર્યા કરે, એક જગ્યાએ અટકે નહીં. બે મિનિટ, પાંચ મિનિટ, એક જગ્યાએ અટકે નહીં, ફર્યા કરે, રિવોલ્વ થયા કરે. કોઈ ગ્રંથિ એવી ના હોય કે અટકે એ. એનું નામ સ્થિરતા કહેવાય. અમારે એવું રહે. પણ આવું અમને જ રહે. એ તો મોટી અજાયબી જ કહેવાય ને ! એટલે મૂળ અર્થ એને શાસ્ત્રકારોએ પરમાર્થ સ્વરૂપ

કહ્યું. પરમાર્થ ક્યારે થાય ? નિર્ગ્રંથ હોય ત્યારે. નિર્ગ્રંથ ક્યારે થાય ? મનની ગ્રંથિઓ ના હોય ત્યારે.

**પ્રશ્નકર્તા :** એ ગ્રંથિઓ કઈ રીતે તૂટે ?

**દાદાશ્રી :** જેની એ ગ્રંથિઓ તૂટી ગઈ હોય ત્યાં આગળ બેસી રહીએ એટલે તૂટી જાય, ખાલી બેસી રહેવાથી જ. નહીં તો ગ્રંથિઓ વધ્યા કરે.

**પ્રશ્નકર્તા :** નિર્ગ્રંથ અને નિર્વિકલ્પ એ બન્ને એક જ ગણાય ?

**દાદાશ્રી :** એક જ. ગ્રંથિ વિકલ્પ કરાવે છે.

## થયા વીતદ્વેષ, બાકી વીતરાગ !

**પ્રશ્નકર્તા :** મહાવીર ભગવાનને નિર્ગ્રંથ કહે છે ને ?

**દાદાશ્રી :** હા, નિર્ગ્રંથ તો ગુરુનેય કહેવાય. તે આ તો ગુરુનાય ગુરુ. આ તો જ્ઞાની પુરુષ, નિર્ગ્રંથ એટલે ગ્રંથિ નહીં. એ તો ગુરુનેય હોય. તે મહાવીર ભગવાન એ તો ગુરુનાયે ગુરુ !

મહાવીર ભગવાનનું મન કોઈ જગ્યાએ ચોંટે નહીં. અમારું મન હઉ કોઈ જગ્યાએ ચોંટે નહીં. પણ અમારું મન સમયવર્તી ના હોય, અમારું મન ક્ષણવર્તી હોય. પણ મન ચોંટે નહીં કોઈ જગ્યાએ. એટલે અમારું જે ચોંટેલું નથી એ જોયું છે, તેના ઉપરથી તીર્થંકરોનું કેવું હશે તે અમે જોઈ શકીએ છીએ.

અને આપણા લોકો તો દશ-દશ, પંદર-પંદર મિનિટ સુધી એક વિચારમાં ખોવાઈ જાય. કેટલાંક તો આમ વિચારમાં પડ્યા હોય ને તો કલાક-કલાક સુધી ખોવાઈ ગયેલા હોય. કેવડી મોટી આ દુનિયા, તે એક કલાકમાં તો દુનિયા નવી રચના કરાય ! પણ એ શેમાંય પેઠો હોય, ગમતા વિષયમાં !

**પ્રશ્નકર્તા :** દ્વેષ આગળ હવે ઓછું ભમે છે, પણ રાગ આગળ હજુ ભમે છે.

**દાદાશ્રી :** હા, ભમે. દ્વેષ તો જતો રહ્યો. દ્વેષ રહે નહીં.

**પ્રશ્નકર્તા :** હવે વીતદ્વેષ થયા પણ વીતરાગ નથી થવાતું.

**દાદાશ્રી :** વીતદ્વેષ થયો પણ વીતરાગ નથી થયો. વીતરાગ હવે અમારી હાજરીમાં થશે. અત્યારે જે વીતદ્વેષ થયાં ને, તે ઘડીએ જે રાગ હતો, તે અમારી પર ચોંટી ગયો. અને પછી અમારી વાણી પર ચોંટ્યો. પાંચ આજ્ઞા, તે પછી યાદ કરવું પડે નહીં. એની મેળે યાદ આવે. એટલે તમારો રાગ આમ વહેંચણ થઈ ગયો. બીજે રાગ ઊઠી ગયો જ્યાં ને ત્યાંથી.

**પ્રશ્નકર્તા :** એ જે રાગ અમારો ઊઠી ગયો ને આપના ઉપર જે આવ્યો...

**દાદાશ્રી :** એ પ્રશસ્ત રાગ. એ પ્રશસ્ત રાગ એ વીતરાગ થવાનું પ્રત્યક્ષ કારણ. એ કારણ શેનું ? કયા કર્મનું કારણ ? ત્યારે કહે, પ્રત્યક્ષ વીતરાગ થવાનું કારણ. બીજો કોઈ રસ્તો નથી. પ્રશસ્ત રાગ, એમાં સંસારી હેતુ કોઈ નથી. માટે પ્રત્યક્ષ વીતરાગતા કરાવડાવે.

## ક્યારે થાશું બાહ્યાંતર નિર્ગ્રંથ ?

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** અમારી આપના જેવી સ્થિતિ ક્યારે થશે ?

**દાદાશ્રી :** આ જ્ઞાન પછી એવી સ્થિતિ થઈ જ રહી છે અને આ મન છે તે એક્ઝોસ્ટ થાય છે. તે એક અવતારમાં એક્ઝોસ્ટ થઈ જાય એટલે મન ખાલી થઈ ગયું. અને એક જ અવતારમાં એ એક્ઝોસ્ટ થઈ જવાનું. કારણ કે એનો ટાઈમ થાય એટલે એક્ઝોસ્ટ થયા વગર રહે જ નહીં. એટલે આખી જિંદગીમાં ગયા અવતારનું મન એક્ઝોસ્ટ થઈ જવાનું અને નવા અવતારનું મન બંધાઈ જવાનું. એક બેટરી ચાર્જ થઈ જાય, પેલી બેટરી ઉતરી જાય. પણ આપણે આ જ્ઞાન પછી ચાર્જ થવાની બેટરી બંધ છે અને ડિસ્ચાર્જ થતી બેટરી ઉતર્યા કરે છે. એટલે એ એક્ઝોસ્ટ થઈ જવાની. એટલે આપણે એવું સ્થિર કે કશું કરવાની જરૂર નથી. આપણે મનની જોડે તન્મયાકાર થતા નથી એટલે બધું ખરી પડે.

**પ્રશ્નકર્તા :** પછી પૂરણ નહીં થતું હોય ને કે પૂરણ થાય ?

**દાદાશ્રી :** પૂરણ થાય જ નહીં. પૂરણ જ બંધ થઈ જાય ને ! તોય થોડો ભાગ રહે કે જે ચોથું શુક્લધ્યાન થવા દેતું નથી. ચોથું શુક્લધ્યાન અટકે છે. (ચોથો પાયો શુક્લધ્યાનનો). ગલન તોય બાકી રહે છે. ભગવાન મહાવીરનેય મન હતું, બોત્તેર વર્ષ સુધી (નિર્વાણ સુધી) !

અને ગ્રંથિ ના હોય એટલે મુક્ત હાસ્ય ઉત્પન્ન થાય. ગ્રંથિ હોય ત્યાં સુધી ટેન્શન રહે ને ટેન્શન હોય ત્યાં સુધી મુક્ત હાસ્ય ન થાય. અત્યારે આ લૌકિક ભાષામાં નિર્ગ્રંથ કહેવાય છે, એ ખરેખર નિર્ગ્રંથ નથી. એ લૌકિક ભાષામાં બરોબર છે, ભગવાનની ભાષામાં નથી એ. નિર્ગ્રંથ તો મુક્ત હાસ્યવાળા હોય. અમારું મન ભમ્યા કરે તો તો અમારે મોઢેથી વાણી જ ના નીકળે. બધી વાણી ખેંચાઈ ગયેલી હોય અમારી. અને હાસ્ય પણ ખેંચાઈ ગયેલું હોય. એટલે અમે સંપૂર્ણ નિર્ગ્રંથ કહેવાઈએ છીએ, એનું શું કારણ ? બધી ગાંઠો છેદાઈ ગયેલી. અને ગાંઠો ના છેદાય ત્યાં સુધી ટેન્શન થાય. અમને તો વિચાર જ ના હોયને ! તમે જે ઘડીએ પ્રશ્ન પૂછો, તે વખતે આમ જોઈને જવાબ આપીએ. એટલે નિરંતર અમારું આ જે હાસ્ય છે એ ગમે ત્યારે રાત્રે બાર વાગે જુઓ તોય એનું એ જ દેખાય. કારણ કે અમારે, મનને દેખીએ ખરા પણ મનમાં તન્મયાકારપણું અમારું ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનીને મન તો હોય પણ એ એમાં ભળે નહીં, એટલો ફરક !

**દાદાશ્રી :** મનમાં ભળેલા હોય તો એ જ્ઞાની નહીં. તમારાં મન તો અમુક અમુક ગ્રંથિ આગળ એકની એક વાતમાં વળગ્યા કરે, એક જ ગ્રંથિમાં ભમ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એવું ઘણી વાર બને છે.

**દાદાશ્રી :** એટલે એ ગ્રંથિઓ જ્યારે છેદાઈ જશે ત્યારે તમારું મન નિર્ગ્રંથ થશે. નિર્ગ્રંથ થશે એટલે અમારી પેઠે તમને ટેન્શન નહીં

રહે કોઈ પણ પ્રકારનું. એટલે અમારું હાસ્ય જે ટેન્શન રહિત છે. તે તમને ઉત્પન્ન થશે. તમને સમજ પડીને, આ ટેન્શન શેનું રહે છે ?

**પ્રશ્નકર્તા :** ઘણી ગ્રંથિઓ બાકી રહી છે.

**દાદાશ્રી :** આ બધી ગ્રંથિઓ મન મહીં છે. ગાંઠ નહીં એટલે એમનું હાસ્ય, એમનો આનંદ, એમની જાગૃતિ નિરંતર રહે. 'હોમ' અને 'ફોરેન'ની જાગૃતિ નિરંતર રહી શકે.

❖ ❖ ❖

## (૭)

# મનની અવસ્થાઓ, મોક્ષમાર્ગમાં...

### એ કહેવાય મનઃપર્યવ જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** સામાની વિચાર શ્રેણી જાણીએ એ શું કહેવાય ? એ કયું જ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** એ મનઃપર્યવ જ્ઞાન કહેવાય. મનની અવસ્થા જાણીએ. મનની અવસ્થા જાણનાર એવા મનઃપર્યવ જ્ઞાની કહેવાય.

**પ્રશ્નકર્તા :** એનો શું પ્રયોગ કરવો પડે ?

**દાદાશ્રી :** કશુંય નહીં. પોતાના મનમાં જુએ અને સામાના મનના પડઘા પડે. એવી ખબર પડે કે આના મનમાં આવું જ હોય.

**પ્રશ્નકર્તા :** એવું કરવું હોય તો શું કરવું પડે ? તમારા વિચાર મારે જાણી લેવા હોય તો હું શું કરું તો જણાય ?

**દાદાશ્રી :** એ તો પહેલું છે ને, રોજ એક કલાક બાણશૈયા ઉપર સૂઈ જવું પડે, ત્યારે જ ને !

**પ્રશ્નકર્તા :** તમે સુવાડશો ?

**દાદાશ્રી :** જેને એ જ્ઞાન જોઈતું હોય તે બાણશૈયા પર સૂઈને કરે ! પણ શું ફાયદો કાઢશો એ જ્ઞાન લઈને ? બધાના મનના વિચાર જાણશો તો શું ફાયદો કાઢશો ? સામાના વિચાર જાણો કે આમના ગજવામાંથી મારે કાઢી લેવું છે, તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** એ તો બહુ મુશ્કેલી થાય.

**દાદાશ્રી :** આખી જિંદગી બહુ મુશ્કેલી ! એનાં કરતાં આ જ્ઞાન નથી તે સારું છે.

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** આ જે પદ્ધતિ છે, આંખ બંધ રાખીને ધ્યાનમાં બેસીને વાંચવાની, એનાથી મનના વિચારો જોઈ શકાય ખરા ?

**દાદાશ્રી :** હા. મનના વિચારો તો વાંચી શકાય હઉ. મનમાં જે જે વિચાર આવતા હોય એ બેઠાં બેઠાં વાંચી શકાય. પહેલો વિચાર આવે છે, કેમ નથી જતો ? પછી બીજો વિચાર આવે, સત્સંગમાં જઈશું કે નહિ ? ગાડીમાં જઈશું કે બસમાં જઈશું ? એમ વિચારો વંચાય બધા. મનના વિચાર, તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ બધા જ વિચાર વાંચે એ છે તે સીધું ડિરેક્ટ આત્માપણું છે અગર તો આપણા આ પદો વાંચે તેય આત્માપણું છે.

મનઃપર્યવ જ્ઞાન એટલે મન શું શું વિચારી રહ્યું છે, શું શું કરી રહ્યું છે, એને સંપૂર્ણ જાણે.

**પ્રશ્નકર્તા :** બીજાના મનને ?

**દાદાશ્રી :** પોતાના મનનેય જાણે અને સામાનાં મનનેય જાણે. હવે તે સામાનાં મનને શી રીતે જાણે ? ત્યારે કહે, જે પોતાનાં મનને જાણે તે અહીં બેઠો છે, પોતાનું મન કઈ સ્થિતિમાં છે એ જાણે છે અને એક માણસ આમથી આવ્યો, ને કંઈ બોલ્યો-ચાલ્યો ના હોય ને આવીને બેઠો. એટલે આપણા મનની સ્થિતિ બદલાઈ, આપણા મનમાં ભાંજગડ થઈ, તે ઉપરથી અમે સમજીએ કે આનું મન ભાંજગડવાળું છે. શેના ઉપરથી જાણીએ ? આપણું મન તો આપણે જોયેલું હોય, વાંચેલું હોય અને એમાં કશું છે નહીં; તો આ ક્યાંથી નવો પર્યાય ઉત્પન્ન થયો ? આપણું મન બદલાયું. ડિપ્રેશન આવ્યું કે એલિવેશન આવ્યું અગર તો ખેંચાણ થયું, તો એનું શું કારણ ? એના મનમાં જે છે, તે પ્રભાવ આપણા મન ઉપર પડ્યો. એની ઈફેક્ટ પડી. તેના

ઉપરથી બીજાના મનને પણ જાણે. જે સ્વ-મન પર્યાય વાંચે તે પર-મન પર્યાય જાણે. એને મનઃપર્યવ જ્ઞાન કહ્યું.

## મન પરની છાયા !

આ કાળમાં મનઃપર્યવ નથી થતું. તોય મનઃપર્યવ અમને અમુક અંશે વર્તે છે, સર્વાંશે નથી વર્તતું. એનું કારણ એ છે કે કાળનું બળ હશે એવું અમને લાગે છે.

ખરી રીતે મનઃપર્યવનો અર્થ તો ભગવાને જુદો કહ્યો છે કે પોતાના મનના પર્યાયને જાણવું એનું નામ મનઃપર્યવ જ્ઞાન. તમામ મનના પર્યાય, નાનામાં નાનો મનનો પર્યાય હોય પણ તે પર્યાય મનનો છે, એમ જાણે એને મનઃપર્યવ જ્ઞાન કહ્યું.

પણ એને અત્યારે વ્યવહારમાં શું કહેવાય છે કે તમે સામાનાં મનની અવસ્થા જાણો. તેને મનઃપર્યવ જ્ઞાન કહ્યું. તે સામાની અવસ્થાય ખબર પડે. કારણ કે પોતાના મનના પર્યાય જાણેને, તે સામાના મનની એની પર અસર પડે. એટલે સમજી જવાનું કે આ કોનો છાંયડો પડ્યો ? તમે અહીં તાપમાં બેઠાં છો, નીચું ઘાલીને બેઠાં છો. પણ કો'ક આવતો હોય આમથી, અને સૂર્યનારાયણ એ બાજુ હોય તો છાંયડો આ બાજુ પડેને ! એટલે તમે જાણોને કે આ કોનો છાંયડો પડ્યો ! એવી રીતે મનમાં છાંયડા પડે છે. અમને ખબર પડી જાય કે આ ભાઈ આ ભાવનાથી આવી રહ્યો છે અહીં. વિગતવાર ના માલૂમ પડે.

## જ્ઞાનીને બાધેભારે મનઃપર્યવ જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** અમે મનમાં વિધિ કરીએ, ને ના બોલીએ તો એ આપને બોલ્યા વગર ના પહોંચે ?

**દાદાશ્રી :** મને અમુક બાબત આમ પહોંચે ખરી પણ બાધેભારે પહોંચે. શું કહેવા માંગે છે એ ના પહોંચે. હવે આમાં ધ્યાન ધરીએ કે એના મનમાં શું ચાલી રહ્યું છે તે અમે સમજી શકીએ, થોડોક

ઉપયોગ મૂકીએ તો. પણ અમે ઉપયોગ મૂકવાનું બંધ કર્યું. હવે અમારે ઉપયોગ હોય નહીં. આ અહંકાર હોય તો જ ઉપયોગ હોય.

**પ્રશ્નકર્તા :** આપને બધું ખબર તો પડે છે, ઉપયોગ મૂક્યા વગર.

**દાદાશ્રી :** એ ખબર પડે પણ બાધેભારે.

**પ્રશ્નકર્તા :** બાધેભારે એટલે કેવું ?

**દાદાશ્રી :** તમે કયા ભાવ ઉપર છો તે. છતાં દાદા સૂઈ જાય તો સારું, એવો સ્પેશીયલ વિચાર અમને ખબર પડે નહીં, પણ તમે મારા માટે શું લાગણી ધરાવો છે તે બધું હું સમજી જઉં. ભૂલ તો અમે સમજી જઈએ. બધી વાતચીત કરો તો બધી બાજુ અમે સમજી જઈએ.

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** મનના દોષ દેખાય, તેને મનઃપર્યવ જ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** મનઃપર્યવ જ્ઞાન તો કહેવાય પણ જોડે કેવળજ્ઞાન સત્તા કહેવાય. મનઃપર્યવ તો મનના પર્યાય તો તમે જાણ્યા જ, પણ આ તો કેવળજ્ઞાન સત્તા છે, અત્યારે સંપૂર્ણ કેવળજ્ઞાન થતું નથી, એટલે તો આ કાળનો દોષ છે. મનઃપર્યવ તો મનના પર્યાય જાણે ત્યારથી મનઃપર્યવ જ્ઞાન કહેવાય.

મનના બધા પર્યાયોને ક્લીયર (ચોખ્ખા) કરતાં આવડ્યું જેને, એનું પછી કોણ નામ દેનાર છે ?

## એ તો ખોવાયા મનના લેયર્સમાં !

**પ્રશ્નકર્તા :** અમુક સંત વાતો કરતાં કરતાં સમાધિમાં આવી જતા'તા. એટલે પરમહંસની ગતિ પામે તો જ થાય ?

**દાદાશ્રી :** ના, એ સમાધિ જ નથી. આ હિન્દુસ્તાનનાં લોકો એને સમાધિ કહે છે. ભગવાનની ભાષામાં સમાધિ એને કહેવાતી જ નથી. આ તો હિન્દુસ્તાનનાં લોકો લૌકિક ભાષામાં કહે છે. હમણાં અહીં

કો'ક માણસને આમ, શરીરે સારો મજબૂત હોય અને બહારથી ભાન જતું રહ્યું, ત્યારે કહે, સમાધિમાં છે. હવે મોટા સંતપુરુષ હોય તેને સમાધિ કહે અને બાકી સમાધિ જેવું હોતું જ નથી. સમાધિ તો પરમ જ્ઞાની સિવાય સમાધિ ના હોય.

એ મહીં છે તે મનનાં લેયર્સ (સ્તર) છે, પછી બુદ્ધિના લેયર્સ છે. હવે મનનો કોઈ લેયર એને બહુ જ ગમી ગયો હોય તો તેની મહીં છે તે અંદર તન્મયાકાર થઈ જાય, એટલે માણસ બહાર ખોવાઈ જાય. તમે ખોવાઈ ગયેલા માણસ જોયેલા ? બહારનું કશું ભાન ના હોય. ઊઘાડી આંખે ખોવાયેલો અને આ બંધ આંખે મહીં ખોવાય. એ મહીં તન્મયાકાર આનંદમાં હોય બળ્યો, તે વખતે પેલા આનંદમાં હોય. ખોવાઈ ગયેલા કોને કહેવાય છે કે એ આનંદમાંય ના હોય અને બહાર છે તે એકાકાર ના થયો એવી સ્થિતિ. પણ પેલો સમાધિવાળો તો નિરંતર મહીં આખો અંદર એકાકાર જ થઈ ગયેલો. પણ એ તો મનના કોઈ પણ લેયર્સમાં એકાકાર થાય છે.

એટલે મનનાં એટલા બધાં લેયર્સ છે, બુદ્ધિનાં લેયર્સ, એમાં કોઈ બુદ્ધિનાં લેયર્સમાં ફરતા હોય, કોઈ મનના લેયર્સમાં ફરતા હોય. એ લેયર્સમાં મહીં આનંદ ઉત્પન્ન થાય, તો ચિત્ત ત્યાં ને ત્યાં જ ભમ્યા કરે. એ લેયર્સમાં જ અંદર એટલે બહારનો ભાગ નિદ્રા જેવો લાગે, ઊંઘી ગયો હોય એવો લાગે, બેઠાં બેઠાં પોતે જાગૃત છે, આ બહાર નિદ્રા છે, લોકો શું જાણે ? ચૂંટી ખણીએ તો ખબર નથી પડતી. એ અમારા જેવા જ્ઞાનીઓને પૂછે કે આ શું થયું છે ? ત્યારે અમે કહીએ, નિદ્રા છે. આ છે તે જાગતાની નિદ્રા છે, પેલી ઊંઘતાની નિદ્રા છે.

મનના કોઈ લેયર્સમાં એવી રીતે એનું ચિત્ત તન્મયાકાર થઈ ગયું છે, કોઈ લેયર્સમાં અમુક વિચારોમાં તે અંદર ઘૂસી ગયો. એ બધું પોતે અંતઃકરણ આખું ત્યાં જ તન્મયાકાર થઈ ગયું. આ તો બધાય લેયરો પસાર કરવા પડે.

આ બુદ્ધ ભગવાન બુદ્ધિના છેલ્લા લેયરમાં હતા. મનનાં લેયર્સ

પૂરાં કર્યાં, બુદ્ધિના લેયર્સ લગભગ પૂરાં કર્યાં અને બુદ્ધિના છેલ્લાં લેયરમાં બુદ્ધ ભગવાન હતા. અને છેલ્લાં લેયરમાં જ્યારે આવ્યા, ત્યારે એ પેલા ઝાડ નીચે બેસીને દેખ્યું ત્યારે એ પોતે બુદ્ધ ભગવાન કહેવાયા. બુદ્ધ ભગવાને શું કહ્યું, 'આત્મા ક્ષણિક છે.' બુદ્ધિ છે ત્યાં સુધી એમને લાગ્યું કે આત્મા ક્ષણિક હોવો જોઈએ.

હવે મૂળ વીતરાગ ભગવાનને બુદ્ધિ ખલાસ થઈ ગયેલી હતી. અને આમને છેલ્લી બુદ્ધિ રહી, એટલે બુદ્ધ ભગવાન કહેવાયા. હવે આ થોડુંક જ ઓળંગેને તો વીતરાગ ભગવાન થાય.

જેમ કોઈ માણસ સ્ત્રી સાથે પ્રેમવાળો કે એવો તેવો હોયને અગર તો કોઈ એક પ્રેમભગ્ન માણસ હોયને, એ કોઈ ફેરો બહાર ભાન ભૂલી જાય ત્યારે આપણા લોકો શું કહે, કે કેમ ખોવાઈ ગયેલો લાગે છે ? એ જેમ ખોવાયેલો રહે છે એવી રીતે આ મનના કોઈ લેયર્સમાં બબ્બે, ત્રણ-ત્રણ કલાક ખોવાયેલો રહે. તે આ ત્યાગીઓ, સાધુઓ અને સંન્યાસીઓય ખોવાઈ જાય. એમાંથી ને એમાં જ બસ મસ્ત, ત્યાં આગળ મસ્ત રહ્યા કરે. કોઈ એમાંથી બહાર નીકળે તો હતો તેનો તે જ. પણ આપણા લોક વ્યવહારિક રીતે એને સમાધિ કહે છે, પણ એ ખરેખર સમાધિ નથી.

સંપૂર્ણ જાગૃત સ્થિતિ વગર સમાધિ કહેવાય નહીં. દેહની સંપૂર્ણ જાગૃતિ, મનની સંપૂર્ણ જાગૃતિ ! બિલકુલ જાગૃત અવસ્થામાં કોઈ ગાળો ભાંડે તોય સમાધિ, કોઈ ફૂલો ચઢાવે તોય સમાધિ ! ઉપાધિમાં સમાધિ, વ્યાધિમાં સમાધિ ને આધિમાં સમાધિ, બધું હોય ને મહીં સમાધિ. આ તો ઊંઘી જાય છે, તેને હિન્દુસ્તાનના લોકો સમાધિ કહે છે.

## ભ્રાંતિ એય એક નશો !

**પ્રશ્નકર્તા :** દ્દષ્ટિનો નશો ચઢી જાય, તો બહારનું ગમે નહીં તો શું એ સમાધિ ગણાય ?

**દાદાશ્રી :** જે મૂળ સ્વરૂપ છે, ત્યાં નશો ને ના નશો એમાં હોય

જ નહીં ને ! એટલે નશાની વિરુદ્ધ છે આ બધું. ભ્રાંતિ એક પ્રકારનો નશો છે. જ્યાં ભ્રાંતિનો નશો ઉતરી ગયેલો હોય, જ્યાં સંપૂર્ણ નશો ઉતરી ગયો ત્યાં સાચી વાત છે.

**પ્રશ્નકર્તા :** દૃષ્ટિ પોતાની અંદર એટલી બધી એ થઈ ગઈ હોય, પોતે સ્વરમણતામાં હોય તે વખતે કોઈ એને પાછળ કરડે કે બચકું ભરે કે મારે તોય એને કશી ખબર ના પડે. એને દૃષ્ટિનો નશો કહે છે.

**દાદાશ્રી :** ના, એ તો ખોટું કહેવાય. બેભાનપણું એ તો ખોટું કહેવાય. એક મચ્છર કરડે તોય ખબર પડવી જોઈએ. સમાધિ કોનું નામ કહેવાય કે મચ્છર કરડે, દુઃખે તોય ખબર પડે.

**પ્રશ્નકર્તા :** પણ કહેવાય છે કે ગજસુકુમારને માથે મોક્ષની પાઘડી બાંધેલી, તો તે વખતે ગજસુકુમાર આત્માની રમણતામાં હતા, એટલે એમને ઉપર પેલી પાઘડીની ખબર ના રહી.

**દાદાશ્રી :** પાઘડીની ખબર ના રહી હોત તો મોક્ષ ના થાત. તે પાઘડીની ખબર રહી. માથું બળ્યા કરે છે તે જોયા કર્યું. તેમાં જે સમતા ધરી કે હું શુદ્ધાત્મા છું, આ જુદું છે એ જોયું પણ એમને જે સમતા રહી એ જ મોક્ષ છે. મહીં બળતરા થાય, બધી ખબર પડે. ના ખબર પડે એ તો બેભાનપણું છે.

કેટલાક લોકો એવા હોય છે કે આમ કરીને બળી મરે છે તે લોકો આવીને મને કહે છે કે એ જરાય હલ્યા નથી. મેં કહ્યું, અહંકારનો કાંકરો છે. જ્ઞાની પુરુષ તો હાથ બળતો હોય તો રડે-બડે બધુંય. જો રડે નહીં તો જ્ઞાની જ નહોય. એમને સહજભાવ હોય. આ તો અહંકારનો કાંકરો. કાંકરો આમ નાખો તોય કશું ના થાય. તે કોઈને ખબર નહીં પડવા દે આ લોકો. ના ચાલે આ બધું. આવો ફોગટનો ઈલાજ નહીં ચાલે. આ દાદો આવ્યો છે. હા, અત્યાર સુધી ચાલ્યું. આ જેમ છે તેમ જ કહેવું છે. અત્યારે તો ખોટું નાણું જ કઢાવ્યું હોય એ જ ચાલે. પણ હવે અહીં નહીં ચાલે.

## એ સમાધિ કે ઊંઘ ?

સમાધિ એટલે જાગૃતિ, મન-વચન-કાયાથી બધી રીતે જાગૃતિ. આ ઊંઘની સમાધિ ના ચાલે. નિરંતર જાગૃતિ હોવી જોઈએ. અત્યાર સુધી તો આ બધી સમાધિ હિન્દુસ્તાનમાં જે ચાલે છે તે બાપજી આંખો મીંચીને સૂઈ ગયા. આમ પડી ગયા પછી ચૂંટીઓ ખણે તોય ખબર ના પડે. એ નિર્વિકલ્પ થઈ ગયું (!) કહેશે. અલ્યા, મહીંથી બળતરા ઊઠશે એટલે ખબર પડશે, એ બહાર આવશે એટલે ખબર પડશે કે ક્યાં ગયા હતા અત્યાર સુધી ?

આ બુદ્ધ ભગવાને મૂળ આત્મા જાણ્યો નથી, તો બીજા લોકોનું તો ગજું જ શું ? આ મનવાળા, એ લોકોને હમણે સળી કરે તો ફેણ માંડે ? મનથી પરની વાત ક્યાં છે ? મનથી પર કોણ થઈ શકે ? મન જીત્યું હોય તે મનથી પર થાય. આ તો મનના ઘરમાં એ પોતે જ ગૂંચાઈ ગયેલો હોય. આમ સળી કરો તો ફેણ મારી દે ઝટ. તે પેલું મન જીત્યું હોય ને, તો ફેણ-બેણ ના હોય એને. સળી કરો તો શું, પણ મારો, ગાળો ભાંડો તોય ફેણ ના હોય.

અહીં બહાર ભાન-બાન ના રહે ને, તે નિર્વિકલ્પ સમાધિ થઈ ગઈ, કહેશે. અલ્યા, બહાર ભાન તો રાતેય નથી રહેતું ને ! ઊંઘમાં ક્યાં ભાન રહે છે, રાતે ? આ બધા ઊંઘે છે. અલ્યા મૂઆ, ઊંઘને સમાધિ ના કહેવાય. જાગૃત સમાધિ હોય. નિરંતર જાગૃતિ એનું નામ જ સમાધિ. મને સત્યાવીસ વર્ષથી સમાધિ ઉતરી જ નથી ને ! સત્યાવીસ વર્ષથી એક સેકન્ડ પણ સમાધિ ગઈ નથી. આ અમે નિરંતર સમાધિમાં રહીએ, પણ સંપૂર્ણ જાગૃતિપૂર્વક રહીએ.

સમાધિ કોનું નામ કહેવાય ? સમાધિ એવી વસ્તુ છે કે આવ્યા પછી જાય નહીં. આ તો તરત બે કલાક, ત્રણ કલાક પછી હતો તેનો તે જ પાછો. પણ આપણે એને ખોટું નથી કહેતાં. એને લૌકિક સમાધિ કહીએ છીએ. ખોટું કહીએ તો ગુનામાં આવીએ અને લૌકિક કહીએ તેનો વાંધો નહીં. એ કહે છે, 'અમારી બાને માજી કહો, મારા બાપની

વહુ કહેશો તો હું તમને મારીશ.' તે આપણે કહીએ, 'માજી કહું છું ને, બે વખત માજી.' ફાધરના વાઈફ તો ના જ કહેવાય ને ! કહેવાય કંઈ ?

પણ આપણે તો પછી સાચું ના હોય તો આ બનાવટી કરે. અને તેય સારું છે. એવું એવુંયે લોકોને ઠંડા પાડે છે ને દુકાન ચાલ્યા કરે છે ને ? ખોટું કશું નથી. લોકોને ઊંધા જતા રોકે છે ને ! નહીં તો લોકો રમી રમવા જતા રહે. એના કરતાં આ દુકાનવાળા વધારે સારા છે.

## ત્યાર પછી પ્રગટે સ્વયં પ્રકાશ !

એવું છે ને, રામકૃષ્ણ પરમહંસનું કેટલાક લોકોને સારું લાગે. કેટલાક લોકોને વિવેકાનંદનું સારું લાગે. કેટલાક લોકોને રમણ મહર્ષિનું સારું લાગે. એમ બધાને જુદું જુદું હોય છે. એમાં સત્ય કોનું ?

**પ્રશ્નકર્તા :** મનની અવસ્થા ઉપર આધાર રાખે છે. જે જે સીટમાં હોય, એને એ સારું લાગે.

**દાદાશ્રી :** એની મનની જે અવસ્થા છે, તે અવસ્થાને મળતી આવે, એટલે એક જ લેયરમાં આવી જાય. એટલે એ લેયરવાળાં બધાં ભેગાં થાય. એમાં જ ગમે એને. મનનાં લેયર્સ એટલાં બધાં છે કે પાર વગરનાં મનનાં લેયર્સ છે. ફર્સ્ટ લેયર, સેકન્ડ લેયર, થર્ડ લેયર, પછી મનનાં લેયર પૂરાં થાય પછી બુદ્ધિનાં લેયર શરૂ થાય.

**પ્રશ્નકર્તા :** જો માણસ મનની અવસ્થાથી ઉપર જાય તો એને સાથે સાથે વીતરાગ અવસ્થા પ્રાપ્ત થાય ને ?

**દાદાશ્રી :** ના. મનથી ઉપર જાય તો બુદ્ધિ પજવે. મનનાં લેયર્સ એટલાં બધાં છે કે પહેલા લેયર્સમાં જાય ત્યાં ખૂબ આનંદ હોય તો ત્યાં ને ત્યાં જ રહ્યા કરે. પછી બહુ વખત થાય એટલે એ લેયર પાછું ગમે નહીં. પાછું બીજા લેયરમાં જાય. પછી ત્રીજા લેયરમાં જાય. મનનાં એટલાં બધાં લેયર્સ છે. અનંત અવતારે એ લેયર્સમાં અનુભવ કરતો કરતો મનનાં લેયર્સ પૂરાં કરે. કેટલા અવતાર પૂરાં કરે ત્યારે મનનાં

લેયર પૂરાં થાય. પછી મનનાં લેયર્સમાં ગમે જ નહીં બિલકુલેય ત્યારે બુદ્ધિના લેયરમાં પહોંચે. બુદ્ધિના લેયર્સમાં પહેલાં લેયરમાં જાય, બીજા લેયરમાં જાય, ત્રીજા લેયરમાં જાય, પછી કંટાળો આવે એટલે પછી એથી ઉપરનાં લેયર્સમાં જાય. પછી છેવટે બુદ્ધિનાં લેયર્સ પૂરાં થાય ત્યારે સ્વયં પ્રકાશમાં આવે પછી સાચી વાત જાણવા મળે. લેયર્સમાં છે ત્યાં સુધી કશું સાચું મળે નહીં.

## ભગવાન બુદ્ધ અને મહાવીર ભગવાન !

એ મન-બુદ્ધિનાં લેયર્સ પૂરાં કરી અને બુદ્ધ ભગવાન બુદ્ધિના છેલ્લા લેયરમાં રહીને બોલે છે કે મેં હવે આગળની વાત જાણી નથી. આગળની વાત જાણવાની બાકી રહી. એટલે એ બુદ્ધ થયા. જ્ઞાની ના થયા. બુદ્ધિ આખી ઓળંગીને છેલ્લા લેયર્સમાં આવ્યા, બુદ્ધિનું એક જ જો લેયર ઓળંગ્યું હોત તો ભગવાન મહાવીરને અને એમનામાં થોડોક જ ડિફરન્સ રહેત, પણ એ જ્ઞાનીપદમાં આવી જાત. પણ બુદ્ધ કહે છે કે મેં જે વસ્તુ જોવાની હતી, તે જોઈ નહીં. એ બુદ્ધેય ભગવાન કહેવાય. છેવટે સરવૈયું કશું કાઢ્યું કે જ્યાં જાય ત્યાં દુઃખ જ દેખાય છે, એવું બધું સરવૈયું કાઢ્યું. એટલે એ નવી શોધખોળ કરવા માગે છે કે સુખ ક્યાં આગળ છે ? જેને દયા હોય, તેને દુઃખ પ્રાપ્ત થાય. બુદ્ધને દુઃખ થતું હોય તે ઘડીએ ! જો દુખિયાને જોઈને દુઃખી થયા આ અને મહાવીરને દુખિયાને જુએ તોય સુખ છે એમને. અને એ દુખિયો તે મહાવીરને જુએ તો પોતે સુખી થાય. કારણ કે સુખિયા છે ભગવાન મહાવીર. પરમાનંદમાં રહેનારા અને સુખનું ધામ છે એ. નામ સાંભળતાં જ સુખી થઈ જવાય.

## વિચારોનું એકત્રીકરણ !

**પ્રશ્નકર્તા :** વિશ્વના મનુષ્યો જે વિચાર કરે છે, તે વિચારોનું એકત્રીકરણ કોઈ કુદરતી શક્તિથી થઈ શકે ?

**દાદાશ્રી :** એકત્રીકરણ એટલે શું કહેવા માંગો છો ?

**પ્રશ્નકર્તા :** કેટલાક લોકો જુદા જુદા વિચારો ધરાવે છે. કેટલાક લોકો એકસરખા વિચાર ધરાવે છે. તો આ બધા વિચારોનું કોઈ જગ્યાએ એકત્રીકરણ થાય ખરું ?

**દાદાશ્રી :** ના થાય. મનુષ્યો છે ને, તે લાગે છે એક જ પ્રકારનાં કે, બે હાથ, બે પગ, માથું અને બે આંખ. એવું આમ પદ્ધતિસરનાં છે. પછી કાળો, ગોરો એ ડિફરન્ટ (જુદી) બાબત છે. પણ આ મનુષ્યો આવા જ લાગે ને ? કેટલા લેયર્સના મનુષ્યો હશે ? લેયર્સ (સ્તર) કેટલાં હશે ? ચૌદ લાખ લેયર્સ છે મનુષ્યોનાં. એક લેયરમાં અમુક વિચારોવાળા એકત્ર થઈ શકે. થોડો થોડો તો ભેદ હોય જ પાછો.

આ દુનિયામાં બધા મનુષ્યોને વિચારભેદ હોય જ. પણ થોડું થોડું મળતું આવતું લાગે ત્યારે એ બધાંનું એક ટોળું ભેગું થાય. એનો પછી એક લેયર થયો. પછી બીજો સેકન્ડ લેયર પછી થર્ડ લેયર, ફોર્થ લેયર, એટલે એવા ચૌદ લાખ થર થાય, ત્યારે આ મનુષ્યનો લોક કહેવાય. આ એક જગ્યામાં શી રીતે થઈ શકે, કહો ? કોઈ દહાડો થાય નહીં. આપને શું પૂછવું છે એ કહો.

**પ્રશ્નકર્તા :** બસ, આ જ પૂછવાનું હતું કે આ બધા જે વિચારો થાય છે એ વિચારોનું કોઈ સ્થળે, કાંઈ પણ કોઈ કંટ્રોલ કે કોઈ વસ્તુ ભેગી થઈ શકે કે કેમ ?

**દાદાશ્રી :** ના થઈ શકે.

આ જે લેયર્સ છે ને, તે લેયર્સ પાછાં બદલાતા જાય છે. પાછો થર્ડ લેયર્સવાળો ફોર્થમાં આવે છે. પાછો સેકન્ડવાળો થર્ડ લેયર્સમાં આવે છે. એમ ડેવલપ થતાં થતાં થતાં થતાં બધા મોક્ષે જઈ રહ્યા છે. છેવટે નિર્વિચાર દશા ઉત્પન્ન થાય છે. મન હોવા છતાંય નિર્વિચારદશા ! વિચાર કેટલા રહેવાનાં ? ખાલી, એક સમય પૂરતું. સમય ઊભો રહે, બસ. સમય એટલે શું કે આંખનો નાનામાં નાનો પલકાર, તે એનાથી નાનો, પળથી ઘણો નાનો, આ જે પળ છે ને, એનો નાનામાં નાનો ભાગ એ સમય છે.

હવે બુદ્ધિ અને મનને શાસ્ત્રકારોએ શું કહ્યું છે ? સૂર્ય-ચંદ્રને ભેદી ઉપર ગયા. એટલે મનને ચંદ્રની જગ્યાએ ઘાલ્યું છે. એનાં લેયર્સ બધાં ભેદ્યાં. બુદ્ધિની જગ્યાએ સૂર્ય એનાં લેયર્સ ભેદ્યાં. સૂર્ય અને ચંદ્ર બન્ને લેયર્સ ભેદીને ઉપર જાય ત્યારે આત્મા પ્રાપ્ત થાય એવું છે. નહીં તો ત્યાં સુધી આત્મા પ્રાપ્ત થાય એવું નથી. ધોરી રસ્તો એ છે. આત્મા પ્રાપ્ત થાય એટલે બધો ડખો છૂટી જાય. ત્યાં જુદાઈ નથી રહેતી પછી. જુદાઈ ક્યાં સુધી ? બુદ્ધિમાં ડખો છે ત્યાં સુધી. ભેદબુદ્ધિ છે ત્યાં સુધી. ભેદબુદ્ધિ જ્યાં હું આ છું, આ પેલા છે, હું ચંદુભાઈ છું, એટલે બીજા જોડે જુદાઈ પડી ને ?

**પ્રશ્નકર્તા :** ભેદબુદ્ધિ જાય એટલે આત્મદર્શન થયું ને ?

**દાદાશ્રી :** આત્મદર્શન જ થયું. આત્મદર્શન એનું નામ કહેવાય કે ભેદબુદ્ધિ જતી રહે. અભેદબુદ્ધિ ઉત્પન્ન થાય. પછી ભેદ રહે છે એનું કારણ શું ? ત્યારે કહે, એ તો વિવેક છે. આ જે જાણ્યું છે એ તો પોક મૂકવા જેવું હતું.

## મનની મસ્તી ને આનંદ આત્માનો !

**પ્રશ્નકર્તા :** સત્સંગ તો ઘણા કર્યા અત્યાર સુધીમાં તો !

**દાદાશ્રી :** એમ ? એ બધા તો કેવા સત્સંગ ? ચોરને ઘેર ચોર ગયો તે ઘંટી ચાટીને, જીભ ચાટીને પાછા આવે. એમાં કશું મળે નહીં ને ? એ અધૂરા ને આપણે અધૂરા, તે ભલીવાર શું આવે ? તે વખતે મનની મસ્તી દેખાય.

**પ્રશ્નકર્તા :** દરેક સત્સંગમાં જે હોય એ પોતે પોતાનું મહત્વ વધારે દેખાડે છે. એમની વાતોમાં આપણને એમ લાગે કે આ બરાબર છે.

**દાદાશ્રી :** ના, પણ એ તો બુદ્ધિની વાતો ને ? બુદ્ધિની વાતો એટલે આપણી બુદ્ધિ એને ફીટ થઈ જાય. હા, આ બરાબર છે. પણ આપણે પૂછીએ કે કાયમના પરમાનંદમાં રહો છો સાહેબ ? ત્યારે કહે,

ના, હું જ ખોળું છું ને પરમાનંદ ! આ તો મસ્તીમાં રહેનારું છે જગત ! એક-બે કલાકની મસ્તી ! એ મસ્તીમાં ના ચાલે, આનંદ જોઈએ. મસ્તી તો ઉતરી જતાં વાર ના લાગે.

**પ્રશ્નકર્તા :** અમારે સદાનંદ જોઈએ છીએ.

**દાદાશ્રી :** હા, સદાનંદ જોઈએ, પરમાનંદ જોઈએ, સચ્ચિદાનંદ જોઈએ. આમ કેમ ? મસ્તી કેમ ચાલે ? લોકો ધર્મ-ભક્તિ કરીને હેય... મસ્તીમાં આવે અને મસ્તીમાં ને મસ્તીમાં હરે-ફરે. પણ એ મનની મસ્તી ! મન ખુશ રહે, શાંત રહે થોડો વખત, કલાક-બે કલાક. પણ ઉતરી જાય પછી તેવો ને તેવો. અને આ ઉતરે નહીં એનું નામ સચ્ચિદાનંદ. કારણ કે સનાતન સુખ છે.

સંસારમાં બધા સાંસારિક જ્ઞાનના રસ્તા હોય ને ત્યાં આગળ બુદ્ધિથી ચાલે બધો વેપાર. અને એમાં આપણે જાતે કરવું પડે, જ્ઞાન જે બતાવે એવું કરવું પડે એ જ ભ્રાંતિ. તે સાંસારિક જ્ઞાન ભ્રાંતિ વધારનારું છે અને અહીં કરવું ના પડે. અહીં તો એની મેળે વિજ્ઞાન જ કર્યા કરે, વિજ્ઞાન ! ચેતન જ હોય, એમાં અહીં કશું કરવાનું ના હોય. અહીં તો સમજવાની જરૂર. કરી કરીને તો આ વેષ થયો. ચિંતાઓ ને ઉપાધિઓ ને મસ્તી ! મનની મસ્તીમાં આવ્યો એટલે ખુશ ! અલ્યા પણ ઉતરી જશે હમણે ! બૈરી કહેને કે તમારામાં જરા અક્કલ ઓછી છે તોય એની મેળે મસ્તી ઉતરી જાય તરત ! અરે, ઈન્કમટેક્ષનો કાગળ આવ્યો હોય તોય મનની મસ્તી ઉતરી જાય. ના ઉતરી જાય ? હા, ત્યાર પછી એવા જગતમાં રહેવાનો શું અર્થ છે ? મિનિંગલેસ છે !

## કરોળિયાના જાળા જયમ !

બધું રિલેટિવ છે. રિલેટિવ (લૌકિક) એટલે ઓર્નામેન્ટલ (ચળકાટવાળું) હોય. મનને સ્થિર કરે. મહીં પ્રગતિ ના થાય. મન સ્થિર થાય એટલે માણસ મસ્તીમાં આવે. મનનું સ્થિર થવું અને અહંકાર મહીં ભળવો, એનું નામ મસ્તી. એટલે મસ્તીમાં આવે એટલે બસ, હવે કંઈક છે !

**પ્રશ્નકર્તા :** કુંડલિનીના બધા અનુભવો થયા હોય એટલે એ જ આખો દૃઢ આગ્રહ થઈ ગયો હોય.

**દાદાશ્રી :** એ તો મગજમાં જાતજાતના ચમકાર થાય બધા. તે ચિત્તના ચમત્કાર છે. ચિત્તના ચમત્કાર છે. ઘણા ખરા તો આ કુંડલિનીવાળા તે ગાડીઓમાં મળેને, તે મને જોઈને એકદમ દર્શન કરી જાય. ઓળખવાની શક્તિ સારી. દૃષ્ટિ ઉપરથી ઓળખી જાય અને મોઢાના આનંદ પરથી સમજી જાય આ કંઈક છે. એટલે પછી હું કહું કે ક્યાં આગળ કુંડલિની જાગૃત કરી છે ?

**પ્રશ્નકર્તા :** ઈગો (અહમ્) બહુ હોય.

**દાદાશ્રી :** ઈગો વધારીને આ દશા થઈ છે. એટલે પછી મારી પાસે વિધિ કરે છે ને, ત્યારે એ ઈગો નીકળવા માંડે છે. એટલે પછી આખું શરીર ખદબદ, ખદબદ, કૂદાકૂદ, કૂદાકૂદ, આમ ફડ ફડ ફડ કરે. પછી એ નીકળી જાય છે. ત્યાર પછી એ હલકો થાય છે. ઈગો વધારીને આ જાળું ઊભું કરે છે. પછી જાળામાં આનંદ માણે છે !

**પ્રશ્નકર્તા :** આ કરોળિયાના જાળા જેવું ?

**દાદાશ્રી :** હા.

## ગાયક તાનને લીધે જ ગાય !

**પ્રશ્નકર્તા :** આપે મને સમજ પાડી કે તમે તાનમાં રહેશો તો ભગવત્ આનંદ ચાલ્યો જશે. એટલે મેં તેમાંથી બોધ લીધો કે દાદાજી કહે છે કે હવે તું તાનમાં ના રહીશ. એટલે એની મેળે આનંદ લેવા લાગ્યો.

**દાદાશ્રી :** ગાયકો અને સાંભળનારા બન્ને તાનમાં જ હોય, નિયમથી જ સોદો જ એવો. હા, કો'ક આવું ચેતી જાય ત્યારે એને એમાં મજા ના આવે. પછી ધંધો છોડી દેવો પડે. તાનને લીધે તો ગાય, નહીં તો ગાય શાનો ? અને સાંભળનારો તાનને લીધે સાંભળે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ગાનાર જ્યારે એ પ્રમાણે ગાય છે, અને એ ખ્યાલ એવો રાખે કે હું માત્ર એક વાજિંત્ર છું અને ગાનાર તો બીજો છે.

**દાદાશ્રી :** કોણ બીજો છે ?

**પ્રશ્નકર્તા :** આત્મા, પરમાત્મા !

**દાદાશ્રી :** તેને શું છે ?

**પ્રશ્નકર્તા :** ગાતી વખતે હું નથી ગાતો એ પ્રમાણે રાખે તો એને ભગવત્ આનંદ મળે કે ના મળે ?

**દાદાશ્રી :** મસ્તી મળે, મનની મસ્તી મળે. મસ્તી એટલે ઉતરી જાય પાછી. એક પ્રકારનો આનંદ. એને આનંદ કહે છે લોકો. પણ એ મસ્તી છે, ઉતરી જાય. એક તાનમસ્ત ! એય પછી બૈરી, છોકરાં બધું વિસ્મૃત, કશું યાદ ના આવે. એટલે એવો આનંદ આવે, તે આનંદ ક્યાંથી આવે છે એ જાણો છો ? જગત વિસ્મૃતિ કરાવે એવી કોઈ પણ ચીજ પકડો એટલે તમને આનંદ આવે. જગતની સ્મૃતિ એ દુઃખદાયી છે. વિસ્મૃત કરવા માટે છબલીકાં વગાડો, ગમે તેમાં રહો, અગર તો આમ અવાજ કાઢીને ગાવ ખૂબ.

**પ્રશ્નકર્તા :** અથવા તો મોટેથી મંત્ર બોલે, દીર્ઘસ્વરે.

**દાદાશ્રી :** હા, મંત્ર બોલે. પણ બીજા કશામાં રહો તો જગત વિસ્મૃત થાય, નહીં તો એક સેકન્ડ પણ વિસ્મૃત થાય નહીં. કૃપાળુદેવે કહ્યું હતું, એક કલાક વિસ્મૃત જગત થાય નહીં. મને પોતાને ન હતું રહેતું ને ! એક કલાક વિસ્મૃતિ થાય તો બહુ થઈ ગયું. જગતની વિસ્મૃતિ, એને અમે સમાધિ કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** ગાવાનો મારો અનુભવ કહે છે કે આ ગાતી વખતે હું ગાતો જ નથી, ગાનારો જુદો છે, એવી રીતના ગાઈએ તો અહમ્ રહેતો નથી.

**દાદાશ્રી :** એ ગોઠવનારો જ અહમ્ છે. આ બાજીને ગોઠવનારો જ અહમ્ છે.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ ગોઠવનાર અહમ્ ખરો પણ પછી એને કહીએ કે તું જા, તો એ જાય ?

**દાદાશ્રી :** ના, તું જા એ કહેનારોય અહ્મ છે પાછો. જેમ જેમ ઊંચો જાય છે ને તેમ તેમ પદ વધારે ભોગવે છે અહંકારનું. અહંકારને કહે છે, તું જા અહીંથી. એટલે પાછું મોટું પદ વધારે ભોગવે, પેલું અહંકારનું. કારણ પેલા અહંકારને કાઢી મૂક્યો ત્યારે એ અહંકાર કેવો હશે ? એટલે આ બધી ભગતોની ઘેલછાઓ બધી. ભગત બહુ ઘેલા હોય.

## નથી સુખ, મનની પરવશતામાં !

**પ્રશ્નકર્તા :** ત્યારે દાદા, જગત વિસ્મૃતિ માટે સાધન કયું ? ધારો કે સવારના પહોરમાં દીર્ઘસ્વરે મોટેથી મંત્રોચ્ચાર કરાવે છે એટલો વખત શાંતિ રહે ને ?

**દાદાશ્રી :** ચોક્કસ.

**પ્રશ્નકર્તા :** અને તેને અવલંબન તો જોઈએ ને ?

**દાદાશ્રી :** એમ ને એમ થાય જ નહીં. એટલો વખત શાંતિ થાય. બાકી આ ભાઈ કહે છે એવું જ બધા સંતો કહે છે, અહંકારને કહે છે, તું જતો રહે છે અહીંથી. આપણે તો પૂછવું કે આ કોણ બોલે છે ? પાછો એને કાઢી મેલે. ક્યાં જાય પછી ? જ્યાં સુધી જ્ઞાન હોય નહીં ત્યાં સુધી 'હું શુદ્ધાત્મા છું' હોય નહીં; ત્યાં સુધી અહમ્ કર્યા વગર રહે નહીં. અહીં ખોવાઈ ગયો હોય, ગમે તે ખૂણામાં પેસી જાય. પણ એ જડ્યા વગર રહે કે ?

**પ્રશ્નકર્તા :** હા, પણ તે વખતે એવું ધ્યાન રાખે કે આ શુદ્ધાત્મા બોલે છે ?

**દાદાશ્રી :** પણ ધ્યાન રાખનારો કોણ ? એ જ અહંકાર.

**પ્રશ્નકર્તા :** એ બહારનાને કહી દઈએ, કે 'તું શુદ્ધાત્મા છે.' અને શુદ્ધાત્માને કહીએ, કે 'હવે તું કાર્ય કર.'

**દાદાશ્રી :** ના, એવું ના કહેવાય. 'હું શુદ્ધાત્મા છું' એ કહેવાય. 'તું શુદ્ધાત્મા' કહે તો અહંકાર ઊભો રહ્યો. એટલે આપણે જ્ઞાન આપીએ છીએ ને 'હું શુદ્ધાત્મા છું' ભાન થાય છે.

**પ્રશ્નકર્તા :** હવે એ શુદ્ધાત્મા બોલે ને ગાય તો શું વાંધો ?

**દાદાશ્રી :** હા, શુદ્ધાત્મા ભાવે જે જે બોલે તેનો વાંધો નથી. શુદ્ધાત્મા ભાવે તમે બોલો તેનો વાંધો નથી. પછી ગમે તે ગાવ તો ય વાંધો નથી. કારણ એ બધું નિકાલી બાબત છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા જ ગાય તો ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા તો ગાતો જ નથી. આ ટેપરેકર્ડ ગાય છે. શુદ્ધાત્મા ગરબા ગાય તો આ દુનિયા ઊંધી થઈ જાય. જગત મનની મસ્તીમાં છે. હેય મસ્તીમાં ! 'હું શુદ્ધાત્મા છું' કહ્યું ત્યારથી આત્મામાં. હવે જે જે બોલે એ નિકાલી બાબત.

હવે જ્યાં સુધી આત્માનું સુખ ના હોય, તો માણસ શા આધારે જીવી શકે ? એટલે મનની મસ્તીની જરૂર છે. પણ મનની મસ્તી ચાખ્યા પછી મન બહુ જ ઝાવાંદાવા કરે. એ મસ્તી ચાખ્યા પછી મન પાછું પજવે પણ ખરું. એટલે આપણે એ મનની જોડે, ક્યાં સુધી તાબેદાર રહેવું ? એ આપણને સુખ કરાવે અને આપણે એને અવલંબન તરીકે રાખીએ, એવું ક્યાં સુધી રહેવું ? એટલે આપણે સ્વતંત્ર થઈએ તો કામ ચાલે. પરવશતાથી સુખ હોય જ નહીં ને !

## ધૂની એટલે નાદુરસ્ત મન !

ધૂનીનું મન સ્ટેબીલાઈઝડ (સ્થિર) હોય નહીં. ધૂની માણસનું તો ઠેકાણું જ ના હોય. એકમાં ને એકમાં જ, એક બાજુ જ ધૂન હોય.

ધૂનીને જ્યાં સુધી માર્ગ મળે નહીં ત્યાં સુધી એની શક્તિ વેડફાઈ જાય. ધૂની એટલે શું ? નાદુરસ્ત મન. જગત આખાનું નાદુરસ્ત છે. પણ નાદુરસ્ત કહેવાય નહીં. જ્યારે ધૂનીનું તો મન જ બગડેલું છે, એટલે નાદુરસ્ત મન. અહીં સત્સંગમાં આવતા થયા એટલે કંઈક સુધર્યું, દુરસ્ત ભણી જઈ રહ્યું છે અને પછી તંદુરસ્ત થાય મન. હવે એનું મન તંદુરસ્ત થશે. અને પછી જ્ઞાન લે તો તો ઓર જ પ્રકારનું મન થાય, એની વાત જ શું પછી !

## મનોરંજન કે આત્મરંજન ?

બે પ્રકારનાં રંજન : એક મનોરંજન અને એક આત્મરંજન. જગતે આત્મરંજન ચાખ્યું જ નથી. બધું મનોરંજન ચાખ ચાખ કર્યું છે. જ્યાં જુઓ ત્યાં મનોરંજન, મનોરંજન ! મનોરંજન બે પ્રકારનાં. એક અધોગતિમાં લઈ જાય એવાં, આ સીનેમા અને એ બધા કુસંસ્કારો. અને સારા સંસ્કારવાળાં મનોરંજન હોય, તે ધર્મની વાતો થતી હોય કે ધ્યાનની વાતો થતી હોય, એ જરા ઊંચી ગતિમાં લઈ જનારાં, સારા સંસ્કારવાળાં, પણ એ મનોરંજન કહેવાય. મનોરંજનથી મન ખુશ થાય પણ અંતરશાંતિ કોઈ દહાડો થાય નહીં, આત્મરંજન ક્યારેય પણ થાય નહીં. આત્મરંજન જ્યાં સુધી થાય નહીં ત્યાં સુધી આકુળતા-વ્યાકુળતા જાય નહીં. મનોરંજનથી આકુળતા-વ્યાકુળતા કંઈ જાય નહીં. એ તો જરાક આકુળ ને વ્યાકુળ રહ્યા કરે. માછલાને પાણી બહાર નાખેલું હોય ને, તો તરફડ્યા કરે, એવો તરફડાટ તરફડાટ જીવમાત્રને મહીં થઈ રહ્યો હોય, આખો દહાડો. નાનું બાળક હોય તેય તરફડ્યા કરે.

અહીં આગળ રિયલની વસ્તુ છે એટલે આત્મરંજન થાય. બીજે બધે મનોરંજન થાય, પછી જ્યાં જાય ત્યાં મનોરંજન થાય. મનોરંજન એટલે શું, ત્યાં આગળ ખુશ ખુશ ખુશ થાય. આમ કૂદાકૂદ કરે, જેમ પાણી ઉકળતું હોય તેમ. અને પાછો નીચે ઉતરે ત્યારે હતો તેવો ને તેવો જ. અહીં તો બધું ચેન્જ મારી દે. આખો પલટો જ ખાઈ જાય ! માણસનો પલટો જ ખાઈ જાય.

## બન્ને આનંદમાં ફેર, અપાર !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** આત્મજ્ઞાનીનો આનંદ, જેને આત્મસાક્ષાત્કાર થયો છે તેનો, અને અમને જે દુનિયામાં આનંદ મળે છે, એનાં કરતાં આત્મજ્ઞાનીનો આનંદ કેવો હશે ? એ કોઈ દિવસ અમારા સમજમાં નથી આવતો.

**દાદાશ્રી :** હજી તમને સમજવામાં નથી આવતો ?

**પ્રશ્નકર્તા :** નથી આવ્યો એટલે જ ફરી પૂછું છું.

**દાદાશ્રી :** તમને ખબર છે કે મનનો આનંદ અને આ તમને આત્માના આનંદમાં ફેર પડી ગયો ?

**પ્રશ્નકર્તા :** હા, એ મનનો આનંદ જે છે તે અને આત્માનો આનંદ, બે છે તે તદ્દન જુદા છે એવો અનુભવ થાય છે, આપના જ્ઞાન આપ્યા પછીથી.

**દાદાશ્રી :** એ તો એક જ દહાડામાં આનંદની ખબર પડી જાય. કારણ કે મનનો આનંદ, એમાં મસ્તી વધે. મન વપરાય તો મસ્તી વધે, મનનો ઉપયોગ થાય તો, અને આ મનનો ઉપયોગ ના થાય ત્યાં પોતાનો આનંદ.

**પ્રશ્નકર્તા :** આત્માનો આનંદ સ્વાભાવિક આનંદ હોય ?

**દાદાશ્રી :** એમાં મનથી લઈ શકાય જ નહીં, ત્યારે આત્માનો આનંદ થાય. મનથી લઈ શકાય ત્યારે મસ્તીમાં હોય. એટલે તમને નિરંતર આત્માનો આનંદ રહે છે. જે કંઈ આનંદ રહેતો હોય તે, આત્માનો આનંદ રહે છે પણ તે ઓળખાય નહીં કે આ ક્યાંથી આવ્યો ! બીજા લોકો સમજી જાય કે આ ભાઈને આત્માનો આનંદ વર્તે છે. પહેલાં નહોતો વર્તતો એ પણ સમજી જાય. કારણ કે પહેલાં મોઢા પર માનસિક અસરો થયેલી હોય !

**પ્રશ્નકર્તા :** ફેર એટલો પડે કે પહેલાં નાની મોટી પરિસ્થિતિ જે

એક વખતમાં મનને ઉથલપાથલ કરાવી દેતી'તી, એ હવે સમસ્થિતિ રહે છે. એ જે સમસ્થિતિ આવે અને એ વધતી જાય એને જ આત્માનો આનંદ સમજવો ?

**દાદાશ્રી :** ના, એ નહીં. સમસ્થિતિ એ ક્રિયા છે. આનંદ તો મહીં હોય ને. સ્વાભાવિક કારણો જોઈએ.

બાકી જગતે તો આનંદ જોયો જ નથી. એટલે મસ્તી છે. આનંદનો કોઈ દહાડો અક્ષરેય જોયો નથી. આનંદ એટલે નિરાકુળતા હોય, હેય, નિરાકુળતા ! કોઈ રાજા આવે કે ભગવાન આવે તોય નિરાકુળતા ન છૂટે. અને એવો આનંદ તમને છે હવે પણ તમને પહેલાંની ટેવ છે, આદત છે એ જાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** પહેલા કરતાં ફરક સમજાય છે.

**દાદાશ્રી :** આનંદ ચાખવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ આત્મજ્ઞાનીને એવો આનંદ હોય કે જેનું કોઈ વર્ણન ના થઈ શકે, એ શું છે ?

**દાદાશ્રી :** વર્ણન શી રીતે કરાય ? અત્યારે મને આનંદ વર્તતો હોય, આ બધાને આનંદ વર્તતો હોય, એ શી રીતે વર્ણન કરે ? વર્ણનમાં એટલું જ કહેવાય કે ભઈ, એને નિરાકુળતા હોય. આખું જગત માનસિક આનંદવાળાને જાણે, આકુળતા-વ્યાકુળતા હોય એમાં. જ્ઞાન લેતાં પહેલાં તમને આકુળતા-વ્યાકુળતા દેખાયા કરે. અમારે આકુળતા-વ્યાકુળતા ના દેખાય. એટલે ઓર જ જાતનું દેખાય. એટલે ક્ષણે ક્ષણે મહીં ચેતવે.

તમે બહાર બીજે બધો સત્સંગ કરવા જાવને, તો તમારું મન ઉલ્લાસમાં આવી જાય અને અહીં તો મન નહીં, આત્મા ઉલ્લાસમાં આવી જાય. આત્મા 'જ્ઞાની પુરુષ' પાસે જ જાગે, નહીં તો જાગે નહીં. ત્યાં સુધી મન જ કામ કર્યા કરે. તે આ મન તો કેટલું કામ કરે છે ? લગભગ ઘણોખરો ભાગ તો આ બધાં લોકોને અજાગૃતિમાં જ જતો રહે

છે. એ આમ લાગે કે જાગતાં બોલતો હતો, પણ ના, એ ઉઘાડી આંખે નિદ્રામાં જ બધું કર્યા કરે છે. એ જાગતો હોય તો પોતે એની જવાબદારી જાણે ને ! પણ આ તો જવાબદારીનું ભાન નથી, એનું શું કારણ ? નિદ્રામાં છે. ભેળસેળ કરે છે ને એ બધું કરે છે અને પોતાની જાતને પાછો હોશિયાર માને છે. અને ભેળસેળ કરતાં ના આવડે, તેને ડફોળ કહે.

## મનની અગાધ મનનશક્તિ !

આ મન શરીરમાંથી બહાર નીકળે નહીં. પણ અગાધ મનન કરે. ગમે તે જગ્યાનું મનન કરે. એ જગ્યામાં ગયું ના હોય તોય મનન કરે એ. આ મન શરીરમાંથી બહાર નીકળે નહીં. મન બહાર નીકળે તો આ લોકો ફરી પેસવા જ ના દે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે મન શરીરની બહાર ના નીકળે, પણ એ અગાધ મનન કરે, એ સમજાવો.

**દાદાશ્રી :** અગાધ મનન કરે એટલે કોઈ વાત સાંભળી તેની પર જોઈએ એટલાં મનન કરી નાખે.

**પ્રશ્નકર્તા :** વાત સાંભળી હોય એ ?

**દાદાશ્રી :** હા, વાત સાંભળી હોય કે વાંચી હોય, એટલે પછી તમારે જોઈએ એટલાં મનન કરી નાખે. અમેરિકા ગયું ના હોય તો પણ અમેરિકાનું મનન બહુ મોટું કરી નાખે.

**પ્રશ્નકર્તા :** હવે જે વાગોળવાની ક્રિયા ચાલે છે, જેમ આ ઢોર વાગોળે છે, એમ જે વાગોળે છે, એમાં ને ચિત્તની ક્રિયામાં શું ફેર ?

**દાદાશ્રી :** ચિત્તમાં વાગોળે નહીં. એ બધું જ મનનું વાગોળવું છે. મન અને ચિત્તને બે ભેગું કરી નાખો ત્યારે તરંગો ઉત્પન્ન થાય. તરંગી કહેવાય એને. મન અને ચિત્ત બેનું મિક્ષ્ચર થાય ને ત્યારે અનંગ વિચારો આવે, તરંગ વિચારો આવે. એવું તેવું બધું થાય.

મન સીમિત નથી, અસીમ છે. મન તો એક લેબોરેટરી છે. એ લેબોરેટરી (પ્રયોગશાળા)માં તમારે કંઈ પણ ચક્કરમાં પડ્યું હોય તેને વિચારણામાં મૂકો તો તમને કાઢી આપે. નહીં તો લેબોરેટરી ચાલ્યા કરે, તમે ગૂંચાવ કે આ કેમ ચાલ્યા કરે છે ? ચાલવા દો ને એને. મન તો બધા પર્યાય દેખાડે.

**પ્રશ્નકર્તા :** આપ કહેતા હતા ને, મન ઘોડો અને અમે તેના પર સવાર થઈએ. તો એમાં આવાં બધાં એટલે આખા જગતની વિચારણામાં પણ હોય ? એટલે મન કેવી વિચારણામાં હોય તે વખતે ?

**દાદાશ્રી :** મન ખૂબ દોડે, ખૂબ દોડે. મન તો આ વિચારણામાં આપણને ઊંઘવા ના દેતું હોય, એટલે પછી આપણે એને કહીએ, 'ચાલ, હવે ઊંઘવું જ નથી. હેંડ, તારી જોડે જાગું છું, ચાલ.'

**પ્રશ્નકર્તા :** પણ મન શું બતાડતું હોય ?

**દાદાશ્રી :** એ બધું જાતજાતનું બતાવે. મન કોઈ દહાડોય એક વસ્તુ ના બતાવે. મન હંમેશાં વિરોધાભાસી હોય. ઘડીમાં આ બતાવે અને ઘડી પછી નવી જ જાતનું બતાવે.

**પ્રશ્નકર્તા :** હમણાં આપે કીધું કે અમે આખા જગતના તમામ વિચાર કરી નાખ્યા છે. તો એ વિચારો વખતે મનનું શું ?

**દાદાશ્રી :** એની હાજરીમાં ને ? એની હાજરીમાં જ કરી નાખ્યાને ? એ મિડિયમ (માધ્યમ) છે ને વિચાર કરવાનું. તે વખતે એનો ગુણ માનેલો. કશું વિચાર કરવામાં બાકી જ નથી રાખ્યું. આના જેવું નહિ કે આ જલેબી થાળીમાં આવી એટલે ખા ખા કરવાનું. એના વિચાર જ આવ્યા કરે કે આ જલેબી શાથી થઈ ને કેવી રીતે થઈ ને મહીં શું નાખ્યું હશે ? ખાંડમાં બોળી એટલે ખાંડ મહીં પેસી શી રીતે ગઈ ? મહીં પોલું હોય ને તો ખાંડ પેસી જાય.

**પ્રશ્નકર્તા :** પછી આત્મા સંબંધના, તત્ત્વ સંબંધના વિચાર એ મનથી પણ કરી શકાયેલા ?

**દાદાશ્રી :** હા, બધું જોયેલું. વિચારણા પછી બુદ્ધિની કસોટીએ ચડાવી જોયેલું, કે કરેક્ટ છે કે નહીં તે.

આપણને કો'ક કહેશે, 'આ તમારાં માસી સાસુ થાય' એટલે આપણું મન છે તે વિચારણામાં પડે કે 'માસી સાસુ' કઈ રીતે ? તે રીત આપણે કાઢી આપીએ. ત્યારે બુદ્ધિ કસોટી માગે. સગાઈ બતાડીએ એને.

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિ સગાઈ બતાડે ?

**દાદાશ્રી :** હા. એટલે બધાનાં મનનું સમાધાન કરીએ. અમે બધાંનો તાળો કાઢીએ. તાળો મળે તો વાત સાચી.

**પ્રશ્નકર્તા :** મનથી વિચારણાપૂર્વકનું અને બુદ્ધિથી પૃથક્કરણ થાય, એમાં શો ભેદ હશે ?

**દાદાશ્રી :** મન તો વિચારે ફક્ત એટલું જ ને ! અને બુદ્ધિ નિર્ણય કરે કે આ ખરું કે ખોટું. ખરેખર માસી સાસુ છે કે નહિ, એ નિર્ણય કરી આપે.

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિનું કામ છે. ત્યારે દર્શન અને બુદ્ધિ એ બે વચ્ચે ક્યાં ભેદ પડે છે ?

**દાદાશ્રી :** દર્શન જુદી વસ્તુ છે. દર્શન એટલે સૂઝ પડે આમ. ગૂંચાયો હોય ત્યારે દર્શન કામ લાગે. એ ગૂંચાયો હોય ત્યારે આવડે. નિવેડો ના આવતો હોય ત્યારે આવડે શું કરવું તે ?

અમે જેટલું વલોણું થાય એટલું વલોવેલું. છાશમાં કશું રહેવા દીધેલું નહિ.

## આમ ફળે, મનન અને ચિંતન !

**પ્રશ્નકર્તા :** મનન અને ચિંતવનમાં શું ફેર ?

**દાદાશ્રી :** મનન અને ચિંતવન એ બન્ને જુદી વસ્તુ છે. ચિંતવન

ચિત્તનું છે અને મનન મનનું છે. બેની ભૂમિકા જ જુદી છે ને !

મનન એટલે શું ? મનથી વિચારી નાખવું. અને ચિંતવન એટલે શું ? હું નાલાયક થઈ ગયો, હું સારો થઈ ગયો, એ બધું ચિંતવવું. તે તેવો થઈ જાય. જેવો ચિંતવે એવો થઈ જાય. જેવો વિચારે એવો નહીં, જેવો ચિંતવે એવો થાય. એટલે ચિત્તનું ચિંતન અને મનનું મનન.

**પ્રશ્નકર્તા :** ચિંતનનું ફળ સમજાયું, તો મનનનું ફળ શું ?

**દાદાશ્રી :** મનન એટલે શું ? વિચારવાનું. એના પર વિચારણા કર કર કરવાની. તે વિચારણાથી પછી આપણને મહીં એકાદ વિચાર સારો આવી જાય, તે આપણી બુદ્ધિ કહે કે બરોબર છે આ. હા, ત્યારે એકાકાર, એકાત્મ થાય બધાં. બુદ્ધિ એડજસ્ટ થાય એટલે અહંકારેય એડજસ્ટ થઈ જાય. વિચારણાનું, મનનનું ફળ એ આવે. એટલે આ બધું વાંચેલાનું મનન કરીએને, વિચારણા, તો એનું ફળ કંઈક આવે.

**પ્રશ્નકર્તા :** મતિ અને મન બે એક જ વસ્તુ કે જુદી જુદી ?

**દાદાશ્રી :** બહુ જુદી. બહુ ફેર. વિચાર, વિચાર, વિચાર. તે ઘડીએ વિચારોના ગૂંચળાં ચાલ્યા કરે, તે મન કહેવાય. બીજે કોઈ ઠેકાણે મન કહેવાતું જ નથી. એ તો મહીં મનમાં વિચાર આવ્યા જ કરવાના ખરા, પણ ધીમે ધીમે ફર્યા કરે. અને મતિ એ તો વસ્તુ જ જુદી છે. શ્રુતજ્ઞાન પરિણામ પામે ત્યારે મતિજ્ઞાન થાય.

## એ છે મનના પર્યાય !

અને મન તો હકીકત છે. એ કંઈ ગપ્પું નથી. તમને કેવું લાગે ? મન હકીકત છે કે ગપ્પું છે ?

**પ્રશ્નકર્તા :** તરંગ છે.

**દાદાશ્રી :** ન હોય તરંગ ! તરંગ તો મનના પર્યાય છે. અવસ્થા ઊભી થાય, તરંગી અવસ્થા. પેલો શેખચલ્લીનો દાખલો છે ને, તે એનું મન તરંગોમાં આવી ગયું. તરંગી અવસ્થામાં હતું. તે આ ઘી વેચી અને

નફો કરીશ. એમાંથી એક બકરી લાવીશ. એનાં બે બચ્ચાં થશે. પછી આમ ને આમ, મનતરંગ કર્યા કરતો'તો. એમ કરતાં કરતાં પૈસા આવશે. પછી બઈ પૈણી લાવીશ. પછી છોકરાં થશે. તે છોકરાં કહેશે, હેંડો પપ્પા જમવા. ત્યારે હું ના, ના કરીશ. તે પેલો ઘડો પડી ગયો. એ તરંગ કહેવાય બધા.

તરંગો તો અજ્ઞાનીને હોય. અજ્ઞાન છે ત્યાં સુધી તરંગ હોય. આ તો બધા શું છે ? અને એને આપણી ભાષામાં શું લખ્યું છે ? લેપાયમાન ભાવો. આ બધા ભાવો લેપાયમાન ભાવો છે. લેપ કરે. જગતને આ ભાવો લેપે છે. આ જગત શી રીતે ચાલે છે ? લેપાયમાન ભાવથી ચાલે છે. લેપાયમાન ભાવને પોતાના માને છે. એટલે આ લેપાયમાન ભાવોથી હું સર્વથા નિર્લેપ જ છું.

તમને વિચાર આવે જાતજાતના. તરંગો-બરંગો બધુંય આવે પણ એ બધા લેપાયમાન ભાવ છે. નિર્જીવ ભાવો છે, સહેજેય સજીવ નથી. તમામ લેપાયમાન ભાવોથી હું સર્વથા નિર્લેપ છું.

તરંગ જુદા, તર્ક જુદા, વિતર્ક જુદા. એ મનના તો એટલા બધા પર્યાય છે કે આખો સંસારસમુદ્ર ભરાઈ જાય એટલા છે. મનના પર્યાય હોય છે.

**પ્રશ્નકર્તા :** આ તમે એને પુદ્ગલ કહ્યું છે ને ? મનને પુદ્ગલ કહ્યું છે ને ?

**દાદાશ્રી :** મન કમ્પલીટ ફિઝિકલ છે.

**પ્રશ્નકર્તા :** તો એના સૂક્ષ્મ પર્યાયો છે બધા ?

**દાદાશ્રી :** એના બહુ જાતના પર્યાયો હોય. કોઈ ફેરો તરંગમાં હોય, કોઈ ફેરો તર્કમાં હોય. કોઈ ફેરો વિતર્કમાં હોય, કોઈ ફેરો વિચારમાં હોય, કોઈ ફેરો સદ્વિચારમાં હોય, કોઈ ફેરો દુર્વિચારમાં હોય, કોઈ ફેરો અવિચાર દશા ઉત્પન્ન થાય છે. એ ય મન છે. એ મનનો પર્યાય છે.

## નિર્વિચારીપદ, જ્ઞાનીનું !

**પ્રશ્નકર્તા :** માણસ 'થોટલેસ' (નિર્વિચાર) કેવી રીતે થઈ શકે ? એ અવસ્થા કેવી રીતે પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** એવું છે ને, 'આ' ઊંઘમાંથી જાગીએ ત્યારે થોટલેસ થવાય.

અમને વિચારવાનું ના હોય. અમારામાં થિંકિંગ પાવર (વિચાર શક્તિ) ના હોય ! બિલકુલ થિંકિંગ પાવર નહીં. જ્યારે છેલ્લી દશા, પોતાની દશા આવે ત્યાર પછી વિચારશક્તિ ત્યાંથી નિવૃત્ત થઈ જાય છે. સંસારનો એક વિચાર અમને હોય નહીં. અમારી નિર્વિચાર દશા હોય. વિચાર નામેય ના હોય. ધર્મ સંબંધીય વિચાર ના હોય અને સંસાર સંબંધીય વિચાર ના હોય. અમારી નિર્વિચાર દશા હોય. એટલે અમારું કાર્ય શું ? આ જ બધું કાર્ય. જ્યાં જઈએ ત્યાં પાણી છાંટવાનું. જગત પર જે અશાંતિ થઈ છે તે, એમાં પાણી છાંટ છાંટ કરવાનું.

## નિર્વિચાર દશા શક્ય ખરી ?

**પ્રશ્નકર્તા :** આ નિર્વિચાર થવાનું બધા કહે છે, કે નિર્વિચાર થાવ.

**દાદાશ્રી :** નિર્વિચાર એટલે શું ? વિચાર સહિત આત્મદશા. એનું નામ નિર્વિચાર દશા. આ લોકોને વિચારસહિત દેહાધ્યાસ છે. એટલે નિર્વિચાર ખોળે છે એ. પણ વિચારસહિત આત્મદશા એ જ નિર્વિચાર.

**પ્રશ્નકર્તા :** માણસ વિચારહીન બની શકે ખરો ?

**દાદાશ્રી :** આ જ્ઞાન પામ્યા એટલે તમે વિચારવિહીન તો થયેલા જ છો. પણ વિચારોમાં પાછા તમે તન્મયાકાર થવા દોડો છો. તમને એમાં મીઠાશ લાગે છે અને કેટલુંક તમારે ફરજિયાત કરવું પડે છે. નિર્વિચાર એટલે મનમાં બધી જાતનાં સ્પંદન થયા કરે, સ્ફૂરણા થયા કરે. એ અજ્ઞાનીનેય થાય અને જ્ઞાનીનેય થાય, મન તેનું તે જ. જ્ઞાનીને

ઓછી થાય, નાની કોઠી ફૂટે એમ ફૂટે. પેલાને ખૂબ થાય પ્રમાણમાં, ફુવારાબંધ ફૂટે. ફૂટે ઘણું, આવડી મોટી કોઠી ફૂટે. તે એની મહીં જે સ્ફૂરણા થાય, એ સ્ફૂરણાને અહંકાર, બુદ્ધિ વાંચે.

આ તો ત્યાં સર્કસ આવ્યું છે. ત્યાં જોવા જવાનું એવું મન બતાડે. એ ગમતી વાત આવે એટલે અહીંથી વિચરે પછી આ. કોણ વિચરે ? અહંકાર. અહંકાર ત્યાંથી વિચરે. વિચરે એટલે ત્યાંથી ખસી અને મહીં તન્મયાકાર થાય. એટલે એ વિચાર સ્ફૂરણામાં, મનમાં જઈ તન્મયાકાર થાય. એટલે એ વિચાર કહેવાય. વિચરે તો એ વિચાર, નહિ તો વિચાર નથી. તમે તમારી જગ્યાએ ઊભા રહો અને જોયા કરો તો એ વિચાર નથી. તમે જ્ઞાતા-દ્દષ્ટા રહો તો એ વિચાર નથી. તમે વિચરીને એની મહીં જોડે સંસાર માંડો તો એ વિચાર.

એટલે નિર્વિચાર થવાની જરૂર છે. પણ નિર્વિચાર એટલે મનમાં તન્મયાકાર નહીં થવું. મનમાં જે થયા કરે એમાં તન્મયાકાર નહીં થવું. મનમાં નિરંતર અધ્યવસાન થયા જ કરે. એની મહીં તન્મયાકાર થયા એટલે વિચાર થયા. એટલે નિર્વિચાર રહેવા જેવું છે. એ તો મન એની મેળે જેટલી શક્તિ છે, એટલા પ્રમાણમાં એને સ્પંદન થયા જ કરે ને ! જેમ દરિયો એના તરંગોમાં રમ્યા કરે છે એવી રીતે મન એનાં તરંગોમાં રમ્યા કરે છે.

## નિર્વિચાર - નિરાકુળ - નિરાલંબ !

**પ્રશ્નકર્તા :** નિર્વિચાર કરવાની ને પ્રજ્ઞાની સ્થિતિ, એ પ્રાપ્ત કરવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** હું તમને એ જ પ્રાપ્ત કરી આપું છું, મારી જે ભૂમિકા છે એ. તે તમને મારી નજીકમાં બેસાડી દઈશ. પછી થોડું કામ તમારે કરી લેવાનું.

**પ્રશ્નકર્તા :** આપની નજીકમાં હું કેવી રીતે બેસી શકું ? બેસી શકું જ નહીં ને ?

**દાદાશ્રી :** પણ મેં પાછળ રાખ્યા નથી. હું આ એક જ ડગલું આગળ રહું છું. મારી પાસે ચૌદ હજાર માણસ એવા છે કે જે મારી જોડે ને જોડે જ રહે છે ને હું એવો આગળ જાઉં એવો માણસ નથી. આ બધા કહે છે, 'દાદાજી, તમે પહેલાં મોક્ષે જશો ?' મેં કહ્યું, 'ના. તમને બધાને તેડીને જઈશ.' મારે શી ઉપાધિ ? હું મોક્ષમાં જ છું. નિરંતર મોક્ષમાં જ રહું છું.

**પ્રશ્નકર્તા :** જે નિરાકુળ હોય, એ નિર્વિચાર ને નિર્વિકલ્પ હોય જ ને ?

**દાદાશ્રી :** ના, એ તો બધું ગયું ત્યાર પછી નિરાકુળતા. બધું ગયા પછી નિરાકુળતા. નિરાકુળતા પછી નિરાલંબ થાય. આપણો મહાત્મા નિરાકુળ છે. માટે એ બધું નિર્વિચાર થઈ ગયું. બધું થઈ ગયું.

'નિર્વિચાર દશા, શૂન્ય અવકાશ રે,
નિર્વિશેષ પરિણામે મોક્ષાનંદ.'

આખો ક્રમિક માર્ગ વિચારદશા રૂપ છે. વિચારદશા એ ભ્રાંતિ છે. કારણ કે આત્માનું જે દર્શન છે ને, એની મહીં પુદ્ગલ ભળ્યું એટલે વિચાર થાય. આ નિર્વિચાર દશા, શૂન્ય અવકાશ, નિર્વિશેષ પરિણામ, મોક્ષાનંદ નિરંતર વર્તે. જ્યાં કર્તવ્ય નથી, વિચાર નથી એવું આ પદ આપેલું છે. અને ચિત્ત પરઘર છોડી પોતાના ઘરમાં આવે.

**પ્રશ્નકર્તા :** વારંવાર વિચાર શૂન્યતામાં જાય એનું શું કારણ ?

**દાદાશ્રી :** એટલે વિચારો ઊગતા નથી ફરી ? ના, તો એ બીજ ઉગવા લાયક નથી. આ આપણે દાણા નાખીએ ને, તેમાં અમુક દાણા ઊગે ને બીજા અમુક ના ઊગે. પાણી છાંટીએ, બધુંય સાધન હોય પણ ના ઊગે. એવા વિચાર કેટલાક નિર્વંશ થાય મહીં. એ તો સારું ઊલટું, આપણે તો નિર્વંશ કરવા જ બેઠા છીએ ને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી નિર્વિચાર દશા શરૂ થાય છે ?

**દાદાશ્રી :** એકલી નિર્વિચાર દશા જ નહીં, નિર્વિકલ્પી એ જ નિર્વિચાર દશા.

## વિચર્યો એ વિકલ્પ !

એટલે આ તો હોતું જ નથી કોઈ વખત. આ તો કો'ક જ વખત હોય. નહીં તો નિર્વિકલ્પી શબ્દેય લખવાનો રાઈટ નથી કોઈને. આ તો લોકો લઈ પડ્યા છે બાવા બધા કે નિર્વિકલ્પી હો ગયા, નિર્વિકલ્પી હો ગયા. અરે, ક્યા નિર્વિકલ્પી હો ગયા ? કરોડ અવતાર થશે તોય નહીં ઠેકાણું પડે.

મનનો ધર્મ જ વિચાર કરવાનો છે. તે એથી કરીને સંકલ્પ-વિકલ્પ કહેવાતા નથી. પણ મનના ધર્મને જો આપણો ધર્મ માનીએ કે, મને વિચાર આવ્યા, તે એ સંકલ્પ-વિકલ્પ કહેવાય છે.

હવે એ વિચર્યો તે ઘડીએ વિકલ્પ કહેવાય. તન્મયાકાર થયો કે એની સાથે વિકલ્પ, બીજો વિશેષ કલ્પ કર્યો આ. પોતે કલ્પસ્વરૂપ તેને બદલે આ વિકલ્પ કર્યો, વિશેષ કલ્પ કર્યો. અને વિચર્યો નહીં ને મનને જોયું એ નિર્વિકલ્પ. જેટલો વખત વિચર્યો એટલા વિકલ્પ. વિકલ્પનો અર્થ સમજાયો ને ?

તમારે નિર્વિકલ્પ થવાનું છે. તમે નિર્વિકલ્પી થયા એટલે મનમાં શું થાય છે, એ અધ્યવસાન દેખાયા કરે. બસ, એને જોયા કરો.

**પ્રશ્નકર્તા :** એટલે જોયા કરે, એને જ નિર્વિકલ્પી અવસ્થા સમજવી ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** નિર્વિકલ્પી એટલે બિલકુલ વિચારશૂન્યતા નહીં ?

**દાદાશ્રી :** ના, વિચાર તો ભલેને રહ્યા. છોને રહ્યા. મન કૂદાકૂદ કરે. મન એક્ઝોસ્ટ થયા જ કરે છે. મન જીવતું છે ને, તે આ દેહ છે ત્યાં સુધી મન જીવ્યા કરે. ભગવાન મહાવીર છેલ્લી દશામાં હતા

તો ય પણ એમનું મન જીવતું જ હતું.

## સંકલ્પ-વિકલ્પ કાઢે જ્ઞાની !

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે જલેબી ખાવાનો વિચાર આવે છે. એ અહંકારને ગમ્યો એટલે અહંકાર સંકલ્પ કરે છે કે આમ જ હોવું જોઈએ ?

**દાદાશ્રી :** હા, તે ઘડીએ સંકલ્પ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો વિકલ્પ કોને કહેવાય ?

**દાદાશ્રી :** હું માલિક છું, હું શેઠ છું એ વિકલ્પ અને મારું છે એટલે સંકલ્પ.

**પ્રશ્નકર્તા :** તો મનમાં એકલા વિકલ્પ નથી ?

**દાદાશ્રી :** મનમાં કશું છે નહીં બિચારું.

**પ્રશ્નકર્તા :** અહંકાર જ સંકલ્પ-વિકલ્પ કરે છે ?

**દાદાશ્રી :** હા. અહંકાર એ જ સંકલ્પ-વિકલ્પ કરે છે. તે જગત આખું એમ સમજે છે કે મનમાં વિચાર આવે છે, એ જ સંકલ્પ-વિકલ્પ છે. અલ્યા, એ ન હોય ! જ્ઞાની પુરુષની પાસે ઓળખ. ઊલટાં આ તારાં મા-બાપ મૂકી, પારકાં મા-બાપને શું કામ મા-બાપ, મા-બાપ કર્યા કરે છે ? તે પોતાનાં મા-બાપ રખડી મર્યા એવું થઈ ગયું આ. મહીં પ્યાલા ફૂટી જાય તો 'શું ફૂટ્યું ?' કહેશે. પ્યાલા ફૂટી જાય તો મન ચંચળ થાય ને ?

**પ્રશ્નકર્તા :** ક્ષણિક થાય.

**દાદાશ્રી :** અને અમારે તો ક્રોધ-માન-માયા-લોભનો સંપૂર્ણ ત્યાગ, રાગ-દ્વેષનો સંપૂર્ણ ત્યાગ. એટલે અમને વિચાર ના આવે કોઈ જાતનો, નિર્વિચાર દશા. એક કલાક તમે એવી દશામાં આવો તો કેટલી મજા આવે ? અમારે નિર્વિકલ્પ દશા. અમને વિકલ્પેય ના આવે ને સંકલ્પેય

ના આવે. પછી ત્રીજી નિરીચ્છક દશા. ઇચ્છા કોઈ પ્રકારની નહીં. તમારે તો કેટલા પ્રકારની ઇચ્છાઓ હશે ?

**પ્રશ્નકર્તા :** સર્વ પ્રકારની.

**દાદાશ્રી :** તે અમુક લિમિટ હશે ને ? અમુક ઉંમર સુધી જ રાખવાની ને ? પછી તો રાખવાની નહીં ને ?

**પ્રશ્નકર્તા :** એવું કંઈ છે નહીં. 'એજ' (ઉંમર) સાથે એની કંઈ લિમિટ હોતી જ નથી. લિમિટલેસ છે એ તો.

**દાદાશ્રી :** તો પછી આપણે કરવાની શું એ ઇચ્છાને ? જ્યારે આપણાથી કશું વળે એવું ના હોય, ઊભુંયે ના થવાતું હોય ત્યારે એ ઇચ્છાને શું કરવાની ?

**પ્રશ્નકર્તા :** તો પણ ઇચ્છા જતી નથી.

**દાદાશ્રી :** ઇચ્છાને કહીએ, તું જતી રહે અહીંથી. તમારે સંકલ્પ-વિકલ્પ કાઢવા છે કે નથી કાઢવા ? નિર્વિકલ્પી થવું છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો તમારે આ બધું વિજ્ઞાન સમજવું પડશે.

**પ્રશ્નકર્તા :** પણ ત્યારે સંકલ્પ-વિકલ્પ થયા કરે કે આ સાચું ને આ ખોટું.

**દાદાશ્રી :** સંકલ્પ-વિકલ્પ બંધ કરે એ જ્ઞાની પુરુષ ને આપણા સંકલ્પ-વિકલ્પ બંધ થઈ ગયા કે મુક્તિ થઈ ગઈ.

સંકલ્પ-વિકલ્પ તમારે બંધ કરવા છે કે થોડા રહેવા દેવા છે ? થોડા રહેવા દો ને, કામ લાગશે ? સંકલ્પ-વિકલ્પ બંધ થઈ જાય તો તમે નિર્વિકલ્પ સમાધિમાં રહો.

## મનનું વિરોધાભાસી વર્તન !

આ ટેમ્પરરી એડજસ્ટમેન્ટમાં કંટાળો નથી આવતો ?

**પ્રશ્નકર્તા :** માણસની મનની સ્થિતિ કેવી છે, એના ઉપર આધાર રાખે છે.

**દાદાશ્રી :** મનની ગમે તેવી સ્થિતિ હોય, પણ મન ક્યારે બગડે એનું, કહેવાય નહીં ને ! ગમે તેવો માણસ હોયને, કારણ કે મનનો સ્વભાવ કેવો છે ? જગતના લોકો એના સ્વભાવથી જરા અજાણ છે. એટલે એમ સમજે છે કે હવે વાંધો નહીં, મારું મન સારું થઈ ગયું.

પણ અહીં આગળ ગજવું કાપે, ત્યાં પછી દાન આપી દે એટલે મનનો સ્વભાવ એવો છે. ઘડીમાં રાક્ષસી થઈ જાય છે, ઘડીમાં દયાળુ થઈ જાય છે. ઘડીમાં ચોર થઈ જાય છે, ઘડીમાં દાનેશ્વરી થઈ જાય છે. મનનો સ્વભાવ કોઈ ડિઝાઈન કરી શકે તેમ નથી. તે ડિઝાઈનમાં આવે એવી વસ્તુ નથી. તમારે તમારી મેળે જોયા જ કરવાનું કે શું થઈ રહ્યું છે. મન શું વિચાર કરે છે ને શું નહીં. ઘડીકમાં મન દાન આપવાના વિચાર કરે, ઘડીકમાં ચોરી કરવાના વિચાર કરે, બન્નેય વિરોધાભાસી વિચાર આવે, એનું નામ જ મન.

'ભરતી-ઓટ મનસાગરની, નિશ્ચિત અને વ્યવસ્થિતમાં.'

ભરતી-ઓટ મનસાગરની નિશ્ચિત અને વ્યવસ્થિત છે. હા, મન છે તે એમાં બધી જાતનો માલ નીકળે. વિરોધાભાસ સ્વભાવનું છે. ઘડીકમાં પૈણવાનો વિચાર આવે, પછી રાંડવાનો વિચાર આવે. આમ ગજવું કાપે અને તેને ગજવામાંથી ત્રીસ જ રૂપિયા હાથમાં આવ્યા હોય, તે બહાર નીકળે ને કોઈ પતિયો દેખે કે તરત જ દસની નોટ આપી દે. અલ્યા, પતિયાને આપવા હારુ જોખમ ખેડ્યું ? તે મનનો સ્વભાવ હું તમને કહું છું. પછી વીસ વધ્યાને, તે ઘેર ગયો. ત્યારે એની બેન આવી હોય, તો એ જાણે કે ઓહોહો, બેન ઘણે દહાડે આવી છે, તે વીસ રૂપિયા બેન તું લેતી જા. આવું ! એટલે વિરોધાભાસ હોય. તેથી લોક અકળાઈ જાય ને ! તેય કાયદેસર છે, વ્યવસ્થિતમાં. નવું કશું ના આવે એમાં.

## માંડે મન સંસાર જંગલમાંય !

આ તો અહીં બેઠાં હોય ને, આ તો સારું છે મારી રૂબરૂમાં બેઠાં, તે જરાક અહીંયા મન ઠેકાણે રહે પણ બીજી જગ્યાએ જો કદી ગયા હોય ને, બીજી સભામાં કે કથામાં ગયા હોય ને, તો ત્યાં મન પાછું ઘરના વિચારમાં પડેલું હોય ને એ સભામાં બેઠો હોય મૂઓ. આ માણસ જ કેમ કહેવાય ? આપણું મન આપણી જગ્યા છોડીને બીજામાં જાય એટલે માણસ જ કેમ કહેવાય ?

અત્યારે કેમનું છે મન ? કૂદાકૂદ કરે છે ? અત્યારે છાનું બેઠું છે ને ? આવું બેસી રહે તો સારું પડે ને ? હા. તો તો પછી ત્રણ લોકનું રાજ મળ્યું હોય તેવું સુખ થાય ને ?

**પ્રશ્નકર્તા :** હા, જરૂર થઈ જાય.

**દાદાશ્રી :** અને એબ્સંટ (ગેરહાજર) ના થવું જોઈએ. એ હાજરી, એબ્સંટ થાય તો તો ખલાસ થઈ ગયું. એ એબ્સંટ થાય તો આપણને હઉ એબ્સંટ કરી નાખે. એટલે 'હાજર રહો' એમ કહીએ.

મનને શેમાં રાખવું ? જો દેરાસરમાં નહીં રાખો તો બગીચામાં પેસી જશે. બગીચામાં નહીં રાખો તો ગટરમાં પેસી જશે. એવો મનનો સ્વભાવ છે. આખા સંસારની મમતા નડતી નથી, એને ઘરની મમતા નડે છે. એક બૈરી ને બે છોકરાં ને બાપ, આ ચાર જણની મમતાને લઈને એ કંટાળે છે અને તે પછી હિમાલયમાં નાસી જાય છે. એકાંત થાય તો મને ભગવાન મળે. તે ત્યાં ગયા પછી શું થાય છે કે એકાંત તો મળી ગયું. તે પછી ઝૂંપડી બનાવે. તે ઝૂંપડીની જરૂર તો ખરીને ? આવશ્યક છે, આવશ્યક પર વાંધો ના હોય. અનાવશ્યકમાં વાંધો હોય. એ ઝૂંપડી બનાવે તેનો વાંધો નથી. પછી કોઈ સાધનામાં બેસે. આ છે તે પાછો ઝૂંપડીની બહાર તુલસી રોપે. પછી એક જણ આવે તે કહે કે બાવાજી, આ તુલસી જોડે ગુલાબનો છોડ રોપતા હો તો કેવું સરસ લાગે ? તે કહે કે 'મળશે ગુલાબ ?' ત્યારે એ કહે કે 'હા, લાવી આપું.' તે ગુલાબનો છોડ રોપ્યો. અને પછી સાધના કરવા માંડ્યા. એ થોડા

દા'ડા પછી આવડો તુલસીનો છોડ થયો, ગુલાબનો થયો, તે ખુશ થયા. તુલસીનાં બે પાન નાખી સવારમાં ઉકાળો-બુકાળો પીવે. પછી એક દા'ડો ઉંદરડો આવીને તુલસી કાપી નાખી. એટલે બાવાજી પાછા પઝલમાં પડ્યા, યે ક્યા હુઆ ? ત્યાર હોરો કોઈક આવીને ઊભો રહ્યો. 'બાવાજી, આ તો ઉંદરડે કાપી નાખ્યું લાગે છે.' 'તો ફીર ક્યા કરેગા ?' તો કહે કે 'બિલાડી પાળો એક.' ત્યારે મૂઆ ઘેર ચાર ઘંટ મૂકી અહીં નવા ઘંટ વળગાડ્યા. તુલસીનો ઘંટ, ગુલાબનો ઘંટ, પાછો બિલાડીનો ઘંટ. એટલે અમે કહીએ કે એકાંત ખોળશો નહિ. એકાંતમાં મન બધા જાતજાતના ઘંટ વળગાડશે. ભીડમાં જ રહેજો. એકાંત તો કો'ક દા'ડો. જેમ સંડાસ જવાનું, તો કાયમ સંડાસમાં બેસી રહેવાનું ? એના જેવું એકાંત છે. થોડીવાર નિરાંત થાય એટલાં હારુ એકાંત છે.

**પ્રશ્નકર્તા :** પણ મનને કાઢી નાખવું કેવી રીતે ?

**દાદાશ્રી :** એ નથી નીકળે એવું. ત્યાં એકાંતમાં જશે ને તેની કરતાં આ ભીડમાં સારું પડે. આપણે અહીં આ ભીડમાં મોટા મોટા કલેક્ટરો જેવા હોય છે ને, તે કલેક્ટર અહીં ગાડીમાં ઊભો હોય ને તમારો પગ એના પગ ઉપર પડે તો એ 'પ્લીઝ, પ્લીઝ' બોલ્યા કરશે. આ ભીડને લઈને આવું બધું થયું છે. આ વિનય ક્યાંથી પ્રગટ થશે ? ભીડમાં વિનય પ્રગટ થાય. ભીડમાં બધા ગુણ ઉત્પન્ન થાય. ભીડમાં પેલી ચોરીઓય થાય, પણ આ ગુણોય ઉત્પન્ન થાય. આ ડેવલપ થઈ રહ્યું છે અત્યારે.

અત્યારે આ ડેવલપ થઈ રહ્યું છે. આ લોખંડનાં બીડ ગાળવાનાં કારખાનાં હોય છે ને, તે બીડના આવડા આવડા દાગીના બનાવે છે. પછી એને મોગરા વળગેલા હોય છે. આમ એને કાઢવા માટે ટંબલીંગ બેરલ ફેરવે છે. એટલે બેરલ ખરુંને, તેની મહીં ભેગા નાખી દે અને પછી ઈલેક્ટ્રિકસિટીથી ચાલ્યું બધું. ઘરરરર... ઘટર ફર્યા કરે ને તો મહીં અથડાઈ અથડાઈ અથડાઈને બધા મોગરા તૂટી જાય. એવું આ અત્યારે નેચરનું (કુદરતનું) ટંબલીંગ બેરલ ફરી રહ્યું છે. મોગરા તોડી નાખે પછી બહાર કાઢે, ફર્સ્ટ ક્લાસ થશે.

ઊંધા વિચારો બેસાડે છે, તેમાં જ લોકો રમ્યા કરે છે. એ સારું થયું કે અંગ્રેજોના આવ્યા પછી આપણી વિચાર શ્રેણી ફરી અને બધું હલાવ્યું. તે કેળવાયેલો લોટ થયો. પહેલાં તો ભાખરીયે ના થાય એની. આ વેઢમી થાય એવો લોટ કેળવાયો છે. હવે થોડા કેળવનારા મળી આવેને, બહુ સરસ.

મન શેમાં એડજસ્ટ (ગોઠવવું) કરવું એ મોટામાં મોટો સવાલ છે ને ? મન તો લઈ જઈએને આપણે ? આ હિમાલયમાં મન લઈ ગયા, તે મન હવે એડજસ્ટ શેમાં કરવું ? કંઈ મન એકાંતમાં એકાંત ભોગવે છે કોઈ દહાડોય ? એકાંતમાંયે મન કાંઈ પાંસરું રહેતું હશે ? વધારેમાં વધારે દિશામાં ફરતું થાય. એ તો ભીડમાં છૂટ થઈ કે મન ચગ્યા કરે કે આ લાવું ને તે લાવું, જે બંધન છે એ છૂટ્યું કે વિકલ્પોના નાદ ઉપર ચઢી જાય. આમ વિકલ્પોની પરંપરા ઊભી થાય.

❖ ❖ ❖

# (૮)

# અંતે ખોળ્યાં, મનનાં ફાધર-મધર !

## દીધું મન પ્રભુએ ?

આ તો લોકોએ કહ્યું કે મન તો ભગવાને આપ્યું છે. પણ ભગવાન નામનો ઉપર કોઈ હતો જ નહીં. પછી આપનારો કોણ ? તે આપનારો હોય તો પછી પાછો લેનારો હોય કોઈક. કોઈ આપનારોય નથી ને લેનારોયે નથી. જે છો તે તમે જ છો. આ મનની વાત બહાર પડી જ નથી અત્યાર સુધી. એ આપણે જ બહાર પાડી.

આ તો આપણે લીધે ઊભું થયેલું હોય તો આપણને એનો નિકાલ કરતાં આવડે. પણ એ વાત લોકો જાણતા જ નથી. લોક તો બધું, આખું જગત શું કહે કે આ મન ભગવાનનું આપેલું છે. અરે મૂઆ, ભગવાનનું આપેલું હોય તો તે કઈ કંપનીમાં બનાવ્યું એ મને કહે ? અને તે બધાનું સરખું હોય. પણ આ જુદું જુદું કેમ ? આ તો એમ જાણે કે ભગવાન ઉપર નવરો બેઠો બેઠો ઘડતો હશે ! ભગવાન તો એવું મન ક્યાંથી લાવે ? આ બધું તારું ઊભું કરેલું તંત્ર છે.

## મન ક્યાંથી જન્મ્યું ?

વોટ ઈઝ માઈન્ડ (મન શું છે ?) હુ ઈઝ ધી ફાધર એન્ડ મધર

ઓફ માઈન્ડ ? (મનનાં માતા-પિતા કોણ છે ?) એનાં મા-બાપને ના જાણવાં જોઈએ ? કોનો આ છોકરો ? કેમ બોલતા નથી ?

**પ્રશ્નકર્તા :** કષાય !

**દાદાશ્રી :** ભાઈની વાત ખરી છે પણ એ ગપ્પામાં જાય પછી ત્યાં.

મનનો એમ ને એમ તો જન્મ થાય નહીં. અમે તમને એમાં રૂપરેખા આપીએ; આખું તમને સમજાવી ના શકીએ. કારણ કે બીજું બધું અવર્ણનીય છે, શબ્દોથી વર્ણન કરી શકાય એવું નથી. એટલે જેટલું વર્ણન કરી શકાય એટલું કહીએ છીએ. આ મન, એનાં મા-બાપ હું જાણી ગયો છું. આની મા કોણ, એનો બાપ કોણ અને કેવી રીતે આ જન્મ્યું, એ હું જાણું છું. તે એમ શીખી જાય મારી પાસેથી કે આની મા કોણ, બાપ કોણ તો પછી મન જન્મે નહીં.

અત્યારે મનને કંટ્રોલ કરવું હોય તો પછી શું રસ્તો ?

**પ્રશ્નકર્તા :** શામ, દામ, દંડ, ભેદથી કાબૂમાં લેવાનો પ્રયત્ન કરવાનો.

**દાદાશ્રી :** એમના કાબૂમાં તો આપણે આવ્યા છીએ. પણ મનને સમજાવનાર-પટાવનાર કોણ ? પોતે ?

**પ્રશ્નકર્તા :** અંદર બેઠેલો.

**દાદાશ્રી :** એ કોણ અને એ કોને ત્યાંથી લાવ્યો ? આ સેલ્ફમેડ (જાતે બનેલી) વસ્તુઓ છે, ભગવાને નથી કરી. વર્લ્ડ જ સેલ્ફ પ્રોડક્શન (પોતાનું ઉત્પાદન) છે. એટલે કોઈ બાપોય આપનાર છે નહીં. ફાધર-મધર કોણ એ નહીં જાણવું જોઈએ ? એનો જન્મ શી રીતે થયો તે ? મા-બાપ વગર જન્મ થાય ખરો ? એમ ને એમ કોઈ વસ્તુનો જન્મ થાય નહીં. મનનાં જે ફાધર અને મધર છે, એને જો ઓળખે તે ભગવાન થાય.

## એ ના જડે અમેરિકન સાયન્ટિસ્ટોને !

પછી અમેરિકામાં સાયન્ટિસ્ટોને (વૈજ્ઞાનિકો) અમે કહ્યું, કે 'હુ ઈઝ ધી ફાધર એન્ડ હુ ઈઝ ધી મધર ઓફ માઈન્ડ ?' ત્યારે કહે છે, 'અરે, એવું પૂછવાનું જ નહીં. માઈન્ડ તો ભગવાને આપેલું.' મેં કહ્યું, 'ન હોય. ભગવાન કંઈ નવરો છે ? એણે માઈન્ડનાં કારખાનાં કાઢ્યાં છે કે દરેકને માઈન્ડ અક્કેકુ આપે ?' એટલે આવું કોઈ આનો કરનાર નથી. મનનો બનાવનાર કોઈ છે જ નહીં.

મન કંઈ ભગવાને બનાવ્યું નથી. ભગવાન આવું બનાવે નહીં. ભગવાન બનાવેને, તો એય કુંભાર થઈ જાત, ને એનો વેષ અવળો થઈ પડત. ભગવાન તો 'આ કુંભાર' શું કરી રહ્યો છે એ જોયા કરે છે. જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી. મહીં બેઠા છે ને જોયા કરે છે.

**પ્રશ્નકર્તા :** એ સાયન્ટિસ્ટોએ પહેલાં માઈન્ડની વાત કરી અને પછી કહે છે, માઈન્ડ જેવું કોઈ તત્ત્વ જ નથી.

**દાદાશ્રી :** ના, એવું તો કોઈ ના કહે. માઈન્ડ જ ના હોય એવું કહે છે ?

**પ્રશ્નકર્તા :** એ કહે છે કે જેને તમે મન કહો છો એ આ શરીરનું કર્તવ્ય છે.

**દાદાશ્રી :** પણ એને 'માઈન્ડ' શબ્દ તો બોલેને ! કોઈ મન બોલે, કોઈ માઈન્ડ બોલે, પણ એમની ભાષાનો શબ્દ તો બોલેને ?

એટલે મન તો મુખ્ય વસ્તુ છે. મનને લઈને જ જગત આ ચિંતા ને કકળાટમાં પડ્યું છે. એટલે મન એમનું દુશ્મન જ છે. એ મનના ફાધર-મધર કોણ, કહો. એ તમારે શાસ્ત્રમાં કોઈ જગ્યાએ વાંચવામાં આવેલું ?

**પ્રશ્નકર્તા :** ફાધર-મધર એને લાગે જ નહીં ને ! આ તો રૂપક છે.

**દાદાશ્રી :** મન રૂપક છે ?

**પ્રશ્નકર્તા :** આ ફાધર-મધર એ રૂપક છે.

**દાદાશ્રી :** ના. પણ મનનું જન્મસ્થાન તો હશે જ ને ? આ દુનિયામાં કોઈ પણ ચીજ અજન્મા નથી, એક ફક્ત છ ચીજ સિવાય, ઈટર્નલ (શાશ્વત) સિવાય. બીજી બધી જન્મે છે. એટલે મન-બુદ્ધિ બધું જન્મેલું છે. મેં પુસ્તકમાં લખ્યું છે કે હુ ઈઝ ધી ફાધર ઓફ માઈન્ડ એન્ડ મધર ઓફ માઈન્ડ. એ સાયન્ટિસ્ટોએ જવાબ આપવો પડશે, એવા પાંચ-દસ પ્રશ્નો અમે કાઢી રાખ્યા. એક-બે સાયન્ટિસ્ટ ભેગા થયા'તા, પણ એમને ના ફાવ્યું.

## એ નથી મા-બાપ એનાં !

**પ્રશ્નકર્તા :** ઈન્દ્રિયોમાં મન 'હું' છું, એનો ફાધર-મધર કોણ હોઈ શકે ?

**દાદાશ્રી :** 'હું'નો પાછો ફાધર જ હોયને. ઈન્દ્રિયોનું ઉપરી મન થયું. એ તો એમ કહેવામાં આવે છે કે, મન એટલે ઈન્દ્રિયોનું ઉપરી. 'હું' દરેક બાબતમાં ઉપરી, 'હું' છું એમ કહે છે પણ એ ખરેખર પોતે નથી, એનાં ફાધર-મધર છે. ફાધર ના હોય તો આવે ક્યાંથી ? દરેક વસ્તુનાં ફાધર-મધર હોય.

**પ્રશ્નકર્તા :** મનનાં મધર અને ફાધર, બુદ્ધિ અને અહંકાર છે.

**દાદાશ્રી :** એ રૂટ કોઝ (મૂળ કારણ) નથી, રૂટકોઝ હોવું જોઈએ. કોણ ફાધર મૂઓ છે ?

**પ્રશ્નકર્તા :** આપણે પોતે જ.

**દાદાશ્રી :** એવું નહીં. તમે પોતે હોય તો તમારું નામ જ ના દે ને, પજવે જ નહીંને તમને.

## આ છે, મનનાં ફાધર-મધર !

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે જાણવું ?

**દાદાશ્રી :** કોઈને પૂછવું, કોઈ પુસ્તકમાં ફાધર-મધરનું નામ લખેલું નથી ?

**પ્રશ્નકર્તા :** દુનિયાના કોઈ પુસ્તકમાં નથી લખ્યું, દાદા. એ આપની પાસે જ છે.

**દાદાશ્રી :** ફાધર-મધર ના હોય તો માઈન્ડ હોય જ નહીં. ફાધર-મધર છે જ. કોણ ફાધર છે તે તમે જાણો છો ? ચા મોળી આવે તો 'ચા મોળી છે' એવો અભિપ્રાય આપો કે ના આપો ?

**પ્રશ્નકર્તા :** આપીએ.

**દાદાશ્રી :** એ ઓપિનિયન ઈઝ ધી ફાધર ઓફ માઈન્ડ એન્ડ લેંગવેજ ઈઝ ધી મધર ઓફ માઈન્ડ. (અભિપ્રાય એ મનના પિતા છે અને ભાષા એ મનની માતા છે.) જે લેંગવેજમાં તમે ઓપિનિયન આપો છો એ લેંગવેજ મધર છે અને ઓપિનિયન ફાધર છે. ઓપિનિયન ના હોય તો મન હોય નહીં. આ દુનિયામાં પહેલી વખત બધા ફોડ પડ્યા; એક્ઝેક્ટનેસમાં (યથાર્થતાએ) !

મનના ફાધર અને મધર કોઈને જડ્યાં જ નથી. વર્લ્ડ (દુનિયા) હશે ત્યારથી નથી કહેવાયું. તે આ પહેલી વખત માઈન્ડના ફાધર-મધર કહેવામાં આવે છે. એટલે આ અભિપ્રાય આપે તો મન ઊભું થઈ જાય. અભિપ્રાય આપવાની લોકોને ટેવ હોય છે ?

**પ્રશ્નકર્તા :** હોય છે.

**દાદાશ્રી :** તેનાથી આ મન ઊભું થયેલું છે, બીજું કશું નહીં.

## ફાધર-મધર છેટાં, તો જન્મે ના બેટા !

અત્યારે આપણે મન બંધ કરવું હોય, બે-ચાર અવતારમાં મન બંધ કરી દેવું હોય, તો એનો રસ્તો હશે ખરો ?

**પ્રશ્નકર્તા :** કોઈ સ્વીચ હશેને, ઑફ કરવાની.

**દાદાશ્રી :** આખું જગત મનને આઘુંપાછું કરવા માગે છે. અલ્યા, ફાધર-મધરને ખોળને તો આઘુંપાછું થઈ શકે. પછી એના મધર ને ફાધરને ભેગા જ થવા ના દઈએ, તો ફરી ઊભું ક્યાંથી થાય ? એક અવતારમાં જ આવી સમજણ કરે તો ફરી બીજા અવતારમાં મન જ ઊભું થાય નહીં. મન આપણા વશમાં રહે, એવું સાધારણ મન રહ્યા કરે.

ભાષા એ મધર છે. ભાષા બોલવાની, પણ અભિપ્રાય નહીં રાખવાનો. આ ખરેખર ગેરેન્ટેડ વાત છે. જો ઓપિનિયન બંધ કરી દો તો તમારું મન એક-બે અવતાર પૂરતું થોડું, થોડું, થોડું થઈને બે અવતારમાં ખલાસ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** પણ માઈન્ડ જે છે, એ તો આગળનું ચાર્જ કરેલું એ ડિસ્ચાર્જ થાય છે ને ! એમાં આપ જે અત્યારે કહો છો, ઓપિનિયન અને લેંગવેજ, એ અત્યારની વાત થઈ, એટલે કે આવતા ભવનું માઈન્ડ અટક્યું ?

**દાદાશ્રી :** નવું માઈન્ડ અટક્યું. જે જન્મ પામી ગયેલું છે, એ તો ફળ આપ્યા વગર રહે નહીં. નવું જન્મ પામતું બંધ થઈ જાય, એનાં ફાધર-મધરને ઓળખીએ તો. એ પ્રમાણે વર્તન રાખીએ. ફાધર-મધરને જુદા રાખીએ તો એમાં પછી છોકરાનો જન્મ થાય નહીં. વાત સમજવા જેવી છે. બહુ ઊંડી વાત છે, ઝીણી વાત છે.

**પ્રશ્નકર્તા :** આ તો આપે બહુ સાયન્સની વાત કહી.

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને, અભિપ્રાય ના હોય તો છોકરાં હોય જ નહીં ને ! એટલે અભિપ્રાય ઈઝ ધી ફાધર. આ સહેલામાં સહેલી વાત. બાકી, મનનું કોઈ નિરાકરણ કરી શકે નહીં. આ વર્લ્ડમાં કોઈએ કરેલુંય નથી ને કરી શકશેય નહીં. મનનું નિરાકરણ, પહેલામાં પહેલું આ બહાર પડ્યું છે.

તમે કાલે સવારે અભિપ્રાય બાંધવાના છોડી દો તો મન બંધ થઈ

જાય. કોઈ અભિપ્રાય બાંધો કે તરત નવું મન આગળનું ઉત્પન્ન થઈ જશે. બસ, અભિપ્રાય જ છે. મનને બહુ મોટી ચીજ ગણવામાં આવી છે, પણ એ અભિપ્રાયોથી મન ઊભું થયું છે.

## શું ઈચ્છામાંથી મન નહિ ?

આપણે જે ઓપિનિયન આપીએ છીએ દરેક બાબતમાં, એનાથી દ્વન્દ્વોનું સર્જન થાય છે અને દ્વન્દ્વોના સર્જનથી મનનું સર્જન થાય છે. એ ઓપિનિયન બંધ થયો એટલે મન બંધ થઈ ગયું. આપને સમજમાં આવે છે ?

**પ્રશ્નકર્તા :** પણ મન ઈચ્છામાંથી નથી થતું ?

**દાદાશ્રી :** એ ઈચ્છા ઓપિનિયનમાંથી જ થઈ છે બધી. ઈચ્છાનો વાંધો નથી. તમે જલેબી ખાવ તેનો વાંધો નથી. તેથી મન ઊભું થતું નથી. તમે ઓપિનિયન આપો કે 'સારી છે' એટલે મન ઊભું થાય. ઈચ્છાઓ અને મનને કશું લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** આગળ જવાની ઈચ્છા થઈ પણ 'જવાશે કે નહીં' એ દ્વન્દ્વ ઊભો થયો ને ?

**દાદાશ્રી :** એ દ્વન્દ્વ ઊભો ના થવો જોઈએ. એ દ્વન્દ્વો ઊભા ના થાય તેટલા માટે ઓપિનિયન બંધ કરી દેવાના તો મન બંધ થઈ જાય.

મનની મધર દરેકની પોતપોતાની લેંગવેજ છે. મધર વગર પછી અભિપ્રાય શી રીતે આપે ? શબ્દ વગર ?

**પ્રશ્નકર્તા :** એટલે બન્ને ભેગાં હોય તો જ માઈન્ડ થાય.

**દાદાશ્રી :** તમે અભિપ્રાય આપતા બંધ થઈ જાવ. વગર કામનો તમારો અભિપ્રાય આપો છો. તમારે લેવા નહિ, દેવા નહિ. 'આ સારું ને આ ખોટું' - અરે, પણ તમારે શું લેવાદેવા ? એ સારું-ખોટું એ ફિલ્મોનું છે, સીનેમાનું (પ્રકૃતિનો ભરેલો માલ) છે. આપણે તો ત્યાં સુધી કે 'ફલાણા ભાઈ ગયા તે સારું છે ને આ ભાઈ આવે તો સારું

છે !' અલ્યા, તમારે લેવાદેવા વગર મન શું કરવા ઊભું કરો છો, વગર કામના ? તમારી બાઉન્ડ્રીનું મન ઊભું કરો, કરવું હોય તો. આ ઠેર ઠેર મન ઊભું કર્યું ? તમારા મનની બાઉન્ડ્રી (હદ) કેવડી ? મોટી છે કે નાની છે ?

**પ્રશ્નકર્તા :** નાની છે.

**દાદાશ્રી :** હા, તે એવી જોઈએ. કેવી સરસ નાની બાઉન્ડ્રીમાં આ નિરાંતે રહે છે ! નાનું છાપરું, બગીચા સાથે બાંધી તેમાં રહે છે. અને તમે તો મેડે, બીજે માળે, ત્રીજે માળે રહો છો, બગીચોય નહિ. 'ફલાણો થયો કે નહિ', તેમાં કશામાં ઊંડા ઉતરે જ નહિ. પોતાની બાઉન્ડ્રી પૂરતું જ. ત્યારે જ બધી ગિફ્ટ આવે ને ! અને પેલા દોઢડાહ્યાને ભાગે કશુંય નહિ.

**પ્રશ્નકર્તા :** સવારથી સાંજ સુધી એક વસ્તુ માટે ચાર-ચાર વખત અભિપ્રાય બદલે.

**દાદાશ્રી :** એના કરતાં તો કોલેજનું સર્ટિફિકેટ સારું કે ફરે નહીં ને ! અને આમનાં સર્ટીફિકેટ ફરી જાય.

**પ્રશ્નકર્તા :** આપે બહુ સરળ ભાષામાં આપ્યું કે અભિપ્રાય બાંધશો નહીં, નહીં તો મન ઊભું થશે.

**દાદાશ્રી :** હા, અભિપ્રાય જ આ બધું કામ કરી રહ્યો છે. આખું મન જ અભિપ્રાયથી બંધાયેલું છે. તેમાં પાછા નવા અભિપ્રાયો બંધાય છે. એટલે આ ફસામણ નથી નીકળે એવી. એ તો 'જ્ઞાની પુરુષ', જે પોતે મુક્ત થયેલાં હોયને, તે જ આપણને મુક્ત કરે.

એટલે ગમે તેટલાં કારણો હશે, પણ મુખ્ય કારણ શું ? રૂટ કોઝ ? ત્યારે કહે, અભિપ્રાય.

## જવાબ પરથી જડે રકમ !

માંસાહાર કરવાના ભાવ થાય છે ? ના. શાથી કે એવું મન તમે

ઊભું જ કર્યું નથી. ઓપિનિયન કરો તો મન ઊભું થાયને ! તે ગયે અવતારે તમે ઓપિનિયન કર્યો જ નથી કે માંસાહાર કરવામાં સુખ છે કે માંસાહાર કરવો જોઈએ. એવો ઓપિનિયન કર્યો નથી, એટલે આ અવતારમાં જો છે કશી મનની બૂમ, કે માંસાહાર કરો. માંસાહાર મફતમાં મળે તોય કહેશે, 'નહીં, નહીં. અમારું કામ જ નહીં એ, અમે તો જૈન.' એટલે મફત આપે તોય ના કહે. અમે વૈષ્ણવ છીએ, કહેશે. એમ આ માંસાહાર પજવતો નથી તો બીજું કેમ પજવે છે ? શોધખોળ કરવી જોઈએ. તો જડે કે ના જડે ? જવાબ ઉપરથી રીત જડે કે ના જડે ?

**પ્રશ્નકર્તા :** તો જડે.

**દાદાશ્રી :** જવાબ ઉપરથી, એના સોલ્યુશન (ઉકેલ) પરથી રીત.

એટલે હું શું કહેવા માગું છું કે સપોઝ નાઈન્ટી સીક્સ ઈઝ ધી આન્સર (ધારો કે ૯૬ એ જવાબ છે). તો હવે કોઈ કહેશે કે બે રકમ એવી શોધી કાઢો કે જેના મલ્ટિપ્લિકેશન (ગુણાકાર)થી ૯૬ આવે. તો આપણને એની રીત જડે કે ના જડે ? ગમે તે બે રકમ જોઈએ. અમને જ્ઞાન થયાને વીસ વર્ષ થયા. ત્યારે કોઈ કહેશે, 'સાહેબ, આપને તો ફક્ત વીસ વર્ષ જ થયાં છે. પહેલેથી ક્રમિક માર્ગ છે, તો એ ક્રમિક માર્ગ શું ખોટો છે તે તમે અક્રમ કાઢ્યું ?' ત્યારે મેં કહ્યું, 'તમે મારી પાસે આવોને.' ત્યારે કહે, 'શું રીત છે તમારી ?' મેં કહ્યું. 'સપોઝ હંડ્રેડ કરો, તો જવાબ આવે કે ના આવે ?' કોઈ કહેશે, 'ના, મારે એકસો ત્રણ ધારવા છે.' તોય જવાબ આવે કે ના આવે ?

**પ્રશ્નકર્તા :** આવે, ધાર્યા પછી આવે.

**દાદાશ્રી :** તો પછી આમાં કેમ ના આવે તે ? આમાં કંઈ કોઈના બાપનું રાજ છે ? આય ગણિત જ છે અને એનો જવાબ છે, તો બીજું કશું કેમ ના આવે તે ? આપને સમજાય છે આ વાત ?

બાકી મનનું આવું પૃથક્કરણ કોઈએ કર્યું નથી. આ તો અક્રમ

વિજ્ઞાન છે, એટલે જાતજાતના પૃથક્કરણ કરેલાં છે.

**પ્રશ્નકર્તા :** કોઈ શાસ્ત્રમાં પણ નથી આવ્યું ?

**દાદાશ્રી :** શાસ્ત્રમાં નહીં, કોઈએ પૃથક્કરણ કર્યું જ નથી.

## આમ પડે ગ્રંથિ !

**પ્રશ્નકર્તા :** ઓપિનિયન કઈ રીતે ? એ ના સમજાયું બરોબર.

**દાદાશ્રી :** તમે કહો કે માંસાહાર કરવો સારો નથી એ તમારો ઓપિનિયન ગણાય. માંસાહાર કરવો સારો છે એય ઓપિનિયન કહેવાય. એ એનાથી મહીં ગાંઠ પડી જાય. આ મન શેનું બનેલું છે ? ગ્રંથિઓનું બનેલું છે. જેને ગુજરાતી ભાષામાં કહેવું હોય તો ગાંઠોનું બનેલું કહેવાય. ગાંઠો, એ ગ્રંથિ શી રીતે બને છે ? તમે ગુજરાતી ભાષામાં ઓપિનિયન આપ્યો. એટલે ભાષા-ગુજરાતી, લેંગવેજ એ મધર કહેવાય. અને ઓપિનિયન આપ્યો કે આ માંસાહાર ખાવો જોઈએ, તો એ ઓપિનિયન આપ્યો એટલે ગ્રંથિ પડી. અત્યારે તમે માંસાહાર ખાતા નથી, પણ ઓપિનિયન આપ્યો. તે ગ્રંથિ પડી એટલે આવતે ભવે ગ્રંથિ પાછી પરિપક્વ થઈને તમને ફળ આપવા તૈયાર થશે. તે ઘડીએ તમે કહો કે, ‘આ માંસાહાર કેમ ખવાય છે ? આપણાથી ના ખવાય. આમ કેમ થાય છે ?’ તે બંધાય પાછાં. મન આપણે જે ઊભું કર્યું હતું, તેનાથી આપણે બંધાયા. તમને સમજાય છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** જૈનનાં છોકરાં કોલેજમાં ગયેલાં હોય, તે બીજા ફ્રેન્ડ સાથે ફરે. હવે હોટલે જાય તો માંસાહાર ન કરે, પણ પેલાં ફ્રેન્ડ માંસાહાર કરે. તે બહુ દહાડા થાયને, એટલે જૈનના છોકરાને મનમાં એમ થાય કે આ કરવા જેવું તો છે જ. પણ પેલું ગયા અવતારે અભિપ્રાય બેસી ગયેલો કે માંસાહાર કરવા જેવો નથી. તેથી અત્યારે ખાય નહીં. પણ ‘માંસાહાર કરવા જેવો છે’ એવો અભિપ્રાય બદલાયો એટલે આવતે ભવ પાછો માંસાહાર કરવાનો. એવી રીતે આ મન

બંધાયેલું છે.

માંસાહાર તમે ના કરતા હો, પણ તમે કહો કે 'માંસાહાર' કરવો એ ખોટું નથી. તો એ તમારું મન થશે. એટલે તમે ખાશો પછી. એટલે તમારે એનો અભિપ્રાય ના આપવો જોઈએ. તમે દારૂ પીતા ના હોય, પણ 'એમાં દારૂ પીવો એ કંઈ ગુનો ઓછો છે ? એમાં વાંધો શો છે ?' એ અભિપ્રાય આપો કે તમારું મન બંધાઈ જશે. પછી તમે પીતા થઈ ગયા. ચેતતા રહેજો. આ આખું જગત આટલું બધું ઈફેક્ટિવ છે. અને પછી જૈન થઈને પછી દારૂ પીએ ત્યારે લોક શું કહે ? અરે, શોભે નહીં તમને. વૈષ્ણવનેય, સાચા વૈષ્ણવનેય શોભે નહીં, કહેશે.

અભિપ્રાયથી મન ઊભું થયું છે આ. બીજી એની જ બધી મધર જુદી જુદી બદલાયા કરે છે, પણ અભિપ્રાય એ મનનો ફાધર જ છે.

મન ક્યાંથી ઉત્પન્ન થયું એ તો શોધખોળ તો કરવી જોઈએને ? અને તે વસ્તુ મને જડી ગઈ કે જો અભિપ્રાય ઓછા કરવામાં આવે, એનો ફાધર જો ઊડી ગયો, તો પછી છોને પછી મધર રહી, પણ છોકરાં શી રીતે થાય તે ? અભિપ્રાય ઊડી જવા જોઈએ, કે અભિપ્રાય નહીં આપવાના. કારણ કે ભગવાનની દૃષ્ટિ જ પોતે કહે છે કે દરેક જીવ કર્મને આધીન ફર્યા કરે છે, તેમાં તું શું કરવા અભિપ્રાય આપે છે ? બહુ મોટો, દોઢડાહ્યો શા માટે થાય છે ? તેનો આ માર પડે છે. દોઢડાહ્યા થવાની જરૂર નથી.

ભૂતકાળ તો ગયો, ભવિષ્યકાળ 'વ્યવસ્થિત'ના તાબામાં છે. એટલે હવે વર્તમાનમાં રહો. કેરીઓ આવે તે ઘડીએ કેરીઓ ખાઓ, પણ અંદર કહેવું જોઈએ કે આમ ન હોવું ઘટે. એટલે ખાય છતાં સ્લીપ ના થાય. અને અભિપ્રાય ના બદલીએ તો ના ખાય છતાંય સ્લીપ થયા કરીએ. આ મન જે ઊભું થયું છે તે ખાલી અભિપ્રાયથી મન થયેલું છે. માટે અભિપ્રાય ન રાખશો.

**પ્રશ્નકર્તા :** આપે વાત કરીને, કોઈ પણ જાતનો અભિપ્રાય ના રહે, તો મન ખલાસ થઈ જાય. આના માટે બીજો કોઈ રસ્તો છે ?

**દાદાશ્રી :** ના, આ સિવાય બીજો રસ્તો જ નથી. નહીં તો આવું તો આ ઊગ્યા જ કરે પાછું, નાખો ને ઊગે, નાખો ને ઊગે. એટલે અનંત અવતારથી આવું ભટક ભટક કરે છે.

## જમવામાં અભિપ્રાય !

**પ્રશ્નકર્તા :** આ આજના નવા અભિપ્રાયને પૂર્વજન્મના કર્મની સાથે કંઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** કશોય નહીં. એ તો આ જ્ઞાન સાથે સંબંધ છે. અજ્ઞાન હોય તો તમે સામાને દુઃખ થાય એવું કર્યા કરો. અને તમે જ્ઞાની હો અગર તો વિચારક હો તો સામાને દુઃખ થાય એવું બોલો નહીં. એટલો વિચાર કરી નાખે, કે આ બધા જમવાના છે ને તો હું આ ગબારો ફોડીશ તો બધાનું બગડી જશે. તે ફોડે નહીં એટલો વિચારક હોય.

એવું છે ને, અજ્ઞાનતા ત્યાં અભિપ્રાય. જ્ઞાન ત્યાં અભિપ્રાય નહીં. તમને આ જ્ઞાન મળ્યું, એટલે તમે 'ચંદુ'ને ઓળખોને ? અત્યારે તમને ઓળખાય. છેટે રહીને જોઈ શકો કે આવા હતા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે જમતી વખતે કોઈ ફેરો બોલેલા ખરા કે કઢી ખારી થઈ છે ?

**પ્રશ્નકર્તા :** અત્યારે ?

**દાદાશ્રી :** ના, તે દહાડે.

**પ્રશ્નકર્તા :** હા. બોલેલો કે કઢી ખારી થઈ છે. એવો અભિપ્રાય પણ આપેલો. અને ગમો-અણગમો વ્યક્ત કરી દે તરત જ કે આ શું ?

**દાદાશ્રી :** એટલે મારું કહેવાનું છે કે આ અજ્ઞાનતામાં અભિપ્રાય આપી દે છે. અત્યારે તમે કહો કે કઢી ખારી છે, એ તમારે સમભાવે નિકાલ કરવો પડે. બાકી, અભિપ્રાય નહીં બંધાય.

**પ્રશ્નકર્તા :** અને અત્યારે તો દાદાનું જ્ઞાન એ તરત જ હાજર થઈ જાયને, કે કઢી કયા હિસાબે આવી.

**દાદાશ્રી :** અને પહેલાં તો અક્કલવાળા, તરત બોલી ઊઠે, નહીં ? તમારે કેમનું છે ?

**પ્રશ્નકર્તા :** અત્યારે તો એવું લાગે છે કે અહીં લમણે લખ્યું'તું તે જ આવ્યું છે.

**દાદાશ્રી :** ત્યારે તમે પહેલાંના સાહેબને (પોતાની જાતને) ઓળખો કે ના ઓળખો ?

**પ્રશ્નકર્તા :** બહુ સારી રીતે.

**દાદાશ્રી :** બહુ સારી રીતે, નહીં ? દોસ્તી ખરી ? હા, હવે તે વખતે કેવા હતા ? આમ થાળીમાં કશું ફેરફાર થાય તો ?

**પ્રશ્નકર્તા :** જરા ઉકળાટ થઈ જાય, વ્યાકુળતા આવી જાય.

**દાદાશ્રી :** આ જ્ઞાન તો પચાસમે વર્ષે મને થયું, પણ હું તો ચાલીસ વર્ષની ઉંમરે હું કઢીમાં પાણી રેડી દેતો'તો, ખારી થાય ત્યારે. તે હીરાબા એક ફેરો જોઈ ગયાં. તે કહે, 'પાણી રેડ્યું ? પાણી રેડ્યું !!!' મેં કહ્યું, 'હવે નહીં રેડું.' હું સમજી જઉં. ચૂલા ઉપરેય પાણી રેડીને જ મોળી કરે છે ને ? આપણે નીચે મોળી કરો. અરે, નહીં તો હું શું કરું ? થોડો શીરો પડ્યો હોયને મારામાં, તે ગળપણ કશું હોય ને તે કઢીમાં ચોળી દઉં અને મોળી કરી નાખું. ગમે તે રસ્તે ખાવાલાયક કરી નાખું. પછી ખાંડ-બાંડ માંગું નહીં. એટલે જાણે નહીં કે આ તો કઢી ખારી થઈ ગઈ. એવું કહેવા-કરવાનું નહીં. કશું માંગું-કરું નહીં. અમારે ત્યાં બધાને પૂછો તો કહે, 'ના, દાદાજી બોલ્યા નહિ, કોઈ દહાડોય !' હું શું કરવા બોલું ? બોલનારા બધા છે ને ! હોશિયાર છે ને !

પછી સ્ત્રીઓ અંદર અંદર શું કહે, 'એ કાળમુખા જ છે !' બીજા બધા શબ્દો બહુ આવડે પણ કહે નહીં. તે મૂઆ આવો તો અપજશ

આપણને આપે તેના કરતાં આપણે સીધા રહોને ! પાંસરા થઈ જાવને ! કઢી ખારી શેના આધારે થઈ ? ત્યારે કહે, 'આધારના આધારે આવી આ. એનો આધાર છે. એમ ને એમ નથી, નિરાધાર નથી.' આ તો ગાંડપણ. નહીં સમજણ પડવાથી 'એણે કઢી ખારી કરી' કહે. મૂઆ, એ તે કરતી હશે આવી ? એને તો સો રૂપિયા આપીએ તોય કઢી બગાડે નહીં. આ કહે, 'પણ મારા છોકરાનું શું થાય ?' કંઈક આધારથી આ બનાવી છે. બોલો હવે, ક્રમિક માર્ગમાં કઢીનું શું થાય હવે ? જગતમાં સમજ નથી. બોલો, ક્રમિક માર્ગમાં શી રીતે ઠેકાણે પડે આ કાળમાં ?

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગમાં તો એ જ વિચાર કરે કે એને ઠપકો આપીએ કે જેથી ફરી આવું ના બનાવે.

**દાદાશ્રી :** ફરી આવું ના બનાવે. એટલે આપણે એને ઠપકો આપવો જોઈએ. અને આપેય ખરો અને પછી મનમાં કહે કે 'હે કૃપાળુદેવ ! શું થયું આ તો !' કૃપાળુદેવ તો શું કરે ? હવે ક્ષણે ક્ષણે દોષો થઈ રહ્યા છે અને લોકો કહે છે કે અમે મોક્ષના માર્ગ ઉપર છીએ.

તું કહે કે આ ખરાબ છે ને આ સારા છે. તું ઓપિનિયન આપે એટલે મન રચાયું. ઓપિનિયન નહીં આપવો. એમ ને એમ જે જે હોય તે કરોને ! કઢી ખારી છે, તે ના ખાવી હોય તો ના ખાઓ. પણ આપણે ઓપિનિયન નહીં આપવો કે કઢી ખારી છે. નહીં તો મન ઊભું થશે, સાચવજો. એટલે ઓપિનિયન ના હોય તો મન બંધ થઈ જાય એ વાત સાચી.

## મન બંધાય, પ્રદર્શિત અભિપ્રાયે !

**પ્રશ્નકર્તા :** તો અભિપ્રાય પ્રદર્શિત કરે અને પ્રદર્શિત ના કરે, બેમાં ફેર પડે કે ના પડે ?

**દાદાશ્રી :** અભિપ્રાય પ્રદર્શિત ના કરે તો મન ઊભું ના થાય,

મન બંધ થઈ ગયું. પ્રદર્શિત કરે એટલે મન ઊભું થયું, મનનો જન્મ થાય.

**પ્રશ્નકર્તા :** ઓપિનિયન હોય પણ તમે બોલો નહીં તો ?

**દાદાશ્રી :** બોલો નહીં તો એ ઓપિનિયન ઊડી જાય છે. બોલો તો જ મન ઊભું થાય. કઢી ખારી છે, આપણા મનમાં હોય પણ વાણીમાં બોલો નહીં તો કશુંય નહીં. બોલ્યા કે તરત મન ઊભું થયું, જન્મ થયો. એ વાત સમજાય નહીં એવી બહુ ઝીણી વાત છે. એ આધારે તમે મન ઓછું કરી શકો એમેય છો.

ઓપિનિયન જેમાં ને તેમાં ! હમણે ચા આવી એ મોળી છે, કહેશે. આ પાછું 'શાકમાં મીઠું વધારે પડ્યું છે.' અલ્યા, ખાને છાનોમાનો. ના ખાવું હોય તો રહેવા દે. ઓપિનિયન શું કરવા આપે છે ? કઢી સારી હોય તોય તમને જમવું હોય, ઠીક લાગે તો લ્યો. ના લેવી હોય તો કંઈ નહીં પણ અભિપ્રાય ના બોલવો જોઈએ. એટલે મન બંધ થઈ જાય. તમને કઢી ખાવામાં વાંધો નથી. કઢી સારી કહો તો એ ઓપિનિયન. કઢી ખરાબ છે એમ કહો તોય ઓપિનિયન. અને કઢી સારી-ખરાબ ન કહો, ને તમે ખાવ તો માઈન્ડનો જન્મ થતો અટક્યો. એટલે તમે કોઈને ઓપિનિયન આપવાનો બંધ કરી દેશો એટલે માઈન્ડનો જન્મ થતો અટક્યો. સમજાય એવી વાત છે ને ?

**પ્રશ્નકર્તા :** બહુ મોટી વાત કરી. આપણે તો પ્રતિક્ષણે અભિપ્રાય આપી દેતા હોઈએ છીએ.

**દાદાશ્રી :** તેથી જ મન ઊભું થાય.

એટલે આ અમારી શોધખોળ બહુ મોટી છે. બહાર પડે તો જગતનું કલ્યાણ થઈ જાય. ફાધર ને મધર ખોળી કાઢ્યા.

અમારા અભિપ્રાય નહીં એટલે અમારું મન ખલાસ થઈ ગયું. હવે અભિપ્રાય એટલે કંઈ માણસોને માટે આપે છે એવા નહીં, પણ ખાવાની વસ્તુ માટે 'બહુ સરસ છે, ખરાબ છે, અભિપ્રાય આપવાની શી જરૂર

છે ? ખાઓ-પીઓ, મજા કરો.’ બધું કંઈ ખાવાનું ના કહે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** શીખંડ પૂરી, બાસુંદી-પૂરી, બધું ખાઓ-પીઓ પણ અભિપ્રાય આપવાની જરૂર નથી. આ ખાટું છે, એવું તમારે કહેવાની શી જરૂર છે ?

એટલે આપણે મનનો જન્મ ન કરવો હોય તો ન જ કરી શકીએ, અને કરવો હોય તો કરી શકીએ, ફાધર-મધર જાણ્યાં હોય તો. આ ભવમાં ઓપિનિયન બંધ કર્યા હોય તો આવતા ભવમાં મન બંધ. એટલે ખારું થયું તોય ઓપિનિયન નહીં. ના ખાવું હોય તો ના ખાવું પણ ઓપિનિયન નહીં. ગળ્યું થયું, ખૂબ ખાવું હોય તો ખાવ, પણ ઓપિનિયન નહીં. નોબલ માણસ મળ્યા હોય, એની જોડે બધો વ્યવહાર કરો, નોબિલિટીનો લાભ ઊઠાવો પણ ઓપિનિયન નહીં. આ ઓપિનિયન ઈઝ ધી ફાધર ઓફ માઈન્ડ. આ બહુ ઊંડી, ઊંચી શોધખોળ છે. જ્યારે આ લોકો એને પકડશે ત્યારે સમજાશે. કારણ કે અત્યાર સુધી મન તો ભગવાનનું આપેલું માનતા હતા, કે મન ભગવાને આપેલી વસ્તુ છે, પણ એવું નથી.

## તેને નથી જોખમ !

અભિપ્રાય આપે ને ના ગમતું હોય તો જોખમદાર નથી એવું છે. વાત તો સમજવી પડશે. ઝીણી વાત છે આ.

**પ્રશ્નકર્તા :** ગમતું હોય ને અભિપ્રાય ના આપે તો જોખમદાર કહેવાય, એ વાતનો જરા ફોડ પાડોને, દાદા ?

**દાદાશ્રી :** હા, તે ઘડીએ બારણું ખુલ્લું છે ને એટલે પેઠા વગર રહે જ નહીં ને ? ગમે છે એટલે બારણું ખુલ્લું છે. એટલે એ નહીં ને બીજું પેસી જશે. પેઠા વગર રહે નહીં. અને જેને નથી ગમતું તેને બારણું બંધ છે. બસ, ના ગમતું જોઈએ. નહીં તો ઓપિનિયન આપે નહીં તો કશું જ નથી. બહુ જ ઝીણી વાત છે. પણ જ્યારે મૂળ પર

આવશેને, બહુ વિચારકોના હાથમાં આ વાત આવશે ત્યારે તે સમજશે. અને તમને તો સહેજે સમજાય એવી વાત છે આ.

**પ્રશ્નકર્તા :** એમને તો તંત્રી તરીકે રોજ એક ઓપિનિયન આપવો જ પડે એ જુદું.

**દાદાશ્રી :** હા, એ આપવો પડે. આપણને ના ગમતું હોય ને આપવો પડે એ જુદું.

## 'જોયા' કરવા અભિપ્રાયોને !

**પ્રશ્નકર્તા :** બધા માણસો પોતપોતાના અભિપ્રાયો ને આગ્રહો ઉપર ઊભા છે.

**દાદાશ્રી :** હા, પોતાનો અભિપ્રાય બાંધેલો ને આગ્રહો, બસ, એની પર જ ઊભા છે.

**પ્રશ્નકર્તા :** પણ એ જલદી કેમ ઓગળી જાય ?

**દાદાશ્રી :** એ તો ઓગળે. એ અભિપ્રાયોનું જ તો આ મન બનેલું છે ને મન છે ત્યાં સુધી જાય શી રીતે ?

**પ્રશ્નકર્તા :** એમાંથી છૂટા કેમ થવાય ?

**દાદાશ્રી :** છૂટા જ છે. એ બધા અભિપ્રાયો હવે જોયા કરવાના. મન શું બોલે છે એને જોયા કરવાનું. બધું જોયા જ કરવાનું છે. 'એ' જ્ઞેય છે ને આપણે 'જ્ઞાતા' છીએ. એ જડ છે ને આપણે ચેતન છીએ. એટલે મન અભિપ્રાયોનું બનેલું છે, 'તમારા' અભિપ્રાયોનું બનેલું છે. જો અભિપ્રાયો તૂટી ગયા, તો તમારું મન ખલાસ થઈ ગયું. તમને સમજાઈ થોડી વાત કે ના સમજાઈ ?

**પ્રશ્નકર્તા :** સમજાયું.

**દાદાશ્રી :** ગપ્પું નથીને ?

**પ્રશ્નકર્તા :** નહીં, નહીં.

## અભિપ્રાય ક્યારે ને કોના પર ?

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** અભિપ્રાય એટલે શું ? અભિપ્રાય ક્યારે બંધાય ? કોઈની ઉપર દ્વેષભાવ હોય એ અભિપ્રાયમાં પરિણમે ?

**દાદાશ્રી :** હવે સાહેબ શું કહે છે ? અભિપ્રાય ક્યારે, કયે ટાઈમે કેવા સંજોગમાં બંધાય ?

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય સામાન્ય રીતે જેમના સંજોગો હોય, જેના પર લાગણી હોય કે દ્વેષ હોય એના ઉપર જ બંધાય.

**દાદાશ્રી :** આ વાક્ય સાચું છે. એ શું કહે છે કે જેની ઉપર રાગ હોય કે દ્વેષ હોય, તો જ અભિપ્રાય બંધાય. આ વાક્ય તદ્દન પોઝિટિવ છે.

અભિપ્રાય એટલે શું કે ગમતી ને ના ગમતી વસ્તુ એવું જેને હોય, એને અભિપ્રાય બેસી જાય. દ્વન્દ્વ હોય ત્યાં અભિપ્રાય બેસી જાય અને દ્વન્દ્વ ગયા એટલે આપણું જ્ઞાન દ્વન્દ્વાતિત છે. જ્ઞાન હોય એટલે અભિપ્રાય બેસે નહીં. એટલે મેં શું કહ્યું કે અભિપ્રાય બંધ થાય એટલે મન બંધ થઈ જાય બંધાવાનું. રાગ-દ્વેષ જાય એટલે મન બંધ થઈ જાય. પછી આગળ શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય ક્યારે બંધાય ?

**દાદાશ્રી :** એ રાગ-દ્વેષ હોય તો જ બંધાય.

**પ્રશ્નકર્તા :** કોઈની ઉપર દ્વેષભાવ હોય એ અભિપ્રાયમાં પરિણમે ?

**દાદાશ્રી :** એ બંધાય જ. રાગ હોય તોય બંધાય.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય બંધાયો તો અભિપ્રાય બાંધનારો જે માણસ છે તે પણ બંધાઈ ગયો ને ?

**દાદાશ્રી :** બેઉ બંધાયા. મારી ઉપર કો'ક અભિપ્રાય બાંધે તો હું બંધાતો નથી, પણ એ બંધાઈ જાય છે. અજ્ઞાનીઓ તો બેઉ બંધાય. પણ

હું તો બંધાઉ નહીંને ! મારી ઉપર તમારે જે નાખવું હોય તે નાખો પણ હું નાખવા તૈયાર નથીને ! ભગવાન મહાવીરને માટે લોકોને અભિપ્રાય હતા, પણ મહાવીર ભગવાનને કોઈને માટે અભિપ્રાય નહોતા.

## ડ્રામેટિક ઓપિનિયન !

**પ્રશ્નકર્તા :** તો ઓપિનિયન (અભિપ્રાય) બાંધવો કે નહીં ?

**દાદાશ્રી :** ઓપિનિયન બાંધીને તો આ દશા થઈ છે આપણી.

**પ્રશ્નકર્તા :** દરેક ચીજમાં આપણો ઓપિનિયન આપીએ છીએ.

**દાદાશ્રી :** તો એથી જ આ મન ઊભું રહ્યું. અને ઓપિનિયન આપો તો ડ્રામેટિક (નાટકીય) આપો. 'હું ભર્તૃહરી છું' એવું તમે ડ્રામામાં બોલો, તો એની તમને અસર નહીં થાય. તમે છો તેની જ અસર થશે. તમે ચંદુલાલ છો તો તેની જ અસર રહે. ડ્રામેટિક બોલવામાં વાંધો નથી પણ તમે તો પદ્ધતિસર જ બોલો છો. તમે બોલેલા કે નહીં બોલેલા કોઈ દહાડો એવું ?

**પ્રશ્નકર્તા :** હજી બોલીએ છીએ.

**દાદાશ્રી :** હવે આટલું જ વાક્ય સમજી રાખો.

**પ્રશ્નકર્તા :** તો ડ્રામેટિક ઓપિનિયન બહુ જવલ્લે જ આપી શકાય ?

**દાદાશ્રી :** એટલે જ્ઞાન લીધેલું હોય તો જ આપી શકે, બીજાને ડ્રામેટિક હોય નહીં. ને પોતે ડ્રામેટિક છે જ નહીં. પોતે ડ્રામેટિક તો ક્યારે કહેવાય ? 'હું ચંદુભાઈ છું' એમ બોલવાનો અધિકાર કોને છે, ડ્રામેટિક તરીકે બોલવાનો ? 'હું શુદ્ધાત્મા છું' એની ખબર છે તેને. જેમ પેલામાં બોલે 'હું ભર્તૃહરી છું' પણ અંદરખાને જાણતો હોય કે 'હું લક્ષ્મીચંદ છું.' તો એ ડ્રામા કરી શકે. મૂળ હોવો જોઈએ કશુંક, તો બીજા નામથી ડ્રામા કરી શકે. પણ પોતે બીજું કંઈ છે નહીં ને પછી

ડ્રામા કેમનો કરે ?

તમે કયા નામનો ડ્રામા કરો છો ? ચંદુભાઈના. અને તમે આ બેબીના ડ્રામા (નાટક)ના ફાધરને કે સાચા ફાધર ?

**પ્રશ્નકર્તા :** ડ્રામાના.

**દાદાશ્રી :** હા, ડ્રામાના ફાધર ! જો તું કહી ના દઈશ કોઈને, હંઅ ! નહીં તો લોક મારી પર દાવો માંડશે. હવે એને શી રીતે સમજાય આ ? મેળ પડે નહીં ને !

## અભિપ્રાયની જ ભાંજગડ ને !

જેને કોઈ પણ જાતનો અભિપ્રાય નથી, એને મન ના હોય. આ સારું ને આ ખોટું, આ આમ ને આ તેમ, ફલાણાભાઈ સારા, ને માર-તોફાન, એ અભિપ્રાયોથી મન બંધાયેલું છે. એ અભિપ્રાય જાય નહીંને પાછા ! હવે એ અભિપ્રાય અત્યારે નવેસરથી પાછા કરીએ તો પાછો નવો ગૂંચારો ઊભો થયા કરે.

ખાવ ખરા પણ અભિપ્રાય ના કરો. અભિપ્રાય એવા કરો કે આ ના ખાવું જોઈએ. બાકી, અભિપ્રાય ઊભા ના કરવા જોઈએ કે આ સારું છે ને આ કડવું છે. આ અભિપ્રાય ઊભા થયા કે થયું મન.

આ અભિપ્રાયને લઈને તો વહુ લાવે છે ખરો ને પછી ગમતી નથી, એનું શું કારણ ? ત્યારે કહે, એનો અભિપ્રાય. કહેશે, 'બરોબર નથી, આ બહુ જાડી છે.' આ લાવ્યા ત્યારે પાતળી હતી, પછી જાડી ના થઈ જાય ? પણ પછી કંટાળ્યા કરે, તે અભિપ્રાયને લીધે જ. અભિપ્રાયોનું દુઃખ છે ને, નહીં તો અભિપ્રાય એમ બાંધ્યો હોય કે આ પાતળી માંયકાંગલી કરતાં તો જાડી હોય તે સારી. તો પછી ભાંજગડ નહીં ને ! કેટલાક લોકોને માંયકાંગલું માણસ ગમતું જ નથી. તે આ અભિપ્રાય બાંધ્યા છે તેની ભાંજગડ ને !

## અભિપ્રાયનું મૂળ કારણ ?

**પ્રશ્નકર્તા :** એટલે આ વ્યક્તિ સારી છે, આ વ્યક્તિ ખરાબ છે, એવાં અભિપ્રાય ઊભા થાય છે એનું કારણ શું છે ?

**દાદાશ્રી :** બુદ્ધિ ને અહંકાર. જેની બુદ્ધિ ડેવલપ (વિકાસ) થઈ નથી, એ ગાયો-ભેંસો કોઈ અભિપ્રાય આપતી નથી. આ બુદ્ધિને લઈને અભિપ્રાય અપાય. જેને ઓછી બુદ્ધિ એટલા ઓછા અભિપ્રાય આપે. વધુ બુદ્ધિ હોય તો તરત અભિપ્રાય આપે. અભિપ્રાયની પોસ્ટઓફિસ જ હોય ! અભિપ્રાય આપ્યા કરે આખો દહાડો. હવે અભિપ્રાય એટલે પોતાને એમ ખાતરી થઈ ગઈ કે આ આવો જ છે, એટલે એ અભિપ્રાય આપે. ભગવાન કહે છે, એ તેવો નથી. અભિપ્રાય કોને કહેવાય કે આજે કોઈ પણ માણસ આપણે ત્યાં ચોરી ગયો. એ બીજે દહાડે આપણા ઘેર આવે તો એને ચોર માનવો એ અભિપ્રાય કહેવાય. અભિપ્રાય બાંધેલો છે. ભગવાન કહે છે, તું ગુનેગાર છે. શા આધારે તું માને છે આ ? આજે કર્મના ઉદય જુદી જાતના હોય. અત્યારે આવે તે ઘડીએ એના કર્મના ઉદય જુદા છે, કાલે કર્મના ઉદય જુદી જાતના હોય. તને સમજાય છે આમાં ?

**પ્રશ્નકર્તા :** કોઈના માટે આપણે ઓપિનિયન બાંધીએ તો એનું રિઝલ્ટ (પરિણામ) શું આવે ?

**દાદાશ્રી :** ફસામણ ! બીજું શું ? આપણે શું લેવા ઓપિનિયન બાંધવાના ? આપણને અધિકાર શું ? એનું ફળ ફસામણ આવે. ખરાબ ઓપિનિયન બાંધીએ તોયે ફસામણ અને સારો બાંધીએ તોય ફસામણ.

**પ્રશ્નકર્તા :** ઓપિનિયન તો ઓટોમેટિક (આપમેળે) અપાઈ જાય છે કે ?

**દાદાશ્રી :** એ જાગૃતિ રાખે ત્યારે ને ?

**પ્રશ્નકર્તા :** કોઈ માણસને જોયો, એનું વર્તન જોયું, એટલે મનમાં ને મનમાં એના માટે અમુક જાતનો અભિપ્રાય બંધાય. એ તો મનમાં

ને મનમાં રહે. પછી બીજી વાત એ છે કે એ વાણીથી નીકળે કે આ માણસ આવો છે, તેવો છે, આમ છે, તેમ છે. એટલે બોલે તો ગ્રંથિ બંધાયને ? નહીં તો ન બંધાયને ?

**દાદાશ્રી :** નહીં તો ધૂળધાણી થઈ જાય. બોલે તો જ ગ્રંથિ બંધાય. શબ્દમાં બોલાય તો મન બંધાય. મારી શોધખોળ બહુ સુંદર છે. આ કેટલીય ચીજો છે તે કોઈએ કહી નથી, એ બધી જ ચીજો અમે બહાર પાડી છે.

## મન બંધાય, જ્ઞાને કરીને !

કેવા કેવા વિચારો લોકોને આવે છે મહીં ! હવે વિચાર એ કંઈ પોતે નથી. એ તો પહેલાં જે અભિપ્રાય ભરેલા તે જ નીકળ્યા કરે છે, કે આ આવો જ છે. તો એના તરફ એવા વિચાર નીકળ્યા કરે છે, અભિપ્રાય જ ખાલી. સાચો કે ખોટો કશું જોયા વગર તે અભિપ્રાય નીકળ્યા કરે છે.

એટલે અમે શું કરીએ, કોઈના માટે ખરાબ અભિપ્રાય નીકળેને, તો અમે એક બાજુ આવું બોલીએ 'બહુ ઉપકારી છે, બહુ ઉપકારી છે.' એટલે પ્લસ-માઈનસ (સરવાળો-બાદબાકી) થઈ ઊડી જાય. કારણ કે ભરેલો માલ આપણો આવો છે. માટે એવો માલ મોકલો કે પેલા માલનું ચાલે નહીં કશું અને એનું સાંભળીએ તો ગાંડા થઈ જઈએ આપણે.

ગમે તે રસ્તે મનને બાંધવું પડે પાછું. નહીં તો મન છૂટું થઈ જાય. હેરાન કરે, બીજું કશું નહીં. આપણા જ્ઞાનને લઈ લેતું નથી, પણ દબડાવ દબડાવ કર્યા કરે.

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** આપે કહ્યુંને કે મનને પંપાળ પંપાળ પણ નહીં કરવાનું ને દબાવવાનું પણ નહીં, તો શું કરવાનું ?

**દાદાશ્રી :** દબાવવાનું આપણે નથી હોતું. એને આપણે રીવર્સમાં (પાછળ) લેવાનું. એનો અભિપ્રાય આમ હોય કે 'આ બહુ ખરાબ છે,'

તો આપણે કહેવું કે 'બહુ સારા છે, ઉપકારી છે.' બહુ સારા કહીએ છતાંય ના માને ને ફરી કહે કે 'ખરાબ છે', ત્યારે આપણે કહીએ, 'ઉપકારી છે આપણા.'

ગમે તે રસ્તે એને કાબૂમાં લઈ શકાય. જે જ્ઞાન છે ને, તે જ્ઞાનના આધારે તમે મનને કાબૂમાં, કંટ્રોલમાં લઈ શકો. જે કૂદાકૂદ કરતું હોય તે બંધ થઈ જાય.

હંમેશાં મન કોઈ ચીજથી બંધાય એવું નથી, જ્ઞાને બાંધ્યું મન રહે, જ્ઞાન એકલાથી જ બંધાય એવું છે આ. બાકી મન કોઈ દહાડો કંટ્રોલમાં રહી શકે નહીં, એ મિકેનિકલ વસ્તુ છે. છતાં એ જ્ઞાનથી બંધાય એવું છે. એમ કરતું કરતું દહાડે દહાડે મન એક્ઝોસ્ટ થયા કરે, એટલે છેવટે એ ખલાસ થઈ જવાનું. નવી શક્તિ મળતી નથી, જૂની શક્તિઓ વિખરાયા કરે. તે મન પછી ખલાસ થઈ જવાનું. અમારે મન ખલાસ થઈ ગયુંને, પંદર-વીસ વર્ષે અમારે મન ખલાસ થઈ ગયું !

મન કહેશે કે કેડમાં દુઃખે છે ત્યારે કહીએ, 'સારું છે, પણ પગ ભાંગ્યા નથીને.' એવું બોલીએ ને ત્યારે પાછું મન શાંત થઈ જાય. એને પ્લસ-માઈનસ કરવું પડે બધું. આપણે જ્ઞાનવાળા રહ્યા, એટલે પ્લસ-માઈનસ કરી આપવું પડે.

**પ્રશ્નકર્તા :** મનને મારવાનું નહીં, એ બરોબર જ છે. પણ મનનો નિરોધ કરવાનું કહ્યું છે, એ જરાક સમજાવશો.

**દાદાશ્રી :** મનને નિરોધ તો શું કરવાનું કહ્યું છે કે ચંપે ના ચઢવા દેશો, ના સમજ પડી ? આપણી ગુજરાતી ભાષામાં એવું કહે છે, 'અલ્યા, મનને ચંપે શું કરવા ચઢાવે છે ?' 'ચંપે ના ચઢાવશો' એટલે શું કે કોઈ જગ્યાએ આઈસ્ક્રીમ ખાધો તો મન તો પછી કહેશે, 'આ તો બહુ સારી ચીજ છે.' સારું બોલ્યા તે મન ચંપે ચઢ્યા કરે. પછી હેવમોરની દુકાનમાં પેસેને, પછી પાછું ખાય. મૂઆ, કોઈક દહાડો ખાવા જેવી ચીજ, આ ખાવા જેવી નથી. મનને ચંપે ના ચઢાવીશ. એ

ત્યાં નિરોધ કરવાનું. એમ ને એમ નિરોધ કરવાનું નથી. આ બધું બીજું ભૂત પેસી ના જાય એટલું જ. આપણે બિનજરૂરિયાત ચીજો ન પેસી જાય. એને માટે જ નિરોધ કરવાનું છે. સીગરેટ કો'કે જબરજસ્તીથી પાઈ તે ઘડીએ 'સારી છે' એવું ન બોલવું આપણે. સારી લાગી હોય તોય આપણે કહીએ કે આ તો 'ચીજ ખરાબ છે' એવું પાંચ વખત બોલોને, તો એ વસ્તુ નહીં અડે તમને. આ વસ્તુનો, ચીજનો સ્વભાવ એવો છે કે જો તમે ખરાબ બોલો તો અડે નહીં. સારી બોલો તો ચોંટ્યા વગર રહે નહીં. આ જડ વસ્તુનો સ્વભાવ છે એવો. એ પણ આટલું બધું માન રાખે છે.

**પ્રશ્નકર્તા :** એનું પણ ઈન્સલ્ટ (અપમાન) કરવું જોઈએ. મનનું પણ અપમાન કરવું જોઈએ કે આ નથી સારી.

**દાદાશ્રી :** હા, તમે ઈન્સલ્ટ કરો. પછી ખસી ગયા પછી તમારે એમ કહેવું, આપણને અડતું ના હોય ત્યાર પછી કહેવું કે 'મેં આજ ઈન્સલ્ટ કર્યું હતું પણ તમારી માફી માગું છું. હવે ફરી નહીં કરું ઈન્સલ્ટ.' ફરી જમે કરી દેવડાવવું. હા, નહીં તો એ દરેક ક્લેઈમ રાખે છે પોતે.

જો આ પેલા ભગતો છે ને, એમના ગુરુએ શીખવાડ્યું કે બજારની કોઈ ચીજ ખવાય નહીં આપણાથી. પાણી પણ ના પીવાય. જો એવું રહે છે ને પણ ! અને આપણા લોકોને કહ્યું કે આમ બધુંય ખવાય, તો એવું થઈ જાય. એટલે તમારે નિરોધ કરવાનો એટલે શું ? હિતાહિતના સાધનમાં એને નિરોધ રાખો. એને વહેતું ના મૂકો. ચંપે ના ચઢવા દો. બાકી એની પર દબાણ નથી કરવા જેવું. મનને હેરાન કરવા જેવું નથી. લોકો મનને હેરાન કરીને પછી બહુ કંટાળી ગયેલા. એ જડ વસ્તુ છે પણ છેવટે મારી નાખશે. કારણ કે એને દયા ના હોય, લાગણી ના હોય. હા, માટે એની જોડે ચેતીને ચાલવું. વિચરીએ તો વિચાર થાયને. વિચરીએ જ નહીં તો ? એટલે આપણા જ્ઞાનમાં આપણે શું કહીએ છીએ કે મનનાં શું સ્પંદન થયા કરે છે તે જોયા કરો. એવું જ કરો છો ને, તમે ?

## આમ મનનું સમાધાન લાવો !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** આપ કહો છો આ જગતમાં બંધાયા છો શાનાથી ? તો કહે, 'બ્લંડર્સ' (ગંભીર ભૂલો) અને 'મીસ્ટેક્સ' (ભૂલો)થી.

**દાદાશ્રી :** હા, 'બ્લંડર્સ' અને 'મીસ્ટેક'થી. બીજું કશું છે નહીં. આપણે હમણે પોલીસવાળા જોડે અથડામણ કરીને અહીં આવીએ અને પોલીસવાળો અહીં આવે એટલે આપણને થાય કે મારા માટે જ આવ્યા છે. એટલે એ પોલીસવાળાથી બંધાયો છે. કોઈકના પાંચસો રૂપિયા લઈને આવ્યા હોય, પછી ના અપાયા એટલે આપણે એનાથી બંધાયા. એટલે ભૂલોથી ને બ્લંડર્સથી બધુ બંધાયું છે. 'બ્લંડર્સ' અમે તોડી આપીએ. ભૂલોને તોડવાની રહી.

**પ્રશ્નકર્તા :** હા, તો ભૂલોને કયા સ્વરૂપે ઓળખવી ?

**દાદાશ્રી :** જ્યાં મન ગૂંચાય ત્યાં; ભૂલ ના હોય તો મન ગૂંચાય નહીં, ત્યાં સીધું ચાલ્યું જાય. મન એક જગ્યાએ ભમ્યા કરે ત્યારે જાણવું કે આ ભૂલ છે અહીં. મન ભમ્યા કરે, જેમ ગોળ ઉપર માખી ભમ્યા કરે છે ને એવું ભમ્યા કરે તો જાણવું કે અહીં ભૂલ છે આપણી. એવું ભમે નહીં કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** હા, ભમે.

**દાદાશ્રી :** તો એ ભૂલ છે. ત્યાં બંધાયેલું છે. એટલે આપણને ખબર પડી જાય કે આ જગ્યાએ બંધાયેલું છે.

**પ્રશ્નકર્તા :** તો આ મન ગૂંચાય છે શાથી ?

**દાદાશ્રી :** મન તો ગૂંચાયને, 'સોલ્યુશન' (ઉકેલ) ના મળે એટલે. અભિપ્રાયથી બંધાઈ ગયું, એની આપણને ભાંજગડ નહીં, લેવાદેવા નહીં. હવે અભિપ્રાય ના કરીએ એટલે નવું બંધાય નહીં પણ જે જૂનું બંધાયેલું છે, એનું 'સોલ્યુશન' તો ના કરવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** 'સોલ્યુશન' વગર શી રીતે આગળ ખસે ? સમાધાન ના કરવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** એટલે અભિપ્રાય ખસેડવા જોઈએ એવું થયું ?

**દાદાશ્રી :** અભિપ્રાયથી તો મન બંધાય છે.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાયથી મન બંધાય છે તો એ બંધાયેલું મન છૂટે શી રીતે ?

**દાદાશ્રી :** એ મનનું 'સોલ્યુશન' થઈ જવું જોઈએ, સમજણપૂર્વક, તો છૂટે.

**પ્રશ્નકર્તા :** કેવું સમજણપૂર્વક ?

**દાદાશ્રી :** પોલીસવાળો આવ્યો ત્યાંથી આપણે ના સમજી જઈએ કે આ ભૂલ થઈ. તેમાં પોલીસવાળાનું શું 'સોલ્યુશન' કરી આપવું ? જો, અમારી ભૂલ થઈ ગઈ ને હવે તો આમ મારો કેસ ઊંચો મૂકી આપ. બે રૂપિયા લઈ લે એટલે પછી એ ખોળવા ના આવે. પછી આગળ ચાલવા દે. પાછો બીજી જગ્યાએ ગૂંચાય.

**પ્રશ્નકર્તા :** મનનું 'સોલ્યુશન' આપતી વખતે પાછો નવો અભિપ્રાય ના પડી જાય ?

**દાદાશ્રી :** ના. એ તો આપણે બાંધવા હોય તો બાંધીએને ! પેણે માર ખાધો એટલે ફરી બાંધવાની ઈચ્છા તો ના હોય. પણ ભૂલ થતી હોય તો બંધાઈ જાય. જાગૃતિ રાખવી જોઈએને ! એ તો 'હોમ' (સ્વ)માં રહીને નિકાલ કરવાનો છે.

**પ્રશ્નકર્તા :** મન વશ કરવા માટે બહુ સુંદર રસ્તો છે, શોર્ટકટ.

**દાદાશ્રી :** હા, નહીં તો આ બધું વશ થાય નહીં.

અભિપ્રાય કોઈનો કરવાનો નહીં અને થઈ ગયો હોય તો પશ્ચાતાપ લેવો. આપણું ધાર્યું ના થાય પાછું, પણ પસ્તાવો લેવો. હા,

એટલે બહુ સારો રસ્તો છે આ. પણ તે લોકોને સમજાવો મુશ્કેલ છે ને ! બાકી મન વશ કરવા નીકળ્યા છે, તે તો જ્ઞાની પુરુષ વશ કરી આપે. મન એ જ્ઞાનથી બંધાય એવું છે. બાકી મન કોઈ જગ્યાએ બંધાય નહીં. આ અભિપ્રાય કોણ કરાવે છે ? બુદ્ધિ ! આખો દહાડો ડખલ કર્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** ઓપિનિયન બુદ્ધિ આપે ?

**દાદાશ્રી :** ત્યારે બીજું કોણ આપે ? બુદ્ધિ અને અહંકાર, બે ભેગા થઈને ઓપિનિયન આપે. અહંકાર આંધળો છે, તે બુદ્ધિના કહ્યા પ્રમાણે ચાલે છે. શાક તીખું થયું તો તીખું કહે અને ફલાણું ગળ્યું થયું તો સારું થયું, કહે. સારું-ખોટું બુદ્ધિ કરે, એ અભિપ્રાયથી મહીં મન ઊભું થાય છે. ખાવાથી મન નથી થતું. ખાવા-પીવા, ભોગવવાથી મન થતું નથી.

કોઈ પણ અભિપ્રાય ના રહે, અભિપ્રાય ખલાસ થઈ ગયા એટલે મન ખલાસ થઈ ગયું. મનનો જન્મ જ ના થાયને ! મન જન્મે જ છે એમાંથી. આ લોકોએ મનના ફાધર-મધર ખોળ્યા જ નથી અને મનને વશ કરવા માટે પ્રયત્ન કરે છે. અલ્યા, મનને વશ શું કરવા કરે છે ? એનાં ફાધર-મધરને ખોળી કાઢને.

**પ્રશ્નકર્તા :** હા, પછી ફાધર જ નથી તો મન ખલાસ થઈ જાય.

**દાદાશ્રી :** તો પછી ખલાસ થઈ ગયું. એટલે અભિપ્રાય નથી, તેને કશીય ભાંજગડ નથી.

## મનની મા !

**પ્રશ્નકર્તા :** અંતઃકરણમાં મન-બુદ્ધિ-ચિત્ત અહંકાર છે. એમાં અહંકાર પ્રેસિડન્ટ છે, તો પછી એ મનનો બાપ ના થયો કહેવાય ?

**દાદાશ્રી :** ના, મન કંટાળે ત્યારે અહંકારને ના ગમે. એ કોઈ કોઈનું પ્રેસિડન્ટ છે નહીં એ લોકો ! હા ! આ ચલણ જ કર્મનાં. સહી

એની ઈચ્છાની બહાર હોય. બધા મેમ્બર આવ્યા, પાર્લામેન્ટ ભરીને સહી એની થાય. સહી નામની એની થાય, મનની ના થાય. એ મનનો ઉપરી નથી. મન તો ગાંઠતું જ નથી કોઈને. ચિત્તનેય ગાંઠતું નથી. બુદ્ધિનેય ગાંઠતું નથી. પણ જ્યારે પાર્લામેન્ટ ભરાય ત્યારે વોટીંગ થાય, ડિસિઝન આવે ત્યાર પછી ચૂપ થઈ જાય છે. પછી મનથી બોલાય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિ એની જનેતા થઈ કહેવાયને ?

**દાદાશ્રી :** બુદ્ધિથી જ આ જગત ઊભું થયેલું છે.

**પ્રશ્નકર્તા :** એટલે મનની મધર બુદ્ધિ થઈને ?

**દાદાશ્રી :** નહીં, સીધી નહીં.

મનની મધર તો લેંગવેજ છે. એ જો લેંગવેજ; શબ્દ ના બોલે તો એમ ને એમ મનમાં ઓપિનિયન અંદર રહે તો વાંધો નહીં. લેંગવેજ બોલ્યો તો મન ઊભું થાય.

એટલે આ મધર લેંગવેજ છે, એ જે ભાષા જાણતો હોય, તે ભાષા એની મધર, દરેકની ભાષા એમની સમજણના પ્રમાણમાં હોય. આપણી ભાષાના જે શબ્દો છે, તે આપણા જ્ઞાનના આધારે છે. આ બધા ફોડ ના પડે, તો માણસ મોક્ષે ના જાય. મોક્ષે જવા તો બધા ફોડ પડવા જોઈએ.

કઈ લેંગવેજ અને કેવી લેંગવેજ બોલે છે, તે બોલી એ લેંગવેજ. જે લેંગવેજ (ભાષા)માં તમે ઓપિનિયન આપો ત્યાં આગળ મન બંધાઈ જાય. એ લેંગવેજમાં એ મનનો જન્મ થાય. અને તે જ લેંગવેજમાં મન કામ કરશે. બીજી લેંગવેજમાં મન કામ નહીં કરે. દરેકના મનની પોતપોતાની લેંગવેજ જુદી જુદી હોય.

## ન બોલ્યા, તો કશું નહિ !

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય, ભાષા અને વિચાર એ ત્રણેય મનના

વિકલ્પ છે ?

**દાદાશ્રી :** અભિપ્રાય એ ઈગોઈઝમનો છે. વિચાર એ માઈન્ડના છે અને ભાષા તો વાણીની, સ્પીચની છે. ભાષા એ સ્પીચની બાઉન્ડ્રી છે.

**પ્રશ્નકર્તા :** પછી મન જોડે ભાષાનું કનેક્શન તો ખરું જ ને ?

**દાદાશ્રી :** હા, બધું કનેક્શનવાળું જ છે.

**પ્રશ્નકર્તા :** તો એ શું કનેક્શન છે ? લેંગવેજ અને માઈન્ડનું ?

**દાદાશ્રી :** લેંગવેજ ના હોત તો ઓપિનિયન શી રીતે બોલત ? અને મુસલમાન છે તે ઓપિનિયન કઈ ભાષામાં કરે ?

**પ્રશ્નકર્તા :** એટલે ઓપિનિયન એની ભાષામાં થાય છે.

**દાદાશ્રી :** હા બસ, એટલું જ કનેક્શન છે. જે ભાષામાં ઓપિનિયન છે એ ભાષા અને ઓપિનિયન એ બેથી છોકરું થાય છે. ભાષા ના હોય તો ઓપિનિયન કેમ કરીને કરો ?

**પ્રશ્નકર્તા :** ભાષા એટલે શબ્દરૂપે કહો છો કે ?

**દાદાશ્રી :** ભાષા એટલે લેંગવેજ ને ઓપિનિયન એટલે આ સારું છે ને આ સારું નથી. એને માટે ભાષા ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ભાષાના ચાર પ્રકાર શાસ્ત્રમાં કહ્યા છે.

**દાદાશ્રી :** આ ખુલ્લી વૈખરી છે. વૈખરી હોય તો જ બોલાય છે. આ વૈખરી હોય તો જ ઓપિનિયન થાય છે, નહીં તો ઓપિનિયન જરા પાતળો થાય. ખરેખર તો વૈખરીને લીધે ઓપિનિયન બંધાય છે. આ મોઢે બોલે છે ને, તેનો ઓપિનિયન બંધાઈ ગયો. નહીં તો અંદર જે છે તેથી કંઈ અભિપ્રાય બંધાઈ જતો નથી.

**પ્રશ્નકર્તા :** એટલે જે ભાષા બોલાય છે, એ માઈન્ડની મધર છે એમ ? અને જો આપણે બોલીએ નહીં તો.

**દાદાશ્રી :** આવું ટુકડા શા માટે કરો છો ? ભાષા એ મધર છે. ભાષાના ટુકડા વૈખરી ને ફૈખરી કશું કંઈ ફોરેનવાળાં સમજતાં નથી. આ તો અહીંવાળાએ ટુકડા બહુ કર્યા. બહુ દોઢડાહ્યા તે એના પીસીસ કરી નાખેલાં.

**પ્રશ્નકર્તા :** ના, ના, આ પીસીસની વાત નથી. ગમે તે હોય પણ આ જે બોલે છે કે આ સારું છે, એ મોઢેથી બોલ્યો એટલે એ માઈન્ડની મધર થઈ ગઈ. હવે ના બોલ્યો હોય પણ અંદર એને એમ રહ્યા કરે કે આ સારું છે તો ?

**દાદાશ્રી :** અંદર સારું છે એમ હોય તો એ અભિપ્રાયમાં જાત નહીં. પણ આ બોલ્યો કે સારું છે, એટલે અભિપ્રાય ક્લિયર (સ્પષ્ટ) થયો ને તરત માઈન્ડ ઊભું થઈ ગયું. પેલો જ્યારે બોલશે ત્યારે માઈન્ડ ઊભું થઈ જશે. પણ બોલ્યો નથી તો અભિપ્રાય ક્લિયર ના થાય. હવે વખતે બોલ્યો ને અભિપ્રાય ક્લિયર થઈ ગયો, તો એ અભિપ્રાય આપણે કટ કરવા પડે. તમે કેરી જોતાની સાથે જ કહો કે કેરી કેવી સરસ છે ! તેની પાછળ આપણે તરત જ બોલવું જોઈએ કે ભઈ, શેને માટે આપણે સરસ ને ના સરસ ? તો એ અભિપ્રાય ઊડી ગયો.

**પ્રશ્નકર્તા :** હવે એ મોઢેથી બોલે પણ નહીં પણ અંદર ને અંદર તો એને થાય કે કેરી સરસ છે તો ?

**દાદાશ્રી :** ના, અંદરનાની કશી ભાંજગડ નથી. બહાર તો મોઢે બોલ્યો એટલે થઈ રહ્યું. મન ઊભું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપણે મોઢેથી બોલીએ નહીં, પણ રસ્તે ચાલતા જતા હોઈએ અને દારૂ પીવો છે એવું થયા કરે તો ?

**દાદાશ્રી :** હા, એ થયા કરે છે તે એનું શું કારણ છે ? પાછલાં કૉઝિઝ સેવન કર્યાં છે, એ કૉઝિઝ બોલે છે. અને આ સ્થૂળ ભાષા બોલે તો પછી સ્થૂળમાં દારૂ પ્રગટ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** જો મોઢેથી ના બોલીએ તો ના થાય ?

**દાદાશ્રી :** જ્યાં સુધી મોઢે ના કહે ત્યાં સુધી ઠેલાય. મનની આ બહુ ઝીણી વાત છે. આ શોધખોળ થયેલી જ નથી. અને હું સહેલી ભાષામાં વાત કરું છું ત્યારે તમને ગમતું નથી.

**પ્રશ્નકર્તા :** ગમે છે પણ સમજાતું નથી.

**દાદાશ્રી :** એમાં શું સમજવા જેવું છે તે ? તમે બોલ્યા કે આ કેરી ખરાબ છે એટલે હું સમજું કે આ આમને ચોંટી. જ્યારે હું બોલું કે કેરી ખરાબ છે, તો હું તરત અંદર ફેરવી નાખું કે આ શા માટે ખરાબ ને સારું કહેવું. તો એ ચોંટે નહીં ને ઊડી ગયું.

**પ્રશ્નકર્તા :** પણ મને એમ થાય છે કે આ કેરી ખરાબ છે, ખરાબ છે એવું મોઢે ના બોલું પણ અંદર તો મને થયા જ કરતું હોય તેનું શું ?

**દાદાશ્રી :** એ અંદર થાય તેનો વાંધો નહીં. પણ મોઢે બોલશોને તો ચોંટશે ને અંદર ગમે એટલી બૂમાબૂમ કરશો, પણ મોઢે બોલ્યા નહીં તો અંદરની ચિંતા કરવા જેવી નથી. મોઢે બોલે કે આ નાલાયક છે અને આ લાયક છે, તો એ બેઉ ચોંટ્યું અને અંદર નાલાયાક ને લાયક છે, હોય તો ચોંટ્યું નથી. એ અભિપ્રાય બંધાઈ રહ્યો છે. હજુ એનું બંધારણ થયું નથી. એ અભિપ્રાય અંડર કન્સ્ટ્રકશન (બંધારણની શરૂઆત) છે. આપને સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** તો પછી પહેલી ભાષા કે પહેલાં વિચાર ?

**દાદાશ્રી :** અરે, સહેલી દીવા જેવી વાત કરું છું કે આ નાલાયક છે, એમ બોલવાનું કંઈ કારણ છે તમને ? કોઈને નાલાયક કહેવામાં કોઈ કારણ ખરું ? ત્યારે કહેશે, 'ના, કંઈ કારણ નહોતું.' ત્યારે કંઈ આ ગપ્પું હતું ? ના, આ ગપ્પુંયે નહોતું. પહેલાં બીજ નાખેલું છે તે આ કન્સ્ટ્રકશન થઈ રહ્યું છે. અને બોલે નહીં ત્યાં સુધી હજુ ત્રીજો માળ થયો નથી.

**પ્રશ્નકર્તા :** તો અંદર વિચાર પહેલાં આવે ને પછી એ બોલ્યો

ને ? 'એ નાલાયક છે' એવો જે વિચાર છે એ પહેલાં આવ્યો ને ?

**દાદાશ્રી :** ના, એવું કશુંય નહીં. વિચાર ના આવે ને બોલે. કેરી જોતાંની સાથે જ બોલે, કે 'ખરાબ છે.' હવે એવો વિચારેય ના આવ્યો હોય.

**પ્રશ્નકર્તા :** વિચાર નથી તો પછી એ કેમ બોલે ?

**દાદાશ્રી :** નહીં, એ અભિપ્રાય છે અંદર !

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એવો થયો ને કે, અભિપ્રાય પહેલાંનો જે પડેલો છે, એ અભિપ્રાયના આધારે એનું પહેલાનું મન છે.

**દાદાશ્રી :** એ પહેલાંનો પડેલો, બગડેલો બધો કચરો કાઢી નાખો ને ! મોઢે બોલશો નહીં અને બોલો તો ધોઈ નાખજો. અંદર ગમે તેવું હોય તો છો ને રહ્યું, આખી દુનિયાનો કચરો છોને રહ્યો, પણ મોઢેથી જેટલા ડાઘ પડે એટલા ધોઈ નાખજો. એટલે 'કમ ટુ ધી શોર્ટકટ.' આમ આવું ગૂંચાય ગૂંચાય કરો છો ને. એ આમ થયું ને તેમ થયું, પહેલાનું ને પછીનું. અને બધાને કંઈ ઓછે મહિને ડિલિવરી થઈ જાય છે ? એ તો કોઈકને જ, બે-પાંચ ટકાને ઓછે મહિને ડિલિવરી થાય, એમાં ગભરાવાની શી જરૂર છે ? આ શોર્ટમાં કહી દીધું કે આટલું કામ શીખજો કે અભિપ્રાય બંધાયો કે તોડી નાખજો. તો પછી બીજી બધી જવાબદારી અમારી. તમને શું આ બધું પેસી ગયું છે ? ઉઘાડું દેખાય છે, તેને ઝાલતા નથી ને નથી ઉઘાડું તેને પકડો છો !

**પ્રશ્નકર્તા :** પણ પચ્ચીસવાર મહીં ઊભું થાય, તે છવ્વીસમી વખત બોલાઈ જ જાય.

**દાદાશ્રી :** હા, તે બોલાઈ જ જાય. એટલે બોલ્યા તેને પછી આપણે ધોઈ નાખવાનું. બોલાઈ જવાય તેનો સવાલ નથી, પણ તે આપણે ધોઈ નાખવાનું. અભિપ્રાય આપણને થયો કે આ નાલાયક છે. તે આપણે ધોઈ નાખવું. બીજી કશી ભાંજગડમાં ઉતરવું નહીં. એ શીખવાડું છું તમને. તમારી સમજમાં આવ્યું કે ન આવ્યું ?

**પ્રશ્નકર્તા :** સમજાયું તો છે.

**દાદાશ્રી :** તો પછી આવું ઊંડું શું કરવા ખોતરો છો તે ? આ કઢી તો છાશની હતી, છાશ તો દહીંની હતી અને આ દહીં તો દૂધનું હતું. અને આ દૂધ તો ભેંસનું હતું અને આ ભેંસ તો ફલાણાની હતી. એવું કરવાનું કહ્યું છે ?

ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ. ધેર આર ટુ વ્યુ પોઈન્ટસ ટુ સોલ્વ ધીસ પઝલ. વન રિલેટિવ વ્યુ પોઈન્ટ, વન રિયલ વ્યુ પોઈન્ટ. ડોન્ટ ગો થ્રુ. એ અધિકાર મને છે. માટે ડોન્ટ ગો થ્રુ, એ અધિકાર વગર થ્રુ જવાય નહીં, નહીં તો એ ગુનો છે. અમે તમને રસ્તો બતાડીએ છીએ. તે તમારે મન બંધ કરવું છે ને કે બીજું કંઈ કામ છે ? કે તત્ત્વજ્ઞાની થવું છે ? થ્રુ જઈને તત્ત્વજ્ઞાની થવું છે ?

**પ્રશ્નકર્તા :** અમે ગુફાની ભૂલભૂલામણીમાં જઈ આવ્યા, હવે નથી જવું.

**દાદાશ્રી :** બધો માર ખાધો છે, હવે તો જરાક જંપો. આ માઈન્ડની સરસ દવા બતાવું છું. આટલી દવા જો ફોરેનવાળાને મેં બતાવી હોય ને કે આ રીત છે, તો ફોરેનવાળાં કૂદાકૂદ કરી મેલે ને ગેલમાં આવી જાય કે હેં માઈન્ડનું સોલ્યુશન !! ફોરેનવાળાનેય સોલ્યુશન આ જ છે કે એમની ઈંગ્લિશ લેંગ્વેજમાં બોલે છે, એટલે ઈંગ્લિશ લેંગ્વેજ એ એમની મધર છે અને એ જે ઓપિનિયન છે, તે માઈન્ડનો ફાધર છે. આપની સમજમાં આવ્યું ? ફૂલ, હંન્ડ્રેડ પરસેન્ટ ? થયું ત્યારે. મારું બોલેલું નકામું નથી ગયું.

**પ્રશ્નકર્તા :** ના. પણ થોડી ઘણી વસ્તુ સમજાઈ છે. પણ હવે એક વસ્તુ એવી સમજાઈ છે કે હવે આ ગુફામાં જવું નથી અને ગુફાનું પરીક્ષણ કરવું નથી.

**દાદાશ્રી :** હા, બરોબર છે. વખતે મેં તમને દબડાવ્યા તો તમે મને દબડાવો એટલે ઉકેલ આવી જાય પણ એનો ઉકેલ લાવી નાખો

ને ! કામ સાથે કામ રાખો ને !

## 'લેંગવેજ' તો અનિવાર્ય !

**પ્રશ્નકર્તા :** આ લેંગવેજનું જરા વિશ્લેષણ કરો ને ?

**દાદાશ્રી :** જે લેંગવેજ હોય તે એની મધર.

**પ્રશ્નકર્તા :** એનો એક દાખલો આપો ને કે મન આ રીતનું બંધાય.

**દાદાશ્રી :** મુસલમાનનું મન કેવું હોય ? ત્યારે કહે, મુસ્લિમ લેંગવેજ વીથ અભિપ્રાય.

એટલે અભિપ્રાય ઉપર આધાર રાખે છે. મન તો બધાં જુદાં જુદાં હોય, એટલે અભિપ્રાય જુદો જુદો હોય ને, પછી લેંગવેજ એક જ પ્રકારની. હિન્દુનું મન કેવું હોય ? ત્યારે કહે, આવું હોય.

**પ્રશ્નકર્તા :** અંદર જ્યાં સુધી શબ્દ ના આવે ત્યાં સુધી મન ઊભું ન થાય એમ કહો છો ને ?

**દાદાશ્રી :** હા, શબ્દ આવે તે પાછો અભિપ્રાયરૂપે થાય ત્યારે મન ઊભું થાય. શબ્દ આવે તેનો વાંધો નથી પણ અભિપ્રાયરૂપે નથી, તો હજુ વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** કારણ કે શબ્દ હોય તો જ વિચાર આવે, નહીં તો વિચાર આવે જ નહીં.

**દાદાશ્રી :** ના, ના, આ શબ્દો છે ને, તે આ ગાયો-ભેંસો બધાય બોલે છે. પણ એમને અભિપ્રાય નથી એટલે એમને મન ઊભું ના થાય. આ શબ્દ બોલે છે એમાં અભિપ્રાય સહિતનું થયું કે મન ઊભું થયું.

**પ્રશ્નકર્તા :** એટલે એક પોતાની આખી ભાષા ઊભી કરી દીધી.

**દાદાશ્રી :** હા. તે ભાષામાં અભિપ્રાય બંધાયા. બાકી, ગાયો-ભેંસો

દરેક પોતપોતાની ભાષામાં બોલે છે. એમની ભાષા જુદી હોય છે, પણ એમાં અભિપ્રાય નથી હોતો. એ લોકોને અભિપ્રાય ના હોય, દેવલોકોને અભિપ્રાય ના હોય, દેવલોકો ય બોલે પણ અભિપ્રાય વગર. એટલે એમને મન ઊભું ના થાય. મન આ લોકો જ ઊભું કરે છે, અક્કલના કોથળા બધા !

ગુજરાતી મન કેવું હોય ? ગુજરાતી લેંગવેજ એ મધર છે અને અભિપ્રાય એ ફાધર છે. આ બેનું ભેગું થવાથી મન ઉત્પન્ન થયું છે. કાં તો અભિપ્રાય ઊભા ના થાત તો મન ઊભું ના થાત. કાં તો અભિપ્રાય રહે તો લેંગવેજ ના હોય તોય મન ઊભું ના થાય. પણ આ લેંગવેજ વગર ચાલે એવું નથી. ત્યારે એનો ફાધર ભેગો ના થવા દઈએ તો ચાલે. તે તમે કેટલાય અભિપ્રાય આપતા હશો ? 'આ આવો છે, આ આવો છે, આ આવો છે એવો અભિપ્રાય નથી આપતા ? ઓપિનિયન આપો છો ને ? હં. એ અભિપ્રાય બંધ થઈ જાયને તો થઈ રહ્યું, મન ખલાસ ! છેવટે તો અભિપ્રાય છોડવાના જ છે બધા. બીજું કશું છે જ નહીં. અભિપ્રાયથી આ મન ઊભું થયેલું છે ને મનથી આ જંજાળ ઊભી થયેલી છે, આ બધો સંસાર ઊભો રહ્યો છે.

## એમાં કારણ-કાર્ય જેવો ફેર !

**પ્રશ્નકર્તા :** વિચાર અને અભિપ્રાય બન્ને એક જ વસ્તુ છે ?

**દાદાશ્રી :** નહીં, જુદાં છે. અભિપ્રાય એ કોઝિઝ છે અને વિચાર એનું પરિણામ છે.

## વાસ્તવિકતા એ નથી અભિપ્રાય !

**પ્રશ્નકર્તા :** ફેક્ટ (વાસ્તવિકતા) અને ઓપિનિયન બે જુદા જ કહેવાય ને ?

**દાદાશ્રી :** જુદું જ કહેવાયને ! ઓપિનિયન શંકાવાળો હોય અને જેમાં શંકા ના હોય એ ફેક્ટ કહેવાય, વાસ્તવિકતા હોય.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા જ્ઞાની છે એ ફેક્ટ છે, ઓપિનિયન નહિ.

**દાદાશ્રી :** ફેક્ટ છે, ઓપિનિયન નથી.

**પ્રશ્નકર્તા :** એટલે ફેક્ટ અને ઓપિનિયનનો ડિફરન્સ સમજવો જોઈએ.

**દાદાશ્રી :** બહુ, બહુ જ ! પેલું વાસ્તવિકતા બતાવે. જ્ઞાની એટલે જ્ઞાનનું હોવાપણું સંભવે. જ્ઞાન હોય તો જ જ્ઞાની કહેવાય. અને જે જ્ઞાનનું ફળ અજ્ઞાનતા હોય, એને જ્ઞાની કેમ કહેવાય ?

## અભિપ્રાય, જીવતો કે મડદાલ ?

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** અભિપ્રાય અને કર્મફળ એ બે વચ્ચે ગાળો છે કે કેમ ?

**દાદાશ્રી :** એવું છે ને, અભિપ્રાય બે જાતના. એક જગતના માણસને છે તે જીવતો અભિપ્રાય. અને આ જ્ઞાન પછી 'અહીં' આગળ છે તે નિર્જીવ અભિપ્રાય. એમાં કયા અભિપ્રાયની વાત કરો છો તમે ?

**પ્રશ્નકર્તા :** જેનાથી કારણ દેહ બંધાય છે તે.

**દાદાશ્રી :** તે તો જીવતો અભિપ્રાય. આ તમે કહો કે આ ભાઈ ચીકણા છે, તો એ તમારો હવે જીવતો અભિપ્રાય નથી આ. એટલે તમને નુકસાન નહીં કરે ને એમનેય નુકસાન નહીં કરે. પણ બીજો બહારનો માણસ આવું કહે તો એને કર્મ બંધાશે.

**પ્રશ્નકર્તા :** અભિપ્રાય આપે કે તરત જ ભાવમન બંધાઈ જાય ?

**દાદાશ્રી :** હા, અભિપ્રાય આપે એટલે ભાવમન બંધાઈ ગયું. એનાથી પછી દ્રવ્યમન ઉત્પન્ન થાય, એ ગાંઠ જ પડે. મન એ ગ્રંથિ છે.

## રોંગ બિલિફથી અભિપ્રાય !

**પ્રશ્નકર્તા :** આ દેહ તો પંચમહાભૂત છે, એમાં તો કશું છે જ નહીં અને આત્મા તો નિરાળો જ છે, જુએ ને જાણે. એને કંઈ લેવાદેવા

નથી. તો આ મન વચ્ચે ક્યાંથી ઉપસ્થિત થયું ?

**દાદાશ્રી :** એ આત્મા શુદ્ધ છે. આ બધાં પાંચ તત્ત્વો છે પણ તમે એમ માન્યું કે 'હું ચંદુભાઈ છું', ત્યાંથી મન ચાલુ થયું. 'હું ચંદુભાઈ છું' એ રોંગ બિલિફ છે, અને પછી આ તો ભઈ આનો આમ થઉં, આનો વેવાઈ થઉં, આનો મામો થઉં, આનો કાકો થઉં, એના પર પછી અભિપ્રાય બેઠાં. અને અભિપ્રાયથી મન ઊભું થયું છે આ. તે 'હું કોણ છું' એ ભાન થાય, રાઈટ બિલિફ બેસે તો ઉકેલ આવી જાય. રોંગ બિલિફથી આ બધું આખું ઊભું થયું છે. એટલે બંધનું કારણ રોંગ બિલિફ છે અને ઉકેલનું કારણ રાઈટ બિલિફ છે.

## બીજા ભવમાં ય જોડે...

**પ્રશ્નકર્તા :** મન સ્વતંત્ર છે, જુદું છે, જડ છે, તો એ શી રીતે આવ્યું ?

**દાદાશ્રી :** અભિપ્રાય બાંધ્યા એટલે. અભિપ્રાય ના બાંધીએ એટલે મન ઊડી જાય. ' આ સારું' અને 'આ ખોટું' બેઉ અભિપ્રાય મન ઊભા કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ મન એ જડ છે અને સ્વતંત્ર, જુદું છે ?

**દાદાશ્રી :** હા, જુદું છે.

**પ્રશ્નકર્તા :** તો પછી બીજા અવતારમાં આવે છે શી રીતે ? એ જડ તો બળી જાય છે ને પછી ?

**દાદાશ્રી :** આ અવતારનું ઓગળી જાય. બીજા અવતારનું નવું ઊભું કર્યું હોય ને પાછું ? જોડે એ જોઈએ તો ખરુંને ! મન વગર તો ગાડું જ ના ચાલે.

**પ્રશ્નકર્તા :** ઓપિનિયન કોણ બાંધે છે ?

**દાદાશ્રી :** એ જે બાંધનારો હોય તે.

**પ્રશ્નકર્તા :** તો એ એનો ફાધર ?

**દાદાશ્રી :** ના, એ ફાધર ન હોય. એ તો એકલું એક ઓપિનિયન નથી કરતો, બીજાં બધા બહુ કાર્યો કરે છે. આ ઓપિનિયનથી માઈન્ડ બંધાય છે. ઓપિનિયન ના કરે તો માઈન્ડ બંધાય નહીં. આ કરેક્ટ વાત કહું છું, લખી લો.

## મનનાં દાદા-પરદાદા કોણ ?

**પ્રશ્નકર્તા :** આ ઓપિનિયન અને ભાષા એ બન્ને કોનું સર્જન છે ?

**દાદાશ્રી :** ઈગોઈઝમનું સર્જન છે.

**પ્રશ્નકર્તા :** એ અહંકાર કોનું સર્જન છે ?

**દાદાશ્રી :** એ અહંકાર અજ્ઞાનતાનું સર્જન છે.

**પ્રશ્નકર્તા :** એ અજ્ઞાનતા કોનું સર્જન છે ?

**દાદાશ્રી :** એ દબાણ છે. અત્યારે અહીં આગળ અંધારું થઈ જાય ને, તો બધાં આંખોવાળા આમ આમ કરે કે ? એ શાનું સર્જન છે ? આ લાઈટ બંધ થઈ જાય તો આમ આમ કરતા હેંડે કે લોકો ?

**પ્રશ્નકર્તા :** હા, પણ એ અંધકારથી છે.

**દાદાશ્રી :** હા, અજ્ઞાનતા એટલે બિલકુલ અંધારું ઘોર. એ અંધારામાં બિચારો ભટક ભટક કરે છે.

**પ્રશ્નકર્તા :** અસ્તિત્વ કોનું છે ? અંધકારનું છે કે પ્રકાશનું છે ?

**દાદાશ્રી :** અંધકારનું હોય ત્યારે પ્રકાશ નથી હોતો. પ્રકાશ હોય ત્યારે અંધકાર નથી હોતો. આ હું અંધકાર જોઈ શકતો જ નથી.

**પ્રશ્નકર્તા :** આપ જેવા તો વિરલ વિભૂતિઓ જ હોય કે જે અંધકાર જોઈ જ ના શકે. સામાન્ય લોકોને તો આવું હોય જ નહીંને ?

**દાદાશ્રી :** તો શું માના પેટે હું જન્મેલો નથી ? ઉપરથી પડેલો છું કંઈ ? બધા માના પેટે જન્મેલાને થઈ શકે છે, ઈન્ડિયન હોવો જોઈએ. ફોરેનનો ના હોવો જોઈએ. 'મેઈડ ઈન ઈન્ડિયા' હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો દાદા, અભિપ્રાય અને બિલિફ, એ બેની વચ્ચે શું ફેર ?

**દાદાશ્રી :** આ બે સગાભાઈ તો નહીં, પણ પિતરાઈયે નહીં ને કુટુંબીયેય નહીં. એકને નાળ ફાડેલી હોય ને એકની ગોળ હોય તો બેમાં કેટલો ફેર ?

**પ્રશ્નકર્તા :** ફેર તો મોટો કહેવાય.

**દાદાશ્રી :** એવું આ અભિપ્રાય ને બિલિફને લેવાદેવા નહિ.

**પ્રશ્નકર્તા :** બિલિફ જો હોય તો બિલિફથી પણ માણસ બંધાયેલો હોય છે ને ?

**દાદાશ્રી :** આ તમને 'હું શુદ્ધાત્મા છું' એ બિલિફ છે તેને ને અભિપ્રાયને શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** એ અભિપ્રાય નથી.

**દાદાશ્રી :** તો પછી એની જોડે એને શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** નાના સ્ટેજમાંથી અભિપ્રાય પાકો થતાં બિલિફ થઈ જાય ?

**દાદાશ્રી :** ના, બેને લેવાદેવા જ નહિ ને ! ઉત્તર-દક્ષિણ જેવા જ બિલિફ ને અભિપ્રાય. રોંગ બિલિફ ને રાઈટ બિલિફ, બે જ જાતની બિલિફ. અભિપ્રાય તો અનેક જાતના. અને તેય રોંગ બિલિફ હોય તો જ બેસે. રાઈટ બિલિફ હોય તો ના બેસે. 'હું શુદ્ધાત્મા છું' તો અભિપ્રાય ના હોય.

**પ્રશ્નકર્તા :** એને પછી રાગ-દ્વેષ હોય નહીં ?

**દાદાશ્રી :** હોય જ નહીં.

**પ્રશ્નકર્તા :** વસ્તુ રંગે કાળી હોય તો એ કાળી છે એમ કહે છે, પણ સારી છે કે ખોટી છે એમ ના કહે.

**દાદાશ્રી :** એવું છે ને કે કાળી કહેવામાં વાંધો નથી. જ્યાં સુધી અજ્ઞાની છે, ત્યાં સુધી અભિપ્રાય હોય જ. અને જ્ઞાની હોય તેને અભિપ્રાય બેસે નહિ. પાંચ આજ્ઞા પાળે, તેને કોઈ પણ જાતની જવાબદારી છે જ નહીં. પણ આજ્ઞા ના પાળે તેને શું થાય ?

**પ્રશ્નકર્તા :** રોંગ બિલિફ અને અભિપ્રાય એ બેનો સંબંધ શો છે ?

**દાદાશ્રી :** અભિપ્રાય ને એવી કેટલી ચીજો ભેગી કરો ત્યારે એ રોંગ બિલિફ કહેવાય. એટલે અભિપ્રાય એ રોંગ બિલિફનો એક નાનામાં નાનો ભાગ છે. રોંગ બિલિફ એ કંઈ અભિપ્રાયનો ભાગ નથી. અભિપ્રાયોની જન્મદાતા રોંગ બિલિફ છે.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી રોંગ બિલિફ જાય છે, તો ય અભિપ્રાયનું અસ્તિત્વ તો હોય છે ?

**દાદાશ્રી :** હા, રોંગ બિલિફ જાય પછી અભિપ્રાય જાય. એવી એક નહિ પણ ઘણી બધી ચીજો કાઢવાની છે, ગણી ગણીને ! પણ રોંગ બિલિફ ગઈ હોય, તે એ જાય બધાં. જેનું મૂળ ઊડી ગયું, એ પછી સૂકાઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે બધાનું મૂળ આ રોંગ બિલિફ છે ?

**દાદાશ્રી :** હા. આખા સંસારનું મૂળ જ રોંગ બિલિફ છે, ધોરીમૂળ. એ રોંગ બિલિફ ગઈ એટલે આપણને બધી તરત ઓળખાણ પડી જાય. ઓળખાણ પડે કે જાય. જ્યાં સુધી ઓળખાણ ના પડે ત્યાં સુધી ના જાય. અભિપ્રાય એ નુકસાન કરે છે એવું ખબર ના પડે, સમજણ ના પડે ત્યાં સુધી એ જાય નહીં. માણસને અભિપ્રાય આપતાં

બહુ સરળ થઈ પડે છે, એ સહેલું આવડે છે. એટલું સરળ છે કે ન પૂછો વાત !

**પ્રશ્નકર્તા :** એ તો ઊંધું ચાલવાનું થયું ને ?

**દાદાશ્રી :** હા, 'નાલાયક છે, બદમાશ છે કે ચોર છે,' બધું કહે. અભિપ્રાય આપ્યો કે જવાબદારી મોટી આવી.

## બધામાં સામ્રાજ્ય તો કષાયનું !

**પ્રશ્નકર્તા :** આ કષાય અને અભિપ્રાય એ બેનો સંબંધ શો છે ?

**દાદાશ્રી :** સામ્રાજ્ય કષાયનું, અભિપ્રાય એ બધી પ્રજા એમની.

**પ્રશ્નકર્તા :** એટલે અભિપ્રાયના આધારે કષાય ઊભા થાય એવું નથી ?

**દાદાશ્રી :** એ રાજ ગયું હોય, એ કષાયો ગયા હોય તો અભિપ્રાયની કિંમત નથી.

**પ્રશ્નકર્તા :** એટલે કષાય વગર પણ અભિપ્રાય હોય ?

**દાદાશ્રી :** અભિપ્રાય આપે તોય કિંમત નથી પાછી. કષાયો દૂર થયા હોય, તો એનો અભિપ્રાય આપે તો એની કિંમત નથી. કષાયો છે ત્યાં સુધી અભિપ્રાયની જવાબદારી.

**પ્રશ્નકર્તા :** એટલે કષાયના આધારે અભિપ્રાય ઊભા છે, એ ખરું ?

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં. અભિપ્રાય તો એ પોતે જ ખ્યાલ ના હોય કે આ શું કામ કરી રહ્યો છે તે. ભૂલ કરી રહ્યો છે કે સારું કરી રહ્યો છે એ ખ્યાલ ના હોય, મોટાં મોટાં જ્ઞાનીઓને એમને પોતાનેય ખબર ના પડે. એ તો અમે કહીએ ત્યારે ખબર પડે કે આ અભિપ્રાયનાં આવાં જોખમ છે. કારણ કે પોતે જ અભિપ્રાય આપનારો, પોતે પોતાને જોઈ શકે કેવી રીતે ?

## તત્ત્વદૃષ્ટિ ત્યાં ન અભિપ્રાય !

**પ્રશ્નકર્તા :** કોઈ માણસ અભિપ્રાય આપતો હશે ?

**દાદાશ્રી :** અભિપ્રાય તો આપવાનો જ ને ? જ્યાં સુધી અવસ્થા દૃષ્ટિ છે ત્યાં સુધી આપવાનો. તત્ત્વદૃષ્ટિ હોય તો અભિપ્રાય ના અપાય.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી તત્ત્વદૃષ્ટિ તો થયેલી છે, છતાંય અભિપ્રાય આપે જ છે ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એવું શાથી થઈ જાય છે ?

**દાદાશ્રી :** થાય છે ને બધાંને, તત્ત્વદૃષ્ટિ તને આપી છે પણ તુંય અભિપ્રાય આપે.

**પ્રશ્નકર્તા :** એટલે આ દૃષ્ટિ હોવા છતાંય અભિપ્રાય અપાય, ખરું ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો તો તત્ત્વદૃષ્ટિથી જોવામાં કંઈક ભૂલ રહી જાય છે ?

**દાદાશ્રી :** નહીં, કષાયોનો અભાવ થયો નથી.

**પ્રશ્નકર્તા :** એટલે કષાયના કારણે અભિપ્રાય અપાય છે ?

**દાદાશ્રી :** હા. તેય જીવતા કષાય નહિ, મરેલા કષાય, ડિસ્ચાર્જ કષાય. લોકો કહે, 'ભઈ, આ તો મહાન સીતા જેવી સતિ છે.' તોય પેલો કહે, 'ખોટી વાત, કળિયુગમાં તે હોય નહીં.' તે એ અભિપ્રાય એનો ભયંકર જોખમ લાવે. એક નાનો ટેટો હાથમાં ઘાલીને અમથો ફોડીએ તો શું પરિણામ આવે છે ? તો પછી આવડો મોટો અભિપ્રાયનો બોંબ ફોડે તો ?

**પ્રશ્નકર્તા :** તો શું પરિણામ આવે ?

**દાદાશ્રી :** ખેદાન મેદાન કરી નાખે.

**પ્રશ્નકર્તા :** આ તત્ત્વદૃષ્ટિ અને અભિપ્રાય, બેઉ એટ એ ટાઈમ કઈ રીતે રહી શકે ?

**દાદાશ્રી :** જ્યાં સુધી બધી ફાઈલોનો સમભાવે નિકાલ ના થઈ જાય ત્યાં સુધી તત્ત્વદૃષ્ટિ છે તે પૂર્ણતાએ પ્રકાશતી નથી. ફાઈલોનો નિકાલ થઈ જાય એટલે તત્ત્વદર્શન, તત્ત્વજ્ઞાન અને તત્ત્વચરિત્ર બધું ભેગું થાય. અતત્ત્વદર્શન ગયું એનું પણ અતત્ત્વજ્ઞાન એને હજુ જતું નથી. તત્ત્વદર્શન થવાથી અતત્ત્વદર્શન ગયું એનું પણ તત્ત્વજ્ઞાન થયું નથી. અતત્ત્વજ્ઞાન એને હજુ ગયું નથી.

**પ્રશ્નકર્તા :** એનો જરા ફોડ પાડો ને, અતત્ત્વદર્શન અને અતત્ત્વજ્ઞાન વિશે ?

**દાદાશ્રી :** અતત્ત્વદર્શન ગયું એટલે તત્ત્વદર્શન થયું એને.

**પ્રશ્નકર્તા :** તત્ત્વદર્શનમાં શું દેખાયું એને ?

**દાદાશ્રી :** મૂળ તત્ત્વ 'હું આ છું' પછી બધું એને આવી ગયું.

**પ્રશ્નકર્તા :** એવી રીતે સામાનું પણ રહે કે ભઈ, ખરેખર આ છે.

**દાદાશ્રી :** એવું આવી ગયું, પણ અતત્ત્વજ્ઞાન ગયું નથી ને !

**પ્રશ્નકર્તા :** એમાં એ જ્ઞાન જાય ત્યારે શું થાય ?

**દાદાશ્રી :** એ જ્ઞાન જાય એટલે તત્ત્વજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** તો એમાં એને શું દેખાય ? શું સમજાય ?

**દાદાશ્રી :** તત્ત્વજ્ઞાન થાય એટલે ચારિત્ર હોય જ જોડે. સંપૂર્ણ થઈ ગયો. તત્ત્વજ્ઞાન કેવળજ્ઞાન સુધી પહોંચે.

**પ્રશ્નકર્તા :** એનો દાખલો આપી શકો ? તત્ત્વદર્શન છે પણ

તત્ત્વજ્ઞાનમાં પરિણામ પામ્યું નથી, એને દાખલાથી કેવી રીતે સમજાવી શકાય ?

**દાદાશ્રી :** એની પાસે જે જ્ઞાન હતું આખું, ચોખ્ખું થયા સિવાય એ તત્ત્વદર્શન પ્રાપ્ત કરે છે.

**પ્રશ્નકર્તા :** પાછલું જ્ઞાન હતું એ હજુ પડ્યું છે.

**દાદાશ્રી :** હમણાં બહારથી આવ્યો ને હમણે છ વાગે એને જ્ઞાનમાં બેસાડીએ ને પછી છે તે તત્ત્વદર્શન બે જ કલાક પછી થાય છે. પણ પેલો માલ તો તેનો તે જ હતો ને ? માલ કંઈ ફેરફાર ઓછો થઈ ગયો છે ? હવે માલ ક્લિયર કરવાનો, ક્લિયરન્સ (ચોખ્ખો) કરવાનો. જેના આધારે એ ચાર્જ થયા કરતું હતું એ બધું બંધ થયું. હવે ડિસ્ચાર્જ ક્લિયરન્સ કરવાનું, જે માલ ભરેલો હતો તેનો.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં ભૂલ થાય, અભિપ્રાય અપાઈ જાય તો એ અભિપ્રાયને પાછો આ દર્શનથી છેદ ઉડાડવાનો રહ્યો ને ?

**દાદાશ્રી :** દર્શનની એટલી બધી જાગૃતિ હોવી જોઈએ ને ? આ અભિપ્રાય અપાઈ જાય છે એ ભૂલ છે એવી ખબર પડવી જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** એટલે હજુ એવી માન્યતા હોય જોડે જ ? તો આવી બધી માન્યતા ને આવું પેલું પાછલું જ્ઞાન, એ બધું હોવા છતાં આ બાજુનું દર્શન નિરાવરણ થઈ જાય છે ?

**દાદાશ્રી :** થતું જાય, થઈ જાય છે, આપણે જ્ઞાન આપીએ છીએ ત્યારે. પછી આજ્ઞામાં રહો તો એ બધું કશુંય ના રહે. કંઈ રહે નહીં પછી. અભિપ્રાય કોઈ બાંધે જ નહીં આજ્ઞામાં રહે તો, પણ આજ્ઞામાં રહેતાં નથી ને !

**પ્રશ્નકર્તા :** ત્યાં પાછો પેલો પ્રશ્ન આવે, પાછલું ભરેલું જ્ઞાન, પાછલી માન્યતાઓ, એ એને અત્યારે આજ્ઞામાં ના રહેવા દે ને ?

**દાદાશ્રી :** આજ્ઞામાં રહે ને, તો કશું રહે એવું નથી. એને

અભિપ્રાય જ ના હોય. કારણ કે આજ્ઞામાં શું કહે છે ? એ કાકાનો છોકરો નથી, એ તો શુદ્ધાત્મા છે. એ કાકાનો છોકરો નિકાલી ફાઈલ છે. એટલે અભિપ્રાય ફરી આપે જ નહીં ને ! ચોર હોય કે શાહુકાર હોય ! જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી અભિપ્રાય છે.

**પ્રશ્નકર્તા :** આપે કહેલું કે અભિપ્રાયથી રાગ-દ્વેષ ઊભા થાય છે. એટલે અભિપ્રાયને કારણે રાગ-દ્વેષ હોય છે, એ બેનો સંબંધ શું ?

**દાદાશ્રી :** કષાયથી જ અભિપ્રાય બાંધે ને !

**પ્રશ્નકર્તા :** પાછું અભિપ્રાયથી રાગ-દ્વેષ ઊભા થાય.

**દાદાશ્રી :** હા. સમજ પડીને ? સમજાય નહીં તો ફરી ફરી પૂછજો. આ કંઈ જેવી-તેવી વાત નથી. આ અબજો વર્ષોની વાત જે ખુલ્લી થતી નથી, તે આજ ખુલ્લી થાય છે. માઈન્ડને તો કોઈ દહાડો કોઈએ ખુલ્લું કર્યું નથી ને !

આ દુનિયામાં જો તમને કોઈ વસ્તુ પર અભિપ્રાય ના બંધાય, તો મન ખલાસ થઈ જાય, એક્ઝોસ્ટ થઈ જાય. અમને કોઈ જાતનો અભિપ્રાય છે નહીં. તમે મને ગાળ ભાંડોને, મને તમારા માટે કોઈ જાતનો અભિપ્રાય જ નથી. અમે તત્ત્વદૃષ્ટિથી જ તમને જોઈએ. બીજા વિવેકની દૃષ્ટિની અમારે કંઈ જરૂર નથી. તમે મને ગાળ ભાંડો, મારો તોય હું બીજી દૃષ્ટિથી ના જોઉં.

## આજનું મન, એટલે ગત ભવની માન્યતા !

**પ્રશ્નકર્તા :** મન, જીવ અને આત્મા, એ વિશે કંઈ કહો.

**દાદાશ્રી :** આ મન છે એ પૂર્વભવનો માનેલો આત્મા છે. આ મન એ પૂર્વભવનું અનુસંધાન છે અને આ જે જીવ છે, એ આજનો માનેલો આત્મા છે. અને ત્રીજું આત્મા, એ યથાર્થ આત્મા અચળ છે. અને આ માનેલો આત્મા સચર છે, એને જીવ કહેવાય. સચર એટલે મિકેનિકલ આત્મા. એ તમારો માનેલો આત્મા છે, એ રોંગ બિલિફ છે

અને રાઈટ બિલિફમાં તમે અચળ છો. એ અચળ, 'જ્ઞાની પુરુષ' પાસેથી પ્રાપ્ત થાય. એટલે તમારું અચળપણું, સ્થિરપણું તૂટે નહીં, અસ્થિરતા ઊભી ના થાય પછી.

ગયા અવતારની માન્યતા-જ્ઞાન, તે જે હતું તે આ મન. અત્યારે આ માન્યતા-જ્ઞાન છે તે આવતા અવતારનું મન. મન વિલય થઈ ગયું એટલે મુક્તિ થઈ ગઈ.

મન તો બહુ ઊંચામાં ઊંચી, સારામાં સારી વસ્તુ છે. આ અત્યારનું તમારું મન જે છે ને, તે ગયા અવતારનું પ્રદર્શન છે. ગયા અવતારમાં તમે શેમાં શેમાં હતા ને શું શું કરતા હતા, તે અત્યારે આ બેઝિક પોઈન્ટ તરીકે અંદર છે. જો વિગતવાર કહું તો આવડું મોટું થાય.

ગયા અવતારમાં મનમાં ભાવ કર્યા હોય કે માંસાહાર કરવા જેવો છે, ભલે ગયા અવતારે કર્યો ના હોય, પણ આ અવતારમાં કર્યા વગર ચાલે નહીં. પેલો ભાવ કર્યો છે માટે બીજ પડ્યું.

અત્યારે વિચાર દેખાડે છે તે ઉપરથી આપણે સમજી જવાનું કે ગયા અવતારમાં કેવું હશે આ. બાવો હતો કે ખાનદાન હતો કે દાનેશ્વરી હતો કે નાદાર હતો. એ બધું ખબર પડી જાય. ગયા અવતારની છબી જ છે એ તો. પણ એ બેઝિક છે, ફંડામેન્ટલ છે, બાકી એને વિવરણ કરે ને તો મોટું સ્વરૂપ થાય. અને એના પરથી ઓળખાય કે આ કેટલો ડેવલપ થયેલો છે.

'પૂર્વાત્મા છે સ્થૂળ મન.' જે સ્થૂળ મન છે ને બધાનું, તે એમનો પૂર્વાત્મા છે. તે લોક પૂછે છે કે મન શું છે ? તે મૂઆ તારો પહેલાનો માનેલો આત્મા છે. તું વાંચી લે ને કે તું પહેલાં ક્યાં હતો, ને તે તારું મન છે. તેના ઉપરથી પૂર્વે પૂર્વભવ શું હતો એ બધુંય ખબર પડે. મન વાંચી લે, તો પૂર્વભવમાં શું કરેલું છે તે એને દેખાય.

મન એટલે ગયા અવતારમાં તમે શું શું વિચાર પૂર્યા, એના પરથી મન, વિચાર બીજ ઉત્પન્ન થાય છે અને એ બીજરૂપે અત્યારે

હોય છે, જો એની મહીં આપણે તન્મયાકાર થઈએ તો એ ઝાડરૂપે થાય છે. અને તન્મયાકાર ના થઈએ તો એ બીજ શેકાઈ જાય છે. ભલેને જ્ઞાન ના હોય પણ તન્મયાકાર ના થાય, એટલે આમ આડું જુએને તોય એ બીજ શેકાઈ જાય.

## 'ગત' અને 'વર્તમાન' જ્ઞાન-દર્શન !

મન એટલે શું ? પૂર્વભવનો લઈને આવેલો તૈયાર માલ. પૂર્વભવે જે આપણું હતું, આપણું જે ગયા અવતારમાં હતું, તેનું એક્ઝેક્ટ સબસ્ટન્સ રૂપે છે. ત્યાં આપણે જેવા સંયોગો જોયાને, એવી શ્રદ્ધા બેઠી. આ સંસાર એટલે સમસરણ માર્ગ છે. તે માર્ગમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ બદલાયા જ કરે છે, નિરંતર ! માર્ગ છે, એટલે ગયા અવતારમાં અગિયારમા માઈલમાં હો તમે, તો અગિયારમા માઈલમાં ત્યાં રણ જોયું એટલે મનમાં એવું નક્કી કર્યું કે એકાદ રૂમ હોય તો બહુ થઈ ગયું આપણે. પતરાંની હશે તોય ચાલશે. પછી બીજું નક્કી કર્યું કે કમાણી થોડીક હોય તો ચાલે, બસ. આપણો ખર્ચો નીકળવો જોઈએ. આવું નક્કી કર્યું.

અને પછી અત્યારે અહીં આગળ આવ્યા, સોળમા માઈલમાં. અહીં આગળ પાર વગરની હરેક વસ્તુ મળે, જોઈએ એવી મળે. અહીં લોક મોજશોખવાળાં જોયાં. પણ અત્યારે લઈને પેલું આવ્યો છે અને આજનું આ જ્ઞાન શું કહે છે કે 'મોજશોખ કરવા જેવાં છે.' પણ રૂમ તો એને એક જ મળી. જે નક્કી કરીને આવ્યો હતો ને, એ જ એને મળ્યું. એટલે એને આવું ને આવું ક્યાંથી આવ્યું પાછું ? તે પેલું ખૂંચ્યા કરે. એટલે આપણા નક્કી કરેલા પ્રમાણે મળે છે. અને જોડે જોડે નવું જ્ઞાન નવું નક્કી કરે છે. આ નવા જ્ઞાનને અને જૂના જ્ઞાનને ઘર્ષણ થાય છે. પહેલાંની શ્રદ્ધા હતી ને આજની શ્રદ્ધામાં, એ બેમાં ઘર્ષણ થાય છે. અને એનું જ નામ મનની અશાંતિ ! આખા જગતને, સાધુ-સંન્યાસી, બધાનેય અશાંતિ થાય !

ગયે અવતાર અગિયારમા માઈલમાં હતો, ત્યાં એને જ્ઞાન એવું

દૃઢ થઈ ગયું, શ્રદ્ધા એવી દૃઢ થઈ ગઈ કે લાંચ લેવાય નહીં. બારમા માઈલમાં આવ્યો તે આજુબાજુ બધા સર્કલવાળા લાંચ લેતા હોય, એનાથી લેવી હોય તો ય લેવાય નહીં. કારણ કે એને અગિયારમા માઈલમાં શ્રદ્ધા બેસી ગઈ હતી. એટલે આજે એનું આ પ્રવર્તન આવ્યું છે. શ્રદ્ધા ગયા અવતારમાં હતી, પ્રવર્તન અત્યારે આવ્યું છે.

હવે ઘણા કાળ સુધી તો એને લેવી જ નહોતી અને એમેય બોલતો હતો કે ના ભઈ, આપણે જોઈતીય નથી, અને લાંચ લેવી એ વાતેય ખોટી છે. પછી એની વાઈફે દસ-પંદર વર્ષ સુધી ટકોર કર કર કરી કે ભાઈબંધો બધાએ મોટા મોટા બંગલા બાંધ્યા ને તમે તો આવા જ રહ્યા ને આમતેમ, એટલે એની શ્રદ્ધા મહીં ડગી ગઈ, કે 'આ હું ખોટું કરું છું. મારે લાંચ લેવી જ જોઈએ.' હવે એની શ્રદ્ધા ફરી પણ પ્રવર્તન ફરતું નથી. પ્રવર્તન તો એનું એ જ છે કે એનાથી લાંચ લેવાય નહીં.

ઘેરથી નક્કી કરીને ગયો કે આજ લાંચ લઈશું અને ત્યાં ઓફિસે કોઈ આપવા આવે તોય લાંચ ના લેવાય. હવે પછી એના મનમાં એમ થાય કે હું જ નબળો છું. મૂરખ છું. અલ્યા, તું નબળોય નથી કે મૂરખેય નથી. આ તો તારી શ્રદ્ધા જે બેઠેલી, તેનું શ્રદ્ધા ફળ આવ્યું છે આ. અને હવે અત્યારે આ શ્રદ્ધા તારી બદલાઈ ગઈ છે. તમને સમજાય છે આ વાત, હું શું કહેવા માગું છું તે ?

અગિયારમા માઈલમાં આવી શ્રદ્ધા બેઠી હોય અને બારમા માઈલમાં નવી જ જાતનું ઉત્પન્ન થયું હોય. તે આ મનનું સંઘર્ષણ એનું છે બધું અને આ સંસારનાં દુઃખો છે. અમે તો એ જાણી જઈએ કે આ અગિયારમા માઈલની હકીકત આવી છે અને બારમા માઈલમાં જુદું હોય. મન અગિયારમા માઈલનું હોય છે. મન જે ફળ આપે છે, એ અગિયારમા માઈલનું આપે છે. અને જે જ્ઞાન છે તે બારમા માઈલનું દેખાડે છે કે ભઈ, આવું છે. આ ખોટું છે. એટલે આ બધું ઘર્ષણ ઊભું થાય છે.

કોઈ કહેશે, 'આવી સરસ સ્ત્રી છે છતાં આને કેમ ઘર્ષણ છે ?' ત્યારે કહે, 'અત્યારના જ્ઞાનના હિસાબે જુદું લાગે છે, પણ આ સ્ત્રી સરસ છે એવી એણે જે શ્રદ્ધા અગિયારમા માઈલમાં બેસાડી હતી, તે આજે આવ્યું છે અત્યારે અને આજે જ્ઞાન જુદી જાતનું છે. એથી આ ઘર્ષણ થાય છે.'

હવે આ ઘર્ષણ અટકાવવા માટે, જ્ઞાનીઓના જ્ઞાન સિવાય કોઈ દહાડો આ ઘર્ષણ અટકી શકે નહીં. અને આ સંસાર તો આવો ને આવો ચાલ્યા કરશે. પણ એનું રૂટકોઝ (મૂળ કારણ) શું એ બતાવું છું આ. આનું રૂટકોઝ શું છે એ આપને સમજાયું ? કારણ કે જગત અનાદિ પ્રવાહરૂપે જ છે. તમે કરતા નથી, પ્રવાહ જ કર્યા કરે છે. આ પ્રવાહના નિયમો જ તમને કર્તાપદમાં લાવે છે. અને કર્તાપદનું ભાન એ તમારો ઈગોઈઝમ છે.

એટલે ભગવાન આજે આને શું કહે છે ? એક લાંચના પૈસા લે છે અને મનમાં નક્કી કરે છે કે, મારે આ ક્યાં થાય છે, આવું ક્યાં થાય છે ? અને બીજો પૈસા નથી લેતો છતાં લેવાના ભાવ છે, તેને ભગવાન પકડે છે. યુ આર રિસ્પોન્સિબલ (તમે જવાબદાર છો). હા, આ ચોર થવાનો છે. આ સંસાર વધારશે.

**પ્રશ્નકર્તા :** અને પેલો છૂટી રહ્યો છે.

**દાદાશ્રી :** હા, એ છૂટી રહ્યો છે. એટલે કુદરતને ઘેર ન્યાય જુદી જાતનો છે. આ જેવું લોકોને દેખાય છે એવું નથી.

આપને સમજમાં આવે છે એ વાત ?

## મન છે ગત ભવની 'સમરી' !

મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ જે અંતઃકરણ છે ને, એ ગયા અવતારની આખી લાઈફનું આજે ફળ આપી રહ્યું છે. ગયા અવતારે તમે શું હતા, તે જ આજે ફળ આપી રહ્યું છે. અને આજના અવતારનું જ્ઞાન તમારામાં 'ડિફર' થાય છે (જુદું પડે છે) ! ગયા અવતારની શ્રદ્ધા

જુદી બેઠેલી. જેવી શ્રદ્ધા બેઠેલી હતી તેવું જ્ઞાન થયું હતું ને આ અવતારમાં આજે વર્તન ગયા અવતારની શ્રદ્ધા ને જ્ઞાન પ્રમાણે થઈ રહ્યું છે ને આજનું જ્ઞાન આપણને નવું મળ્યું છે, તે એ બેની વચ્ચે ઝઘડા ચાલ્યા કરે છે.

કેટલાક માણસ મને કહે છે, 'બળ્યું, આ ચોરી કરાતી હશે ? પણ મને ચોરીના જ વિચાર આવે છે.' મેરચક્કર, એ સ્ટેશન પર હતો. જ્ઞાન-દર્શન જે ભરેલા છે, તે જ માલ નીકળે છે અત્યારે.

બધી બહુ જાતની અટકણો પડેલી હોય છે, ને આપણે પણ સમજીએ કે આ અટકણો પડેલી છે. આ બધું કોને કામનું છે કે જેને આગલો અવતાર ચીતરવો હોય તો તે, શેમાં શેમાં અભિપ્રાય રહે છે ને શેમાં શેમાં નથી રહેતો, તેના પરથી એ બધું કાઢી શકે. પણ આપણે તો આગલો અવતાર ચીતરવો જ નથી ને કે આપણો આગલો અવતાર કેવો હતો ?

એટલે આ મન તમારા પોતાના ઓપિનિયન જ છે. જે જે ઓપિનિયન તમે ડિસાઇડ (નક્કી) કર્યા એનું જ મન બનેલું છે. અને તે ફરીના (આવતા) જન્મે તમારા ઓપિનિયન જુદા હશે, ત્યારે મન પેલાં પાછલા ઓપિનિયન બતાવ્યા કરશે. એટલે તમારે અથડામણ ચાલ્યા કરશે, રાત-દહાડોય !

મન તો એ કંઈ નવી વસ્તુ નથી. આ ભવમાં જન્મ્યા પછીની વસ્તુ નથી એ. મન ગયા અવતારની આખી તમારી હીસ્ટરી (ઇતિહાસ) છે, તે સમરી (ઉપસંહાર) છે પાછી. એકલી હીસ્ટરી નહીં, સમરી પણ છે. હવે એના ઉપરથી નવું મન ઉત્પન્ન થઈ રહ્યું છે પાછું. એટલે જૂનું ડિસ્ચાર્જ થયા કરે છે ને નવું ચાર્જ થયા કરે છે.

## સંઘર્ષ એ બે મન વચ્ચે !

જૂની શ્રદ્ધા ને આજની શ્રદ્ધા, આજે જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તેનાથી જે શ્રદ્ધા બેઠી છે અને પેલી જૂની શ્રદ્ધા બેઠેલી છે, તો હવે

જૂની શ્રદ્ધા પ્રમાણે વર્તન છે અને આજની શ્રદ્ધા પ્રમાણે વર્તન થતું નથી. તેનું આ સંઘર્ષણ છે બધું. આ સંઘર્ષણ ચાલ્યા જ કરે છે. હવે આ સંઘર્ષણ અટકે નહીં ત્યાં સુધી શું કરવું ? જ્યાં સુધી મન વશ થાય નહીં ત્યાં સુધી આ સંઘર્ષણ અટકે નહીં.

મન વશ ક્યારે થાય ? જ્ઞાનીનો ફોલોઅર્સ થાય. જેનું મન વશ થયેલું છે, તેનો ફોલોઅર્સ થાય ત્યારે મન વશ થાય.

એટલે આ સંઘર્ષણ ચાલ્યા જ કરવાનું. ત્યારે એણે તે સંઘર્ષણના કાળમાં શું કરવું જોઈએ ? જ્ઞાનીને તો બધા મળે નહીં. જ્ઞાનીને એ બધા ક્યાંથી ભેગા થાય ? તો બીજા લોકોએ શું કરવું જોઈએ ? ઉપાય તો કરવો જોઈએને ? ત્યાં મનને ડાઈવર્ટ (વાળી લેવું) કરવું જોઈએ, મનને ડાઈવર્ઝન રોડ આપી દેવો જોઈએ. ને જ્યાં મુશ્કેલી વગર છે ત્યાં તો મન ચાલ્યા કરે.

બે મન, એક પેલું જૂનું મન અને આ (અત્યારનું) ભાવ મન. તો એ ભાવ મનને રસ્તો આપીએ એટલે રાગે પડ્યું. પછી એ કોઈ જાતનો કકળાટ ના કરે.

❖ ❖ ❖

(૯)

# ના ગમતા વિચારો સામે...

## સહેજે વેગળો ખરાબ વિચાર થકી !

બીજી વાતચીત કરો. બધા ખુલાસા કરો. અત્યાર સુધી જે ગૂંચવાડા છે ને, એ બધા જ ખલાસ થાય એવું છે અહીં. બાકી, આ જગત આખું ગૂંચવાડામાં જ છે.

**પ્રશ્નકર્તા :** મુશ્કેલી તો મનની જ લાગે છે. બીજું કશું લાગતું નથી.

**દાદાશ્રી :** મનની ? મનનો શો ગુનો બિચારાનો ? મન તો કેવું છે ? બહાર આપણે કૂતરો બાંધ્યો હોય, તે ભસ ભસ કરતો હોય, તેમાં આપણને શેની મુશ્કેલી ?

**પ્રશ્નકર્તા :** મને એ સત્ય સમજાતું નથી એવું લાગે છે.

**દાદાશ્રી :** સમજે છે બધાય લોકો. મનને સારી રીતે સમજે છે. ને કૂતરો બાંધેલો હોય, એની પેઠે ગણે છે. પણ તે ના ગમતું હોય ત્યારે કૂતરાની પેઠે ગણે છે અને ગમતું હોય ત્યારે એ મન જોડે એકાકાર થઈ જાય છે. હવે હું શું કહેવા માંગું છું કે ગમતા અને ના ગમતા બેઉમાં મનને કૂતરાની પેઠે રાખો ને !

**પ્રશ્નકર્તા :** ઘણી વખત ના ગમતા વિચારો આવે છે, આપણે ઈચ્છતા ના હોઈએ તો પણ આવે છે.

**દાદાશ્રી :** આ પ્રશ્ન મુખ્ય વસ્તુ કહેવાય. એ તમને આવે છે કે બીજા કોઈને આવે છે, એ તમને ખબર નથી ને ? એટલે તમને એમ લાગે છે કે મને વિચાર આવે છે. આ ન ગમતા વિચાર તમને પોતાને આવે છે કે બીજા કોઈને આવે છે ? એવું છે, વિચારવું એ મનનો ધર્મ છે. સારા વિચાર કરવા કે ખોટા વિચાર કરવા એ ધર્મ કોનો છે ? મનનો ધર્મ છે. આત્માનો ધર્મ તેવો નથી. તું આત્મા છે કે મન છે ?

**પ્રશ્નકર્તા :** આત્મા છું.

**દાદાશ્રી :** તો પછી વિચારવું એ આત્માનો ધર્મ જ નથી. જે મનનો ધર્મ છે, તેને તું સ્વીકારી લે છે, આરોપ કરે છે, એ ખોટું છે. મનમાં વિચાર આવે તેમાં તને શું હરકત ? કારણ કે એનો ધર્મ જ એ છે કે વિચારવું. નિરંતર, આખો દહાડો વિચારવું. અને એને સારું-ખોટું એ આપણે કહીએ છીએ. આ સારા વિચાર ને આ ખોટા વિચાર ! સારા વિચાર આવે તો તન્મયાકાર થઈ જાય, વાર જ ના લાગે એને અને ખોટા વિચાર આવે ત્યારે પોતે જુદો રહે ને બૂમાબૂમ કરે કે મને ખરાબ વિચાર આવે છે. ખરાબ વિચાર આવે છે એટલે એ સાબિત થાય છે કે પોતે મનથી જુદો છે. ખોટા વિચાર આવે એટલે સાબિત થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** પણ મન ચોવીસેય કલાક વિચારોથી ઘેરાયેલું રહે છે.

**દાદાશ્રી :** છો ને વિચાર કરે. સ્વભાવ છે બિચારાનો.

**પ્રશ્નકર્તા :** તો એમાંથી નીકળવા માટે કોઈ વિધિ છે ?

**દાદાશ્રી :** એમાંથી નીકળવાની જરૂર જ શું ? તે જોયા કરવાનું કે ઘડીમાં મન શું કરે છે, આ સાસુ માંદા પડ્યા તે હવે ચોક્કસ મરી જવાના. કાલે સવારે મરી ગયા પછી શું થશે ? અલ્યા, એ મનનું આપણે સાંભળીએ શું કરવા ? આપણે જોયા કરીએ કે આ મન શું કચકચ કર્યા કરે છે. એ એનાં સ્વભાવમાં છે.

**પ્રશ્નકર્તા :** પણ વિચારો એટલા બધા આવે છે કે વિધિનાં પાંચ વાક્યો વાંચવા હોય તોય સળંગ વંચાતા જ નથી.

**દાદાશ્રી :** વિચારો આવે, તેમાં મનને વિચારો આવે છે, તે કંઈ આત્માને વિચારો આવે નહીં કોઈ દહાડોય ! એવું કોઈ માને જ નહીં કે આત્માને વિચાર આવ્યો. એ વિચારવાનો બધો મનનો સ્વભાવ છે, એમાં કોને તું વગોવે છે ?

## મનથી છૂટું રહેવાય ?

**પ્રશ્નકર્તા :** મનથી જુદું કેવી રીતે રહેવું, છૂટું પાડી ને ?

**દાદાશ્રી :** જ્ઞાન સિવાય મનથી જુદું ના રહી શકાય. મન જોડે તો જરાક મીઠાશ આવી કે તન્મયાકાર, તાદાત્મ્ય થઈ જાય. એટલે એનું નામ જ ભ્રાંતિ ને ! અને ખરાબ વિચાર આવે, તે ઘડીએ મનથી એ જુદો જ રહે છે ને ? નથી રહેતો ? એટલે જુદું રહેતાંય આવડે છે. મહીં મનમાં ગમતો વિચાર આવ્યો કે આપણે સિનેમા જોવા જઈએ. તો વિચાર મનમાં આવે છે તે તમે પકડી લો છો, કે 'મને વિચાર આવ્યો !' અલ્યા, મનને વિચાર આવે છે. વિચાર જે ભૂમિકા છે, તે માનસિક ભૂમિકા છે.

અને મનમાં ના ગમતા વિચાર આવે કે 'છોકરો મરી જશે તો શું થશે ?' તો એ કેમ પકડી નથી લેતો ? ત્યારે તો કહે છે, કે 'મને ખરાબ વિચાર આવે છે.' ખરાબ વિચાર એ પકડી ના લેને ?

મીઠો અને ગમતો આવેને ત્યાં એકાકાર થઈ જાય, તદાકાર થાય. એટલે કોઈ દહાડો સંસાર અટકે જ નહીં. તેથી આ સંસાર ઊભો રહ્યો છે ને તેથી ચાર્જ થયેલું છે બધું.

## તન્મયાકાર થયા ત્યાં મન જીવંત !

જગતમાં ના જીવવાના વિચાર આવે છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એટલે કેટલાક વિચારો તમને ખરાબ આવે ને, તો તમે શું કહો કે બળ્યા, મને ના ગમતા હોય એવા વિચારો આવે છે. તમે એમાં ભેગા નથી થતા. તમે એમાં તન્મયાકાર થતા નથી. એટલે આ વિચારો દેખાય છે તમને. અને જે ગમતા હોય તેમાં તન્મયાકાર થઈ જાય. એટલે પછી તમને એ વિચારો દેખાય નહીં. ના ગમતા હોય એમાં છૂટા રહો, તો એ કશું ફળ આવ્યા વગર જતા રહે. એ કશું કરી શકે નહીં. જરા ગુંગળામણ તમને કરાવી જતા રહે. એટલે ખરાબ વિચાર આવે અને તમે જો એક્સેપ્ટ કર્યું તો બગાડ્યું. વિચારમાં તન્મયાકાર ના થવાય. વિચારો તો મરેલી વસ્તુ છે, જીવતી વસ્તુ નથી. મરેલી વસ્તુમાં આપણે તન્મયાકાર થઈએ તો જીવતી થાય. એ ભૂત જેવી વસ્તુ છે. આપણે તન્મયાકાર થયા તો વળગે.

**પ્રશ્નકર્તા :** મનના વિચારોમાં તન્મયાકાર થાય એને જ જીવંત કહેવાય ને ?

**દાદાશ્રી :** આત્મા ને મન, એ બે તન્મયાકાર થાય, એ જીવંત કહેવાય તો યોનિમાં બીજ પડે, સંસાર બીજ. એટલે કર્મ બંધાય. અને જગત આખાને તન્મયાકાર થાય. સાધુ હોય, સંન્યાસી હોય, બધાંને થાય. એટલે આપણે જરા જાગૃત રહેવું પડે. મડદાલ છે ને, પાછું આપણને વળગી પડે.

## કેળવો શક્તિ બન્નેને જોવાની !

**પ્રશ્નકર્તા :** આપણને તાદાત્મ્ય કેમ થતું હશે ?

**દાદાશ્રી :** તાદાત્મ્યની બહાર પોતે નીકળ્યો જ નથી કોઈ દહાડોય ! આ જ એનું નિજાધ્યાસ છે. આનો અધ્યાસ, દેહાધ્યાસ એમાં પાછો નિજાધ્યાસ, બધું આનું આ જ છે. આમાંથી નીકળ્યો નથી. મન તો ખાલી વિચાર બતાવે પણ અજ્ઞાનતાને લઈને શું થાય છે ? આપણને મોહ છે વસ્તુઓ ઉપર, ગમતી વસ્તુ આવી એટલે આ એકાકાર થઈ જાય છે. જો ના ગમતામાં તમે એકાકાર નથી થઈ શકતા તો તમે શક્તિવાન તો છો જ એ નક્કી છે. મારી વાત સમજાય છે

તમને ? તો પછી ગમતામાં પણ એવું જ રાખવાનું છે. પછી છે કશી મુશ્કેલી ?

જેમ ખરાબ વિચાર આવે છે, તેને પોતે નથી જોતો ? એને જુએ છે ને, એવી રીતે સારા વિચારને જુએ, એટલું બધું જો બળ લાવી નાખે કેટલીક રીતે, એક-બે ઉપવાસ કરીને, બીજી રીતે એકાગ્ર થઈને, તો બધું થઈ શકે.

## ચિંતાયુક્ત વિચારો સામે...

**પ્રશ્નકર્તા :** મનુષ્ય જ્યારે ધર્મ પ્રત્યે અને ધ્યાન અંગે આગળ વધે ત્યારે મન સાથે કુસંગી પ્રવૃત્તિ અથવા ખરાબ વિચારો વધતા જાય છે, તેનું શું કરવું ?

**દાદાશ્રી :** લગ્ન કરવા ચોરીમાં બેઠા હોય, તે ઘડીએ રાંડવાનાં વિચાર આવે તો આપણે શેમાં ધ્યાન રાખવાનું ? લગ્ન થાય તેમાં ધ્યાન રાખવાનું કે રાંડવાના વિચારમાં ધ્યાન રાખવાનું ?

**પ્રશ્નકર્તા :** લગ્નમાં જ ધ્યાન રાખવાનું.

**દાદાશ્રી :** હા, પેલા વિચાર તો આવે. એવી રીતે આ મનમાં છે તે અવળી પ્રવૃત્તિ અને ખરાબ વિચારો આવે, તો એ ભલે આવે. આપણે આપણા ધ્યાનમાં રહેવું.

**પ્રશ્નકર્તા :** કોઈક ફેરો ચિંતાયુક્ત વિચારો આવે ?

**દાદાશ્રી :** હા, પણ એ વિચારો તો બધાં આવે જ. મનનો સ્વભાવ શું ? વિચારવું. વિચાર કર્યા કરવો. એ નિરંતર ચંચળ સ્વભાવનું છે. તે વિચાર કર્યા જ કરે એની મેળે. એને આપણે જોયા જ કરવાના. ખરાબ વિચાર આવે ને, ખરાબ એટલે શું કે વિષયો ભોગવવાનાં વિચારો આવે, બીજા વિચારો આવે, એને બધાંને જોયા કરવાના. જ્યારે જ્ઞાન ના હોય ત્યારે જે વિચારો આવે તેમાં તન્મયાકાર થઈ જાય, તો એ માણસ માર ખાય. આ જ્ઞાન એટલે શું ? જાગૃતિ. આ ગાડીવાળાઓ

ગાડી ચલાવે છે, એમાં જાગૃતિ ના હોય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** ગાડી અથડાઈ જાય.

**દાદાશ્રી :** હા, અથડાઈ જાય. ત્યારે ત્યાં લોકોને જાગૃતિ આવી ગઈ છે. કારણ કે તરત ફળ મળે છે ને, લોહીલુહાણ થાય છે, મહીં દુઃખ થાય છે ને ! એટલે ત્યાં ચોક્કસ રહે છે, પણ અહીં ચોક્કસ નથી રહેતો.

## સારું-ખોટું, એક જ પુદ્ગલ !

**પ્રશ્નકર્તા :** ના ગમતા વિચારોને અટકાવવા શું કરવું ?

**દાદાશ્રી :** અટકાવવાના નહીં. ના ગમતા વિચારો તો એની મેળે આવે ત્યારે આનંદમાં રહેવું આપણે.

**પ્રશ્નકર્તા :** પણ આપણને ત્યારે કંટાળો આવે ને ?

**દાદાશ્રી :** કંટાળો શાથી આપણને આવે ? ના ગમતા ને ગમતા, એ કોણે નામ પાડ્યા ? આ અક્કલે નામ પાડ્યા. તે અક્કલનો કોથળો હોય, પણ જો વેચવા જઈએ ને તો ચાર આનાય ના આવે. 'આ ના ગમતો વિચાર ને આ ગમતો વિચાર', કહેશે. પણ તમને જે ના ગમતો વિચાર છે તે આને ગમતો વિચાર હોય. આ વિચારો સારા-ખોટાં છે ને, એ તમારી સાપેક્ષતા છે એ. એ તમને જે વિચાર ખરાબ લાગે છે, એ બીજાને સારા લાગે છે. બોલો હવે, એને સારો કહેવો કે ખોટો કહેવો ? તમને કેમ લાગે છે ?

વિચારોને થોડો વખત જુદા જોવામાં આવે છે કે નથી આવતા ?

**પ્રશ્નકર્તા :** આવે છે ને !

**દાદાશ્રી :** ખરાબમાં ખરાબ વિચાર આવે તોય જુદા જોવાની જરૂર છે. વિચાર તો ખરાબ કે સારા નથી આ તો આપણે ભેદ પાડીએ છીએ. ભગવાનને ત્યાં ભેદ નથી. ભગવાન તો એક જ વાત રાખી

મૂકે છે કે આ વિચારો છે. અમે પણ એક જ રાશિમાં માનીએ કે આ વિચારો છે. આ ભેદ તમે શાથી પાડો છો ? તમે તો અત્યાર સુધી ભેદ પાડતા આવેલા ને, તે ટેવ પડી છે હજુ. એ ટેવ જતી નથી, આ સારા વિચાર આવ્યા ને આ ખરાબ વિચાર આવ્યા. બાકી સારા-ખોટા હોતા જ નથી. અજ્ઞાની માટે હોય છે એ. ભગવાન આપણી પેઠ ભેદ નહોતા પાડતા કે આ સારું આવ્યું ને આ ખરાબ આવ્યું. બધું એક જ પુદ્ગલ જોતા હતા. સારું-ખોટું સમાજને આધીન છે. ભગવાનને ત્યાં સારું-ખોટું કશું હોતું નથી.

એક જ પુદ્ગલ, ખરાબ વિચાર આવ્યો તેય પુદ્ગલ, સારો વિચાર આવ્યો તેય પુદ્ગલ. આપણા લોકો તો મહીં મૂંઝાયા કરે. 'મને ખરાબ વિચાર આવે છે.' અરે, છોને આવે, એ તો વિચાર જતા રહે છે ને ! એ તારું ન હોય. અન્વય સંબંધ ન હોય તારો એની સાથે. આપણે ત્યાં તો મહેમાન આવે ને જતા રહે, તોય ખબર પડી જાય કે આ મહેમાન આપણા ન હોય, પારકા છે. અને આ આપણા ઘરના જુદા ! એવી ખબર ના પડે ? આમ જાડી વાતોમાં લોકોને બહુ સમજણ પડી જાય. ઝીણી વાતમાં મુશ્કેલી પડે છે.

## ફિલ્મને તોડી નંખાય ?

દહાડે દહાડે શાંતિ વધતી જાય છે ને મહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે મનમાં જે વિચારો આવે છે તેને શું કરો છો ?

**પ્રશ્નકર્તા :** એને ઉડાવવા પ્રયત્ન કરું છું. આમ ઓછા થઈ જાય છે.

**દાદાશ્રી :** એને ના ઉડાડશો. આપણે આ સિનેમામાં ગયા હોય અને પડદા પર ઢેખાળો મારીને પડદો ફાડી નાખીએ, તો પછી શું થાય ?

**પ્રશ્નકર્તા :** તો પછી વિચારોને રહેવા દેવા ?

**દાદાશ્રી :** મનની ફિલ્મ તો જોવા માટે રહેવા દેવાની. મન એ જ્ઞેય છે. મનના વિચારો જ છે એ બધાં જ્ઞેય છે અને તમે છો જ્ઞાયક. હવે એ જ્ઞાયક એટલે ફિલ્મમાં જોનાર. જોનાર જ્ઞાતા કહેવાય ને જોવાની વસ્તુ જ્ઞેય કહેવાય. તો ફિલ્મને આપણે તોડી નાખીએ તો જ્ઞાતા શું જુએ ?

**પ્રશ્નકર્તા :** કંઈ જ નહીં.

**દાદાશ્રી :** એટલે તમારે ફક્ત જોયા કરો. એટલે મન તમને હેરાન કશું કોઈ રીતે નહીં કરે. આટલું યાદ રહેશે ને રોજ ?

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** એને ઉડાવવા નહીં ફરોને ?

**પ્રશ્નકર્તા :** જોયા જ કરીશું.

**દાદાશ્રી :** આપણે સિનેમામાં જઈએ અને 'ધી એન્ડ' (સમાપ્ત) એકલું જ વાંચવામાં આવે તો પછી ઝઘડો ના કરે લોકો ? એટલે મન છે તે ફિલ્મ દેખાડે છે બધી. મનથી મુક્ત થવાનું છે, બસ ! મનથી મુક્ત થયો એ બધાથી મુક્ત થયો. છતાં મન છે ને તેની જરૂરિયાત બહુ છે પાછી.

**પ્રશ્નકર્તા :** મન જરૂરી છે, એ આપ કહો છો ને મનથી મુક્ત થવાનું છે એમ પણ કહો છો.

**દાદાશ્રી :** હા, બેઉ કહું છું. પણ લોક મને કહે છે, મારું મન કાઢી નાખો. અલ્યા, મન જો કાઢી નાખવામાં આવે ને તો પછી ફિલ્મ શું જોઈશ તું ? મન તો ફિલ્મ છે આપણી આખી ! સારો વિચાર આવ્યો કે ખરાબ વિચાર આવ્યો, ફલાણો આવ્યો. એ તો આખું જોવાને માટે સાધન છે. એટલે મન તો ખાસ જરૂરિયાતની વસ્તુ. આખા શરીરમાં બહુ જ જરૂરિયાતની વસ્તુ હોય તો મન છે.

**પ્રશ્નકર્તા :** મનની રમતને આપણે દૃષ્ટા તરીકે જોઈએ, તો એને આત્મસાક્ષાત્કાર કર્યો કહેવાય ?

**દાદાશ્રી :** હા, મનની રમતને કાયમને માટે દૃષ્ટા તરીકે જુઓ. જેમ ફિલ્મ અને જોનાર એવી રીતે રહો, તો તમે દૃષ્ટા થયા કહેવાય. પણ કાયમને માટે, પરમેનન્ટ માટે એવું રહેવું પડે. અને મનની ફિલ્મ જુએ એ મુક્ત છે. મનની ફિલ્મ નિરંતર જોયા કરે અને તાદાત્મ્ય ના થાય એ મુક્ત છે.

## મરણના વિચાર આવે ત્યાં ?

આ વિચારો આવ્યા કરે. વિચારો જ્ઞેય છે ને આપણે જ્ઞાતા છીએ. એ જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ રાખવો જોઈએ. ચૂકવું ના જોઈએ. ગમે તે જાતના વિચાર આવે, મરણના હઉ આવે, આપણું મરણ થયું, એ દેખાડે હઉ પાછું.

**પ્રશ્નકર્તા :** મરણનો વિચાર આવે એનો અર્થ શું ?

**દાદાશ્રી :** કશો અર્થ નહીં. એ એનો સ્વભાવ બધો બતાવ્યા કરે, મિનિંગલેસ (અર્થ વગરનું). મનનું બધું જ મિનિંગલેસ છે. એ ડિસ્ચાર્જ થતી વસ્તુ છે. એમાં ચાર્જ હોય એ મિનિંગવાળું. ડિસ્ચાર્જ એ બધું મિનિંગલેસ.

એવોય વિચાર આવે કે 'વખતે એક્સિડન્ટ થશે તો ?' ત્યારે કહે, 'ભઈ અમે નોંધ કરી, નોટેડ.' પછી પાછો બીજો વિચાર આવે, 'સત્સંગમાં જઈએ.' એને એવું કશુંય નથી કે આ વિચાર જ આવે. બધી જાતના વિચારો આવે. એ બધું ડિસ્ચાર્જ થાય છે. પહેલાં જે ચાર્જ કરેલું, તે આ ડિસ્ચાર્જ થઈ રહ્યું છે. ડિસ્ચાર્જને આપણે જોયા કરવાનું, એની પછી ભાંજગડ નહીં કરવાની. કોઈના તાબામાં નથી વાત બધી.

અને હવે જે મનમાં વિચાર આવે, એ મનનો ધર્મ છે. મન નિરંતર ડિસ્ચાર્જ થયા જ કરે. ક્ષણે ક્ષણે પરિવર્તન પામ્યા જ કરે. એટલે મનમાં જે વિચાર આવે, બુદ્ધિ કૂદાકૂદ કરતી હોય તે જોયા કરવાનું. આ જે મનમાં આવે છે ને, એ બધા વિચાર શાથી કહેવાયા ? તે ડિસ્ચાર્જ છે એટલે વિચરી ગયેલો છે, એમાં પણ નવેસરથી વિચરે નહીં

તો એ વિચાર થવાને કશું લેવાદેવા નથી. એટલે ચાર્જ ભાવમાં વિચરે નહીં તો કશું લેવાદેવા નથી. આ તો વિચરી ગયેલો છે. માટે આમ કહીએ છીએ કે વિચાર આવે છે.

## હવે ભવનો શો ભો ?

મન અંદર છે તે વિચાર એક પહેલો આવ્યો કે ચાલો બોરસદ, બસમાં જઈએ. તે આપણને ના દેખાય ?

**પ્રશ્નકર્તા :** દેખાય.

**દાદાશ્રી :** પછી પાછો થોડીવાર પછી બીજી વખતે વિચાર આવે કે ના, ના. આપણે ટેક્ષીમાં જ જાઓ ને, ત્રીજી વખતે કહેશે, અત્યારે રહેવા દો, સાંજના જઈશું. આ ત્રણેય દેખાય કે ના દેખાય ? તે બધું દેખાય.

**પ્રશ્નકર્તા :** એ બધી માનસિક પ્રાકૃતિક ભાગે વાત ના થઈ ?

**દાદાશ્રી :** એ બધું મન શ્રવે છે. શ્રવે છે એટલે ઝમે છે. મનનો જે હિસાબ છે તે મન ઓગળે છે, ઝમે છે, એમાંથી એ બધું નીકળે છે. એમ કરતું કરતું મન ખલાસ થઈ જશે. અને એક મન ખલાસ થાય ત્યારે બીજું મન, જો અજ્ઞાન હોય તો ઊભું થાય. અને અજ્ઞાન ના હોય અને જ્ઞાન હોય તો એ મન છે તે ખલાસ થઈ જાય. એને ડિસ્ચાર્જ કહે છે. ડિસ્ચાર્જ થતું આપણને મહીં દેખાય. શું શું વિચાર આવે છે તે દેખાય. જ્યારે અજ્ઞાન હોય, જ્ઞાન ના હોય તેને તો મને જ વિચાર આવ્યો છે એવું એ બોલે. તમને શું હરકત પડે છે, એ કહોને મને ?

**પ્રશ્નકર્તા :** કેટલું ડિસ્ચાર્જ કરવાનું બાકી હશે ? અકળામણ થાય છે.

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ કરવામાં અકળામણ ? તે ડિસ્ચાર્જ એટલે શું કે અત્યારે આપણે આવડી આવડી કેરીઓ લેવા જઈએ તો ? ટાઈમ

વગર મળે નહીં. એવું આ ટાઈમ વગર પાકે નહીં, ડિસ્ચાર્જ થાય નહીં. તમારી ઉતાવળે ડિસ્ચાર્જ થાય નહીં. એટલે પછી શું કહે ? મારે જીવવું છે ને એક બાજુ મનને ઉતાવળ કરવાની, બેઉ સાથે ચાલે. એટલે એની મેળે થયા કરે. એ જ્ઞેય છે ને તમે જ્ઞાયક છો. મહીં અંતરશાંતિ રહે છે કે નથી રહેતી ?

**પ્રશ્નકર્તા :** એ બરોબર રહે છે.

**દાદાશ્રી :** પછી શું વાંધો છે આપણે ? મને, આવડો મોટો જ્ઞાની છું, તોય મને એમ થાય છે કે હજુ બે-ત્રણ અવતાર થશે તોય શું વાંધો છે, આપણે શું ખોટ જવાની છે ?

**પ્રશ્નકર્તા :** આજ ભવમાં છેલ્લું કરવું છે.

**દાદાશ્રી :** હા, તે બરોબર છે, આ ભવમાં જ. પણ મારું કહેવાનું કે એટલે બધી શી ઉતાવળ, ત્યાં આગળ તે કંઈ આપણા સાસુ બેસી રહ્યા છે કે જમાઈને જમાડશે ત્યાં આગળ ? નિરાંતે, આસ્તે રહીને, બગડે નહીં એટલું કરજો. મેં જ્ઞાન આપ્યું છે, એ બગડે નહીં એટલું કરો ને ! એક અવતારી જ્ઞાન છે. આ અહીંથી સીધું મોક્ષે જવાય એવું નથી. 'અહીંથી સીધું મોક્ષે જવું છે' એવી બૂમો પાડે એ મૂરખ છે.

એક અવતારી જ્ઞાન છે. કારણ કે મારી આજ્ઞા પાળી છે, તે બદલનો એક અવતાર રહ્યો. આજ્ઞાથી પુણ્ય બંધાય. તમે આજ્ઞા પાળી એટલે પુણ્ય બંધાય. એ પુણ્ય ભોગવવા રહેવું પડશે તમારે. એટલે એવું ગભરાવાનું નહીં. મહીં આપણે આનંદ રહે છે ને ?

## તે મન થાય એક્ઝોસ્ટ !

અમારું મન એક્ઝોસ્ટ થઈ ગયેલું હોય. તમારું એક્ઝોસ્ટ (ખાલી) ના થયેલું હોય. તમને તો એક વિચાર આવ્યો ત્યાં પા-પા કલાક ખસે નહીં અને ગોથા ખાયા કરે. મનના તરંગો ફર્યા કરે. આમ ફર્યા કરે, તેમ ફર્યા કરે.

**પ્રશ્નકર્તા :** મન એક્ઝોસ્ટ શી રીતે થાય ?

**દાદાશ્રી :** આ જોયા કરે એટલે મન એક્ઝોસ્ટ થાય. શું બને તે જોયા કરે એટલે મન એક્ઝોસ્ટ થાય.

**પ્રશ્નકર્તા :** મનમાં જે વિચારો આવે છે, ત્યારે ઘણી ફેરો એમ થાય કે આ આટલા બધા વિચારો આવે છે, એટલે ગયા જન્મમાં કેવું બધું આપણું હશે, તે આવા વિચારો આવે છે.

**દાદાશ્રી :** એ ભરેલો માલ છે, એ જોવાનો છે આપણે. બીજા ખરાબ વિચારો તો આવે જ. ભરેલો માલ છે તે આવે, ના ભર્યો હોય તે ના આવે. આપણો જ ભરેલો છે આ માલ !

**પ્રશ્નકર્તા :** પણ એને ખાલી કરવાનો શો ઉપાય ?

**દાદાશ્રી :** એને જોયા કરો તો ખાલી થયા કરે. અને મહીં એની જોડે તન્મયાકાર થાવ તો માર ખાઈ જાવ. એટલે ગમે એટલાં ખરાબ વિચાર આવે તમે એને જોયા કરો તો એ માલ ખાલી થઈ જાય.

મન તો બે કામ કરે. એક સારા વિચાર ફૂટે ને એક ખરાબ વિચાર ફૂટે, તે કોઠીમાંથી ફૂટે એમ. તે ભ્રાંતિને લઈને પોતાને એમ થાય, મને વિચાર આવ્યા. અને ગમતી હોય તે જ ગાંઠો હોય. એટલે ઘણીખરી ગાંઠો ગમતી હોય એવી જ પડેલી હોય. એટલે ઘણી ફેરો વિચારો મળતાં આવે કે ભઈ એકાકાર થાય અને ના ગમતા વિચારો આવે તો સામો થાય.

## ફૂટે ટેટા, મનના...

મુખ્ય તો ચિત્તને શુદ્ધ કરવાનું છે, મન તો બિચારું એવું નથી. આ લોકોને મન ગૂંચવે છે. તે લોકો બિચારા વિચારો આવે છે ને, તે ગભરાઈ જાય. અરે, વિચારો આવે તેમાં ગભરાઈ શું જવાનું ? ચાર ટેટા અત્યારે ફૂટ્યા. ભડાકો થયો ટેટાનો. અને પાંચમો ટેટો હવાઈની પેઠે ઊડીને આપણા ધોતિયામાં પેસી ગયો તો એમાં ગભરાવાનું શું ? એ તો દારૂ અવળો સવળો થઈ ગયો હોય. હવાઈનો દારૂ ટેટામાં ભરાઈ જાય ને, ત્યારે શું થાય ? તમે એવું નહીં ભડકતા હોય, અવળ

સવળ દારૂ થઈ જાય તો ? એટલે આપણે સમજી જવાનું કે અવળ સવળ દારૂવાળો માલ નીકળ્યો. તે ધોતિયામાં હઉ પેસી જાય. કારણ કે હવાઈનો માલ પેલા ટેટામાં પેસી ગયો. હવાઈ એનો સ્વભાવ તો બતાવે ને, કે ના બતાવે ?

**પ્રશ્નકર્તા :** બતાવે.

**દાદાશ્રી :** અને ટેટામાં ફૂલકણીનો માલ ભર્યો હોય તો ? સુરસૂરીયુંય ના થાય ? એ માલ અવળ સવળ થઈ ગયો, પછી મન કૂદાકૂદ કરે.

આપણે સમજી જવાનું કે આ બધો મનમાં માલ ભરેલો અવળો નીકળ્યો. એ આપણી ભરેલી ચીજ છે. એ ભરેલી છે તે ખાલી થાય છે. જેમ આપણે એક માર્કેટમાં શાક લેવા ગયા. એક થેલો મોટો લઈ ગયા વેચાતો. હવે પહેલું શરૂઆતમાં શું લઈએ આપણે ? જે રાતદહાડો બહુ ભાવતું હોય, તે બહુ યાદ આવતું હોય તે પહેલું લઈ આવીએ. શું લઈએ પહેલું ? તમે બોલતા નથી ? બોલો તો વાત આગળ હેંડે. શું લે પહેલું ?

**પ્રશ્નકર્તા :** ભાવતું જ પહેલું લે.

**દાદાશ્રી :** હા, એને ભાવતું હોય, ટમેટાં, એ બધું લે અને મહીં કોથળામાં મૂકે. પછી બીજા ભાગનું લે, ત્રીજા ભાગનું લે. છેલ્લું વારકું શું લે ? ત્યારે કહે, 'રહેવા દો ને, આ થોડીક ડુંગળી નાખી છે ને આ લસણ છે.' એટલે ના ભાવતું હોય તોય છેલ્લું વારકું નાખી દે. હવે આ કોથળો સીવ્યો અને ઘેર જઈને વાપરતી વખતે ખોલે. ત્યારે પહેલું ડુંગળી નીકળે એટલે કંટાળે. અલ્યા, ટામેટાં જોઈએ કે આ ડુંગળી ? અલ્યા, ટામેટાં તો તને ભાવતા'તા તે નીચે ગયાં છે. એટલે આ પોતાનો માલ ભરેલો અને પોતે પછી બૂમાબૂમ કરે. પછી બૈરી વઢે કે ના વઢે ? લાવ્યા'તા તમે ને પાછાં બૂમાબૂમ કરો છો ? એટલે ટામેટાં-બામેટાં બધુંય છે મહીં, પણ વખત આવશે ત્યારે નીકળશે બા. તમે જેવી રીતે ભર્યાં તેવી રીતે. ભાવતું હતું તે મોડું ભરવું હતું ને !

**પ્રશ્નકર્તા :** તો પહેલું નીકળત.

**દાદાશ્રી :** હા, પહેલું. અરે, નાખે તો નાખે પણ બળ્યાં પાકાં ટામેટાં લાલચોળ જેવાં, છુંદાઈ જાય મહીં. તે વિવેક હોત તો ? વિવેક હોત તો આવું હોત જ નહીં ને ! વિવેક જ નથી ને ? સદ્-અસદ્‌નો વિવેક તો જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** ત્યાં તો ચોક્કસ રહેવાય છે. આ ટામેટાં દબાઈ જશે.

**દાદાશ્રી :** હા, એમાં ચોક્કસ રહેવાય. આમાં ના રહેવાય.

## પૂરણ કર્યું, તેનું જ ગલન !

એટલે બધી જે વાત કરવી હોય આપણે તે કરજો. ને બધા ખુલાસા થવા જ જોઈએ. કારણ કે ખુલાસા ના થાય ત્યાં સુધી મન માને નહીં. મન તો મોટામાં મોટી વસ્તુ છે. અને છતાં કો'કની આપેલી વસ્તુ છે નહીં. મન એ તો પોતાની જ ભરેલી વસ્તુ છે. તમને કોઈ દહાડો 'તાજીયા' ક્યારે થશે એનો વિચાર આવે છે ? કારણ કે જેણે એ માલ ભર્યો હોય એને વિચાર આવે. તમે કંઈ એ માલ ભરો નહીં ને એટલે તમને વિચાર ના આવે. આ તમારો જ પૂરણ કરેલો માલ છે તે તમારી પાસે છે. જો તમે પૂરણ કરેલો માલ ઉડાડી દો, ગલન કરી નાખો, તો મન તમને કશું હરકત નથી કરતું. મન હરકતકર્તા નથી, તમને ઉડાવતાં નથી આવડતું તેનો દોષ છે આ. મન તો પૂરણ-ગલન છે. જે તમે પૂર્યું છે, તે જ ગલન થઈ રહ્યું છે. આ જૈનોને માંસાહારનો વિચાર કેમ નથી આવતો ? કારણ કે એ બિચારાએ આ પૂર્યું જ નથી. અને મુસલમાનોને ઘડીએ ઘડીએ વિચાર આવે. કારણ કે એ જ પૂર પૂર કર્યું છે.

તમારા જેવા હોય, એને આટલી ઉંમરે પૈણવાના વિચાર આવે તો ના સમજીએ કે આ બધા ખોટા વિચાર આવે છે ? એને માટે કંઈ લોકોને કહેતા ફરવાનું કે ભઈ, મને આવો વિચાર આવે છે. એ તો આવે જ. મહીં ભર્યો હોય એવો નીકળે. નીકળીને જતો રહેશે પછી. એ કંઈ દાવો માંડવાના નથી.

**પ્રશ્નકર્તા :** નકામા વિચાર આવ આવ કરે તો મન તો ફર્યા જ કરે ને ?

**દાદાશ્રી :** મન તો વિચાર જ કર્યા કરે તો એનું શું ? આપણને શો વાંધો હવે ? ડિસ્ચાર્જ થયા જ કરે. એને આપણે શું લેવાદેવા ?

ના ઉપયોગી માલ લાવ્યો પણ આપણે જોઈએ-જાણીએ એટલે ના ઉપયોગી માલ ફેંકી દે. મન તો બહુ જાતના ખીચડા ભરી લાવે.

**પ્રશ્નકર્તા :** મન તો ભરી લાવે પણ પાછું ચિત્ત, બુદ્ધિ, અહંકાર-કાયાને હલાવતું હલાવતું ચાલી જાય છે ને ! એકલો પેલો સીધો થતો હોય તો વાંધો નહીં, પણ આ તો બધાને હલાવતું જાય છે.

**દાદાશ્રી :** આ તો બધું સામ્રાજ્ય જ એક જાતનું ને ! અનાત્મા વિભાગ આખો, ફોરેન ડિપાર્ટમેન્ટ આખું. જેવું ભર્યું હોય એવું ડિસ્ચાર્જ થયા કરે. એની મેળે ડિસ્ચાર્જ થાય છે. એમાં આપણે કશી લેવાદેવા નથી. ડિસ્ચાર્જ થઈ ગયા પછી આપણને હરકત કરતું નથી.

## જોનારને કોણ પજવનાર ?

વિચાર તો આવે. વિચારને જોયા કરવાનાં, જાણ્યા કરવાના. ઓહોહો ! આવા આવા વિચાર આવે છે ! માટે માલ હજુ વધારે ભરેલો છે. થોડા વિચાર આવે તો તે માલ ઓછો ભરેલો હોય.

**પ્રશ્નકર્તા :** આમ ચાલુમાં નથી આવતા, મહિને એકાદ વખત.

**દાદાશ્રી :** હા, એ તો એકાદ વખત આવે, ફેરો મારી જાય. એ તો સારું, પણ ફેરો મારે તો આપણને જાગૃત રાખે. એમાં નુકસાન શું કરે છે તમને ? કંઈ મારતાં નથી ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ તો આવે એને જોવાના આપણે. એ જ્ઞેય છે, આપણે જ્ઞાતા છીએ.

**પ્રશ્નકર્તા :** પણ આવે છે એટલે કચાશ ખરી ને ?

**દાદાશ્રી :** કચાશ નહીં. એ પજવે તો કચાશ કહેવાય. આપણે ઘેર કોઈ મુસલમાન આવે ને જતો રહ્યો તેથી કરીને આપણને પજવતો નથી. એમાં આપણને શું વાંધો ? પજવે ત્યારે વાંધો કહેવાય.

## ન બંધ કરાય વિચારોને કદી !

**પ્રશ્નકર્તા :** મનમાં જે વિચારો આવે છે એ બધા મને દેખાય ખરા પણ હું એને સ્ટોપ નથી કરી શકતો. તો એને જોયા જ કરવાના ?

**દાદાશ્રી :** સ્ટોપ કરવાના નથી, જોયા જ કરવાના. આપણે ટાંકી ભરેલી છે અને નવું આવતું નથી પણ જૂનું નીકળે નહીં તો પછી ગંધાયા કરે. એટલે જૂનું વધારે નીકળે તો સારું. બધું જોયા જ કરવાનું, શું નીકળે છે તે. ગંધવાળું પાણી નીકળે છે કે સારું નીકળે છે તે જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** પછી આગળ શું કરવાનું ?

**દાદાશ્રી :** કશું કરવાનું નહીં, જોયા જ કરવાનું. ખાલી થઈ જાય ત્યાં સુધી જોયા કરવાનું. એ ખાલી થઈ જશે. હવે આવવાનું બંધ છે અને જૂનું જાય છે. એને ડિસ્ચાર્જ કહેવાય. એ ખાલી થયા કરે અંદર. એ જોયા કરવાનું. ખરાબ વિચાર આવે તે જોયા કરવાના અને સારા વિચાર આવે તે જોયા કરવાના, બધા જોયા કરવાના. તમે જોયા કરો છો ને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** હવે ખરાબ આવે તોય આપણને લેવાદેવા નહીં. સારું આવે તોય આપણને લેવાદેવા નહીં. કારણ કે જે ચાર્જ કરેલું હતું, તે જ ડિસ્ચાર્જ થાય છે. ખરાબ વિચાર આવતા હોય તો આપણે શું ? એ મહીં માલ જેવો ભર્યો છે એવો આવે, તો આપણે એને જોયા કરીએ.

**પ્રશ્નકર્તા :** ખરાબ માલ ફૂટે ત્યારે એવું થાય કે આ બધું આવું ક્યાં નીકળે છે. પછી એક બાજુ દેખાય કે વ્યવસ્થિત છે પણ બીજી બાજુ દેખાય કે 'વ્યવસ્થિત છે' કરીને પ્રોટેક્શન (રક્ષણ) કર્યું.

**દાદાશ્રી :** હા, પણ એ માલ તો આપણે જોવાનો જ કહ્યો છે. જે ભર્યો છે એવો નીકળે કે બીજો નીકળે ?

**પ્રશ્નકર્તા :** ભરેલો જ નીકળે.

**દાદાશ્રી :** પછી એની શી ભાંજગડ આપણે ? પછી ઉપાય ક્યાં રહ્યો ? મન બગડે છે હજુ ?

**પ્રશ્નકર્તા :** બગડે છે.

**દાદાશ્રી :** તારે વળી શું બગડવાનું રહ્યું ? તમારી દુકાનમાં માલ હોય ત્યાં સુધી બગડે. પણ હવે માલ હશે પછી ધોઈ નાખો એને. ધોઈને ચોખ્ખો કરો કે ના કરો ?

**પ્રશ્નકર્તા :** હા, કરું.

**દાદાશ્રી :** એટલે સ્વચ્છ જીવન. મન પણ બગડે નહીં ક્યારેય ! દેહ તો બગડે જ નહીં પણ મન પણ બગડે નહીં અને બગડે તો તરત જ ધો ધો કરીને સાફ કરીને ઈસ્ત્રી કરીને ઊંચું મૂકી દેવું.

## ગમે છે કોને ?

**પ્રશ્નકર્તા :** વિચારો આવતા હોય અને ગમતા હોય તો ?

**દાદાશ્રી :** એ એમને જો ગમતા હોય તેનો વાંધો નથી પણ ગમતો હોય તો કોને ગમે છે ? રિયલને ગમે છે કે રિલેટિવને ગમે છે ?

**પ્રશ્નકર્તા :** રિલેટિવને ગમે છે.

**દાદાશ્રી :** એ માલ વધારે ભરેલો એટલે ગમે. માલ ઓછો ભરેલો એટલે બહુ ના ગમે. એ માલ ઉપર આધાર રાખે છે. એ ધ્યેયને

નુકસાન કરે એવું નથી. તમારી જાગૃતિ તૂટી જાય છે કે આ મને થાય છે કે કોને થાય છે ? આપણે તો જાગૃતિ જોવા માગીએ છીએ કે બહુ વિચાર આવે પણ તે ચંદુલાલના છે, તમારે લેવાદેવા નહીં. વધુ માલ છે, તે ટાંકી ખાલી થતાં વાર લાગશે. ટાંકી ખાલી થવાની હોય તે, એમાં ડામરવાળો વધારે માલ નીકળે તો ? ડામરવાળો માલ વધારે હોય તો વધારે નીકળે. અને કોઈએ સેન્ટ ભરેલું હોય તો તેય નીકળે. પણ છેવટે બેય નીકળી જ જવાનું છે ને ? નીકળ્યા પછી બધું સરખું જ ને ? કે એમાં ફેરફાર હોય ?

**પ્રશ્નકર્તા :** સરખું.

**દાદાશ્રી :** હંઅ, સેન્ટવાળાનું નાકને જરા સારું લાગે અને પેલું નાકને ના ગમે. પણ તેય છે તે નાકનું ને, તેય ચંદુલાલનું ને તમારું નહીં ને ? આ સમજી ગયા ને ?

વિચાર આવ્યો કે આજ બજારમાં નથી જવું, તો એય જ્ઞેય વસ્તુ છે. એમાં આપણે કશું લેવાદેવા નથી. મને એમ કેમ વિચાર આવે છે, એવું ના હોય હવે આપણને. કારણ કે આપણે એનાં માલિક જ નથી, હતાય નહીં અને આ જેમ છે તેમ જાણી ગયા. પછી હવે છૂટા થઈ ગયા.

આપણે તો સારા આવે છે કે ખોટા આવે છે, બેઉ વોસરાવી દીધું. આપણે ને એને લેવાદેવા નહીં. વિચાર તો શું ના આવે ? જરાક તબિયત નરમ થઈ ત્યારે કહેશે, મરી જવાશે કે શું ? એય વિચાર આવે. આવે કે ના આવે ? એ બધા વોસરાવી દેવાના.

બાકી, આ મનમાં ના ફસાયા તો કામ થઈ જશે. મન તો જ્ઞેય વસ્તુ છે. વિચાર આવે, કોઈ ફેરો તો આમ બહુ જબરજસ્ત વંટોળ આવે. એમાંય તમારો નંબર લાગેને ?

**પ્રશ્નકર્તા :** હા, પણ ત્યાં સુધી તરત જ કહી દઈએ કે મારું ન્હોય.

**દાદાશ્રી :** હા, હિંમત જોઈએ. યે મેરા નહીં, યે પુદ્ગલ કા ને ચિંતા-બિંતા કશું ના થાય. અહીં બેઠાં મોક્ષ ! જુઓ તો ખરા !!

## મનના, વાણીના ને બહારના સંયોગો...

હવે વિચારો જે મનને આવે છે, એ સૂક્ષ્મ સંજોગો છે. સ્થૂળ સંજોગો, સૂક્ષ્મ સંજોગો અને વાણીના સંજોગો પર છે ને પરાધીન છે.

એટલે આ મનમાં વિચારો આવ્યા કરે, એ સૂક્ષ્મ સંયોગો બદલાયા કરે. મનમાં જે જે વિચારો આવે છે તે ઘડીકમાં કહેશે, અહીંથી ટેક્ષી મારફતે જવું છે. પછી થોડીવાર રહીને કહે, ના, ચાલીને જઈએ. એવા વિચાર મહીં બદલાતા નથી ? એ બધાં સૂક્ષ્મ સંયોગો છે. તે મનનાં ભાવો કહેવાય છે ને આત્માનાં ભાવો નથી. મનનાં ભાવો એટલે મન પોતાનાં ધર્મમાં છે.

આપણે સારું બોલવું હોય તોય ના બોલી જવાય અને અવળું બોલી જવાય. વાણી આપણને ગમતી હોય છતાં ના બોલાય. આપણે ચાર વખત કોઈ વસ્તુ બોલવી હોય ને પાંચ વખત બોલી જવાય છે. તે વાણી આપણા કાબૂમાં નથી, કંટ્રોલમાં નથી. આપણે ના બોલવું હોય તેવું બોલી જવાય છે અને પછી પસ્તાવો થાય. એટલે એ વાણીના સંયોગ છે.

પછી આ દેહના સ્થૂળ સંયોગો, બહાર ભેગા થાય તે. આંખે દેખાય તે. સ્પર્શ થાય તે ટાઢનો, તાપનો, કોઈ ગધેડું સામું મળે, તેય સ્થૂળ સંયોગો છે બધા. કોઈક સગોવાળો મળ્યો, કોઈ રાગવાળો સંયોગ મળ્યો, કોઈક દ્વેષવાળો સંયોગ મળ્યો, આપણને બહાર જે ભેગા થાય છે સ્થૂળ સંયોગો છે બધા.

આ ત્રણે સંયોગો ને શુદ્ધાત્મા, બીજું કશું રહ્યું નથી. એ બધા સંયોગો પોતાનાં કાબૂમાં નથી. આપણને એ પર છે અને પરાધીન છે.

હવે એ સંયોગો પોતે જ્ઞેય સ્વરૂપ છે અને આપણે જ્ઞાતા છીએ. એટલે આપણને ખબર પડે કે મન આવું બતાવે છે, ઘડીકમાં સારું

બતાવે છે, ઘડીકમાં અવળું બતાવે છે. અને સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે. પછી એની મેળે એ જતા રહે.

## એબ્નોર્મલ વિચારો આવે ત્યારે...

એટલે દરેકે એમ કહેલું કે ચિંતા શું કરવા કરો છો વગર કામની ! તમારે તો ફક્ત શું કરવાનું ? વિચાર સહજ ભાવે કરવાના. અને વિચાર એબ્નોર્મલ (પ્રમાણ કરતાં વધી) જાય એટલે ચિંતા થઈ કહેવાય. વિચારમાં એબ્નોર્મલ થયું એટલે ચિંતા થાય, ત્યાં બંધ કરી દેવાનું તમારે, ક્લોઝ (બંધ) કરી દેવાનું. જેમ વાવાઝોડું બહુ આવતું હોય તો આપણે બારણા ક્લોઝ કરીએ છીએ ને ? એવી રીતે મહીં વિચારો એબ્નોર્મલી આગળ ચાલ્યા એટલે બંધ કરી દેવાના. નહીં તો એ પછી ચિંતાના રૂપમાં થઈ જાય. પછી જાતજાતના ભય દેખાડે ને જાતજાતનું દેખાડે. એટલે એ દિશામાં જવાનું જ નહીં. આપણે જરૂરિયાત પૂરતા વિચાર, બાકી બંધ.

**પ્રશ્નકર્તા :** વિચાર બંધ કરવાની સત્તા ખરી ?

**દાદાશ્રી :** ખરી ને ! બધું ખરું. કારણ કે વિચાર તો આવ્યા કરે. આપણે આ બાજુ જોઈએ, પેલી બાજુ એ ફૂટ્યા કરે. આપણે દૃષ્ટિ પેલી બાજુ બદલી નાખીએ એટલે આપણે શું લેવાદેવા ? બધી સત્તા છે. નળ બંધ ના થતો હોય તો આપણે બીજી બાજુએ જોઈએ એટલે નળ બંધ થઈ જ ગયો ને ! એને જોઈએ ત્યાં સુધી નળ ચાલુ છે એમ લાગે. એટલે આપણે તો જ્ઞાતા-દ્રષ્ટા થયા એટલે આપણને તો વળી મન હોય જ નહીં ને ! મન તો જ્ઞેય છે. ગમે એમ ફૂટે.

**પ્રશ્નકર્તા :** આપણને વિચાર ગમે એટલા આવતા હોય, પણ આપણે એ તરફ જોઈએ નહીં એનો અર્થ બંધ, ક્લોઝ કર્યું કહેવાય ?

**દાદાશ્રી :** ના, જોઈએ નહીં એ તો કોને ? જ્ઞાન ના હોય તેને. તમારે તો જોવાનું જ. વિચારો સારા આવતા હોય તેય જોવાનું ને ખોટા આવતા હોય તેય જોવાનું, બસ. બીજું કશું તમારે એમાં લેવાદેવા નથી.

તમારે તો ચંદુભાઈ શું કરી રહ્યા છે, એ જોયા કરવાનું.

## અજ્ઞાનીઓ માટે !

**પ્રશ્નકર્તા :** આપે પહેલાં પેલું કહ્યું ને કે વિચાર ગમે તેટલા છો ને આવે, આપણે એ બાજુથી આપણી દૃષ્ટિ ફેરવી લેવાની. એટલે આપણે શું લેવાદેવા વિચાર જોડે એવું રાખવાનું ?

**દાદાશ્રી :** એ તો સાવ અજ્ઞાની લોકો માટે છે. કારણ કે એ અજ્ઞાની એ બાજુ ફરી જ જાય, જોતાંની સાથે ખેંચાઈ જાય. સારા વિચાર આવે ત્યારે ખેંચાઈ જાય અને ખરાબ વિચાર આવે ત્યારે છેટો રહે. એટલે એ જાણે છેય ખરા. વિચાર આવ્યા છે તે હઉ જાણે છે પણ સારા વિચાર આવે ત્યારે તન્મયાકાર થઈ જાય. તે એને આપણે કહીએ છીએ કે ભઈ, સારા આવે કે ખરાબ આવે, એ બાજુ તું જોઈશ નહીં. અને તમારે તો જોવાનું જ. તમે તો જ્ઞાતા-દ્રષ્ટા થયા એટલે મનમાં શું વિચાર આવે છે એ જોવાનું. તમે તો જ્ઞાયક થયા છો ને ! પેલા જ્ઞાયક નહીં થયેલા એટલે એમની વાત જુદી.

## જોવું શુદ્ધાત્મ દૃષ્ટિથી !

એટલે બધાં ટકોરા મારે કે ભાઈ, વિચાર ના કરીશ બહુ. એ સ્વાભાવિક રીતે છે. નૈમિતિક કહેવું પડે છતાંય વિચાર તો આવ્યા જ કરવાનાં. પણ આપણે નક્કી કરવું કે મારે નથી કરવા. એટલે વિચારો ઉપર ધ્યાન ના દેવું. એટલે શું કરવાનું ? તન્મયાકાર ના થવું. આપણે જોવું, શું થાય છે. એવું એ કહેવા માંગે છે. વિચાર ના કરીશ કહે, એટલે કંઈ આ વિચાર બંધ થાય નહીં ને ! એવું જ કહેવા માંગો છો ને તમે ?

**પ્રશ્નકર્તા :** એમ જ કહ્યું છે, વિચાર જો આવે તો આપણે રોકી ન શકીએ.

**દાદાશ્રી :** હા, છોડે નહીં. એ તો ડિસ્ચાર્જ છે ને !

**પ્રશ્નકર્તા :** હા, એ તો જોયા કરવાનાં આવે તે.

**દાદાશ્રી :** જોયા કરવાના, બસ. એટલે છૂટા આપણે.

**પ્રશ્નકર્તા :** ખાલી ગાંઠોને જોવાથી જ ઓગળી જાય. પણ એને એક્સલરેટ (ગતિ વધારવી) કરવું હોય, ઝડપી નિકાલ કરવો હોય તો શું કરવાનું ?

**દાદાશ્રી :** એ તો ગાંઠ ફૂટે તે ઘડીએ એને શુદ્ધાત્માની દૃષ્ટિથી જોયા જ કરવાનું આપણે. એટલે એની મેળે નિકાલ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** જેવી શુદ્ધાત્માની દૃષ્ટિ પડે કે તરત જ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર બધા સવળાં, સીધાં થઈ જાય કે કાર્ય કરતાં બંધ થઈ જાય ?

**દાદાશ્રી :** એવું કંઈ કાયમ હોતું નથી. કેટલીક વખત બંધ થઈ જાય ને કેટલીક વખત ચાલુ હોય, તેનો વાંધો નથી. પણ એ બધું જોવાનું જ છે. બંધ થઈ જાય તો જોવાનું રહ્યું નહીં ને ? એવું છે ને, કેટલીક બાબતમાં બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપણે વિચારો ઉપર આપણી દૃષ્ટિ રાખીએ, દૃષ્ટિગોચર કરીએ તો આ વિચારો આવતા બંધ થઈ જાય છે.

**દાદાશ્રી :** હા, બંધ થઈ જાય ને સ્વાભાવિક રીતે. દૃષ્ટિ રાખીએ, તો એને પોષણ ના મળે. એ બંધ થઈ જાય. મહીંથી ભરેલો માલ નીકળે, એ ટાઈમે જ નીકળીને ખલાસ થઈ ગયો હોય. અને એ પછી બીજા ટાઈમમાં ન નીકળે. જોઈ લો એટલે પુષ્ટિ રહે નહીં ને ? પુષ્ટિ હોય તો તો નીકળ્યા જ કરે. તમે જોઈ લો એટલે એમાં તન્મયાકાર થતાં નથી. તન્મયાકાર થાય તો તો નીકળ્યા જ કરે. હેય, ચાર કલાક સુધી ચાલ્યા કરે મહીં. એને જોઈએ એટલે બંધ થઈ જાય પછી. થોડીવાર નીકળે ને નીકળીને પછી બંધ થઈ જાય એટલે પછી આપણે બીજી ચીજ જોવી. અહંકાર શું કરી રહ્યો છે, બુદ્ધિ શું કરી રહી છે, બધું દેખાય.

## મનને જીતવામાંય અહમ્ !

**પ્રશ્નકર્તા :** હજારો વર્ષથી એ સુણ્યું (કહેવામાં આવે છે) કે મનને મારો, મનને મારો.

**દાદાશ્રી :** પણ તેમાં કોઈ મારી શકેલો નહીં. ખરા શાસ્ત્રકારોએ શું કહ્યું કે મનને જીતો.

**પ્રશ્નકર્તા :** એ કરતા જે તમે કહો છો કે મનને જુઓ.

**દાદાશ્રી :** જુઓ, બસ. એ જ જીતો. તમારો સ્વભાવ જ્ઞાતા-દ્રષ્ટા છે, મન જ્ઞેય છે, પછી રહ્યું શું ?

**પ્રશ્નકર્તા :** કારણ કે જીતવામાં શું થશે, થોડો અહમ્ રહેશે કે મેં જીત્યું.

**દાદાશ્રી :** હા, મોટા જીતવાવાળા !

**પ્રશ્નકર્તા :** એને બદલે મન જે કરે તે જુઓ તમે.

**દાદાશ્રી :** હા, બરોબર છે.

**પ્રશ્નકર્તા :** મનને તટસ્થ ભાવે જોવાનું જે આપ કહો છો, એ તટસ્થ ભાવે જોવું એટલું જ પર્યાપ્ત છે ?

**દાદાશ્રી :** ઓહોહો ! એ તો ઊંચામાં ઊંચું. મનને જોયા કરવું, એના જેવી કોઈ ઊંચી દવા નથી. આ વર્લ્ડમાં માનસિક રોગ કાઢવા માટે મનને જોયા કરવું, એના જેવી કોઈ ઊંચી દવા નથી.

**પ્રશ્નકર્તા :** પણ મનને કંટ્રોલ કરવા માટે કંઈક તો કરવું પડે ને ?

**દાદાશ્રી :** મનને કંટ્રોલ કરવાનું હોય જ નહીં. એના સ્વભાવને જોયા જ કરવાનું.

**પ્રશ્નકર્તા :** તો તો આખું પાછું વધી જાય.

**દાદાશ્રી :** ના વધે. તમે જુઓ. જુઓ એટલે ચાર્જ બંધ થઈ ગયું. એટલે ડિસ્ચાર્જ થઈને બંધ થઈ જશે. એની મેળે એ ભમરડા ડિસ્ચાર્જ થઈને પડી જશે.

**પ્રશ્નકર્તા :** એટલે સાક્ષીભાવ રાખવો જોઈએ ?

**દાદાશ્રી :** ના, સાક્ષીભાવ રાખીએ તો પાલવે એવો નથી. સાક્ષી થાય ને, તો વગર કામનાં પાછાં પોલીસની ઉપાધિઓ થાય, બળી ! એનાં કરતાં જોયા જ કરવાનું આપણે.

## અભ્યાસથી પડે રાગે !

**પ્રશ્નકર્તા :** મનની બાબતમાં આવું બહુ થાય છે. વિચાર શરૂ થાય ત્યારે ખબર પડે છે અને વિચાર પતી જાય ત્યારે ખબર પડે છે. પાછળથી તે દેખાય છે પાછા, વચ્ચેનું કશું ખબર જ નથી પડતી.

**દાદાશ્રી :** એ બધું ખબર પડશે. ધીમે ધીમે ખબર પડશે એટલે દેખાય. થોડો થોડો અભ્યાસ કરવાનો. એમ કરતાં કરતાં સંપૂર્ણ દેખાતા જશે. ક્યાંક રસ્તો દેખાય તો તે આંખોથી જુએ છે, તે દૃશ્ય ના કહેવાય. દૃશ્ય તો અંદરની આંખોથી જોવાના, આ આંખે દેખાય જ નહીં. આ આંખે જીવ જ ના હોય, બહારનું જ જુએ આંખો. અંદરનું જોઈ શકે નહીં.

**પ્રશ્નકર્તા :** અંદરનું જોઈ શકવા માટે શું ?

**દાદાશ્રી :** એ જ આપણે દૃષ્ટિ આપેલીને, આત્મદૃષ્ટિ, પછી ધીમે ધીમે અભ્યાસ કરવાથી જોઈ શકાય.

**પ્રશ્નકર્તા :** પછી કોઈ વિચારને જોવા બેસીએ ને તો વિચારમાં બ્રેક પડી જાય.

**દાદાશ્રી :** બ્રેક થઈ જાય, પણ જોવા બેસીએ તો ઓછા થઈ જાય ને ! એ તો ધીમે ધીમે અભ્યાસ કરતા રહેવાનું. અભ્યાસ કરતા કરતા જોવાય. આ તો બહુ એકદમ ના જોવાય. આ તો બહુ કચરો

ભરેલો ને, એટલે એ તો દેખાય જ નહીં ને ! નર્યો કચરો ભરેલો છે. એ તો નીકળશે, એ કેટલાં વર્ષો થાય ત્યારે એ ઠેકાણે પડશે.

## એ ન હોય આત્મશક્તિ !

**પ્રશ્નકર્તા :** ક્યારેક એમ થાય છે કે વિચાર એ આત્માની શક્તિ છે.

**દાદાશ્રી :** ના, એ મનનો સ્વભાવ છે અને મન પૌદ્‌ગલિક વસ્તુ છે. બીજું શું પૂછવાનું છે ?

**પ્રશ્નકર્તા :** આત્માને જો વિચાર શક્તિ ન હોય, તો આપણને જે દોરવે છે એ મન-બુદ્ધિ દોરવે છે, તો આપણે દોરવાવું એનાથી ? તે કેવી રીતે કરવું ? શું કરવું ?

**દાદાશ્રી :** આપણે દોરવાવાનું નહીં. એ બધું જોયા કરવાનું. મન શું વિચાર કરે છે. મન ખરાબ વિચાર કરે, સારા વિચાર કરે તોય બસ, જોયા કરવાનું. બહાર ભેગા થાય તે સ્થૂળ સંયોગો. અને મન જે દેખાડે, કો'કનું ખરાબ ચિંતવન કરતું હોય એ સૂક્ષ્મ સંયોગ કહેવાય. એની પર નિરીક્ષણ કરવાનું છે ફક્ત. બીજું કંઈ આપણે નથી કરવાનું. વિચાર એ આપણી શક્તિ નથી. એ શક્તિને પોતાની માનવાથી જ આ સંસાર ઊભો થયો છે. પછી મન આપણને બીવડાવે કે રસ્તામાં ગાડી અથડાશે તો શું થશે ? ત્યારે કહીએ, 'શું થશે તે આપણે જોઈ લઈશું. આપણે તો જોનાર-જાણનાર છીએ. બીજું શું થવાનું ? અને જે થશે તે 'વ્યવસ્થિત' છે. 'વ્યવસ્થિત'ની બહાર કંઈ થવાનું નથી.' એવું 'વ્યવસ્થિત' ગોઠવાયેલું છે કે જરાય અવ્યવસ્થિત ના થાય.

## મન ક્લેશિત જ્ઞાન પછીય !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** જ્ઞાન હોવા છતાં, જ્ઞાન લીધું છે છતાં કોઈક વાર મન ક્લેશવાળું થઈ જાય છે, એનું શું કારણ ?

**દાદાશ્રી :** આ ક્લેશ જ ના કહેવાય. એ તો જરા મનની

વિહ્વળતા કહેવાય. મન સહેજ વિહ્વળ થાય, એને ક્લેશ ના કહેવાય. એટલે એને જોયા કરવાનું. તમારે મનમાં પેસવાનું નથી, તન્મયાકાર નહીં થવાનું. એ તો આમાં પછી હવે અડવાનું જ ક્યાં રહ્યું ? એ તો જરાક ભૂલ થાય, તો પછી પાછું બટન ના જાણતા હોય તો પછી શિયાળાને દહાડે પંખો ચાલવા માંડે. પણ એ જાણી રહ્યા પછી કશુંય નહીં પાછું.

**પ્રશ્નકર્તા :** એટલે આપણે જ્ઞાન પછી એની સામે જોયા કરીએ એટલે એ વિચાર બંધ થઈ ગયા કહેવાય ?

**દાદાશ્રી :** બંધ થયા કે ના બંધ થયા તે આપણે જોવાનું નથી. જે જોયું તે અડે નહીં. જેમ આ હોળી છે તે હોળી સળગતી હોય, પણ આપણે જોઈએ તો આંખ દાઝે ખરી ? કેમ જોઈએ એટલે દાઝે નહીં ? જોવાથી કશું ના થાય, તમે આંગળી ઘાલો તો થાય. આ ખરાબ વિચાર આવ્યો, એમ કરીને આંગળી ઘાલો તો થાય.

મન જ્યારે વિચાર કરે સારા-ખોટા, ગમે તેવા, તો એ મન છે એ વાત ખાતરી થઈ ગઈ. ખરાબ વિચાર ને ખોટા વિચાર સામાજિક અપેક્ષાએ છે, ભગવાનની અપેક્ષાએ નથી. ભગવાનની અપેક્ષાએ તો મન સ્વભાવમાં છે.

## મોંકાણ, દોઢ ડહાપણની !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** વિચાર આવે છે તે એવી રીતે તરત જ જતો રહે છે અગર તો નવકાર મંત્ર બોલાઈ જાય છે તરત.

**દાદાશ્રી :** હા, પણ તે શું થાય છે તે જોયા કરવાનું. તમે વચ્ચે કોણ છો ? મારું એમ કહેવાનું કે તમને આ જ્ઞાન આપ્યા પછી તમે શુદ્ધાત્મા છો, વ્યવહારથી ચંદુભાઈ છો.

**પ્રશ્નકર્તા :** તમારા જેવું જો પચતું હોય અને નિરંતર ચોવીસ કલાક...

**દાદાશ્રી :** મારા જેવું જ રહે એવું છે. આપણું આ જ્ઞાન આપેલું જો કોઈ દોઢડાહ્યા ના થાય ને, તો મારા જેવું જ રહે એવું છે ને ઘણાને રહે છે.

**પ્રશ્નકર્તા :** પણ દોઢડાહ્યા થવાય છે તેનું શું ?

**દાદાશ્રી :** થવાય છે, તેને જ સાચવવાનું છે. તમને શું વર્તે છે ? એવું મહીં મનમાં વિચારો આવે તે જોવામાં આવે છે ?

જ્યારે વિચારની સ્થિતિ હોય ને ત્યારે વિચારો સજીવન નથી, નિર્જીવ વસ્તુ છે. એટલે તારે જે વિચાર કરવા હોય તે કર, કહીએ. તળાવમાં મોઢું જોવા જઈએ તોય મન કહેશે, 'મહીં ડૂબી જવાશે તો ?' મન તો ફાવે એવું બોલે. અને તે વખતે આબરૂય લઈ લે. એવા મન વિચાર કરે છે તે આપણે જોયા કરવાના. એનો વિચારવાનો સ્વભાવ છે, એ યંત્રવત્ છે. એને આપણે ના કહીએ તોય વિચાર તો આવ્યા જ કરવાના, પણ આપણે ભળીએ તો આપણને ચોંટે. ના ભળીએ તો કશું ચોંટે નહીં.

તમે પાંચ મિનિટ પહેલાંનો વિચાર કરો ને, એટલે હું જાણું કે આ જીવતો છે ! આ મેં 'તમને' મારી નાખ્યા છે. આ પાછા જીવતાં શું કરવા થાવ છો ? મારી નાખ્યા પછી જીવવું એનું નામ જ મોક્ષ. જ્ઞાની પુરુષ શું કરે ? (દેહાધ્યાસમાં) મારી નાખે, પછી (આત્મસ્વરૂપમાં) જીવતા કરે. પછી એ જીવે તો એ મોક્ષ છે. અને પછી તમે વિચાર કરો તો હું જાણું કે ઓહોહો, હજુ જીવતો છે આ તો.

જ્યાં જ્ઞાન છે, ત્યાં સંસારનો એક વિચાર ન આવવો જોઈએ. અમને સંસારનો એક વિચાર નથી આવતો. અને સ્ત્રીનો, આ બધી સ્ત્રીઓ બેઠી છે પણ અમને સ્ત્રીસંબંધી વિચાર નથી આવતો. એટલે બધું ખાલી થઈ જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** થઈ જવું જોઈએ કે કરી નાખવું જોઈએ ?

**દાદાશ્રી :** થઈ જવું જોઈએ. આ માર્ગ એવો છે કે તમારે ખાલી

કરવાનું નહીં રહે. એની મેળે ખાલી થયા કરે. અમારી આજ્ઞામાં રહો એટલે ખાલી થયા કરે.

## એનું નામ શુદ્ધ ઉપયોગ !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** હું પતંગ ઊડાવું છું એવો મને વિચાર આવ્યો, એ મને વિચાર આવ્યો એમ મેં જોયો. એ મેં જોયું એ પણ જ્ઞાતા-દ્રષ્ટા કહેવાય ?

**દાદાશ્રી :** આમાં જ્ઞાતા-દ્રષ્ટા હોય નહીં. આ તો ચંદુલાલ શું કરે છે તેને જુએ. ચંદુલાલને વિચાર આવ્યો ને એણે જોયું, એ 'આપણે' જાણીએ, તો શુદ્ધ ઉપયોગ કહેવાય. આપણને બધું દેખાવું જોઈએ કે આમને આવો વિચારેય આવ્યો અને જોયો ખરો, એ આપણને દેખાય. આપણે શુદ્ધાત્મા થયા. પહેલા તો હું જ છું, મને જ વિચાર આવે છે, એવું બોલતા હતા. તેથી તન્મયાકાર થઈ જતા હતા. હવે આત્માને વિચાર આવતા જ નથી. વિચારને જે જાણે છે તે આત્મા છે.

## 'જોવું' એટલે શું ?

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** વિચારો જોવા એટલે શું ? આપણે વિચારોને જોવા, વિચારોના જ્ઞાતા-દ્રષ્ટા રહેવું એવું કહ્યું ને ?

**દાદાશ્રી :** મનમાં જે ખરાબ વિચાર આવે તે આપણે જોયા કરવા, કે આવા વિચાર આવે છે. સારા વિચાર આવે તો એ જોયા કરવા કે સારા વિચાર આવે છે એમ જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે આપણે આ એક વિચાર આવે એનું પિક્ચર દેખાય, એ વિચાર જોયો કહેવાય કે એનું આખું વાક્ય દેખાય એ જોયું કહેવાય ? જોવું એટલે શું એ નથી સમજ પડતી.

**દાદાશ્રી :** મનમાં વિચાર હોતા જ નથી. વિચાર તો આપણે બોલીએ છીએ તે તમને તેટલી સમજણ ના પડે એટલા માટે બોલીએ છીએ.

મન છે તે નિરંતર એક્ઝોસ્ટ થયા જ કરે. તેમાંથી પરમાણુ ઊડે, એનો ટાઈમિંગ થાય એટલે. પરિપક્વ થાય એટલે બધી ગાંઠ ફૂટે આમ. અને ફૂટે એટલે, આપણે કોઠી ફોડીએ છીએ ને, અને તે મહીં ઊડે છે. ફૂલાં જેવું એવું આમાં ઊડે. અને એને બુદ્ધિ અને અહંકાર બેઉ થઈને વાંચે એને કે આ શું છે, શું ભાવ છે આ. કારણ કે જે ભાવથી ભરેલું તે ભાવથી આ ફૂટે. એ ફૂટે એટલે બુદ્ધિ એમ કહે કે આવા વિચારો આવ્યા. એટલે આમ ભાવ દેખાડે, વિચાર નહીં. વિચાર તો જ્યારે અહીંથી બુદ્ધિ અને અહંકાર બેઉ વિચરે ને તન્મયાકાર થાય ત્યારે વિચાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ મનને જોયા કરવું એટલે શું ? કેવી રીતે જોવું ?

**દાદાશ્રી :** ધારો કે મુંબઈમાં કોઈ જગ્યાએ એક્સિડંટ (અકસ્માત) થયેલો દેખો, એટલે પછી પાછું મન આપણને શું કહે, 'એક્સિડંટ થશે તો ?' તો આપણે કહીએ, 'નોટેડ' (નોંધ કરી). એટલે પછી સત્સંગની વાત કરે. એને એવું કશું નથી. પણ આ ગભરાઈ જાય મૂઓ, એક્સિડંટ થશે તો ? તે આગળ પેલું મન તો પછી બોલી શકે જ નહીં. મન છે તે રડારની જેમ સૂચવે. એનાથી ગભરાવા જેવું છે નહીં. એને જુએ-જાણે તો કશી ભાંજગડ નથી. 'અમે મરી જઈશું' તો, મરી ગયેલું હઉ દેખાડે. તેય કહીએ આપણે કે બરાબર... કરેક્ટ (બરાબર).. . એક્સેપ્ટ(કબૂલ)... 'નોટેડ'(નોંધ્યું) કહ્યું.

**પ્રશ્નકર્તા :** વિચરવું એટલે શું ?

**દાદાશ્રી :** વિચરે એટલે માણસ વિચરે છે એટલે એ બાજુ, એની સામો જાય, તન્મયાકાર થવા માટે. ત્યારે એ વિચાર કહેવાય. નહીં તો વિચાર કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** હવે મને એવો વિચાર આવે કે મારે વડોદરા જઈને દાદા પાસે જ બેસી રહેવું છે.

**દાદાશ્રી :** હા, એવો વિચાર આવ્યો તો ?

**પ્રશ્નકર્તા :** હવે એવો વિચાર આવ્યો, એ વિચાર ફૂટ્યો, ત્યારે તો ખબર પડી કે વિચાર આવ્યો છે. પછી દાદા દેખાય, વડોદરું દેખાય, ચંદુભાઈ(પોતે) દેખાય.

**દાદાશ્રી :** હા, બધું જ દેખાય.

**પ્રશ્નકર્તા :** હવે એનું નામ વિચર્યા કહેવાઈએ ? એ બધું દેખાય એનું નામ વિચર્યા કહેવાઈએ ?

**દાદાશ્રી :** ના, એ નહીં, એ જે દેખાય છે એ મન ન હોય. જ્યાં સુધી વિચારમાં જ છે ત્યાં સુધી મન. પછી એ બીજાની હદ આવી પાછી. એટલે દાદા દેખાય ને વડોદરું દેખાય એ ચિત્તનું કામ છે.

**પ્રશ્નકર્તા :** તો પછી વિચારને જોવો કેવી રીતે ?

**દાદાશ્રી :** આપણે આ અંદર વાંચીએ, કે એક્સિડંટ થશે તો ? તો આપણે જોયો ક્યારે કહેવાય ? એ આપણને અસર ન કરે અને 'નોટેડ' કહીએ એટલે જોયો કહેવાય. અને અસર થઈ ગઈ એટલે તન્મયાકાર થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એટલે અંદર જે આમ ફૂટે, એ વિચાર કહેવાય ?

**દાદાશ્રી :** એ વિચાર તો કહેવાય જ. કારણ કે મહીં આ જૂનો માલ છે, તે આ ડિસ્ચાર્જ થતો માલ છે. ત્યાં સુધી વિચાર જ છે, ચાર્જ થનારો વિચાર નથી. એમાં જો ફરી એને તન્મયાકાર થાય તો ચાર્જ થાય. એટલે આને જે વડોદરા દેખાય છે અને એ બધું દેખાય છે, દાદા દેખાય છે, એ બધું ચિત્તનું કામ. પછી વિચારના સ્ટેજમાં, મન વિચાર સિવાય કોઈ જગ્યાએ હોય નહીં.

## નિહાળ્યા કરે તે શુદ્ધાત્મભાવ !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** દેહ, મન અને આત્મા - ત્રણની સ્થિતિ નિહાળવી અને સતત ઉચ્ચ શુદ્ધાત્મભાવમાં કેવી રીતે રહેવું ?

**દાદાશ્રી :** મન એ જ્ઞેય છે, એકવાર તો ચંદુભાઈ જ જ્ઞેય છે ને તમે જ્ઞાતા છો. હવે ચંદુભાઈના સ્પેરપાર્ટ્સ બધાય જ્ઞેય છે. મન જ્ઞેય છે, બુદ્ધિ, ચિત્ત, અહંકાર બધું જ્ઞેય છે, તેને જોવું, નિહાળ્યા કરવું, સારા-ખોટા વિચાર નહીં જોવાનું, તમારે ઊંડા નહીં ઊતરવાનું, એને નિહાળ્યા કરવું એનું નામ છે તે શુદ્ધાત્મભાવમાં રહ્યા બરોબર કહેવાય. દેહની શું સ્થિતિ છે, મનની શું સ્થિતિ છે, એ બધું નિહાળ્યા કરવાનું. એ સમજાયું તમને ?

ખરાબ વિચારો આવે તેને ખસેડો તો એ પાછા આમથી આવે. તેને તો જ્ઞેય સ્વરૂપે જોવાનાં. વિચારોને ખસેડો તો પાછું એનું એ જ પડ ફરી આવે. અને એને જ્ઞેય સ્વરૂપે જુએ તો એ પડ જતું રહે ને એવું ને એવું બીજું પડ આવે.

મન ખૂબ વિચારે ચઢશે ને તો મનમાં તન્મયાકાર થઈ જશો. આપણે શું કહીએ છીએ ? આ જ્ઞાન શું કહે છે ? મનમાં ખરાબ વિચાર આવે તોય જોવાના છે અને સારા વિચાર આવે તોય જોવાના છે. પણ પેલી જૂની આદતો, તે પાછું તન્મયાકાર થઈ જાય કે બગડ્યું હડહડાટ. આ રીતે બગડે છે. જૂની આદતોમાં ફસાય છે.

## બધાં એક જ જ્ઞેય !

હવે આ જે ના ગમતું બને છે ને, એમાં ના ગમતું ને ગમતું આપણને આ જ્ઞાન પછી હોય નહીં. ના ગમતું કે ગમતું બેઉ જોવાનું છે આપણે. આ જ્ઞાન પછી આ ગમતું છે ને આ ના ગમતું છે એવો ભેદ ઊડી જાય છે, એ એક જ જ્ઞેય જેને કહેવાય તે છે. પોતે જ્ઞાતા છે ને જ્ઞેય એક જ પ્રકારનું. એમાં ગમતું ને ના ગમતું બેઉ ના હોય. આ તો બુદ્ધિથી ગમતું ને ના ગમતું એવા દ્વન્દ્વો ઊભાં થયેલાં હોય. જ્ઞાન છે ત્યાં દ્વન્દ્વો ના હોય. અને તમને દ્વન્દ્વ છે જ નહીં. કારણ કે તમને ચિંતા થાય છે ?

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** ચિંતા તો થતી જ નથી.

**દાદાશ્રી :** તો ચિંતા નથી થતી, એવું કેમ હોય તે ? ચિંતા ના

થાય એટલે પછી પોતે પૂરેપૂરા દ્વન્દ્વાતિત થયેલાં છો. પણ પોતે શું થયા, તેય ખબર નથી.

**પ્રશ્નકર્તા :** મન જ્યારે મિનિંગલેસ વાત પર ચઢી ગયું હોય તો શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** 'હેય, હું તને ઓળખી ગયો છું. તું જ્ઞેય છે ને હું જ્ઞાતા છું.' તો એ બંધ થઈ જાય. એ જ્ઞેય જ છે અને આપણે જ્ઞાતા છીએ. આપણે એની પાછળ ક્યાં રખડ રખડ કરીએ ? એને તો કુટેવ પડેલી. જ્ઞેય-જ્ઞાતા કહ્યું એટલે છૂટી ગયું. એટલે મહીં ઉછાળા મારે તો આપણે જાણ્યા કરવું ને કહેવુંય ખરું, તું જ્ઞેય છે ને હું જ્ઞાતા છું. તારે જ્યાં જ્યાં ફરવું હોય ત્યાં ફર.

**પ્રશ્નકર્તા :** વિચારોની એટલી બધી ખેંચતાણ રહ્યા કરે કે જે જિંદગીમાં નથી અનુભવ્યું એ અનુભવવું પડે છે.

**દાદાશ્રી :** પણ આપણી પાસે જ્ઞાન છે તે, દોરો આપણી પાસે છે ને ! એટલે ગમે તેમ ગુલાંટ ખાય, તો આમ ખેંચી લઈએ. એટલે પછી આવી જાય. અને વિચારોને ને તારે શું લેવાદેવા ? વિચારો જ્ઞેય છે ને તું જ્ઞાતા છે. વિચારો તો, મન છે ત્યાં સુધી આવ્યા જ કરવાનાં. એ કંઈ ઓછા બંધ થવાનાં છે ?

## જાગૃતિ કેવી ઘટે ?

આ અક્રમ વિજ્ઞાન છે, એટલે ઘણો ફેર થયો છતાં મહીં ગૂંચારા જેવું લાગે. કારણ કે મન છે ને, એ ફૂટ્યા કરે. છૂટા થઈ ગયા, આત્મ અનુભવ થઈ ગયો, છતાં મન ફૂટે તે ઘડીએ જાગૃતિ રહે નહીં ને ? એટલી બધી જાગૃતિ રહે નહીં કે આ જ્ઞેય છે ને હું જ્ઞાતા છું. ગમે એટલા મનનાં વિચાર આવતા હોય, એ જ્ઞેય છે ને હું જ્ઞાતા છું એવું બોલે તો પરિણામ બિલકુલ શાંત થઈ જાય. જાગૃતિ તો કોને કહેવાય કે વિચાર આવતા પહેલાં સમજાય કે આ તો જ્ઞેય છે ને હું જ્ઞાતા છું.

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** વિચાર આવે ને જાગૃતિમાં જ્ઞેય જાણે.

પછી એને એમ થાય ખરું કે આ હિતકારી વિચાર છે ને આ અહિતકારી વિચાર છે ?

**દાદાશ્રી :** હિતકારી કે અહિતકારી વિચાર હોતા જ નથી ! એવું કરવાની જરૂર જ નથી કે આ અહિતકારી છે ને આ હિતકારી છે. આ હિતકારી ને અહિતકારી એવું કરવા કરતાં બધા જ્ઞેય સ્વરૂપે કાઢી નાખો ને ! એ બધા ડિસ્ચાર્જ છે. તમે જો હિતકારી-અહિતકારી એવું બધું જોવા જશો તો જાગૃતિ ક્યાં જઈને ઊભી રહેશે ? એટલે વાતને સમજવી પડે. ને એ જાગૃતિ એની મેળે ભેદ કર્યા જ કરે છે કે આ કરવા જેવું છે ને આ નહીં કરવા જેવું. એટલે તમારે હિતકારી-અહિતકારી નહીં જોવાનું.

**પ્રશ્નકર્તા :** અમારે બુદ્ધિ ભેદ પાડી આપે કે આ સારું, આ ખોટું ?

**દાદાશ્રી :** એ બુદ્ધિના ભેદ પાડેલા કામમાં જ નહીં લાગે, જાગૃતિનાં ભેદ પાડેલા કામ લાગશે.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** બુદ્ધિ તો ઈમોશનલ કરાવે. તેના ભેદ પાડેલા આપણને શું કામ લાગે ? જ્ઞાન જ ઈટસેલ્ફ (સ્વયં) ભેદ પાડે છે કે આ ના હોય ને આ ખરું, એ સૂઝ જ પાડ્યા કરે. આગળ આગળ સૂઝ પાડ્યા કરે છે. અને મનનાં ડિસ્ચાર્જમાં કશું આદરવા યોગ્ય છે જ નહીં. જે આદરવા યોગ્ય છે એ એની મેળે સહજ થઈ જાય છે. જ્ઞાનજાગૃતિથી, એ જે સૂઝ છે તે બધું જુદું જ પાડી દે છે !

જેમ જેમ વિચારોને જ્ઞેય બનાવશો તેમ તેમ જ્ઞાતાપદ મજબૂત થશે. તમે જુઓ એ શુદ્ધાત્માનું વિટામિન છે. વિચાર જ ના આવે એ શું જુએ ? પછી એને વિટામીન શી રીતે મળે ?

જાગૃતિ રહેતી હોય તેણે એક જ કરવા જેવું કે મનમાં જે વિચારો આવે ને, 'તમે જ્ઞેય છો ને હું જ્ઞાતા છું', એવું બોલીએ કે તરત રાગે

પડે. જેનાથી જાગૃતિ ના રહેતી હોય તો તે 'દાદા, દાદા' કર્યા કરે, 'હું શુદ્ધાત્મા છું' બોલ્યા કરે અથવા તો શુદ્ધાત્માનો જાપ કરવો પડે. એક ક્રિયા કરે તો બીજી ક્રિયા બંધ થાય. એક જ ક્રિયા એટ એ ટાઈમ હોય અને શુદ્ધાત્માનો જાપ જો એવો કરે કે આમ ચોપડીમાં દીઠો હોય ને, આમ વાંચતો હોય એવો કરે તો તો બહુ સરસ. શુદ્ધમાં 'દ' ને 'ધ' જોડેલો દેખાય ને આત્મા છું, એ બધું દેખાય. દેખાય એવો જાપ કરે તો બહુ સરસ. ચોપડી વગર દેખાવું જોઈએ. એવો જાપ કરે તો બહુ ઉત્તમ. આખો દહાડો ના થાય તો કલાક કરે તોય બહુ ઉત્તમ. બધી ગોઠવણી કરી રાખવી જોઈએ. કલાક પદ વાંચે, કલાક આ કરે, આમ તેમ અવળ-સવળ બધું. આપણા સર્કલની બહાર ના જાય એવી ગોઠવણી કરવી જોઈએ. શુદ્ધાત્માના સર્કલની બહાર ના જાય. સર્કલ કયું કહેવાય ? અમે આજ્ઞા આપી હોય એ સર્કલ કહેવાય. એ સર્કલમાં રહેવું જોઈએ. પછી 'મને વિચાર આવે છે', ને વિચારે ચઢી જાય એનો પાર જ ના આવે ને ! તેથી કંઈ શુદ્ધાત્મા બદલાઈ જતો નથી, અભિપ્રાય બદલાતો નથી પણ ડાઘ પડે. વિચારની હદ તો કોને કહેવાય ? અજ્ઞાન દશામાં તેને આત્માસંબંધીનો વિચાર જ કામ કરે. બાકી, સંસાર સંબંધનો વિચાર કશું કામ ના કરે. એ વિચાર તો ઊલટું ગૂંચવે.

આપણે કહ્યું હોય કે ખીચડી-કઢી કરી લાવો. ચાલો, મારે જમીને જવું છે. પછી આપણે વિચાર કરીએ કે મોડું થઈ જશે, તો શું થશે ? ફલાણું થશે તો શું થશે ? ખીચડીમાં વધારે મીઠું પડી જાય તો શું થશે ? એવા મહીં વિચાર આપણને આવે ને, તેની મહીં પાછા વિચારે ચઢીએ પછી એનો પાર જ ના આવે ને !

## જ્ઞાયક એ જ પરમાત્મા !

મનની શી અવસ્થા છે એને જુએ એ જ્ઞાયક સ્વરૂપ છે અને આપણે જ્ઞાયક છીએ, એ મનના વિચારોને જોયા કરવાનાં બધા.

એ જાણવાની ચીજ અને આપણે જાણનારાં છીએ, બસ એટલું જ આપણે સમજી લેવાનું. જ્ઞાયક સ્વભાવ છે આપણો. તે મનમાં જે

વિચાર આવ્યો, તરત આપણને ખબર પડી જાય. ઓહોહો ! આવો વિચાર આવ્યો છે.

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** પણ વિચાર તો ઉત્પન્ન થાય ને ?

**દાદાશ્રી :** વિચાર ઉત્પન્ન થાય એ એનો પાછલો માલ ભરેલો તે. તે આપણે જાણવું કે આ કચરો માલ ભરેલો છે. તે આ બાજુ કચરો. આ કચરા સાઈડ અને આ રાઈટ સાઈડ.

**પ્રશ્નકર્તા :** પણ આ ભૂલ થાય છે, તે ભૂલ કેમ કહેવાય ?

**દાદાશ્રી :** ના, ભૂલ તો કહેવાય નહીં ને ! જોઈએ-જાણીએ એટલે પછી આપણો જ્ઞાયક સ્વભાવ ના છૂટે ને તેટલા પરમાત્મા થયા. જેટલો વખત આમ મહીં ખરાબ વિચાર આવતા હોય, તે વખતે જ્ઞાયક રહ્યા તો જાણવું કે થોડા પરમાત્મા થયા. નિરંતર જ્ઞાયકપણું એ સંપૂર્ણ પરમાત્મા કહેવાય. તે ઘડીમાં જ્ઞાયક થાય ને ઘડીમાં પાછો જોડાઈ જાય, ઘડીકમાં પાછો જ્ઞાયક થાય. એ કચાશ કહેવાય. એ જોડાઈ કેમ જાય છે ? એને ત્યાં આગળ ચોંટી ગયેલું છે, ઈન્ટરેસ્ટ પડે છે. આને ખરું છે એવું માન્યું છે. તમે જે કહ્યું ને કે આ ખોટું છે, એવો અનુભવ થયો એટલું જ જો સમજે તો બહુ થઈ ગયું. એ પાછો ફર્યો કહેવાય.

## 'એ' જોનારો કોણ ?

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** એ જોનારો કોણ ?

**દાદાશ્રી :** એ જ આપણી જે પ્રજ્ઞાશક્તિ છે ને, તે જ બધું જોનારી. એ જ આત્મા છે. પણ તે આત્મા જાતે જોતો નથી, પોતાની શક્તિ છે તે કામ કરે છે. તે જુએ એટલે થઈ ગયું. તમે જ્ઞાતા-દ્રષ્ટા થયા. એટલે એ તો પ્રજ્ઞા છે, મૂળ આત્માનો ભાગ, એનાથી બધું જોઈ શકાય. તમારામાં પ્રજ્ઞા ઉત્પન્ન થયેલી છે. પણ હજુ નિરાલંબ જ્યાં સુધી ના થાય ત્યાં સુધી પ્રજ્ઞા ફૂલ કામ કરે નહીં. તમારે હજુ તો ગાંઠોમાં જ ફરતું હોય ને ! આ તો ગ્રંથિઓ છેદાઈ જાય ત્યારે કામ આગળ ચાલે.

**પ્રશ્નકર્તા :** વિચાર કરનારો વિચાર કરતો હોય ત્યારે જોનારો કોણ હોય ?

**દાદાશ્રી :** જોનારો આત્મા છે.

**પ્રશ્નકર્તા :** ત્યારે શું વિચાર કરનારોય આત્મા છે ?

**દાદાશ્રી :** આત્માએ વિચાર કર્યો જ નથી. કોઈ દહાડોય આત્માએ વિચાર કર્યો જ નથી. એ વ્યવહાર આત્માની વાત છે. એવું છે, વ્યવહાર આત્માને નિશ્ચય આત્માથી જોયા કરવો. વ્યવહાર આત્મા શું કરી રહ્યો છે એ જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** એકી સાથે બે ક્રિયા થઈ શકે ?

**દાદાશ્રી :** એક જ ક્રિયા થઈ શકે. પેલી તો ક્રિયા એની મેળે સહજ થયા જ કરે છે, આપણે જોયા કરવાનો પુરુષાર્થ કરવાનો છે. આ બીજું તો થયા જ કરે છે. એમાં ના જુઓ તો તમારું જોવાનું જતું રહે. એટલે જોનારાએ પુરુષાર્થ કરવાનો છે. પેલું તો થયા જ કરે છે. ફિલ્મ તો ચાલુ જ છે. એમાં તમારે કશું કરવું ના પડે. એ એની મેળે સહજ ચાલ્યા કરે છે એટલે એ ફિલ્મને આપણે જોયા કરવાની.

મન છે તે વાજાંમાં તન્મયાકાર અને એક બાજુ આત્મા એના જ્ઞાતા-દ્રષ્ટામાં, એના પોતાના ગુણધર્મમાં તન્મયાકાર. બેઉ જુદે જુદાં રહી શકે છે. એટલે બધાંનું શું કહેવું છે કે મહાવીર ભગવાન જ્ઞાનમાં હોય તે ઘડીએ એમને વાજાં સંભળાય નહીં. એવું કેમ બને ? આત્મા તો બે કામ નહીં, લાખ કામ કરી શકે એમ છે. એટલી બધી આત્માની અનંત શક્તિ છે. આય કામ કરી શકે ને તેય કામ કરી શકે. એવું એક બાજુનું કામ તો પેલું કોમ્પ્યુટર કરી શકે છે. આ તો બહાર બેભાનપણું થઈ જાય, તેને આ લોકોએ જ્ઞાન માન્યું છે. દેહ બેભાન થઈ જાય, મન સ્થિર થઈ જાય તેને જ્ઞાન માને છે. એવું મન શૂન્યતાને પામે જ નહીંને ! એ તો કેવળજ્ઞાન થાય ત્યારે શૂન્યતાને પામતું જાય. મન શૂન્ય થઈ ગયું એટલે ખલાસ થઈ ગયો ઘડો.

એટલે સાયન્સ જ જુદી જાતનું છે. આ વીતરાગોનું સાયન્સ કોઈથી પહોંચી વળાય એવું નથી. ગજબનું સાયન્સ છે !

મન બધું શું બતાવે છે, એના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય, ત્યાં સુધી જાગૃતિ લઈ જવાની છે. પછી એને આગળ લઈ જવી ના પડે.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં સુધી જાગૃતિ કઈ રીતે લઈ જવાની ?

**દાદાશ્રી :** એ તો ચૂંટી ખણીને જાગૃતિ કરીએ ને !

**પ્રશ્નકર્તા :** ચૂંટી ખણે એટલે મન બૂમો પાડે.

**દાદાશ્રી :** ચૂંટી ખણે એટલે જાગૃતિ રહે. બધું ગમે નહીં એટલે પછી માંકડ કરડે તો જાગૃતિ આવે.

**પ્રશ્નકર્તા :** આપે કીધું ને કે મનના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય.

**દાદાશ્રી :** ત્યાં સુધી જાગૃતિ લઈ જવાની છે. પછી એ એનું સંભાળી લે.

**પ્રશ્નકર્તા :** એ જરાક સમજાવો ને.

**દાદાશ્રી :** જાગૃતિ ક્યાં સુધી લઈ જવાની કે મનના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય, ત્યાં સુધી આ ચાલ ચાલ કરવાનું.

**પ્રશ્નકર્તા :** વાણીના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું અને વાણીથી પણ આગળ મન છે કહ્યું.

**દાદાશ્રી :** એ બધાથી અલગ થઈ જાય ત્યારે જ્ઞાતા-દ્રષ્ટા થાય.

**પ્રશ્નકર્તા :** એટલે મનનું છેલ્લામાં છેલ્લું કહેવાય ? મનના જ્ઞાતા-દ્રષ્ટા એ ઊંચામાં ઊંચું, છેલ્લામાં છેલ્લું કહેવાય ?

**દાદાશ્રી :** હં. ત્યાંથી પછી આ ઘોડાગાડીમાંથી ઊતરી પડવાનું. ત્યાંથી પછી બીજું મળી આવે. ચડવું-ઊતરવું ના પડે.

**દાદાશ્રી :** અચ્છા. તો એ સ્વાભાવિક પછી પુરુષાર્થ ઊભો રહે

ત્યાં ? મનના જ્ઞાતા-દ્રષ્ટા નિરંતર રહેવાનું ને ત્યાં ? એ છેલ્લું સ્ટેશન આવ્યું કહેવાય ને ?

**દાદાશ્રી :** થોડો ભાગ જ્ઞાતા-દ્રષ્ટા રહેતા શીખ્યો એટલે આવી ગયું. એટલે એ સ્ટેશન તરફ આવી ગયો.

## ખરો ટાઈમ જ એ !

મનમાં ભરતી-ઓટ આવે, ત્યારે આ અહીં મન કૂદાકૂદ કરે. ભરતી આવતી હોય તો ના સમજીએ કે અત્યારે મન ભરતીમાં છે. પછી ડિપ્રેશનની અંદર આવે તો આપણે કહીએ, ડિપ્રેશન ભલે આવ્યું, હમણાં ભરતી આવશે પછી.

અજ્ઞાની માણસને બે જાતના વિચાર આવે. સારા વિચાર આવે ત્યારે તન્મયાકાર થઈ જાય, વિચારને એકરૂપ થઈ જાય, નહીં થઈ જતા ? અને ખરાબ વિચાર આવે ત્યારે છેટો રહે છે. એવું ના થાય ? હવે ખરાબ વિચારમાં પોતે જુદો રહે છે, તે ઘડીએ બહુ ઊંચી દશા હોય છે. ત્યારે કહેશે, 'મને ગમતું નથી, કંટાળો આવે છે.' અલ્યા, ખરી ઊંચી દશા આવી છે; પાંસરો બેસને ! મનથી છૂટું રહેવાય એવું છે જ નહીં. ના ગમતા વિચાર આવે ત્યારે જ છૂટાં રહેવાય એવું છે. ત્યારે એને કંટાળો આવે કે આવા વિચાર કેમ આવે છે ? અરે ભઈ, આવે, મહીં ભરેલું હોય તો. અમને હઉ આવતા'તા, જ્યારે અમારે ગ્રંથિઓ હતી ત્યાં સુધી. પણ અમને એની વેલ્યુ (કિંમત) ના હોય. અમે ચિત્તની કિંમત ગણીએ કે કેમ હજુ બીજી જગ્યાએ જાય છે.

એક ફેરો એને જે બહુ જ ખરાબ વિચારો લાગે છે અને જે એને અકળાટ, અકળાટ, અકળાટ થઈ જાય છે, તો આપણે કહીએ કે એ વિચારોને આનંદપૂર્વક જોવા. અને પછી જો અભ્યાસ થશે, એવો સુંદર અભ્યાસ કે એમ કરતાં કરતાં આત્મા પ્રાપ્ત થઈ જાય. આ તો આત્મા પ્રાપ્ત કરવાનો સહેલો રસ્તો છે. પણ એવા ખરાબ વિચાર એટલા બધા આવતા નથી ને લોકોને, કોઈકને જ આવે.

**પ્રશ્નકર્તા :** તો બહુ જ ખરાબ વિચાર આવે તે ઘડીએ આત્મા છૂટો જ પડી જાય છે ?

**દાદાશ્રી :** હા, સો ટકા ગેરન્ટી !

**પ્રશ્નકર્તા :** પણ આપે કહ્યું ને કે પટ્ટો આપી દે.

**દાદાશ્રી :** હા, એ મને પૂછે કે મહીં મારી આવી દશા થઈ છે, તો હું કહું કે આવી રીતે પટ્ટો આપી દે.

**પ્રશ્નકર્તા :** પટ્ટો આપી દેવો એટલે શું ? કે મનનો પટ્ટો આપવાનો ?

**દાદાશ્રી :** એ અમે તમને તે ઘડીએ દેખાડીએ. જ્યારે ઉદય આવે ત્યારે કહેજેને ! કોઈનો ઉદય આવે ત્યારે મને કહેજો, તો કેમ પટ્ટો આપવાનો તે દેખાડી દઈએ.

હું ખરાબ વિચાર કોને કહું છું કે જે વિચાર એને પોતાને ગમે જ નહીં. પોતે બહુ જ કંટાળ્યો હોય, ડિપ્રેશન બધું આવી ગયેલું હોય. મને ઘણાં માણસો કહે છે ને કે 'દાદા, એટલાં બધાં ખરાબ વિચાર આવે છે કે મને બિલકુલેય ચેન નથી પડતું.' અલ્યા, આ તો ખરો વખત કહેવાય છે. આ ખરાબ વિચાર તો ટાઈમિંગ આવ્યો કહેવાય. હું નાનપણમાં તો ખરાબ વિચાર આવે તો ટાઈમિંગ ગોઠવી દેતો કે આત્મા છૂટો થવાનો રસ્તો જ આ એકલો છે, બીજો કોઈ નથી. સારા વિચાર તો આત્માને ખેંચી જાય, હડહડાટ !

## વિચારોના સરવાળા-બાદબાકી !

એક માણસે મને પૂછ્યું'તું, કે મારો એક કાકાનો દીકરો મારે ત્યાં આવે છે. એ કશું બોલતો નથી. પણ એ આવે છે ત્યારે મને ખરાબ વિચારો આવ્યા કરે છે કે 'આ નાલાયક ક્યાં આવ્યો ! આ નાલાયક ક્યાં આવ્યો', એ કશું જ બોલતો નથી. 'એને ટૈડકાવીને કાઢી મેલું, આમ છે, તેમ છે,' એવા વિચારો આવે. પછી મને કહે છે, પણ

આ શું છે ? 'મારો આ રોગ શી રીતે મટે ? તમે જ્ઞાન આપ્યું છે, ત્યારથી સામાનો દોષ મને નથી લાગતો.' ત્યારે મેં એને સમજ પાડી કે એક દહાડો દાદાનું નામ લઈને આટલું કરજે. ત્યારે કહે, 'શું ?' મેં કહ્યું, 'પેલા ભઈનું નામ શું ?' ત્યારે કહે, 'સોમચંદભાઈ.' મેં કહ્યું, એ આવે કે મનમાં વિચાર ખરાબ આવે તેની સામે તું મનમાં બોલજે કે 'સોમચંદ તો બહુ સારા માણસ છે, ઘણા સારા માણસ છે, કેવા લાયક માણસ છે ! તું બોલજે કે તેની સાથે સરસ થઈ જશે.' એટલે એવું બોલવા માંડ્યોને તો પંદર દહાડામાં સરસ થઈ ગયું. પંદર દહાડા પછી ખરાબ વિચાર આવતા બંધ થઈ ગયા. ખરાબ વિચાર જેના આવે, તેના માટે સારા વિચાર મહીં કરો, તો પેલું બધું જતું રહે સડસડાટ. છોકરા માટે ખરાબ વિચાર આવે તો મહીં કહીએ, દાદા કહેતા'તા, મારા છોકરાં જેવો છોકરો નથી ને આ ખરાબ વિચાર કેમ આવે છે ? એટલે તરત બધું જતું રહે.

એક જણ મને કહે કે, 'એક મોટા સંતપુરુષ છે, તેમને ત્યાં હું જાઉં છું. એમના દર્શન કરું છું. હવે પાછાં મને મનમાં એમને માટે ખરાબ વિચારો આવે છે.' મેં એમને પૂછ્યું, 'તમને શું વિચાર આવે છે ?' ત્યારે એમણે મને કહ્યું, 'આ મહારાજ નાલાયક છે, દુરાચારી છે એવા વિચારો આવે છે. હું એમને પગે પણ લાગું છું.' ત્યારે મેં કહ્યું, 'તને આવા વિચારો કરવાના ગમે છે ?' ત્યારે એ કહે કે, 'નથી ગમતું છતાંય એવાં વિચારો આવે છે તો આનું શું થાય ?' હવે આ શી રીતે નીકળે ? તમે આનો શું ઉપાય કરો ? તમને આવું થતું હોય તો તમે શું કરો ? આમાં દોષ કોનો ? એટલે મેં એને કહ્યું, 'ભઈ, જો તને આવા ખરાબ વિચાર આવે કે આ ખરાબ છે, નાલાયક છે, તે વખતે તારે શું કરવું એ તને સમજાવું.' એક બાજુ આવો વિચાર આવે છે તે આપણાં હાથનાં ખેલ નથી. તો આપણાં હાથનાં ખેલ શું છે ? ત્યારે આપણે બોલવાનું કે 'આ તો બહુ ઉપકારી છે, બહુ ઉપકારી છે.' મન 'ખરાબ છે, ખરાબ છે' એમ બોલ્યા કરે. અને આપણે 'બહુ ઉપકારી છે, બહુ ઉપકારી છે' એમ બોલ્યા કરીએ એટલે બધું પ્લસ-

માઈનસ (સરવાળા-બાદબાકી) થઈને ખલાસ થઈ જશે. આ એકદમ આપણને જચે તો નહીં.

**પ્રશ્નકર્તા :** આપણે એની સામે આવા વિચારો કરીએ તો એની અસર થાય છે ?

**દાદાશ્રી :** હા, એવું કરો તો તરત અસર થઈ જાય. આ હું બધા અસરના જ ઉપાય બતાવું છું.

## મન તો ઉખેડે જ્ઞાનીનુંય મૂળિયું !

'જ્ઞાની પુરુષ' સંબંધી અવળો વિચાર આવે તો પ્રતિક્રમણ કરી નાખજો. મન તો જ્ઞાની પુરુષનું મૂળિયું ખોદી નાખે. મન શું ના કરે, એ કહેવાય નહીં. કારણ કે આ બધો અજ્ઞાનતાનો દોષ છે.

મન તો બહુ પ્રકારનાં હોય છે. દઝાયેલું મન હોય ને, તે ગમે તેને દઝાડે. મહાવીરને હઉ દઝાડે ને ! લોકોનાં મન તો અનેક પ્રકારનાં. અમને તો તરત સમજ પડી જાય કે આના આ પર્યાય છે, આને આ પર્યાય છે. સરળ મન હોય તો કોઈ જાતનો વાંધો જ નહીં ને ! તો અમે એમની કશી પૃચ્છા જ ના કરીએ.

## મન કંટ્રોલ, વિજ્ઞાનથી !

આ ખરાબ માણસના સંગમાં બેસી પડે, તો મન બગડવું ના જોઈએ. કારણ કે લોકોનાં મન તો બગડ્યા વગર રહે જ નહીં, વાણી તો બગડે. પણ વખતે બીકના માર્યા વાણી ના બગાડે, પણ મન તો બગડ્યા વગર રહે જ નહીં. અને જોખમ બધું મન બગડવાનું છે. મન, વાણી બગડ્યાનું જોખમ છે, દેહ બગડ્યાનું જોખમ નથી. રાતના સ્વપ્નમાં એમ થતું હતું કે બોંબ નાખી આવીએ ! તે ઊંઘમાં બોંબ નાખી આવે !!! એવા બધાં લોકો ! એનાથી બધો સંસાર ઊભો રહ્યો છે.

મન બગડવાથી સંસાર ઊભો રહ્યો છે, વાણી બગડવાથી, દેહ બગડવાથી સંસાર ઊભો રહ્યો નથી. દેહનું ફળ અહીંનું અહીં જ મળે

છે. લોક ખરાબ કહે કે સારો કહે. એટલે મન બગડે નહીં એવું વિજ્ઞાન હોય. ખરાબ માણસોની જોડે આપણે બેસીએ ને મન બગડે નહીં, એટલું આપણું મન કંટ્રોલમાં રહે. નહીં તો બીજા કોઈને મન કંટ્રોલમાં રહે નહીં.

## ત્રિકાળી એડજસ્ટમેન્ટ !

એક બાજુ ખરાબ વિચાર આવ્યા જ કરે ને આપણે આખો દહાડો કંઈક ધૂન બોલવી જોઈએ. 'દાદા, દાદા, દાદા, દાદા' કે 'દાદા ભગવાનને નમસ્કાર' બોલ્યા જ કરીએ આપણી મેળે. એ વિચાર તો આવ્યા જ કરવાનાં પણ આપણે પ્રતિભાવ મૂકવો પડે. એની સામું આપણે શસ્ત્ર મૂકીએ ને તો રાગે પડી જાય. સત્સંગ હોય ને એ બધું હોય ને ત્યારે વધારે સારું રહે.

**પ્રશ્નકર્તા :** ઘણી બાબતમાં મન જુદું વિચારતું હોય છે. આપણને નથી ગમતું, તે વખતે માનસિક તાણ રહ્યા કરે.

**દાદાશ્રી :** એના માટે આ આવું મૂકવું.

**પ્રશ્નકર્તા :** કે મન જે બોલતું હોય એનાં કરતાં જુદું બોલવું એમ ?

**દાદાશ્રી :** હા, અરે, આપણો સગો ભાઈ હોય ને, એના માટે પણ આ નાલાયક છે, લુચ્ચો છે એવા બધા ભાવો થાય અને ભાઈ જોડે પ્રેમ પણ ખરો, તો આપણે શું કરવું પડે ? 'એ તો મહાન ઉપકારી છે, એને લીધે તો આપણે જીવતા રહ્યા', એવું તેવું બોલવું જોઈએ. આ એડજસ્ટમેન્ટ લેવું જોઈએ. જ્ઞાનીનું એડજસ્ટમેન્ટ એટલે ત્રિકાળ સત્ય.

## મન બગડે, મહેમાન જોડે...

'વ્યવસ્થિત'ના આધીન આવ્યા. પાંચ-સાત દહાડા સુધી મહેમાન ખસે નહીં તો મનમાં ભાવ બગડે કે બળ્યું, આ તો અત્યારે ક્યાં આવ્યા છે ? આ લોકો અહીંથી જાય તો સારું. એ ભાવ બગડ્યા કહેવાય. એવું

ન થવું જોઈએ. વ્યવસ્થિતના આધીન આવ્યા ને વ્યવસ્થિતના આધીન જશે. આપણા હાથમાં છે કશું ?

આપણે ત્યાં ના ગમતો મહેમાન આવ્યો હોય તો આનંદ થાય ? ગમે ?

**પ્રશ્નકર્તા :** ના ગમે.

**દાદાશ્રી :** પણ આપણા લોકો સહન કરીને પણ બોલતાં નથી. પણ મનમાં ને મનમાં ગાળો ભાંડે કે 'આ નાલાયક અહીં ક્યાં આવ્યો ?' ભગવાને કહ્યું છે એનાં કરતાં ચોખ્ખું બોલ્યો હોત તો સારું. આ મન એટલે આવતા ભવનું ચિત્ર ! તે આ લોકો આવતો ભવ બગાડે છે. અને અહીં મોઢે બોલ્યો હોત તો આ ભવમાં એને પેલો માર માર કરત અગર તો વગોવત. પણ આ ભવમાં હિસાબ ચોખ્ખો થઈ જાત. અને મનમાં ઊંધું વિચાર્યું તે તો આવતા ભવનું બધું બગાડ્યું. હવે પેલા ચાર દહાડા રહે તો ત્યાં સુધી મનમાં 'આ ક્યારે જશે ? ક્યારે જશે ?' થયા કરે ને રાતે પોતે ઊંઘે પણ નહીં ને પેલા તો નિરાંતે ઊંઘી ગયા હોય !

આ સંયોગ છે તે વિયોગી સ્વભાવનાં છે. સ્વભાવ જ એનો વિયોગી છે. મહેમાન આવે ને જાણીએ કે આ સંયોગ આવ્યો છે, તે એ વિયોગી સ્વભાવનો છે. એનો કાળ આવશે એટલે એની મેળે જતો રહેશે. એને આપણે કાઢવાની જરૂર નથી, મન બગાડવાની જરૂર નથી.

## અત્યારે કંઈથી રડ્યા ?

**દાદાશ્રી :** તમારા રહેવાના મકાનમાં કેટલા રૂમો છે ?

**પ્રશ્નકર્તા :** પાંચ રૂમો છે.

**દાદાશ્રી :** હવે રાત્રે સાડા અગિયાર વાગે મહેમાન આવ્યા. તેમાં બે-ત્રણ આપણા ગામના ઓળખાણવાળા હોય અને એની જોડે દસ-બાર બીજા આપણા ઓળખાણ વગરના હોય તો એ બધાં કહેશે,

'ચંદુભાઈ, ચંદુભાઈ', ત્યારે તમે ઊઘાડો કે ના ઊઘાડો ?

**પ્રશ્નકર્તા :** ઊઘાડીએ.

**દાદાશ્રી :** પછી શું કહો આ બધાંને દેખીને !

**પ્રશ્નકર્તા :** આવો.

**દાદાશ્રી :** 'આવો, પધારો' હઉ કહો ! 'જતો રહે' એવું ના કહો ? તે એમને બેસાડે, કરે, પણ મનમાં શું થતું હોય ? આ રડ્યા અત્યારે ક્યાંથી ?! હવે જો સંસ્કારથી બોલાવે છેય ખરા. પાછું મહીં મન છે તે અવળે રસ્તે ચાલે છે. પછી આપણે કહીએ કે, 'ના, થોડી ચા તો પીઓ ?' ત્યારે એ કહે, 'ના, ચા રહેવા દો. અત્યારે ખીચડી-કઢી કરશે તો ચાલશે !' તે મહીં બૈરાં કૂદાકૂદ કરી મૂકે !!! માર ઉપાધિ, ઉપાધિ !! હવે કંઈ જતા રહેવાના હતા પાછા ? શા હારુ મન બગાડવાની જરૂર ? ખોટું જ બગડે છે ને ? આ કંઈ આમ કરવાથી જતા ન રહે. એય સમજી જાય કે આનું મન બગડી ગયું છે. પણ રાત્રે કોને ત્યાં જાય તે ? એટલે નફ્ફટ થઈનેય રહે. બે-ચાર દા'ડા પડી રહે.

મન ના કબૂલ કરે તો જુદું, પણ તારે એવું જુદું કરવાની જરૂર નથી. આપણે સમભાવે નિકાલ કરવાનો.

## 'મૂડ'માં, મન કે અહંકાર ?

**પ્રશ્નકર્તા :** આ 'મૂડ' વસ્તુ છે એ મનને લાગુ પડે છે કે અહંકારને લાગુ પડે છે ?

**દાદાશ્રી :** મનને લાગુ પડે છે.

**પ્રશ્નકર્તા :** જે માણસ 'મૂડી' હોય એની શી સ્થિતિ, દશા શું એની ?

**દાદાશ્રી :** અહંકાર ને બુદ્ધિ અભિપ્રાય આપે એટલે આ મનનો છે તે મૂડ ઊડી જાય. મનનો મૂડ જતો રહે પછી. મૂડ મનનો હોય.

પણ તે મને ક્યાંથી જાણ્યું ? એ કંઈ બધું જાણતું જ નથી. એટલે બુદ્ધિ અભિપ્રાય આપે, કે આ બહુ ખરાબ માણસ છે. એટલે પછી મૂડ બગડી જાય. અને અભિપ્રાય આપે કે બહુ સરસ માણસ છે, તો પછી મૂડ આવી જાય.

અમને ના ફાવતો માણસ આવે એટલે અમે કહીએ કે 'બહુ ઉપકારી છે આ તો !' એટલે મન સારું રહે. નુકસાન કરનારો માણસ આવે તોય અમે કહીએ કે 'બહુ ઉપકારી માણસ છે આ', તો મન સારું રહે.

**પ્રશ્નકર્તા :** પણ એવું બુદ્ધિ કહેવા જ ના દે. એ તો 'બહુ ખરાબ છે, ખરાબ છે' એમ જ કહેવડાવે.

**દાદાશ્રી :** એ તો ના કહે. એ તો બોલે જ નહીં કોઈ સાથે. એ તો ઊલટાનું એવું બોલે કે યુઝલેસ (નકામો), નાલાયક છે. તું નાલાયક છે... અહીં આપણે કહીએ ને, આફ્ટર ઑલ હી ઈઝ એ વેરી ગુડ મેન. (અંતે તો એ સારા માણસ જ છે.)

**પ્રશ્નકર્તા :** મૂડ ઑફ (ખલાસ) થઈ ગયો હોય ત્યારે પોતાનું ચલણ જ ના હોય ને ?

**દાદાશ્રી :** એ તો ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** તો પછી જ્ઞાનને વાપરી ના શકે ને ?

**દાદાશ્રી :** ના, પણ જાગૃતિ હોય ત્યાર પછી. આ મારું મન નુકસાનકારક છે એવું સમજી જાય. પછી મૂડ બદલી નાખે એ પોતે.

**પ્રશ્નકર્તા :** એ બદલવા માટે ગોઠવણી કરવાની છે ને ?

**દાદાશ્રી :** હા, એવું ગોઠવાઈ જાય.

**પ્રશ્નકર્તા :** મૂડ પ્રમાણે વ્યવહાર થવા દેવો કે ના થવા દેવો ?

**દાદાશ્રી :** પછી તો અંધારું જ થઈ ગયું ને ?

**પ્રશ્નકર્તા :** તો મૂડ પ્રમાણે ન થવા દેવા માટે કેવું રહેવું જોઈએ ?

**દાદાશ્રી :** જાગૃતિ જોઈએ. સાહેબ ઓફિસમાં આવ્યો હોય ત્યારે વહુ જોડે વ્યવહાર થયો હોય, ઝઘડો થયો હોય અને આપણે અહીં બેઠા હોય તો આપણી ઉપર ચિડાયા કરે. આપણે સમજી જઈએ કે આ મૂડમાં નથી મૂઓ ! આ ડફોળ એવો હોય છે કે કોણે બચકું ભરેલું ને કોને બચકાં ભરે છે ? બૈરીએ એને બચકું ભર્યું ને એ લોકોને બચકાં ભરે.

**પ્રશ્નકર્તા :** સાહેબનો મૂડ ઑફ થયો હોય ત્યારે આપણે શી જાગૃતિ રાખવી ?

**દાદાશ્રી :** કરુણા ખાવી. મૂઓ બૈરી જોડે વઢીને આવ્યો છે ને ગાળો બોલે છે. એમાં એનો કોઈ દોષ નથી. આ તો બિચારો બળાપો કાઢે છે.

**પ્રશ્નકર્તા :** સાહેબે પોતાની સ્થિતિ સુધારવાની કંઈ રીત હોય ને ?

**દાદાશ્રી :** સુધારવાની રીત ક્યાંથી આવડે એને ? સુધારવાનું આવડે તો એના મૂડમાં જતો જ ના રહે ને !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન હોય તોય મૂડના આધારે ચાલતો હોય ?

**દાદાશ્રી :** અમારે મનને મૂડ તો હોયને, તમારા કર્મના ઉદય પ્રમાણે અમારો મૂડ હોય. નહીં તો અમેય કહીએ, આવો લીમડીનાં ઠાકોર. અમેય બોલીએ. તમારા કર્મના ઉદય જોર કરે ત્યારે એવુંય બોલીએ.

મૂડ એ પુદ્‌ગલનો ગુણ છે, એવો માલ ભરેલો છે. કૂતરોય મૂડ જોઈને પછી ઘર આગળ આવે. મૂડ ના દેખે તો પાછો જતો રહે. એવું દરેકને હોય. વકીલોને, બીજા બધાને કામ કરવું હોય તો મૂડમાં જોવા પડે કે 'સાહેબ, મૂડમાં છે કે નહીં ?' એટલે અત્યારે મૂડ તો મુખ્ય

વસ્તુ થઈ ગઈ છે.

મૂડ એટલે કોઈ પણ બાબતમાં જાગૃતિ રમ્યા કરે. જાગૃતિ શેમાં છે ? ત્યાં આગળ રમ્યા કરતો હોય એ મૂડ.

**પ્રશ્નકર્તા :** ચિત્ત ઝલાઈ ગયું હોય એવું ને ?

**દાદાશ્રી :** હા, એવું. એને પછી બીજી વાત કરે તો ગમે નહીં. મનમાં થયા કરે, આ ઊઠે તો સારું, આ ઊઠે તો સારું ! કારણ કે જે ગમતું હોય ને, તે બીજી બાજુનું બંધ થઈ ગયું !

ખરું તો ક્યારે કહેવાય કે લાલ ધર્યું કે લાલ થઈ જાય. લીલું ધર્યું કે લીલું થઈ જાય. પીળું ધર્યું કે પીળું થઈ જાય. ધરતાંની સાથે તેવું થાય. આ બહારનું દ્રવ્ય એના જેવું પેલું મહીં થઈ જાય.

## 'હોમ'માં રહીને ફોરેનનો નિકાલ !

**પ્રશ્નકર્તા :** આમાં હોમમાં રહીને એટલે કેવી રીતે નિકાલ કરવો જોઈએ, એ જરા દાખલો આપીને સમજાવો.

**દાદાશ્રી :** હમણે તને કોઈકે ગાળ ભાંડી દીધી. ગાળ ભાંડી એ વ્યવસ્થિત હતું અને તે પાછલો હિસાબ હશે. એવું બધું, 'હોમ'માં રહીને નિકાલ ના કરીએ તો એ હિસાબે મન પાછું ચાલુ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** કોઈકે મને ગાળ ભાંડી તો મારે 'હોમ'માં રહીને કેવી રીતે નિકાલ કરવાનો ?

**દાદાશ્રી :** 'હોમ'માં રહેવું એટલે શુદ્ધ જ. 'પોતે' 'શુદ્ધાત્મા' રહે, તો પ્રજ્ઞા એની મેળે નિકાલ કરે, પ્રજ્ઞા તે ઘડીએ કામ કર્યા કરે. મનમાં સમજી જાય કે આ 'વ્યવસ્થિત' છે, એટલે ગાળ દીધી ! કેમ ચાર જ શબ્દ કહ્યા ? બાર શબ્દો કેમ ના કહ્યા ? ચાર શબ્દોની ગાળ ભાંડે છે, બાર શબ્દોની નથી હોતી ? હોય, પણ ચાર શબ્દ કહ્યા માટે 'વ્યવસ્થિત' છે. એટલે 'વ્યવસ્થિત' કહેવાનું અને આપણો હિસાબ કહેવાનું. આ બધું ભેગું કહીએ એટલે પછી પાછું સમાધાન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે કોઈકે ગાળ ભાંડી તો મન ગૂંચાય છે તે ઘડીએ ?

**દાદાશ્રી :** હા, મન જ ગૂંચાય ને, બીજું કોણ ગૂંચાય ? મનને જ અસર થાય ને, પછી બુદ્ધિ મદદ કરે પાછી. બુદ્ધિ આમ સંકોરે.

**પ્રશ્નકર્તા :** એ એને કઈ રીતે સંકોરે છે ?

**દાદાશ્રી :** બુદ્ધિ જાણે કે આ હમણે ગાફેલ છે, એટલે પછી વાતને સંકોરે.

**પ્રશ્નકર્તા :** મન ગૂંચાય તે ઘડીએ જાગૃતિ હાજર હોય તો બુદ્ધિ સંકોરે નહીં.

**દાદાશ્રી :** જાગૃતિ તો બુદ્ધિને ઓળખે ને કે આ અવળું કહેવાની છે. એવું ના સમજે ? જાગૃતિવાળો તો તરત એ સમજી જાય.

**પ્રશ્નકર્તા :** ગાળ ભાંડી તે ઘડીએ મન કેવા પ્રકારથી ગૂંચાય છે ?

**દાદાશ્રી :** તને અનુભવ નથી ?

**પ્રશ્નકર્તા :** આમ શબ્દમાં કહોને આપ.

**દાદાશ્રી :** ફરી એની એ જ જગ્યાએ ફરે, ફરીને ત્યાં જ જાય, એનું નામ ગૂંચાયું. એની એ જ જગ્યાએ ગૂંચાય. જેમ ગોળ હોય, તેની પર માખ ફર્યા કરે, પાંચ મિનિટ થાય ને ફરી ત્યાં જ બેસે.

**પ્રશ્નકર્તા :** 'મને શું કામ કહી ગયો ? મેં શું ભૂલ કરેલી ?' એવું થાય.

**દાદાશ્રી :** 'એ શું સમજે ? એની મેળે શું સમજે ? એની તાકાત શું છે ?' પછી આ ફોરેનમાં ચાલ્યું !

**પ્રશ્નકર્તા :** એટલું બધું બોલે એ મનનું ફંકશન છે કે અહંકારનું છે ?

**દાદાશ્રી :** મનનું, બીજા કોનું ? બુદ્ધિ તો સંકોરી આપે. આ બૈરી ધણીને ચઢાવેને, એવું બુદ્ધિ ચઢાવે.

**પ્રશ્નકર્તા :** આમાં બુદ્ધિ શું કહે ?

**દાદાશ્રી :** 'એ તો રાગે પાડી દેવા જેવો છે.' એવું બોલે એટલે પછી આપી દે ગમે તેવું. 'રાગે પાડી દેવું છે' કહ્યું એટલે આ બાજુ અવળું ચાલ્યું, હડહડાટ !

**પ્રશ્નકર્તા :** એમાં અહંકાર શું કરે ?

**દાદાશ્રી :** અહંકાર તો આપીયે દે. અહંકાર તો આંધળો છે. બુદ્ધિ કહે એ પ્રમાણે એ સહી કરી આપે.

**પ્રશ્નકર્તા :** આ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ને બધું ચાલતું હોય, તે વખતે 'હોમ ડિપાર્ટમેન્ટ'માં રહેવાનું કઈ રીતે ?

**દાદાશ્રી :** રહેવાય ને ! 'હોમ ડિપાર્ટમેન્ટ' તો આપણું સ્વરૂપ જ છે. શુદ્ધાત્માનું સ્વરૂપ છે, જાગૃતિ છે. 'હોમ ડિપાર્ટમેન્ટ'માં તો ડીશો ખાવાની છે, ડીશો છોડી દેવાની નથી.

**પ્રશ્નકર્તા :** જ્યાં ભય લાગે ને, ત્યાં મન તો જયા જ કરે.

**દાદાશ્રી :** મનને અને આપણે લેવાય નહીં ને દેવાય નહીં, નહાવાનુંય નહીં ને નીચોવવાનુંય નહીં. બાજુની રૂમમાં લોક ધાંધલ કરતાં હોય, વાતો કરતાં હોય, ઉપર માથાફોડ કરતાં હોય તો આપણે શું લેવાદેવા ? એવું આ જોડેની રૂમમાં મન છે, બુદ્ધિ છે, ચિત્ત છે, અહંકાર છે, બધા કૂદાકૂદ કરતાં હોય ને તો આપણે શું ? આપણે જોયા કરવાનું. એ આપણી સાત પેઢીનો પિતરાઈ નથી. એ તો સાત પેઢીનો પિતરાઈ હોય ત્યાં નહાવાનું હોય !

(આ જ્ઞાન પછી) આપણે શુદ્ધાત્મા થયા. અનાદિનો અજ્ઞાનનો પરિચય હતો ને, તે હજુ અજ્ઞાન ઊભું થયા કરે. તે આપણે એમને કહીએ કે 'હવે તમે ગમે તેવી બૂમો પાડો તોય અમે સાંભળવાનાં નથી.'

તો પણ અનાદિનો પરિચય, તે ટેવ જાય નહીં.

## પ્રતિકૂળતામાં નિરાકુળતા !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** જેવી રીતે મનને ફાવતું થાય છે ત્યારે જે પ્રસન્નતા અનુભવાય છે, તેવી જ પ્રસન્નતા મનને ના ગમતું થાય ત્યારે શી રીતે અનુભવાય ? ના ગમતું થાય ત્યારે મન નિરાકુળ કેમ નથી રહેતું ?

**દાદાશ્રી :** આ તો પાછલી આદત છે તમને. આ જ્ઞાન પછી મન નિરંતર નિરાકુળ રહે છે. પણ પાછલી આદત જે છે ને તમારી તે જતી નથી. એટલે મેં શું કહ્યું કે હેન્ડલ મારો. ઉપયોગ મૂકો. પાછલી આદતો નડે છે, નહીં તો નિરાકુળપદ આપ્યું છે તમને. એક સેકન્ડ પણ તમને આકુળતા તો ન થાય, પણ વ્યાકુળતા પણ ન થાય. જે મોક્ષનો ૧/૮મો ભાગ છે, બે આની મોક્ષ તે તો તમને અહીં બેઠાં આપેલો છે, નિરાકુળ પદ આપેલું છે.' નહીં તો આખું જગત આકુળવ્યાકુળ હોય. મોટા મોટા સંતો-આચાર્યો, બધાંય આકુળતામાં હોય પણ જ્યારે શિષ્ય જરા કશુંક ઊંધું બોલે ત્યારે વ્યાકુળ થઈ જાય પાછા ! અને તમને તો નિરાકુળતા જાય નહીં એ પદ આપેલું છે.

## મન સમાધાનના ફાંફા !

**પ્રશ્નકર્તા :** મનને મનાવવું કેવી રીતે ? અને શાંતિ માણસ કેવી રીતે લાવે ?

**દાદાશ્રી :** એ તો બધું કહીશ તમને. હજુ જમો તો ખરા. એમ ને એમ ભૂખ્યા પેટે ફરી પાછા અહીં આવજો.

વર્લ્ડના તમામ પ્રશ્નોનું સોલ્યુશન (ઉકેલ) કરનારી આ ઑબ્ઝરવેટરી છે. ધીસ ઈઝ ધી વર્લ્ડસ ઑબ્ઝરવેટરી. (આખા જગતની આ અવલોકનશાળા છે.)

**પ્રશ્નકર્તા :** દાદા, મનમાં અનેક જાતના ગૂંચવાડાઓ, સમસ્યાઓ

ઊભી થાય છે. ત્યારે હું એમ સમજું છું કે મનને સાંભળવું નહીં જોઈએ અને સ્વસ્થ બુદ્ધિથી વિચાર કરવો જોઈએ. એમાં તમારું શું માનવું છે ?

**દાદાશ્રી :** જેને સાચો માર્ગ ના મળ્યો હોય, તેને રસ્તામાં આ ગપ્પું કામ લાગે. ગપ્પું છે પણ કામ લાગે.

**પ્રશ્નકર્તા :** ગપ્પું છે ?

**દાદાશ્રી :** છે જ ગપ્પાં, તે બધાં ગપ્પાં જ છે. બીજું શું છે ? પણ કામ લાગે કે ભઈ, મનનું બહુ સાંભળવું નહીં, બુદ્ધિની કસોટીએ ચડાવી જોવું. મનનું સાંભળી સાંભળીને તો લોક ગાંડા થઈ જાય. બુદ્ધિની કસોટીએ ચઢાવે ત્યારે આપણને ખાતરી થાય કે આ સાંભળવા જેવું છે ને આ નથી સાંભળવા જેવું. એટલે આ ગપ્પું છે પણ સારું, હિતકારી છે, જ્યાં સુધી માર્ગ ન મળે ત્યાં સુધી. માર્ગ મળ્યા પછી તો રાજધાની એક્સપ્રેસ, પણ ત્યાં સુધી ખાડા-ખબડામાં ભટક ભટક કરે. તો સાધન તો જોઈએ ને ? સાધન ખોટું નથી, સારું છે.

આત્મા ઉપર આવવાની ઈચ્છા નહીં ? સાધન બરોબર છે. અત્યારે તમે જ્યાં આગળ ફરો છો, વિચરો છો ત્યાં આગળ આ સાધન બરોબર છે પણ રાજમાર્ગ ઉપર વિચરવાની ઈચ્છા નહીં ?

પહેલાં મનની કૂદાકૂદ બંધ કરવી જોઈએ. મન, બુદ્ધિ, બધાંની કૂદાકૂદ થાય, આવું હશે કે તેવું હશે, તે બધું પૂછીને આપણે મનને કૂદાકૂદ કરતું બંધ કરી દેવું પડે. અને ત્યાર પછી જ્ઞાની પુરુષની આજ્ઞામાં રહેવાથી, એમનો રાજીપો લેવાથી મોક્ષ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** મનને સ્થિર કરવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** તમારે સ્થિર કરવાનું ? સ્થિર હું કરી આપીશ બધું, પણ અત્યારે તમારા મનમાં કૂદાકૂદ છે ને, સંદેહો ને શંકાઓ, તે તમારે રજૂ કરીને, એકવાર આપણે મનનું સમાધાન કરાવી લેવું. જ્ઞાની પુરુષમાં હજુ તમને સંદેહ ઉત્પન્ન થાય. મન સ્થિર તો પહેલું થાય નહીં. સ્થિર તો જ્ઞાની પુરુષની કૃપાથી જ થાય.

**પ્રશ્નકર્તા :** આનંદઘનજીએ એવું કહ્યું છે કે જેણે મન સાધ્યું, તેણે સઘળું સાધ્યું. તો આ એક પ્રશ્ન ઊભો થાય છે. તમે કહો છો ને કે હું તમને મન સાધી આપીશ. જ્યારે આનંદઘનજી એમ કહે છે કે સ્વપુરુષાર્થથી થાય.

**દાદાશ્રી :** હા, પણ અહીં સ્વપુરુષાર્થનો જ રસ્તો હતો બધો. આનંદઘનજી કહે છે એ સ્વપુરુષાર્થનો જ રસ્તો હતો. કૃપાળુદેવ કહે છે એ સ્વપુરુષાર્થનો રસ્તો હતો. ચોવીસ તીર્થંકરો કહેતા હતા, એ સ્વપુરુષાર્થનો રસ્તો હતો. અત્યારે એ કાળ નથી કે સ્વપુરુષાર્થ થઈ શકે માણસથી. એક પણ માણસ એવો નથી કે જે સ્વપુરુષાર્થ કરી શકે.

ખુલાસા થયા વગર મન સ્થિર ના થાય. અને મન સ્થિર ના થાય, ત્યાં સુધી વીતરાગનો માર્ગ મળે નહીં. એટલે વીતરાગનો માર્ગ એડજસ્ટ (માફક) ક્યારે થાય ? મન સ્થિર થાય તો. વીતરાગોનું મન બહુ સ્થિર રહેતું હતું. એટલે ગમે તે ટાઈમે, એટ એની ટાઈમ, એની મોમેન્ટ અને ગમે તે થાય તોય પણ સમાધાન રહે. સર્વ સમાધાની જ્ઞાન કહેવાય આ, કોઈ પણ સંજોગોમાં ! હવે એ તો દુનિયામાં બનતું નથી, એવું આ બન્યું છે. લોકો તો લાભ લઈ ગયા, દસ-બાર હજાર લોકો તો લાભ લઈ ગયા.

## આમ મનનું સમાધાન !

**પ્રશ્નકર્તા :** મનનાં સમાધાન વિશે દાખલો આપી સમજાવો.

**દાદાશ્રી :** આપણે તો પળે પળે આ મનનું સમાધાન થાય છે. માટે આ જ્ઞાન સાચું છે એવું આપણને ખાતરી થાય.

અમે તૈયાર થઈને બેઠેલા. ત્યારે મેં કહ્યું, 'આજ ગાડી કોની આવવાની છે ?' ત્યારે કહે, 'પેલા ભાઈ આવ્યા છે, તે આવશે બનતા સુધી.' એટલે પછી અમે બેસી રહ્યા. અમે જાણ્યું કે 'વ્યવસ્થિત' છે. હિસાબ આવ્યો તે ઘડીએ 'વ્યવસ્થિત.' એટલે અમારે મન સમાધાન જ હોય. હજુ સાડા આઠ થાય ત્યાં સુધી અમારે કશું પેટમાં પાણી-બાણી હાલે નહીં.

ત્યાર પછી આ ભાઈ રોજ આવતો'તો, તે આવી ગયો. તે અમને થયું કે ચાલો, હવે નીકળવાનું થયું. ત્યાં સુધી અમે તૈયાર થઈને બેઠા હતા અને આ લોકો નવકાર મંત્ર બોલ્યા કરે. આપણે ટાઈમ નકામો જવા જ ના દઈએ. ગાડી આવે ત્યાં સુધી આપણે નમસ્કાર વિધિ બોલ્યા જ કરવાની.

પછી આ ભાઈ આવ્યો અને એ કંઈક ગયો હશે તે ઉતાવળમાં ને ઉતાવળમાં પેટ્રોલ પૂરાવાનું ભૂલી ગયો. એના મનમાં એમ કે પહોંચી વળાશે, એવું જ લાગે ને ઊતાવળમાં, કે દાદાજીને મોડું થઈ જશે.

તે આવું તો મારે ઘણા દાખલા બને, મારી અંગત બાબતમાં. મારે પેટ્રોલ ના હોય, તે બીજું હોય. એટલે પછી એની ગાડીમાં આવ્યા ને ત્યાં પેટ્રોલ ખલાસ થઈ ગયું ચાર રસ્તા આગળ. એટલે એના મનમાં બહુ દુઃખ થયું. મેં કહ્યું, 'આમાં દુઃખ કરવાનું જ ક્યાં હોય ?' અહીં એક્સપ્લેનેશન (ખુલાસો) જ ના હોય મારે. ગાડી બંધ થઈ, એ આપણે જોવાનું જ નહીં. મેં કહ્યું, 'એ જ વ્યવસ્થિત, એનું નામ જ વ્યવસ્થિત.' પછી કહે છે, 'આપણે ફોન કરીને બીજી ગાડી બોલાવીએ.' મેં કહ્યું 'ના. આ આમ વ્યવસ્થિત છે. હવે હલાવશો નહીં.' અને રીક્ષાય ના મળે તો આ ચાર છોકરા આપણા ઊંચકીને ચાલે નિરાંતે તેની ગાડી. એટલે આ બધું સમાધાન જ થયા કરે. સેકન્ડે સેકન્ડે 'વ્યવસ્થિત' જ છે, એ નિરંતર સમજવાનું છે. થોડું સમજાયું ?

**પ્રશ્નકર્તા :** સમજાયું.

**દાદાશ્રી :** ત્યારે સારું. આ જ્ઞાન જ એવું છે કે 'દેહાભિમાને ગલિતે, વિજ્ઞાતે પરમાત્મનં, યત્ર યત્ર મનોયાતિ, તત્ર તત્ર સમાધાય.' પણ એ શાસ્ત્રોમાં લખેલું એ એમ ને એમ જ છે. શાસ્ત્રમાંને શાસ્ત્રમાં જ રહ્યું.

જ્યાં જ્યાં મન જાય છે ત્યાં સમાધાનને પામે છે, પણ એ ક્યારે કે જેનું દેહાભિમાન ગળી ગયું છે. અહંકાર તમારો ઊડી ગયો નથી. (ડિસ્ચાર્જ) અહંકાર ના હોય તો સંડાશેય ના થાય, એને

હલાવશો નહીં. પણ આ દેહાભિમાન ગયેલું છે. એટલે 'હું કર્તા છું અને આ દેહ હું છું' એ ભાન ઊડી ગયું એટલે દેહાભિમાન ગયેલું કહેવાય.

'દેહાભિમાને ગલિતે, વિજ્ઞાતે પરમાત્મન' એટલે 'હું શુદ્ધાત્મા છું' એ જેણે જાણ્યું, 'હું શુદ્ધાત્મા છું' એની પ્રતિતિ બેઠી. પછી 'યત્ર યત્ર મનોયાતિ, તત્ર તત્ર સમાધાય.' આવું અમને જ્ઞાન થયું, તેને બીજે દહાડે શરૂ થઈ ગયું હતું. તે જ્યાં મન જાય ત્યાં સમાધાન. ગાળો ભાંડતો હોય ત્યાં સમાધાન, પૈસા ન આપતો હોય તોય સમાધાન, દરેક કામમાં સમાધાન. કોઈ સાડી પહેરે તોય સમાધાન, કોઈ કોટ-પાટલૂન પહેરે તોય સમાધાન, બધું સમાધાન. ત્યારે આપણે સમજી ગયાં કે આ કોઈનાથી કશું થઈ શકે એવું છે નહીં. સાયંટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના કર્યા સિવાય કોઈ કાર્ય થાય એવું નથી. બનવાનું છે એ બનશે એવું બોલાય નહીં. એ તો જગતના લોકો બોલે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બાઝે કે તરત એ પછી કાર્ય થઈ જાય.

આ તો બધા બાવાઓએ શું કરવા માંડ્યું ? મનને કચડ કચડ કર્યું. જો વાટીવાટીને ચટણી બનાવ બનાવ કરે છે. મેરગાંડિયા, એ ચટણી કરવાની ચીજ છે ? એ કોઠાં ધાર્યાં તેં, કે કોઠાંની ચટણી કરીએ ? જ્ઞાન શું કહે છે ? 'દેહાભિમાને ગલિતે, વિજ્ઞાતે પરમાત્મન, યત્ર યત્ર મનોયાતિ, તત્ર તત્ર સમાધાય.'

## સાચવ્યો દેહ, રહી ગયું મન !

દેહની જરૂરિયાત પ્રમાણે તો આપીએ છીએ, ટાઢ વખતે ત્યારે આવું હીટર ચાલુ કરે, રજાઈઓ-બજાઈઓ, શાલ, મફલર બધાં ઓઢે. અને મનને કોઈ સ્થિતિમાં સપ્લીમેન્ટ જ નથી કરતાં. મનને તો ચોમાસું આવે કે શિયાળો આવે, એવું ને એવું. બિચારાને, કોઈ દહાડો એને ઓઢવાનું નહીં, કશુંય નહીં. તેથી મન સામું થાય છે કે એને કશું જ નહીં ? તે આ દેહને જ બધું ? આ દેહને જુઓ ને, આવું સારું ખાવાનું મૂકે છે. હવે એવું આખો દહાડો મૂકીએ તો શું થાય ? અત્યારે

ગરમીમાં પંખાની જરૂર પડે છે. ત્યારે એવું મન માટે ફેરવતા નથી આપણે. મનને એની એ જ સ્થિતિમાં રહેવા દઈએ છીએ. બિચારું પછી અકળાય છે. પછી કહે, 'મારું મન એકાગ્ર થતું નથી.' અલ્યા, શી રીતે એકાગ્ર થાય તે ?

ત્યારે એવું મહીં ખરાબ વિચાર આવ્યા તો આપણે તરત સમજી જવાનું કે આ કઈ જાતની ટાઢ વાય. ત્યારે કહે, આ પૂર્વકર્મનો દોષ છે આ કંઈક. એટલે આપણે જોયા કરવાનું. કોઈ પણ દોષની આ બૂમ છે. માટે એને આપણે જોયા કરવાનું. તેમ આ એડજસ્ટમેન્ટ લેવું પડે. બાકી, મનનું ધ્યાન જ નહીં રાખવાનું ? મનને ઓઢાડવું જોઈએ. શાલ ઓઢાડવી જોઈએ. એને આ બધા મફલર પહેરાવવાં જોઈએ. આ દેહને એકલાને જ ? વાણીનેય મફલર પહેરાવવું જોઈએ. અમારી વાણી મફલર પહેરેલી હોય છે.

## એ ત્યાગથી કરેલું કે સંયમથી ?

અમુક ધર્મના સાધુ-આચાર્યો બધાને મન હોય, પણ એમને એટલું હોય કે આ બાવીસ પરિષહ સહન કરેલા હોય ને, એટલે મન એડજસ્ટ થઈ ગયેલું હોય. મન એમાં રમે નહીં. અને તમારે કૂદાકૂદ કરી મેલે. હમણે ગોદડું પાથરેલું ના હોય ને ભોંયે સૂઈ રહેવાનું થાય તો મન કૂદાકૂદ કરે મહીં. 'આ નથી ફાવતું, આ આમ થાય છે, તેમ થાય છે. એટલે તમારે શું કરવું જોઈએ ? એક દહાડો શેતરંજી પાથરીને સૂઈ રહેવું અને એક દહાડો બે ગોદડાં પાથરીને સૂઈ જવું. આ સાધુ-આચાર્યો છે ને, એ બિચારા નીચે શેતરંજી એવું કશું પાથરીને તેની ઉપર સૂઈ જાય. હવે એ લોકો મનમાં શું કહે છે કે તમારે સંસારીઓથી આવું સૂઈ ના જવાય. ત્યારે મેં મહારાજને કહ્યું, 'તમને સંસારીઓ સૂઈ જાય છે, એમાં તમને સૂવડાવ્યા હોય તો ઊંઘ ના આવે.'

**પ્રશ્નકર્તા :** એમને પેલી ટેવ પડી ગઈ ને.

**દાદાશ્રી :** એમને પેલી પ્રેક્ટિસ પડી ગઈ છે. આ જ્ઞાનથી નથી

કરેલું, ત્યાગથી કરેલું છે. સંયમથી કરેલું હોય તેનો વાંધો નહીં પણ આ તો ત્યાગથી કરેલું છે. એટલે એમને જો ત્રણ ગોદડામાં સૂવાડ્યા હોય, તો આખી રાત ગૂંચાયા કરે.

**પ્રશ્નકર્તા :** એમને એમ થાય ને કે આ દોષ કર્યો.

**દાદાશ્રી :** ના, દોષ કર્યો નહીં. એમને આ પોચું પોચું લાગે એટલે જ ઊંઘ ના આવે અને આ લોકોને કઠણ લાગે એટલે ઊંઘ ના આવે.

**પ્રશ્નકર્તા :** ચિત્ત એનાથી અળગું રહે તો ? કડક અને પોચાથી ચિત્ત અળગું રહે તો ?

**દાદાશ્રી :** એ ચિત્તનું કામ નથી, એ મનનું કામ છે.

**પ્રશ્નકર્તા :** હા, મન અળગું રહે તો ?

**દાદાશ્રી :** મન રહે નહીં ને ? મન તો સંયમથી જ અળગું રહે, જ્ઞાનદશા પામેલાં હોય તો જ.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનદશા પામેલા હોય તો મનને જોયા કરે, એટલે અળગું રહે ?

**દાદાશ્રી :** હા, બસ. જોયા કરે એટલે મન અળગું રહે. પછી ભલે ને પા કલાક-અરધો કલાક ઊભું રહે. ઊભું રહે તોય જોયા કરે. હા, ધંધાની બાબતમાં કંઈ હોય ત્યાં આગળ અરધો કલાક વિચારમાં પડ્યા કરે, કે અમુક માણસો ઊઘરાણીનાં પૈસા નથી આપતાં તે અરધો-અરધો કલાક વિચાર આવી જાય, તે આપણે જોયા કરવું.

પેલા સાધુઓ જે ભેગું કરીને ખાય છે, તે આપણને એમ શીખવાડે છે કે આમ ભેગું કરીને ખાવ. તે આ 'કાલે ચા સરસ હતી, આજ પીએ કે ફલાણું સરસ હતું.' એવું કશું ખબર ના પડે. એટલે જીભને ચોંટે નહીં.

**પ્રશ્નકર્તા :** મન કૂદાકૂદ કરતું હોય તો એની પર આમ સંયમ

રહે. એનો એ લોકોને સ્કોપ ના મળે કે ખાવાનું જ નથી, બંધ જ થઈ ગયું.

**દાદાશ્રી :** સંયમમાં સ્કોપ ના રહે એટલે જ એડવાન્સ (પ્રગતિ) થાય ને ! મનને આમ ઘડીમાં જલેબી ખાવાની ઈચ્છા થઈ જાય, જો કાલે ખાધી હોય તો, કંઈ ભજીયાં ખાવાની ઈચ્છા થઈ જાય, ફલાણી ઈચ્છા આમ થઈ જાય, તેમ થઈ જાય. એટલે એ સ્કૂલમાં બેઠો. એટલે આ પ્રગતિ માંડે છે હવે. હા, તે પ્રગતિ માંડતી વખતે દુઃખ તો હોય જ ને !

**પ્રશ્નકર્તા :** સહન કરે તો જ પ્રગતિ મંડાય ને ?

**દાદાશ્રી :** સહન કરે તો જ આગળ કોલેજ થાય ને ! આ બધાં જે આગળ ગયેલાં, તે સહન કરાવડાવીને ગયેલાં, એ એકલું ભેગું કરીને ખાઈને ગયેલાં નહીં. ભેગું કરીને ખાય, એમાં પ્રગતિ શું મંડાઈ ? એને આનંદ બહુ રહે, સારો રહે, શાંતિ રહે આખો દહાડો. આપણને એમ લાગે કે જુઓ ને, મોઢાં પર નિર્વિકલ્પ જેવા દેખાય છે ને !

અત્યારે જો કદી બીજી જગ્યાએ સાધન ના હોય તો કેટલાક ધર્મના સાધુઓને જોઈ આવવું. એમનો કાયદો છે કે ભેગું કરીને ખાવું. એમના ધર્મમાં મોટામાં મોટી વસ્તુ એમની પાસે એ છે કે સ્ત્રીઓનો વિચાર સરખો નહીં. ત્યારે એ કંઈ જેવી તેવી વાત કહેવાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** સ્ત્રીનો વિચાર નહીં, એવું એ લોકો રહી શકે ખરા ?

**દાદાશ્રી :** હા. કારણ કે એમના આ ખોરાકના જે બંધારણ છે ને, એમાં મન એડવાન્સ ના થાય. પણ આના આધારે આજે બીજી કમાણી કરી શકે એ લોકો. મનને જો કદી સ્કૂલમાં મૂક્યું તો જે સ્વાદ મળે છે તે તેના આધારે સ્ત્રીઓ તરફ દૃષ્ટિ જાય છે. પેલું તો બહેરું જ કરી નાખવાનું બધું. ઈન્દ્રિયો જ બહેરી. આ ઈન્દ્રિયો ખુલ્લી કરી કહેવાય આપણે ને પછી સંયમ કર્યો અને ખુલ્લા કર્યા વગર મોક્ષે જવા દે કે ? એ સાધુઓ પાસે મોટામાં મોટી કળાઓ એ કે નિર્માનીપણું

હોય, નિસ્વાદીપણું હોય, બ્રહ્મચારીપણું હોય. હા, પાંચેય વ્રત ધરાવડાવે એ લોકો પહેલેથી. હવે આમને કાઢી નાખો એવું કહે છે ? ના, એ માર્ગ જ છે, શરૂઆત છે, બિગિનિંગ છે, મોટામાં મોટું બિગિનિંગ છે. અરે, એમને ત્યાં જઈને જુએ, એમના બ્રહ્મચારીઓ તો કેવાં સરસ લાગે છે, પણ એ મન-વચન-કાયાનું બ્રહ્મચર્ય નહીં.

## શુદ્ધ સંયમ, અક્રમ થકી !

અહીં સંયમ પરિણામ ઊભું થાય અને જેને સંયમ કહેવામાં આવે છે એવો શુદ્ધ સંયમ, એ આ અક્રમ વિજ્ઞાનના આધારે કરી શકે. ક્રમિક માર્ગમાં તો કોઈ દહાડો શુદ્ધ સંયમ થાય જ નહીં, અશુદ્ધ જ સંયમ હોય.

**પ્રશ્નકર્તા :** વાણીને, દેહનો સંયમ આવી જાય પણ મનનો સંયમ કેવી રીતે આવે ?

**દાદાશ્રી :** મન તો અવળું ખોળે. તે આપણે એ સંયમ કરતાં કરતાં, મનને કંઈક કહેવું પડે ને, આ તો મહાન ઉપકારી છે. અને તમે તો કહો, 'આ નાલાયક છે.' તે મન અવળું ફરે. એટલે ત્યાં 'મહાન ઉપકારી છે આ તો, આ ઉપકાર તો ભૂલાય એવા નથી. માટે ચૂપ રહેને' એવું કહેવું. એવું કોઈ દહાડો કહ્યું નથી ? સાવ નાલાયક હોય તોય આપણે મનને કહેવું કે જબરજસ્ત ઉપકારી છે અમારો ! તો મન ચૂપ !

દેહ ને વાણીને તો બધાય નથી બોલતાં, કોણ બોલે છે ? આ સંસારી લોકો બધાય નથી બોલતાં. મહીં અંદર ચાલ્યા કરે. અને બધું મનનું જ છે ને ! અને વખતે દેહ-વાણી બોલી જાય તેનો વાંધો નથી, મન ના બોલવું જોઈએ. દેહ-વાણી બોલી જાય, તેનો તો નિકાલ થઈ જાય કે ફાઈલનો નિકાલ થઈ ગયો. મન હોય તો ફાઈલનો નિકાલ ના થાય.

## ના પડાય મન પર બારી !

આ જગતના લોકો મન ઉપર કોઈ વાત ના લે, એવું કરી શકે.

પણ આપણે તો મન પર લેવાનું. જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા એનું નામ જ મન પર લીધું કહેવાય. મન પર તો લેવું જ જોઈએ ને ! અને મન પર આવે જ એ તો પછી.

આ ભાઈને તો કોઈ અપમાન કરે ત્યારે એની મેળે જ મન ઉપર બારી પડી જાય છે. તે મેં કહ્યું, ‘મન પર બારી ના પડવા દઈશ. આ તો અવસર કહેવાય છે.’ તમને નથી લાગતું કે આપણે અવસર ગુમાવ્યો ?

**પ્રશ્નકર્તા :** એ બરોબર. પણ મન ઉપર એ ઈફેક્ટ થવા દે, પણ જ્ઞાતા-દ્રષ્ટા રહે તો એની ઈફેક્ટ થાય નહીં ને ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહે એટલે મન ઉપર લીધું જ કહેવાય. એટલે એ અવસર, તમારો સુઅવસર કહેવાય છે. જ્ઞાતા-દ્રષ્ટા એટલે તમારે એથી બીજું વધારે કશું કરવાનું રહ્યું જ નહીં ને ! આ તો એ જ્ઞાતા-દ્રષ્ટા નથી રહેતો, મન પર બારી જ પડી જાય છે.

એક માણસ બહેરો હોય, એને આપણે ગાળો ભાંડીએ તો એનો સંયમ દેખાય એ બહેરાનો સંયમ. એને સંયમ કેમ કહેવાય ? બહેરા માણસ પાસે ગાળો ભાંડે પછી કહે કે જો આ સાહેબ કેટલા બધા સંયમી છે ! ત્યારે આપણે કહીએ, ‘ઊભા રહો, હું એમનો સંયમ દેખાડું.’ પછી બીજી રીતે સળી કરીએને, ત્યારે પાછું કષાય ઊભાં થાય. કારણ કે એને તો આ કાન બહેરા છે, એટલે એ તો ગાળો સાંભળશે નહીં. પણ બીજી ઈન્દ્રિયો બહેરી ના હોય ને ! પછી બીજી ઈન્દ્રિયોથી આપણે સળી કરીએ ત્યારે જાગૃત થઈ જાય પાછો.

આ તો શું કહે છે કે મારે બારી પડી જાય છે. એટલે એનો પૂરો લાભ ઊઠાવતો નથી પાછો. તને સમજાયું ને, લાભ શી રીતે ઊઠાવવો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એને પૂરેપૂરું જાણીને જોવું, તોલ કરવો, કેટલા કેટલા

વજનનો ‘લોડ’ છે આ ગાળનો.

એટલે સંયમ એ તો મોટામાં મોટું સાધન કહેવાય. એવા ચાર સંયમ આખા દહાડામાં કર્યા હોય તો ચોકે ચોકે સોળ સંયમ શક્તિ સાંજે જમે થાય. અમારે જ્ઞાની પુરુષને આમ સંયમ શક્તિ વધ્યા કરે. કારણ કે અમને તો રોજ પાંચ-પચીસ સંયમ થઈ જ જાયને ! તો પછી પચીસ પચીસા છસ્સો પચીસ, સંયમ શક્તિ ભેગી થઈ જાય.

## મન કાબૂમાં, પાંચ આજ્ઞાથી !

સંયમ પરિણામ ઉત્પન્ન થવાનું મુખ્ય સાધન જ જ્ઞાની પુરુષ છે. આ તો ઠેઠ સુધી કામ કાઢી લેવાનું છે. શાસ્ત્રકારોએ તો જ્ઞાની પુરુષની પાછળ પડી રહેવાનું કહ્યું છે પણ અત્યારે તો ફાઈલો એટલી બધી છે, તે શી રીતે માણસ જોડે પડી રહે ? પણ ભાવના ભાવીએ એટલે આપણને જેટલો ટાઈમ મળ્યો એટલો તો સાચો. અને સંયમ સુખ તો એનું કંઈ કહેવાપણું જ ના હોય ! આખી જિંદગીમાં કોઈ કાળમાં જોયું ના હોય એવું સંયમ સુખ ઉત્પન્ન થાય.

કેટલાકને તો રાગે પડી ગયું એટલે બહુ નથી આવતા, કો’ક કો’ક દહાડો આવે. પોતાને જોઈતું રાગે પડી ગયું ને ! એને કહેલું જ છે કે રાગે પડતા સુધી અહીં ફેરો માર માર કરજો. તોયે જ્ઞાની પાસે બેસે એનાં જેવી ઉત્તમ વસ્તુ જ નથી. તે છતાં પણ ના બેસાય તો વાંધો નથી પછી. પણ રાગે પડતા સુધી તો બહુ ભાવના રાખવી જોઈએ. સંયમ પરિણામ ઊભાં ના થાય, ત્યાં સુધી રાગે પડ્યું કહેવાય નહીં.

**પ્રશ્નકર્તા :** અત્યારે રાતના સાડા બાર થયાં છે અને દાદા થાક્યાં હશે, એવું થયું તે કયું ધ્યાન કહેવાય ?

**દાદાશ્રી :** એ ધ્યાન તો ધર્મધ્યાન ગણાય, બહુ મોટું ધર્મધ્યાન. દાદા થાક્યા છે એવું ધ્યાન તમને થાય એ બહુ ઊંચું ધર્મધ્યાન કહેવાય. અને કો’કને એમેય થાય કે આખો દહાડો અહીંને અહીં બેસી રહેવાનું,

સૂઈ રહેવાનું, એમને શો થાક લાગે ? આ તો મન છે, મન શું ના વિચારે ? પાંચ આજ્ઞા પાળવાનું નક્કી કરે ને, તો મન તો બાજુ એ જ રહી જાય.

## કોયડા ઉકેલ્યે, મન ખુલ્લું !

મન જ્યાં જાય ત્યાં શું કરીને પાછું આવે છે ?

**પ્રશ્નકર્તા :** મન જાય પણ ત્યાં કશું હવે એ કરતું નથી, પાછું આવે છે.

**દાદાશ્રી :** સમાધિ લઈને આવે છે કે એમ ને એમ આવે છે ?

**પ્રશ્નકર્તા :** હવે કંઈ વિકલ્પ થતો નથી.

**દાદાશ્રી :** હા. એટલે સમાધાન લઈને જ આવે છે. અસમાધાની મન એટલે જે મનનું સમાધાન નથી, એ ઊંઘવા ના દે. હવે એવું ના થાય. નિવેડો આવી જાય. આપણું જ્ઞાન છે તે તરત જ નિવેડો લાવી નાખે. ધીસ ઈઝ ધેટ (આ તે છે) નું જ્ઞાન હાજર રહે. હાજર રહે તેનું નામ જ્ઞાન. ભૂલી જવાય તેનું નામ જ્ઞાન જ નહીં. ભૂલી જવાય એનું નામ અજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** સત્સંગ એટલે મનના ખુલાસા કરવા ?

**દાદાશ્રી :** મન જે જે કોયડામાં ગૂંચાયું હોય તે કોયડામાંથી ખુલાસો કરો એટલે મન ખુલ્લું થઈ જાય. કોયડા ના ઉકેલે તો નકામું ગયું, પછી ઉપાધિ જ ને ?

## મનોબળ વધે શાથી ?

જેમ આ ટિકિટને ગુંદર જો સુકાઈ ગયો હોય તો ટિકિટ છૂટી પડી જાય, તેમ મહીં ચીકાશ ઊડી જાય એટલે ખરી પડે.

હું ચા પીતો હતો ને એ બધું એની મેળે ખરી પડ્યું. નહીં તો એમ ને એમ ત્યાગ નહીં કરેલો. એની મેળે ખરી પડે ત્યારે છૂટી જાય.

હા, જેનું મન નબળું હોય તેને કસરત કરવા માટે ત્યાગ કરવો જોઈએ, પણ જેનું મન જબરું હોય તેને ત્યાગ શેને માટે ?

**પ્રશ્નકર્તા :** પણ બધાનાં ક્યાં સબળા મન હોય છે ?

**દાદાશ્રી :** આ જબરા મનને નબળું કરે છે આ લોકો. હું ત્યાગ કરું કહે કે નબળું થાય. જેમ ત્યાગ કરતો જાય એમ નબળું થતું જાય.

**પ્રશ્નકર્તા :** મનોબળ કેળવવા શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એને માટે તો આત્માને જાણવો પડે. ત્યાં સુધી મનોબળ ઉત્પન્ન થાય નહીં.

## નિશ્ચય કરે કોણ ?

**પ્રશ્નકર્તા :** મારું મન નિર્બળ કેમ રહે છે ?

**દાદાશ્રી :** શરીર સારું રહે છે ને ? હેં ? વળી મન તો છો ને નિર્બળ રહે, આપણને શો વાંધો છે ? બળવાન મન તો તમારું તેલ કાઢી નાખે. નિર્બળ શાને કહો છો ? બહુ જોશ નથી કરતું ?

**પ્રશ્નકર્તા :** સંકલ્પ નથી રહેતો ? એટલે કે પોતે જે કંઈ નિશ્ચય કરે, એને વળગી નથી રહી શકાતું.

**દાદાશ્રી :** નિશ્ચય મન કરતું જ નથી. એ તો પેમ્ફલેટો મૂક મૂક કર્યા કરે. નિશ્ચય તો બુદ્ધિ કર્યા કરે. એટલે બુદ્ધિની જરાક કચાશ છે. મન તો પેમ્ફલેટો ફેરવે કે અહીંથી આમ ચાલીને જઈશું. ટેક્સી કરી લઈશું, બધું બોલે, જેટલું હોય એટલું. પણ બુદ્ધિનો નિશ્ચય જોઈએ. એટલે નિશ્ચય થતો નથી ? ડિસિઝન જલ્દી લેવાતું નથી ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** એ બુદ્ધિ દોષ છે, મનનો વાંધો નથી. જલ્દી ડિસિઝન લેવાનું હોય તો જલ્દી લેવાય નહીં. તને આપણે અહીં જ્ઞાન આપીશું

ને તેનાથી બુદ્ધિ શક્તિ વધી જશે. પછી ડિસિઝન લેવાશે. બીજી કંઈ મુશ્કેલી છે ?

**પ્રશ્નકર્તા :** આ મરકટ મનમાં અનેક વિચારો આવ્યા કરે છે તો એક વિચારને ફળીભૂત કરવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** વિચારને ફળીભૂત કરીએ તો પાછો મરકટ થાય. એનાં કરતા એ વિચારને ધ્યાન પર જ ના લેવું એ સારું. વાંદરું છે એને દારૂ પાઈએ, શું થાય પછી ? કૂદાકૂદ ચાલી. એને પછી વીંછી કૈડે, જોઈ લો એ મજા પછી.

**પ્રશ્નકર્તા :** મારો પ્રશ્ન એવો છે કે આપણા બધા વિચારોમાંથી કોઈ એક વિચાર આપણે ફળીભૂત કરવો હોય તો આપણે શું કરવું ?

**દાદાશ્રી :** કયો વિચાર ફળીભૂત કરવો છે ?

**પ્રશ્નકર્તા :** ઔદ્યોગિક બાબતમાં.

**દાદાશ્રી :** હા, એ તો આપણે નક્કી કરવું. જે વિચાર આપણને આવતો હોય તે નિશ્ચય કરવો કે 'આ જ કરવું છે હવે.' એટલે તરત ફળીભૂત થાય. તમે એ વિચાર ઉપર નિશ્ચય કરો. હા, સ્ટ્રોંગ નિશ્ચય. એક સ્ટ્રોંગ ડિસિઝન લઈ લો કે મારે આજ કરવું છે, બીજું નહીં હવે. તો એ સીધું થઈ જાય, એને લાઈન મળી જાય.

એવું પૂછો છો ને તમે ? બીજું કશું પૂછો છો ? ડિસિઝન લઈ લો, કોઈ રોકશે નહીં પછી. તમારું સાચું ડિસિઝન હશે તો ભગવાન પણ રોકી શકે નહીં, કારણ કે ભગવાનથી કોઈની આડખીલી ના કરાય. નહીં તો ભગવાનનું પદ જતું રહે. એ આડખીલી કરે તો ભગવાનનું પદ જતું રહે. એટલે એય સમજે છે કે મારી આ ડિગ્રી જતી રહેશે, એનેય ભય લાગ્યા કરે.

❖ ❖ ❖

# (૧૦)

# મન કા ચલતા તન ચલે...

## 'ના ગમતું' ના ખપે !

**પ્રશ્નકર્તા :** આમ 'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' બોલવાનું હોય ને તો આમ બોલવાનું ગમે, પણ પેલી દસ-પંદર મિનિટથી વધારે બોલવાનું થાય એટલે પછી મનને ના ગમે.

**દાદાશ્રી :** માણસ એનું નામ કહેવાય કે 'ના ગમતું' હોય જ નહિ. ને જ્યાં સુધી કંઈ પણ 'ના ગમતું' હશે ત્યાં સુધી બળજબરીથી એ કરવું પડશે. આ તમારે દવા 'ના ગમતી' હોય તોય પીવી પડે છે ને ? નહીં તો છ રસ લે, કડવું સાથે લે, તો પછી કડવી દવા ના લેવી પડે. પણ એ નથી લેતા એટલે પછી કડવી દેવા લેવી પડે છે. રસ તો પૂરા કરવા પડશે ને ?

**પ્રશ્નકર્તા :** 'દાદા ભગવાનના અસીમ જયજયકાર હો' બોલવાનું ગમે છે. પણ પછી લાંબું ચાલે ને એટલે એવું થાય કે હવે બંધ કરી દઈએ.

**દાદાશ્રી :** લાંબુ કોને કહો છો ? લાંબા-ટૂંકાનું તો તારું તો ઠેકાણું નહિ ને ? તારી તો ડીક્શનરી જ જુદી જાતની ! 'ગમતું' આવ્યું એટલું જ થાય, બીજું ના થાય. ત્યારે તો આ બધી દવા ગમતી આવતી હોય ને તો જ પીતા હોય ? સંડાસ લાગે ત્યારે જવાનું ગમતું હશે ? આ ઉધરસ ખાવાની ગમતી હશે લોકોને ? છીંક ખાવાની ગમતી હશે ? છીંક ના આવતી હોય તો મહીં કશુંક ઘાલી કરીને કરાવડાવે. 'ના ગમતું' કાઢી નાખવું એનું નામ પુરુષાર્થ. 'ના ગમતું'

એટલે આપણે કંઈ માલિક છીએ ? કોણ છો તમે ? 'મને નથી ગમતું'. તે ભણવાનુંય ના ગમે લોકોને તો. નિશાળમાં જવાનું, ટાઢમાં નીકળવાનું ગમતું હશે ? જવું જ પડે ને ? પથારીમાંથી ઊઠવાનુંય ના ગમે એવાંય છોકરાં છે. એવાં નહીં હોય ?

**પ્રશ્નકર્તા :** હોય.

**દાદાશ્રી :** અરે, આ બધાંય છોકરાંઓ ના ઊઠે. એ તો બધાંને ઊઠાડે પછી.

**પ્રશ્નકર્તા :** મનેય સવારે ઊઠવાનું ગમતું જ નથી.

**દાદાશ્રી :** કોઈનેય ના ગમે. પણ ઊઠ્યા વગર છૂટકો જ નહીં ને ? ચાલે જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ પેલું મન એવું સમજાવતું હોય કે આ ગાવાથી કશું થાય નહીં.

**દાદાશ્રી :** પણ આવું ઊંધું સમજાવે ત્યારે આપણે કહીએ નહીં કે આજ દિન સુધી તે મારું શું ભલું કર્યું, તે હું જાણું છું. માટે તારી સલાહ બાજુએ મેલ. તારી વાત અમારે નથી સાંભળવી. એ જુદા છે ને આપણે જુદા છીએ, આપણે શું લેવાદેવા ? અત્યાર સુધી આપણે એ જાણતા હતા કે સગો ભાઈ જ છે, એટલે એના કહ્યા પ્રમાણે આપણે ચાલતા હતા.

**પ્રશ્નકર્તા :** બધા ગાય છે તે આપણે નથી ગાઈ શકતા એ આપણે જાણીએ ખરાં.

**દાદાશ્રી :** હા, પણ તેની અનુમોદના આપવી જોઈએ. આ બધા ગાય, તે ગાવ કહીએ. એટલે આપણે અમથા બોલવા માંડીએ બે લીટીઓ.

સત્સંગેય બહુ સાંભળ સાંભળ કરે તો કાન બગડી જાય. આ તો તમને સાંભળવાનો વાંધો ના હોય પણ હું બોલ બોલ કરું તો શું થાય ?

* બ્રહ્મચારી કોને કહેવાય કે જેને 'ના ગમતું' કશું હોય જ નહીં. કોઈ કડવી દવા આપે ત્યારે તમને કહેશે કે 'તમને ગમશે ?' ત્યારે કહે, 'અમને વાંધો નહીં'. 'ના ગમતું' શબ્દ બોલાતો હશે ? આ દવાઓ બધી લોક ગમતી પીતા હશે ? કેટલી ચીજો 'ના ગમતી' કરવી પડે રોજે ?

**પ્રશ્નકર્તા :** ઘણી વસ્તુઓ.

**દાદાશ્રી :** આને તો અહીંથી ઘેર જવાનુંય ગમે નહીં. એ કાયદેસર વાત છે કંઈ ? તને લાગે છે કાયદેસર ?

**પ્રશ્નકર્તા :** બહુ વાર કહે તો જવું તો જોઈએ, એવું લાગે.

**દાદાશ્રી :** પણ એમ નહીં આમાં ખોટું શું છે પણ તે ? મારું કહેવાનું કે એય કરેક્ટ છે અને આય કરેક્ટ (બરાબર) છે.

## માર ખાઈનેય કરવું પડે !

તને નથી ગમતું ? તને આવું મન પજવે ?

**પ્રશ્નકર્તા :** મનેય આ 'અસીમ જયજયકાર હો' બોલવાનું નહોતું ગમતું.

**દાદાશ્રી :** એમ ? એની વેલ્યુ(કિંમત) સમજાઈ નથી એટલે. લોક તો સમજે કે આ 'રામ રામ' બોલવા જેવું બોલાવડાવે છે. કેટલાકને પહેલીવારકુ એવું સમજાય ને ? અણસમજુ લોકો એટલે, પણ આ નથી એવું. તેથી જ આ હું જોડે જોડે કહું છું કે 'ધીસ ઈઝ ધી કેશ બેન્ક ઑફ ડિવાઈન સોલ્યુશન !' (દિવ્ય ઉકેલની આ રોકડી બેન્ક છે.)

---

** મનમાં વિષયની ગ્રંથિ નિર્મૂળ કરવા માટે બ્રહ્મચર્યના ધ્યેયવાળા સાથે આ સત્સંગ સંકલિત થયો છે. પરંતુ વાચકે વિષય વિકારની ગ્રંથિને બદલે લોભ-માન-કપટ-મોહ-ક્રોધ, કોઈ પણ ગ્રંથિભેદ માટેની વાત લઈ શકાય અને મારે ધ્યેય પ્રમાણે જ ચાલવાનું છે, નહીં કે મનના કહ્યા પ્રમાણે તે સમજીને આ પ્રકરણ વાંચવું.*

**પ્રશ્નકર્તા :** પછી બહુ થાય ને, એટલે કંટાળો આવવા માંડે.

**દાદાશ્રી :** કોને પણ કંટાળો આવે ? 'મન'ને કંટાળો આવે. 'આપણને' કંટાળો આવતો હશે ? મનકા ચલતા છીએ આપણે ? આપણે તો માણસ છીએ.

**પ્રશ્નકર્તા :** આ રોગ જરા ભારે છે.

**દાદાશ્રી :** પણ એવું હોતું હશે ? આ તો બહુ નબળાઈ કહેવાય.

આ ભેંસને દવાખાનામાં નથી જવું, તોય પેલો ભેંસને આગળ ખેંચે ને પાછળ મારે. 'ના ગમતું' હોય તોય એને જવું પડે. તો એને 'ના ગમતું' કહેવાતું હશે ? આ મનુષ્યો કરતાં ભેંસ સારી. ભેંસને નથી ગમતું તોય લઈ જાય ને ?

**પ્રશ્નકર્તા :** લઈ જાય.

**દાદાશ્રી :** શાથી નથી ગમતું ? એને અક્કલ નથી એટલે, બાકી દવા કરવાની જરૂર છે. દવાથી શરીર સારું થાય. તે પેલા આગળ ખેંચે ને પાછળ મારે ત્યારે જાય. તો એના કરતાં તું પાંસરી રીતે ચાલ છાનોમાનો. ભેંસને 'ના ગમતું' હોય તો શું દશા થઈ એની ?

**પ્રશ્નકર્તા :** માર ખાઈને જવું પડે.

**દાદાશ્રી :** તે તમારે પરાણે કરવું પડે પછી.

**પ્રશ્નકર્તા :** એટલે નાક પકડીને દવા પિવડાવવી જ પડે.

**દાદાશ્રી :** હા, નાક દબાવે ત્યારે દવા લેવી પડે ત્યારે એના કરતાં પાંસરી રીતે પી ને. એટલે મેં ભેંસનો દાખલો આપ્યો. ત્યાર પછી કેટલાય માણસો સુધરી ગયા. એ કહેવા લાગ્યા કે 'હવે હું નહીં કરું.' એ તો ભેંસ આવું કરે. એને મારે તોય 'ના ગમતું' રાખે. આમને તો એક બાજુ ખેંચે ને પાછળ મારે એવું 'ના ગમતું' કરી નાખે ને એના કરતાં, 'ભઈ, મને ગમે છે' એમ કહી દે ને ! એટલે મારે નહીં ને ખેંચે નહીં.

**પ્રશ્નકર્તા :** વાત સાચી છે પણ એ એવું એકદમ જાય કેવી રીતે ?

**દાદાશ્રી :** એ ખેંચે એટલે માર પડશે. એટલે પછી ભાન થશે ને ? ભેંસ કંઈ એકદમ જાય છે ? કારણ કે એ ભેંસ છે. અને માણસ હોય તો જાય.

'ના ગમતું' રહેવું જ ના જોઈએ.

## એની સામે પડો !

**પ્રશ્નકર્તા :** આપે આટલું બધું કહ્યું છતાં કેમ જતું નથી ?

**દાદાશ્રી :** ના જાય. તમે જવા દો નહીં ને !

**પ્રશ્નકર્તા :** અમારી તો એમ ઈચ્છા છે કે બધું નીકળી જાય.

**દાદાશ્રી :** તમે તો એમ કહો છો કે મારે જતું નથી. મને ગમતું જ નથી. એટલે 'ગમતું નથી' એમ બોલ્યા તો તમે જવા દો કે ? 'મને ગમે છે' એમ બોલો તો જાય. 'ગમતું નથી' બોલે કે ચઢી બેસે.

**પ્રશ્નકર્તા :** અને 'ના ગમતું' હોય ત્યારે એવું થોડું કહેવાય કે 'ગમે છે !'

**દાદાશ્રી :** 'ગમે છે' કહે, એટલે પેલું ભાગવા માંડે ને !

**પ્રશ્નકર્તા :** એટલે 'ના ગમતું' હોય તોય એવું કહેવું કે ગમે છે ?

**દાદાશ્રી :** હા, તો એ ભાગવા માંડે ને ! 'ગમે છે' એવી સાયકોલોજીકલ ઈફેક્ટ ફરી એટલે થઈ રહ્યું, ખલાસ થઈ ગયું.

તમે જુઓ છો, અમારી આખી લાઈફમાં સવારથી સાંજ સુધી અમે 'ના ગમતું' કહીએ છીએ ? તમે જુઓ છો કશામાં ? 'ના ગમતું' દેખાતું નથી એનો શું અર્થ ? એટલે કંઈ બધું ગમતું હશે ? મન તો ઝાવાદાવા કરે કે 'ના, ત્યાં નહીં, આમ', પણ અમે એનું ચાલવા દઈએ નહીં ને !

'વ્યવસ્થિત' ઈઝ ધી કરેક્ટ (એ બરોબર છે). તારું ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** મન એક બાજુ બૂમો પાડ્યા કરે કે આ નથી ગમતું, નથી ગમતું.

**દાદાશ્રી :** પણ એ બૂમો પાડે, એની વેલ્યુ શી ? મન એ તો એક ન્યુટ્રલ (નપુંસક) છે, એ નાન્યતર જાતિ છે. એ પુરુષ નથી કે સ્ત્રી જાતિ નથી. એનું માનતો હશે કોઈ માણસ ? માઈન્ડ ઈઝ ન્યુટ્રલ.

**પ્રશ્નકર્તા :** મનમાં ગમતું ના હોય અને આ 'દાદા ભગવાનના અસીમ જયજયકાર હો' બોલીએ તો લાભ થાય કંઈક ?

**દાદાશ્રી :** ખૂબ લાભ થાય. એ તો 'ના ગમતું' હોય ને બોલીએ ત્યારે જ લાભ થાય.

**પ્રશ્નકર્તા :** આ તો અમે માનીએ એનાથી ઊંધું જ નીકળ્યું.

**દાદાશ્રી :** તે ઊંધું જ છે ને બધું. પેલી ભેંસને 'ના ગમતું' હોય તે એને ગમાડવું તો પડે જ છે ને છેવટે ? તો એના કરતાં રાજીખુશીથી કહીએ કે 'ભઈ, ગમે જ છે', એમ કહીને ચાલીએ તો ?

**પ્રશ્નકર્તા :** તો માર ના પડે.

**દાદાશ્રી :** માર ના પડે ને ખેંચેય નહીં અને ધણીય ખુશ થાય કે 'ના, ભેંસ ડાહી છે બિચારી, ગાંડી નથી.' તમે ભેંસ કરતા ગયા ?

એટલે મનને 'ના ગમતું' હોય તો આપણે 'જય જયકાર હો' બોલીએ તો શું ફાયદો ? અરે, વધારે ફાયદો થાય ઊલટો. મનના વિરૂદ્ધ કરીએ એટલે મન એક બાજુ સમજી જાય કે હવે આપણું માનતા નથી. માટે આપણા બિસ્તરા-પોટલા બાંધીને આપણે બીજે ગામ જવાની તૈયારી કરી દો. એનું અપમાન થાય એટલે બહુ જ સારું રહે. મનનું તો મનાય જ નહીં ને ! 'મનકા ચલતા તન ચલે, તાકા સર્વસ્વ જાય.'

## હે મન ! તું ડૂબ, 'હું' નહિ !

**પ્રશ્નકર્તા :** મને પહેલાં થતું'તું કે બહુ વિચારો આવે ત્યારે એવું થાય કે આ શું ? પડો અહીં સૂરસાગર (તળાવ) માં !

**દાદાશ્રી :** આપણે કહીએ કે તું પડ ! મારે તો હજુ આ દુનિયાનું કલ્યાણ કરવાનું છે અને આ અવતારમાં જ્ઞાની પુરુષ મળ્યા, કોઈ અવતારમાં નહીં મળે, તને આ દુઃખ છે તો તું પડ, જા !

તને એવું થતું મહીં કે 'આ શું કરવાનું ? એનાં કરતાં પડ્યા, ડૂબકી મારીએ તો નિરાંતે છૂટકારો થાય (!)

**પ્રશ્નકર્તા :** આપણાથી બીજું કંઈ ધોળાય એવું છે નહીં એવું લાગ્યું.

**દાદાશ્રી :** શું ધોળાય તો થાય એવું ?

**પ્રશ્નકર્તા :** બહુ વિચારો આવે, તેમાં આપણે કરવું હોય જુદું અને વિચારો જુદા આવે.

**દાદાશ્રી :** તે વિચારો આવે, તેમાં આપણે શું પણ ? વિચાર તો આવે. તે વિચારો જ્ઞેય છે ને આપણે જ્ઞાતા છીએ. જ્ઞાન મળ્યા પછી આપણે શું લેવાદેવા ? જુઓ ને, આટલી ઉંમર થઈ તોય કહે, 'મરવું છે એવા વિચારો આવે છે.'

આ કલ્યાણના તંબુમાં અમથો હાથ અડાડીશું તોય તંબુ ઊભો રહેશે, ટેકો કરીશું તોય છે તે બે જણનું કલ્યાણ થશે.

અને 'ના ગમે' શબ્દ બોલ્યો ત્યાંથી જ એ ચક્કરમાં પડ્યો. 'ના ગમે' એવું બોલાય નહીં. એ ડીક્શનરીમાં ના હોવો જોઈએ. 'ના ગમે' એ તો એક જાતની જેલ છે, હાથકડી છે. 'ના ગમે' એવું બોલ્યા એટલે હાથકડી પડી.

## ત્યાં જ્ઞાનીનું કેવું હોય ?

તમે અમારી જોડે હો છો તોય તમને ખબર ના પડે કે આ

દાદાજીને 'ના ગમતું' કશું નથી ? દાદાજીને સર્વ હક્ક છે, બધા જ અધિકાર છે છતાં 'ના ગમતું' કશું કરવું પડે એવું છે નહિ. છતાંય મનને 'ના ગમતું' હોય તોય કરે છે.

અમે બપોરે અઢી વાગે સૂઈ ગયા હોઈએ ને સાડા ત્રણ વાગે ઊઠીએ ત્યારે મન મહીં અમને કહે, 'હજુ તો હમણે જ સૂઈ ગયા છીએ ને આ હવે હમણે ને હમણે ઊઠવાનું ?' પણ એનું કશું ચાલે નહીં. 'ગેટ આઉટ. આ જો બૂમ પાડવી હોય તો બીજે ઘેર જાવ.' અમે મનનું સાંભળીએ નહીં. મન ના કહેતું હોય તોય સાંભળવા-કરવાનું નહીં. રેગ્યુલર (નિયમિત) એટલે રેગ્યુલર. તમે તો મનનું સાંભળો ને ? નહીં તો અમને કોણ પૂછનાર છે ? તમને બધાંને પૂછનાર છે, અમને કોણ પૂછનાર છે ? અમે કહીએ કે 'આજે છ વાગે જાવ, સત્સંગ બંધ રખાવો' તો બંધ રહે એ. પણ એવું કશું ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** બપોરે જો દસ મિનિટ કે પંદર મિનિટમાં ઊઠવાનું હોય તોય આપ તરત ઊઠીને બેઠા થઈ જાવ !

**દાદાશ્રી :** હંઅ. અને સવારમાં તમને કહ્યું'તું ને કે સાડા સાતે અમને ખબર આપવી તો અમે પોણા આઠ સુધીમાં તૈયાર ! અમે જાગતા જ હોઈએ પણ અમારે વિધિઓ કરવાની હોય, તે સ્પીડીલી (ઝડપથી) લઈ લઈએ જરા. નહીં તો અમને સવા આઠ સુધી કોઈ ના પાડતું હતું ? પણ જો જરાય કશો ડખો નહીં, એક્યુરેટ (ચોક્કસ). ઘણા ફેરા એવું અમને થાય કે ના જ ગમે. ખાવામાં અમને ના ગમે. પણ જે આવ્યું તે કરેક્ટ (બરોબર). ત્યારે મન શું કહે છે કે 'સાંજે ફરી કહી દો.' ત્યારે કહે, 'ના. તે કશું કહેવાનું નહીં પાછું. જે બને તે ખાવ. અમારી પાસે ભીખ મંગાવડાવો છો ? એમાં જે બને એ ખાવ. ચૂપ !' નહીં તો અમને કોણ પૂછનાર છે ? અમને જે મંગાવવું હોય તે મંગાવીએ ને અત્યારે આઈસ્ક્રીમ મંગાવીએ તોય કોઈ વાંધો ના ઊઠાવે, કે દાદાજી કેમ આમ કરે છે ? વાંધો ઊઠાવે ?

**પ્રશ્નકર્તા :** કોઈ ના ઊઠાવે.

**દાદાશ્રી :** પણ કશું મંગાવીએ છીએ ? મન કહે તોય નહીં. એવું હોતું હશે ? મન તો ચક્કર સ્વભાવ છે. તે જે એની જોડે ટચ થાય એને ઘનચક્કર બનાવ્યા વગર રહે નહીં.

તમે દાદાને આટલું બધું જુઓ છો, તોય તમને ખબર ના પડે ? દાદાને 'નથી ગમતું' નહીં હોય કંઈ ? બપોરે દાદા ટાઈમસર, સવારે ટાઈમસર ને રાત્રે સૂતી વખતેય ટાઈમસર !

**પ્રશ્નકર્તા :** દાદા, અમે બધા એવા છીએ કે, એક મિનિટેય ગમીએ નહીં, તોય તમે કેટલી સારી રીતે ગમાડીને રાખો છો ?!

**દાદાશ્રી :** હા, જુઓને ! પણ તમને સહેજ અભાવ દેખાય છે ? ના દેખાય. અમે રાત્રે સાડા અગિયાર વાગે સૂઈ જઈએ છીએ. અમને અહીં સત્સંગ ચાલતો હોય તો ગમે. એક વાગ્યા સુધી ગમે, પણ આ તો સાડા અગિયારથી આગળ નહીં.

## નહિ તો એ પડે લપટું !

**પ્રશ્નકર્તા :** આપણે નિયમ ગોઠવ્યો હોય કે બે જ રોટલી ખાવી છે. પછી મનના કહેવા પ્રમાણે ચાલીએ તો એ નિયમ તૂટી જાય એવું બને ને ?

**દાદાશ્રી :** મનના કહ્યા પ્રમાણે ચલાય જ નહીં. મનનું કહ્યું જો આપણા જ્ઞાન પ્રમાણે ચાલતું હોય તો એટલું એડજસ્ટ (ગોઠવણી) કરી લેવાય. આપણા જ્ઞાનની વિરુદ્ધ ચાલે તો બંધ કરી દેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે મનના કહ્યા પ્રમાણે ચાલે તો નિયમ તૂટે એવું ખરું ને ?

**દાદાશ્રી :** રહ્યો જ ક્યાં તે નિયમ ? કો'કનામાં ડહાપણ વાપરવું વચ્ચે તે. મન નિયમવાળું છે પણ આપણે તો જ્ઞાન પ્રમાણે ચાલવું છે. નહીં તો મન પણ નિયમવાળું છે. એનાથી તો આ જગતના લોકો બહુ સારી રીતે રહી શકે છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતા હોય તો પણ નિયમ નક્કી કરે તો એક્ઝેક્ટ (બરાબર) એ પ્રમાણે ચાલ્યા કરે ને ?

**દાદાશ્રી :** એ નક્કી કરે કે મારે નિયમથી જ ચાલવું છે એટલે નિયમથી જ ચાલે. પછી બુદ્ધિ ડખલ કરે તો એવું થઈ જાય છે. ગાડી નિયમમાં ના હોય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** હા, વ્યવહાર ચૂંથાઈ જાય બધો.

**દાદાશ્રી :** અમારું મન ઘણુંય કહે કે 'આ ખાવ, આ ખાવ' પણ નહીં. નહીં તો મન લપટું પડી જાય, વાર ના લાગે. અને લપટો પડી ગયો, તેને આખો દહાડો કકળાટ હોય, દયાજનક સ્થિતિ. તું તો ચંદુભાઈને રડાવનારો માણસ, તું કંઈ જેવોતેવો માણસ છું ? એ પછી આ મન તો એનું ચંદુભાઈનું, આપણે શું લેવાદેવા ? હવે આપણે શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** ચોક્કસ.

**દાદાશ્રી :** મન એ ચંદુભાઈનું. એ મનના કહ્યા પ્રમાણે આપણે નહીં ચાલવાનું. મનના કહ્યા પ્રમાણે ચાલેને, એનું બ્રહ્મચર્ય ટકે નહીં, કશુંય ટકે નહીં, ઊલટું અબ્રહ્મચર્ય થાય. મનને ને આપણે શું લેવાદેવા ?

હવે કો'કના દાગીના પડ્યા હોય, મન કહે કે કોઈ છે નહીં, લઈ લો ને. પણ આપણે સમજવું જોઈએ. પોતાનું ચલણ ના રહે તો મન ચઢી બેસે.

**પ્રશ્નકર્તા :** પોતાને સમજાય ખરું કે આ બે કલાક નકામા જતા રહ્યા.

**દાદાશ્રી :** જતા રહ્યા એ જુદી વસ્તુ છે, એ તો અજાગૃતિને કારણે. પણ તોય મન ચઢી બેસે નહીં.

## આપો મનને મિટીંગ ટાઈમ !

મન આડાઅવળા વિચાર બતાવતું હોય તો મનને કહેવું, ગેટ

આઉટ (જતું રહે). અત્યારે નહીં, હું બોલાવું ત્યારે આવજે. અને પછી એને માટે અડધો કલાક રાખવો, એની મિટિંગ કરવા માટે, એનું બધું સંચાલનને માટે.

**પ્રશ્નકર્તા :** મિટિંગમાં શું કરો ?

**દાદાશ્રી :** એને ગોળીઓ (ચોકલેટ) ખવડાવવાની, કશુંક એને નાસ્તો કરાવવો, પણ વર્કીંગ ટાઈમમાં. આખો દહાડો બગાડવો નહીં આમાં. એને અડધો કલાક ટાઈમ આપવો.

**પ્રશ્નકર્તા :** અડધો કલાક જે મિટિંગ રાખી એ મનના કહ્યા પ્રમાણે ચાલ્યા કહેવાય ?

**દાદાશ્રી :** ના, એને સંતોષ આપવાનો. ત્યાં મિટિંગમાં 'શું શું જોઈએ છે' પૂછવું, એ કહે, 'મારે દાળ જોઈએ.' તો કહીએ, 'બરોબર, ઠપકારો.' 'ખાવાનું અમુક ચીજો ભાવે છે મને.' તે 'વહેલું ખાવ' કહીએ. છંછેડીએ નહીં પણ વિધીન ટાઈમ (અમુક સમયમાં).

## એ કહેવાય જાનવર !

જ્યારે ડૉક્ટરો ટાઈમ ગોઠવે છે ને, કે આટલાથી આટલા સુધી આ દર્દી, આટલાથી આ દર્દી, તો એને માટે એક ટાઈમ આપીએ. રોજ નવરાશનો ટાઈમ આપવાનો, તે પણ જેટલો કહ્યો એટલા પ્રમાણે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** બાકી, મનના કહ્યા પ્રમાણે ચાલે એટલે જાનવર કહેવાય. આ બધા જાનવરો મનના કહ્યા પ્રમાણે ચાલવાના. હિન્દુસ્તાનના મનુષ્યો મનના કહ્યા પ્રમાણે ના ચાલે એવું હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ મોટે ભાગે મનના કહ્યા પ્રમાણે જ ચલાય છે.

**દાદાશ્રી :** આ અમે કહીએ છીએ એ જ્ઞાન છે. એટલે ધીમે ધીમે ફેરફાર કરવો. મોટાભાગે મન છંછેડાય એવું કેમ કરીને કહેવાય ? આપણને હરકત ન લાગે તે બાબતમાં ચલાવાય. આપણે સમભાવે

નિકાલ કરવો છે. મનને એવી રીતે ના ચાલવા દેવું. મન આપણને દોરી જાય, એવું ન બનવા દેવું. આપણે પોતાની રીતે મનને ચલાવવું.

## વિરોધીના પક્ષકાર !

**પ્રશ્નકર્તા :** એક વાર આપે એવું કહેલું કે જ્યારે અમે સત્સંગમાંથી ઊઠીને બહાર ચા પીવા ગયેલાં ત્યારે આપે કહેલું કે બીજી બધી બાબતમાં આવું છૂટું રાખવું અને એક તમારે બ્રહ્મચર્યની બાબતમાં જ મનનું ના માનવું.

**દાદાશ્રી :** ને બીજી બાબતમાં માનવું ? એટલે તમને ટેસ્ટ હોય તો માનો ને ! મારે શું વાંધો છે ? તમને ટેસ્ટ હોય તો મને કંઈ વાંધો નથી. એ તો બ્રહ્મચર્યમાં માનશો તોય મારે વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** એવું નહીં.

**દાદાશ્રી :** તો ?

**પ્રશ્નકર્તા :** એટલે આ બેમાં ખબર ના પડી એટલે પૂછ્યું.

**દાદાશ્રી :** આ તો બ્રહ્મચર્ય ઉપર તમે સ્ટ્રોંગ (દૃઢ) રહો એટલા માટે આમ કહેવા માગું છું, એવા હેતુથી એવું બોલેલો. તેથી કરીને બીજા ઉપર તમે એમ કહો કે મનનું બીજું નિરાંતે માનજો. તમારું કામ થઈ ગયું (!) શું કાઢશો આમાં ? કેવી વકીલાત કરો છો ?

**પ્રશ્નકર્તા :** પોતાની લૉ બુક (કાયદાપોથી)માં લઈ જવાય છે !

**દાદાશ્રી :** લૉ બુક તો એની એ જ. આ પક્ષકાર કેવા માણસ છે ? વિરોધીના પક્ષકાર ! હવે ડાહ્યા થઈ જાવ, નહીં તો નહીં ચાલે આ દુનિયામાં.

## જ્ઞાની જ કાઢે રોગ...

જુલાબ તમે લો છો ત્યારે શેની દવા લો છો ?

**પ્રશ્નકર્તા :** હરડે કે ત્રિફળા કે એવું તેવું.

**દાદાશ્રી :** તે ગમે છે તને ?

**પ્રશ્નકર્તા :** ના ગમે.

**દાદાશ્રી :** તો શું કરવા લે છે ? ના ગમે તો નહીં લેવાનું. શું કરવા લે છે.

**પ્રશ્નકર્તા :** લેવી તો પડે ને ?

**દાદાશ્રી :** તો આ દુનિયામાં બધું જે 'ના-ગમતું' હશે એ ચલાવી લેવાતું હશે ? બધાં લોકોને શું અનુકૂળ આવે છે એ રીતે વર્તવું જોઈએ. આપણને 'ના ગમતું' હોય એ ભાષા જુદી. એડજસ્ટમેન્ટ તો લેતાં આવડતું નથી. એનું કારણ શું કે આ નથી ગમતું તે બધાં એડજસ્ટમેન્ટ લઈ શકો એમ છો.

**પ્રશ્નકર્તા :** પછી એનું દુઃખેય નથી થતું આમ.

**દાદાશ્રી :** શાનું દુઃખ થાય પણ ? 'ફકીર વસ્તીને ના ગણે ને વસ્તી ફકીરને ના ગણે ! પછી ફકીરનેય શું દુઃખ ને વસ્તીનેય શું દુઃખ ? પણ જ્યારે આ રોગ મહીં ઘાલ્યો તે કાઢતી વખતે બહુ ભારે પડી જશે. ભેંસને આગળ ખેંચે અને પાછળ મારે. અલ્યા, જવાનું છે તો માર શું કરવા ખાય છે ?

આ કહે છે કે 'કામ કરવાનું નથી ગમતું પણ દાદાની આજ્ઞા છે એટલે કામ કરીએ છીએ !' આ નથી ગમતું બોલ્યા કે એ કામ તરત ચઢી બેસે. હવે આ બધો તમારો રોગ જાય ક્યારે ? તમને પૈણાવે તો જતો રહે (!) પેલી વહુ કાઢી આપે (!) મારી-ઠોકીને, હલાવી હલાવીને કાઢી આપે.

**પ્રશ્નકર્તા :** હવે તમારે અમારાં રોગ હલાવી હલાવીને કાઢવા પડશે.

**દાદાશ્રી :** હું નવરો છું આ બધું કાઢવા હારૂ ? હું કાઢી આપું, કહે છે. હું કેટલાના કાઢું ? હું તો કહી દઉં તમને.

**પ્રશ્નકર્તા :** આપે જ કરવું પડે ને ?

**દાદાશ્રી :** હા, પણ એ તો કહી છૂટું પણ તમારી મરજી ના હોય તો શી રીતે કાઢું ?

**પ્રશ્નકર્તા :** મરજી તો છે જ. કાઢવા જ છે.

**દાદાશ્રી :** મરજી થાય ત્યારથી તો એ નીકળવા માંડે, એની મેળે. તમારે નીકળવા માંડ્યા ?

**પ્રશ્નકર્તા :** હું ના મગતું હોય એવાં કામ પણ કરું છું પણ આપ પૂછો છો એટલે કહું ને કે આ નથી ગમતું, એમ.

**દાદાશ્રી :** 'ગમતું નથી' એ શબ્દ જ કાઢી નાખો. આપણી ડીક્શનરીમાં એ શબ્દ જ ના જોઈએ.

કોઈ તમને કહે કે 'તમે નાલાયક છો એ તમને ગમે છે ?' ત્યારે કહે 'હા, અમને ગમે છે ?' કહીએ લાયક છે એવું કહે તો ગમે છે એવું ? 'લાયક છે' ગમશે તો તમારી નબળાઈ થશે અને 'નાલાયક છે' કહે, એવું જો ગમશે તો નબળાઈ જશે. પેલા સાહેબ તો કહે છે કે અપમાનેય આપો, ને માનેય આપો, બેઉ આપો.

## અપવાદમાં આટલું જ !

'ના ગમતું કાઢી નાખશો ને હવે ?

**પ્રશ્નકર્તા :** કાઢી નાખીશું.

**દાદાશ્રી :** એને ગમતું કરો. દારૂ પીવાનું કહે તો ગમતું કરવાનું એવું નહીં. 'ના ગમતું' ના ગમતાની જગ્યાએ રાખો. એટલે હેલ્પફુલ થાય એ. 'આ આઈસ્ક્રીમ બે ડીશથી વધારે ખાવાનો ગમતો નથી' એવું બોલવું. તે ચૌદ-ચૌદ ડીશો ને બાર-બાર ડીશો ખાઈ જાય તે માણસ છે કે શું છે તે જ મને સમજણ પડતી નથી. કોઈએય આવું ના કરે. આની હદ હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય ને !

**દાદાશ્રી :** તમે કેટલી હદ રાખો ?

**પ્રશ્નકર્તા :** હું રાખું છું.

**દાદાશ્રી :** ઓહો, તમે રાખનારા મોટા !!! કેટલી ડીશ ખાઈ જાવ ?

**પ્રશ્નકર્તા :** ચારેક ખાઈ જાઉં, વધારે ના ખાઉં.

**દાદાશ્રી :** હવે આ કેટલીય ડીશો ઝાપટી જાય એવા !

તમે આ ચોવીસેય કલાક મારી જોડે રહો છો, તે ના ગમતું કશું જોયું અમારું ?

**પ્રશ્નકર્તા :** નથી જોયું.

**દાદાશ્રી :** ઘણા ફેરા તો મારે દાદરો ઊતરવો હોય તોય તમે કહો કે 'ના, બેસી જાવ' તો હું પાછો બેસી જાઉં. હું 'વ્યવસ્થિત'ને જોઉં કે 'વ્યવસ્થિત' કઈ બાજુ જઈ રહ્યું છે, એવિડન્સ બધા. 'ના ગમતું' તો આપણી ડીક્શનરીમાં ના હોવું જોઈએ. તેય ના ગમતું તે ફક્ત શેના માટે ? બ્રાંડી છે, સીગરેટ છે એવી અમુક અમુક વસ્તુઓ, વિકારી સ્વભાવ જે મનુષ્યપણાને બેભાનપણું બનાવે એવી ચીજો ના હોવી જોઈએ. મનુષ્યપણામાંથી ઊતારી પાડે એવું ના હોવું જોઈએ. માનવતા ખલાસ કરી નાખે એ ચીજ ના ગમવી જોઈએ આપણને. મનુષ્યમાં જે ખપતું નથી, તે ના હોવું જોઈએ. આ તો તમારી પાસે છે જ નહીં પછી શા હારુ 'ના ગમતું' રાખો છો ?

તમે તો રાત-દહાડો જુઓ છો, પણ અમે સહેજેય અણગમો કશો બતાવ્યો કશામાં ? તે તમને કેમ લાગે છે કે મને ગમતું નથી ? એવું બોલો છો ? મને તો એવું કોઈ બોલે તો બહુ ચીતરી ચઢે. તે એવું બોલતો હશે કોઈ માણસ ? જો દવા પીવાની ના ગમે, સંડાસ જવાનું ના ગમે. કોઈને ગમતું હશે આ બધું ? પણ કરવું જ પડે એ

તો. અને એ તો ગમે છે એમ કરીને કરવું પડે.

**પ્રશ્નકર્તા :** 'ગમે છે' એમ કરીને કરવું પડે ?

**દાદાશ્રી :** ત્યારે શું કરે તે ? 'નથી ગમતું' કહે તો બીક લાગે. હંમેશાં જે ચીજ ના ગમે એનો ભય લાગે. ભય પેસી જાય. પોલીસવાળો ના ગમતો હોય તો પોલીસવાળો દેખે ને ભય લાગે. 'ગમે છે' કહીએ તો ભય ના લાગે. પોલીસવાળો 'ના ગમતો' હોય તો ભય લાગે છે એવું તમે જાણો છો ? નહીં જાણતા હો ?

**પ્રશ્નકર્તા :** જાણું છું. અને 'ગમે છે' એવું કહીએ તો ?

**દાદાશ્રી :** તો ભય ના લાગે. બસ, આ જ છે. જગતમાં કોઈ ચીજ 'નથી ગમતી' એ તો બોલવું જ નહીં.

## જીવનની જરૂરિયાત...

મનુષ્યમાં આવશ્યક વસ્તુની જરૂર. અનાવશ્યક કેટલું હશે ? અનાવશ્યક ક્યાં જઈને પહોંચે ?

**પ્રશ્નકર્તા :** ઘણું બધું.

**દાદાશ્રી :** આ બધો ટાઈમ અનાવશ્યક માટે છે. આવશ્યક તો 'ફ્રી ઑફ કૉસ્ટ' હોય છે. આ ટાઈમ જ બધો અનાવશ્યક ખાઈ જાય છે. જેના માટે મેઈન્ટનન્સ કરવું પડે છે, આમ કંઈ કરવું પડે છે, એ બધું અનાવશ્યક. શું શું આવશ્યક છે ?

**પ્રશ્નકર્તા :** ખાવું-પીવું, કપડાં, દવા, પાણી વિગેરે.

**દાદાશ્રી :** હવા પાણી તો ફ્રી આપે છે કુદરત. આ દુનિયામાં સૌથી મોંઘામાં મોંઘી ચીજ હોય તો હવા. જે પાંચ મિનિટ ના હોય તો માણસ ખલાસ થઈ જાય અને એ 'ફ્રી ઑફ કૉસ્ટ' કુદરતે આપ્યું છે. અને એ તો બધે, 'એની પ્લેસ' (ગમે તે જગ્યાએ), ગમે ત્યાં જાવ તો મળે એ ! કુદરતે કેટલી સેફસાઈડ (સલામતી) કરી આપી છે ! તું સંડાસમાં જઉં, ગમે ત્યાં જઉં તોય એ મળે. કેટલી સેફસાઈડ કરી

આપી છે ! અને બીજું પાણી. તેય 'ફ્રી ઑફ કૉસ્ટ' આપ્યું છે. પાણી માટે બહુ ત્યારે અમુક જગ્યાએ જોઈએ ને પાછું વગર મહેનતે જ જોઈએ, એવું હોય તો પૈસા આપજે. તો તને તારે ત્યાં પાણી મળશે. પછી 'ફૂડ' (અન્ન) પણ સસ્તું. ચોથું આવશ્યક છે સૂઈ રહેવાનું. જરાક ઠંડક જોઈએ. નાનું છાપરું જોઈએ, ઘાસનું કે ગમે ત્યાં. અને એકાદ પાથરવાની જરાક ચટ્ટાઈ અને એકાદ ઓઢવાનું જોઈએ. બસ, આટલું જ. બીજું શું જોઈએ ? કપડાં બે જોઈએ. તેમાં કેટલાં તોફાન કાઢ્યાં !

પહેલાં તો માથામાં તેલ નાખવાનું જ ન હતું. માથામાં તો વેરાન જ કરી નાખતા. અહીંથી મૂંડાવી દેતા. હૂડ હૂડ સીધું ! લે, કલઈ કરી નાખ એની ! કલઈ કર્યા જેવું જ દેખાય !!

## 'ના ગમતા'થી ભય !

'નથી ગમતું' એવું બોલ્યા કે સાયકોલોજીકલ ઈફેક્ટ પડે છે. કારણ કે આત્માનો સ્વભાવ કેવો છે ? જેવું બોલે એવો થઈ જાય. જેવું ચિંતવે તેવો થઈ જાય. એટલે અમને 'ગમે છે' એવું કહે તો એવું થઈ જાય.

તમને એવું ભૂત પેસી ગયેલું કે 'આ નથી ગમતું, આ નથી ગમતું'. હા, તે અજ્ઞાનદશામાં તો બધા એવું કરે જ. પણ આ જ્ઞાનદશામાં ના હોવું જોઈએ. નહીં તો જેવું ચિંતવે એવો થઈ જાય એવું જાણતો થયો ને તમે જાણી જોઈને આવું કરો છો બધું. પેલો જાણતો જ નથી બિચારો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પછી જાણીને કરે.

**દાદાશ્રી :** જ્ઞાન પછી જાણતો થયો કે જેવું ચિંતવે એવો થઈ જાય આત્મા. એટલે અમને તાવ ચઢ્યો હોય, તો કોઈ કહે, 'તાવ ચઢ્યો છે ?' ત્યારે હું કહું કે 'ના, કશુંય નથી થયું.' બહુ કહે ત્યારે કહું કે 'અંબાલાલભાઈને તાવ ચઢ્યો છે. મને ચઢ્યો છે એવું હું ના બોલું.' તમારે બહુ ત્યારે બોલવું જ હોય તો 'મનને નથી ગમતું' એવું

બોલવું, 'મને નથી ગમતું' એવું ના બોલાય. તમે તો એવું સીધું બોલો છો કે 'મને નથી ગમતું !' પછી જો ડીપ્રેશન આવે ને ! ભય લાગે !

એક માણસ તો મને કહે છે, 'આ ભાઈએ મને સાક્ષીમાં મૂક્યો છે. સમન્સ આવ્યો છે.' મેં કહ્યું, 'મને શું કરવા કહેવા આવ્યો ? એમાં વાંધો શો ? વકીલ તો એણે કરેલો છે. એ વકીલ કહે એ તારે કરવાનું.' ત્યારે એ કહે, 'પણ મને તો ન્યાયમંદિરમાં પગ મૂકતાં જ ભય લાગે છે.' મેં એને કહ્યું, 'અલ્યા, ન્યાયમંદિર તો મોટું બિલ્ડીંગ છે. એમાં કંઈ પડી જવાય એવું નથી કે એવું તેવું તો છે નહિ, કે એ લોકોએ કૂતરા રાખ્યા છે મોટા મોટા ? ત્યાં શાની બીક લાગે ? અને એ તો મંદિર છે. શાથી બીક લાગતી હશે ?'

**પ્રશ્નકર્તા :** ભય પેસી ગયેલો.

**દાદાશ્રી :** 'નથી ગમતું, નથી ગમતું' કહ્યું, તેથી આ ભય પેસી જાય તો પછી ન્યાયમંદિર ના જાય. એટલે 'બહુ સરસ, બહુ સરસ' કહીને મહીં પેસીને બેસીએ નિરાંતે.

## સ્મશાન કોને ગમે ?

**દાદાશ્રી :** કોઈના સ્મશાનમાં ગયેલા નહીં ?

**પ્રશ્નકર્તા :** એક જ વાર ગયેલો.

**દાદાશ્રી :** તો તને નથી ગમતું ?

**પ્રશ્નકર્તા :** ત્યાં ના ગમતું એવું ના લાગે.

**દાદાશ્રી :** એટલે ત્યાં ગમે ?

**પ્રશ્નકર્તા :** આવું ઊભું ના થાય કે નથી ગમતું.

**દાદાશ્રી :** એટલે તારે મન તો ગમ્યું ને ?

**પ્રશ્નકર્તા :** એમાં કશો વાંધો ના હોય.

**દાદાશ્રી :** ઓત્તારીની ! લે !! કેવા માણસ છો તે ? શેના આધારે ચાલો છો ? તમારી જાતની કંઈ કિંમત જ નથી ? 'નો વેલ્યુ ઑફ સેલ્ફ' ? એક ભૂંગળું બોલે તેના આધારે ચાલ્યા કરો છો ? ભૂંગળું શું બોલે ? ત્યાં કશો વાંધો નહીં. એટલે ત્યાં ચાલ્યા.

**પ્રશ્નકર્તા :** એવું જ થાય છે.

**દાદાશ્રી :** તમને કેમ ગમે છે, મને તો એ જ સમજાતું નથી. જ્ઞાની પુરુષને જોયા પછી એમનું રોજનું ચારિત્ર જોવામાં આવે કે આમને 'ના ગમતું' કશું નથી. અને આપણે એવા કેવા મૂરખ !

## વ્યવસ્થિતમાં જે હો તે મંજૂર !

અમે લોકોને કહીએ કે એય સાડા આઠે આવજો, પોણા સાતે નહીં. તો અમારી ચા સાડા આઠ પછી થાય. અમારા ઊઠ્યા પછી ચા થાય અને તમારો કેસ તો બધો બફાઈ જાય બધો. તેથી અમારે 'ના ગમતું' કશું નથી. ના ગમતું હોય તોય ઊઠીએ છીએ. 'વ્યવસ્થિત' એટલે 'વ્યવસ્થિત'. બધું જ ગમે. 'વ્યવસ્થિત'માં જે હો તે અમને મંજૂર છે. એ તો દાદાથી સાત વર્ષ બીજા દેશમાં રહેવાનું હોય તોય મંજૂર છે અને દાદાની પાસે વીસ વર્ષ રહેવાનું હોય તોય મંજૂર છે. 'વ્યવસ્થિત'માં હોય એ મંજૂર છે.

**પ્રશ્નકર્તા :** દાદાથી જુદા રહેવાનું હોય તો તે મંજૂર છે એવું કહેવાનું ?

**દાદાશ્રી :** હા, અને એમની સાથે વીસ વર્ષ રહેવાનું હો તોય તે મંજૂર છે. નહીં તો 'વ્યવસ્થિત' એવું જ કરવાનું છે. રડાવી રડાવીને કરશે, એના કરતાં હસી હસીને કરો ને !

**પ્રશ્નકર્તા :** જુદા રહેવાનું ના જ ગમે તે.

**દાદાશ્રી :** તમને 'નથી ગમતું' એ આવે જ નહીં બનતા સુધી. પણ એ હિંમત તો રાખો. નહીં તો પેલાં ચઢી બેસશે. ઢીલાને સહુ

કોઈ માર મારે. ભૂત કોને પેસી જાય ? પેલા કહે, 'જો સીધાં જ ચાલ્યા જાવ, હંઅ. પાછળ જોશો તો ચોંટી જાય પછી ભૂત.' તોય એ પાછા ધીમે રહીને જુએ. એટલે ચોંટી પડે. જોવાનું જ નહીં પાછળ. આ સત્સંગમાં આપણે વાતો કરીએ પણ પછી પેલો મોહ તને પાછો ચઢી જાય છે ખરો ? નીચે ઊતરે કે પાછો મોહ ચઢી જાય છે ?

**પ્રશ્નકર્તા :** ચઢી જાય છે.

**દાદાશ્રી :** પાછું તને સત્સંગથી સમજાય ખરું કે આ બધું સાવ ખોટું છે ?

**પ્રશ્નકર્તા :** ખોટું છે એવું સમજાય પણ પાછો મોહ ચઢી જાય છે.

**દાદાશ્રી :** આ બધાના જેવું થવું છે કે દાદાજી જેવા થવું છે ?

**પ્રશ્નકર્તા :** દાદા જેવા થવું છે.

**દાદાશ્રી :** એવું હોય તો એ રસ્તો પકડવો જોઈએ ને ?

## ખોટાને કાઢવાની દૃષ્ટિ...

**પ્રશ્નકર્તા :** અમારે બધું જ ખોટું નીકળ્યું, ને હવે બધું કાઢવાનું બહુ છે.

**દાદાશ્રી :** કશું કાઢવાનું ના હોય, બળ્યું. ખોટું જાણવાનું હોય. ખોટાને ખોટું જાણી અને અનુભવો કે ખરેખર આ ખોટું છે. આટલું કરો એનું નામ કાઢ્યું કહેવાય. નહીં તો કાઢવાનું કહેશો તો પાછો નવો રોગ ઊભો થશે. 'કાઢો' તો આત્મા ક્યાં ઊભો રહેશે ને આ કાઢવાનું ક્યાં ઊભું રહેશે ? આત્મા રહી ગયો. પાછું હવે કાઢવાનું છે કહેશે, તો ગાડી પાછી ક્યાંયે ચાલી ! પહેલાં રાજધાની હતી, તેને બદલે લોકલ હેંડી. બીજું શું ત્યારે ? કાઢવાનું કશું હોય નહીં. આ અમે કહીએ છીએ એ જાણો, ઓળખો, પ્રતીતિ કરો અને પછી અનુભવ કરો એટલે નીકળી ગયું બધુંય. નહીં નીકળ્યું હોય તો પછી નીકળી

જશે. ડૉક્ટર દર્દીને પચ્ચીસ જુલાબ આપતો હશે કંઈ ? એક જ જુલાબ આપે એટલે ચોખ્ખું થઈ જાય. પછી દવા ચાલુ કરી દે.

## મનની ચીતરેલી 'લૉ બુક' !

ભૂલ તને એકુય દેખાઈ ? આ કાઢી તોય દેખાઈ ?

**પ્રશ્નકર્તા :** દેખાય પણ એટલું બધું ક્લીયર નથી થતું.

**દાદાશ્રી :** હા, ક્લીયર (સ્પષ્ટ) થવા દે ને ! ઊતાવળ શું છે આપણને ? હજુ તો '૮૩ની સાલ છે. ૨૦૦૫ ને તો હજુ બહુ વાર છે.

**પ્રશ્નકર્તા :** ના, એવું હોય ? હવે પોષાય નહીં એવું.

**દાદાશ્રી :** એક બાજુ પોષાય નહીં ને બીજી બાજુ આવું બોલો છો. હવે મનને 'ના ગમતું' ફેરવી નાખો.

**પ્રશ્નકર્તા :** પણ આનાથી શું નુકસાન થાય છે એ બરોબર સમજાતું નથી.

**દાદાશ્રી :** ત્યારે રહેવા દો આપણે. નુકસાન થયા પછી કરવાનું.

**પ્રશ્નકર્તા :** ના, એવું નહીં. આ મનનું કહ્યું મનાય નહીં. બીજી આ બધી જે ભૂલો બતાવો છો, પોતાની 'લૉ બુક'ની, એ બધું સમજાતું નથી.

**દાદાશ્રી :** એ તો મનના કહેવા ઉપરથી તમે બધા લૉ બુક વાપરો છો. એમાં ને એમાં જ, એટલા જ સર્કલમાં. કંઈ સવારમાં સત્સંગ માટે આવવામાં તમે મોડા થાવ છો કે એવી તેવી કશી ભૂલ નથી. અહીં આવવામાં ભૂલ થાય તો અમે કહીએ નહીં, કે તમે રેગ્યુલર થઈ જાવ. ફલાણું આમ થઈ ગયું એવું કશું છે નહીં. આ તો તમારી એ જ ભૂલો ને તમે એના એ જ ગોટાળા કરો. મનના કહેવા પ્રમાણેની લૉ બુક તમે વાપરો છો. એનું ઉપરાણું લે લે કરો છો. એનું ઉપરાણું લો છો ત્યારે શું થાય એનું ? તમે શું કરશો હવે ? તમે હઉ ઉપરાણું લેશો ? આ તો એની એ જ ભૂલો. બીજી કંઈ નવી

જાતની ભૂલો છે દુનિયામાં ? કંઈ સવારમાં મોડા આવો છો કે તમે આમ કરો છો કે બીજા કોઈને ગાળો ભાંડી આવ્યા ? અને તેય બહાર કરતા હશો પાછા. દાદાગીરી તો કરતા જ હશો, તો જ લોકોની બૂમો આવે ને ?

**પ્રશ્નકર્તા :** પહેલાં જેવું નહિ.

**દાદાશ્રી :** એ ખોટું હોય તો તરત ખબર પડશે ને ? પડઘો પડે કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** પડે ને.

**દાદાશ્રી :** બીજે બધે નથી ખોટું કશું. ખોટું આ એકલું જ છે. આ મનનું તમે માનો છો એ એટલામાં જ છે. નાનામાં નાની બાબત, પણ તમારા માટે આવડો મોટો નિબંધ લખવો પડે છે. બીજાને તો એક જ વસ્તુ કહી દીધી કે 'ભઈ, આ કાઢી નાખજે.' ત્યારે એ કહે કે 'હા, કાઢી નાખીશ.' એટલે પછી ચર્ચા જ ના હોયને એની. તમે તો આડા એટલે કહેશો, 'પણ ગમતું નથી તેનું શું કરીએ ? પણ ગમતું નથી ને ? આવું ને આવું ગા ગા કરે એટલે પછી શું ખબર પડે ? ગમતું એટલે તો ગમાડનાર કોણ ? કોને ગમતું નથી ? એ તપાસ કરોને થોડીવાર. એક મન જેવી જે ન્યૂટ્રલ વસ્તુ એ ગમાડનાર તમને ? અને તેનો તમે આધાર લો છો ? 'મન કા ચલતા તન ચલે' અને એનીય 'લૉ બુક' તમારી !' બીજું શું દુનિયામાં ખોટું છે તમારું ? તમે નથી ખાવા-પીવામાં ખરાબ કે નથી બીજી કોઈ વસ્તુ ખરાબ. બધું સારું છે પણ આટલા હારુ જ ધૂળધાણી કરો છો ! તે પછી ધૂળધાણી થઈ જાય. એટલે તમારી પ્રગતિ અટકી છે.

## એનો ભરોસો શો ?

આ દાદા કહે છે કે અમને ગમતું, ના ગમતું છે નહિ ને આપણે વળી ના ગમતા, ગમતાવાળા ક્યાંથી આવ્યા ? કઈ જાતના માણસો ? દુનિયાના બાદશાહ ?(!) મન તારું ઉપરી છે ? ક્યારથી ઉપરી છે ?

**પ્રશ્નકર્તા :** પહેલેથી જ બધું એવું. મનનું જ બધું ધારેલું કરવાનું.

**દાદાશ્રી :** જુઓ ને, ચારસો વર્ષ ઉપર કબીરે કહ્યું, કેવો એ ડાહ્યો માણસ ! કહે છે, 'મન કા ચલતા તન ચલે, તાકા સર્વસ્વ જાય.' ડાહ્યો નહીં કબીરો ?

**પ્રશ્નકર્તા :** ડાહ્યો કહેવાય.

**દાદાશ્રી :** અને આ તો મનના કહ્યા પ્રમાણે ચાલ્યા કરે. મન કહે કે 'આને પૈણો' તો પૈણી જવું ?

**પ્રશ્નકર્તા :** ના, એવું ના થાય.

**દાદાશ્રી :** તે હજુ તો બોલશે. એવું બોલશે તે ઘડીએ શું કરશો તમે ? બ્રહ્મચર્ય વ્રત પાળવું હોય તો સ્ટ્રોંગ રહેવું પડે. મન તો એવુંય બોલે અને તમને હઉ બોલાવશે. તેથી હું કહેતો હતો ને કે કાલે સવારે તમે નાસી હઉ જશો. એનું શું કારણ ? મનના કહ્યા પ્રમાણે ચાલનારાનો ભરોસો જ શું ? મનના કહેવાથી ચાલે તેનો ભરોસો શો ? કારણ કે તમારું પોતાનું જ ચલણ નથી. ત્યારે પોતાના ચલણવાળો એવું ના કરે.

આ કહે છે કે 'સ્મશાનમાં જાઉં છું તેનો મને કશો વાંધો નથી આવતો.' તેથી હું તમને કહેતો હતો કે મહીં મન કહેશે, 'હજુ તો આ છોડી સરસ છે ને હવે વાંધો નથી. આ દાદાજીનું આત્મજ્ઞાન મળી ગયું આપણને. હવે કશું રહ્યું નથી. પેલાએ શાદી કરી છે, હવે ખાસ પુરાવામાં કંઈ ખૂટતું નથી. ચાલો ને, આ હવે આમાં ક્યાં ભૂલ થઈ ગઈ પાછી ? પાછો ફાધરનો આશીર્વાદ વરસશે.' એવું બધું મહીં કહેશે. અને જો તું ભૂલો પડીશ તો તે ફજેતો કરશે. અમે તો તમને કહીએ કે નાસી જશો. ત્યારે તું કહે, 'નાસીને અમે ક્યાં જઈએ ?' પણ શેના આધારે નાસ્યા વગર નહીં રહો તમે ? કારણ કે મનના કહ્યા પ્રમાણે તમે ચાલો છો.

**પ્રશ્નકર્તા :** હવે અમે અહીંથી ક્યાંય નાસી ના જઈએ.

**દાદાશ્રી :** અરે, પણ મનના કહ્યા પ્રમાણે ચાલનારો માણસ અહીંથી ના જાય એ કઈ ગેરન્ટીના આધારે ? અરે, લો, હું તને બે દહાડા જરા પાણી હલાવું, અરે, છબછબિયાં કરું ને, તો પરમ દહાડે જ તું જતો રહે. એ તો તને ખબર જ નથી. તમારા મનનાં શું ઠેકાણાં ? બિલકુલ ઠેકાણા વગરનાં મન. પોતાના સેન્ટરમાં જ ઊભું રહ્યું નથી. મનના કહ્યા પ્રમાણે તો ચાલો છો હજુ. આ 'નથી નાસી જવું, નથી નાસી જવું', એ કહેવા પૂરતું જ. પણ હજુ તો શુંય કરશો ? એ તો કોણ સ્ટ્રોંગ માણસ કહેવાય કે જે કોઈનુંય માને નહીં. મનનું કે બુદ્ધિનું કે અહંકારનું કે કોઈ ભગવાન આવે તેનુંય ના માને. તમારું તે શું ગજું ? આ તમને તો મન કહે છે કે, 'સ્મશાનમાં જાઉં તો મન વાંધો નથી ઊઠાવતું અને મન વાંધો ઊઠાવે કે ત્યાં નહીં જવાનું તો ના જાય !

**પ્રશ્નકર્તા :** પોતે જે અહીંયા દાદા પાસે આવીને જે નિશ્ચય કર્યો છે, એ બાબતમાં મનનું કોઈ દિવસ સાંભળ્યું નથી.

**દાદાશ્રી :** એમ ? સવળું મન બોલે ખરું ?

**પ્રશ્નકર્તા :** હા, સવળું બોલે છે.

**દાદાશ્રી :** અવળું બોલ્યું નથી એટલે. થોડું ઘણું અવળું બોલે તેને તમે ગાંઠો નહિ પણ સાત દહાડા સુધી તમને છોડે નહિ અને એ પાછું મહીં કહેશે, 'આ જ્ઞાન બધું મળી ગયું છે, હવે વાંધો નથી. લોકોમાં આપણી વેલ્યુ બહુ ખૂબ છે. આમ છે, તેમ છે.' બધું સમજાવી કરી ચલાવે આપણને !

**પ્રશ્નકર્તા :** એવું ના થાય હવે.

**દાદાશ્રી :** તેથી અમે આ તમને પાછળ બહુ નુકસાન ના થાય એટલા હારુ તમને ચેતવીને કહીએ કે આમાં 'મન કા ચલતા' છોડી દો છાનામાનાં, તમારા સ્વતંત્ર નિશ્ચયથી જીવો. મનની જરૂર હોય તો આપણે લેવું અને જરૂર ના હોય તો થયું, બાજુએ રાખો એને. પણ

આ મન તો પંદર-પંદર દહાડા સુધી ફેરવીને પછી પૈણાવે. મોટા મોટા સંતોય ભડકી ગયેલા, તો તમારું તો શું ગજું ? જોડા પહેરતાં તો આવડતું નથી તમને !

## ચિંતવે તેવો થાય !

**પ્રશ્નકર્તા :** આપે વાત કરેલી કે અત્યારના અભિપ્રાય સાથે જો મન સહમત થતું હોય તો એ પ્રમાણે કરવું, અને મન સહમત ના થાય તો મનના કહ્યાનું ના કરવું.

**દાદાશ્રી :** એટલું જ કહીએ છીએ ને ત્યારે !

**પ્રશ્નકર્તા :** પછી આપ પૂછો કે આ તમને ગમે છે ? તો મનને ના ગમતું હોય, એ નથી ગમતું એમ તો કહેવું જ પડે ને ? પછી એ કરું છું તો ખરો.

**દાદાશ્રી :** નથી ગમતું એમ કહેવાતું હશે ? એ મનને નથી ગમતું, તને શું વાંધો છે ? મનને ના ગમતું હોય તેમાં તને શું લેવાદેવા ? 'મને ગમે છે' કહીએ. 'નથી ગમતું' કહે તો આત્મા તેવો થઈ જાય. તને કેટલાય વખત કહ્યું કે જેવો ચિંતવે તેવો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** મને સહેજેય ગમે નહીં છતાં જતો હતો અને સિન્સીયરલી કામ કરતો હતો હું.

**દાદાશ્રી :** હા, તે કોણ ના પાડે છે તમને ? સિન્સીયરલી કરે તો એડજસ્ટ થાય.

**પ્રશ્નકર્તા :** પણ મનના કહ્યા પ્રમાણે જ ચાલે છે એવું મારું નથી, કમ્પલીટ બદલાઈ ગયો છું.

**દાદાશ્રી :** હા, તોય તું એમ કહેતો હતો ને કે મને નથી ગમતું છતાં કરું છું.

**પ્રશ્નકર્તા :** એટલે મનને ગમે નહિ, એટલે હું કહું કે 'લૉ બુક'

આ બતાવે છે, એટલે આમ નહિ, આમ કરવાનું છે. પાછલો અભિપ્રાય આવું બતાવે છે, કે આપણે આ પ્રમાણે નથી કરવાનું ને આ પ્રમાણે કરવાનું છે.

**દાદાશ્રી :** એ છો ને બતાવે. પણ તું એમ કહેતો હતો કે 'મને નથી ગમતું' તોય આ કરવા જવું પડે છે. 'મને નથી ગમતું' એ બોલવું એ કેટલો ભયંકર ગુનો છે ! ને આ સાયકોલોજીકલ ઈફેક્ટ શું થાય ? આત્મા તેવો થઈ જાય. ના ગમતું હોય તો સૂઈ રહે ને છાનોમાનો ! ખાવું હોય તો ખા, નહિ તો પડી રહે. આપણે 'એનું' ઉપરાણું લઈને શું કામ છે ? આ તો તું એવું બોલ્યો કે મને ગમતું નથી છતાં 'હું સિન્સિયરલી કરું છું.' ત્યાં આ આજ્ઞા છે એટલે તેમાં 'મને ગમતું નથી' એની આત્મા પર શું અસર થઈ તને ખબર છે ? ડાઘ પડી ગયો. હવે આ ડાઘ કાઢતાં કેટલો ટાઈમ લાગશે ? ઠેર ઠેર ડાઘ કાઢતાં પાછો કેટલો ટાઈમ લાગશે ? ઠેર ઠેર ડાઘ પાડી મેલોને તે શું થાય ? એટલે આ જેવું ચિંતવે એવો આત્મા થઈ જાય.

બિલકુલ મનને ના ગમતું હોય, સો ટકા ના ગમતું હોય, તોય આપણે કહીએ, 'મને ગમે છે' એટલે એવો જ આત્મા થઈ જાય. હવે તું ફેરફાર કરી નાખીશ ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ક્યારે ?

**પ્રશ્નકર્તા :** પ્રયત્નો ચાલુ કરી દઈશ. ગોઠવણી કરી દઈશ.

## આજના પ્લાનીંગને અનુસરો...

**દાદાશ્રી :** તને ના ગમ્યું ? ગમ્યું ને ?

**પ્રશ્નકર્તા :** ગમ્યું ને.

**દાદાશ્રી :** શું ગમ્યું ?

**પ્રશ્નકર્તા :** આ મનના કહ્યા પ્રમાણે નહિ કરવાનું.

**દાદાશ્રી :** મન દરેકની પાસે હોય છે, ગાય, ભેંસ, બધાંની પાસે હોય છે. ગાય-ભેંસોમાં લિમિટેડ મન હોય છે ને આપણું અન્‌લિમિટેડ મન. કૂતરાં, બકરાં, બધાનું લિમિટેડ માઈન્ડ હોય એને 'મિકેનિકલ માઈન્ડ' કહેવાય અને આપણું આખું મિકેનિકલ માઈન્ડ છે. પણ માઈન્ડ પ્રમાણે આપણે જો ચાલીએ, તો આપણેય મિકેનિકલ કહેવાઈએ. ભેંસ, જાનવર જ કહેવાઈએ. અને પોતાના કહ્યા પ્રમાણે ચાલીએ તો મનુષ્ય કહેવાઈએ. પોતાના ધ્યેય પ્રમાણે ચાલે તો મનુષ્ય કહેવાય અને મનના કહ્યા પ્રમાણે ચાલે તો મિકેનિકલ કહેવાય.

આપણા ધ્યેય પ્રમાણે જ આપણો નિશ્ચય છે. આજના નિશ્ચય પ્રમાણે જ આપણે કરવાનું. આપણું આજનું પ્લાનીંગ છે તે પ્રમાણે કરવાનું, મનના પ્લાનીંગ પ્રમાણે નહિ. નહીં તો એ થાય નહિ. આ બ્રહ્મચર્ય પળાય નહિ અને અહીં પણ રહેવાય નહિ. દાદા પાસેય ટકાય નહિ.

એટલે મનનું સંભળાતું હશે ? જરૂરિયાત પૂરતું સાંભળે, પછી બીજું પોતાનું ધાર્યું જ કરે. એ જ કહેવા માગું છું કે, અમારો સિદ્ધાંત છે. તારે માનવું હોય તો માન. ના માનવું હોય તો અમારે કંઈ જરૂર નથી કોઈ. અમે 'વીટો' વાપરીશું.

'સાહેબ જોડે ડબલ ઝઘડો કરી દઈશ' એમ મન દેખાડે છે. પછી મન કરાવડાવે છે. આ મન કા ચલતા તન ચલે, તાકા સર્વસ્વ જાય.

## ધ્યેયનો જ નિશ્ચય !

બ્રહ્મચારી થવાનો તારો નિશ્ચય છે આ તો ! પણ આ તો મનના કહેવા પ્રમાણે તું બધું કરે છે. એટલે તારું બધું છે જ ક્યાં ? એ તો 'મને' કહ્યું હતું, એ પ્રમાણે આ પૈણવામાં મઝા નથી. તે આવું બધું 'મને' તને કહ્યું હતું ને તે એક્સેપ્ટ કર્યું હતું.

**પ્રશ્નકર્તા :** હવે નિશ્ચય થયો ને પણ ?

**દાદાશ્રી :** હવે નિશ્ચય તારો. જો એને તું નક્કી કરે કે હવે આ

મારો નિશ્ચય. પછી મનને કહી દઈએ કે 'હવે જો આડું તું કરશે તો તારી વાત તું જાણું.' હવે તો આપણા સિદ્ધાંત તરીકે સ્વીકારી દે, એટલે આપણો જ એ નિશ્ચય.

**પ્રશ્નકર્તા :** સિદ્ધાંત તરીકે સ્વીકાર્યા પછી 'આપણો', નહીં તો 'મનનો' ?

**દાદાશ્રી :** તો બીજા કોનો ? કંઈ એનો છે ? પણ અત્યારે 'આપણું' ક્યાં છે અહીં આ મિલકતમાં ? જે આપણી મિલકત હતી, તે દબાવી પાડી છે ને તેય આપણી ઓરડીમાં રહે છે. તેય ચોરી કરે છે પાછો ઉપરથી ?

કો'કના ઘર ઉપરથી નળિયાનો ટુકડો પડે ને વાગે તોય કશું ના બોલે. કારણ કે ત્યાં મન કહે છે કે 'કોને કહીશું આપણે ?' એ તો એનું મન શીખવાડે છે એ પ્રમાણે એ બોલે છે. આપણે અત્યારે સિદ્ધાંત છે એ પ્રમાણે મન ચાલવું જોઈએ. મનનું કહ્યું ના માનવું.

અમે આખા દહાડામાં કેટલું મનનું માનતા હોઈશું ? તમને આમ સમજણ તો આવી ગઈ હશે ?

**પ્રશ્નકર્તા :** સમજાય છે.

**દાદાશ્રી :** અમે મનનું કહેલું કેટલું કરતાં હોઈશું ?

**પ્રશ્નકર્તા :** જરાય નહિ.

**દાદાશ્રી :** તો એવી શૂરવીરતા ના આવે ?

**પ્રશ્નકર્તા :** આવશે જ. દરેક વખતે આ મનના કહેવા પ્રમાણે નથી ચાલવાનું, એવું હાજર રહેવું જોઈએ ને ?

**દાદાશ્રી :** એ એની મેળે રહેશે જ હાજર. કેમ ના રહે હાજર ? ક્યાં જવાનું છે ? એક-બે વખત, થોડા વખત પછી આપણે પ્રતિક્રમણ કરી લઈએ. એટલે બે-ચાર-પાંચ વખતમાં કંટ્રોલમાં આવી જ જાય ને ! તેથી તો આ નવ કલમો બોલીએ આપણે. એ શક્તિ

આવે પછી તમે બોલો ને એ જ ? નવ કલમો રોજ બોલવી.

## સામાયિકમાં ચલણ, મનનું !

**પ્રશ્નકર્તા :** સામાયિકમાં બેસવું ના ગમે. ગુલ્લી મારવાનું મન થઈ જાય.

**દાદાશ્રી :** મન બૂમો પાડે પણ તારે શી લેવાદેવા ? તારા સિદ્ધાંતની વિરુદ્ધ ચાલે છે ? ચાલે છે, તો ચલણ એનું છે હજુય. એ ના કહે તો આપણે શું ? એ તો સામાયિક જ ના કરવા દે.

**પ્રશ્નકર્તા :** પહેલાં શરૂઆતમાં હું બે-એક વર્ષ રેગ્યુલર સામાયિક કરતો હતો. એ મને ગમતું હતું ત્યારે.

**દાદાશ્રી :** તે તું ગમતું, ના ગમતું એ જ માર્ગે છે ને ! પાછો કહે છે, મને ગમતું હતું. મનનું માને એ માણસ જ ના કહેવાય. એ મશીનરી ન કહેવાય તો બીજું શું કહેવાય ? પોતાનું ચલણ નહીં ને કશું ? પોતાનું ચલણ ના હોય ? તમે પુરુષ થયા ને ?

**પ્રશ્નકર્તા :** પોતાનું જ હોવું જોઈએ.

**દાદાશ્રી :** સત્સંગમાં આવવાનું મન ના પાડે તો શું કરે ? ત્યાં મનનું માનો છો ?

**પ્રશ્નકર્તા :** મનનું ના માનું.

**દાદાશ્રી :** એવું માનો તો પછી રખડી મર્યા ને ! રહ્યું શું તે ? જાનવરોય એનું માને, તમેય એનું માનો. ઘણી ખરી વખત મનના વિરુદ્ધ કરો છો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ઘણી વખત.

**દાદાશ્રી :** સારું. મનના ચલાવ્યે ચાલે એ તો મિકેનિકલ કહેવાય. પેટ્રોલ મહીં પૂરીએ એટલે મશીન ચાલ્યા કરે. તનેય એવું થાય છે ? તો તો આપણે ના પૈણવું હોય તોય પૈણાવડાવે.

**પ્રશ્નકર્તા :** એમાં એવું ના થાય.

**દાદાશ્રી :** કેવા માણસ છો તે ? આપણી ઈચ્છા પ્રમાણે ના ચાલવા દે. તો પછી તારું ચલણ જ નથી.

**પ્રશ્નકર્તા :** સામાયિક કરવાની ઈચ્છા એટલી સ્ટ્રોંગ નહિ.

**દાદાશ્રી :** ઓહો ! તો તો આ બધો ધર્મ કરવાની ઈચ્છા જ નથી. આમાં સ્ટ્રોંગ નહિ ને પાછો.

સામાયિક એટલે અડતાલીસ મિનિટની વસ્તુ છે. અડતાલીસ મિનિટ ઠેકાણે બેસે નહીં તો આ બ્રહ્મચર્ય કેમ કરીને પળાય ? એના કરતાં છાનોમાનો પૈણી જાય તો સારું.

આ બ્રહ્મચર્ય પાળે છે તે બ્રહ્મચર્ય એટલે પોતાનું નિશ્ચયબળ. કોઈ ડગાવે નહીં એવું. કો'કના કહ્યાથી ચાલે એ બ્રહ્મચર્ય શી રીતે પાળે ?

## ગાડું કઈ દિશામાં ?

બ્રહ્મચર્યવાળો તો કેવો હોય માણસ ? હેય, સ્ટ્રોંગ પુરુષ ! ઊંચા મનોબળવાળો ! એ આવા તે હોતા હશે ? તેથી તો હું વારે ઘડીએ કહું છું કે 'તમે જતા રહેશો, પૈણશો.' ત્યારે તમે કહો છો કે એવા આશીર્વાદ તમે ના આપશો. મેં કહ્યું, 'હું આશીર્વાદ નથી આપતો. તમારો વેષ દેખાડું છું આ ! અત્યારથી જો ચેતો નહીં ને પોતાના હાથમાં લગામ લીધી નહિ તો ખલાસ ! ક્યાં ગાડું લઈ જાવ છો ?' ત્યારે કહે, 'બળદ જ્યાં લઈ જાય ત્યાં ! બળદ જે દિશામાં જાય એ દિશામાં ગાડું જવા દે કોઈ ? બળદ આમ જતા હોય તો મારી-ઠોકીને, ગમે તેમ કરીને, આમ લઈ લે. પોતાના ધારેલા રસ્તે જ લઈ જાય ને ?

**પ્રશ્નકર્તા :** ધારેલા રસ્તે લઈ જાય.

**દાદાશ્રી :** ને તમે તો બળદના ચલાવ્યા ગાડાં ચલાવો છો. 'એ આ બાજુ જાય છે તો હું શું કરું' કહે છે. તો એના કરતાં પૈણો ને નિરાંતે ! ગાડું આ બાજુ જતું હોય તો અર્થ જ નહિ ને ! નિશ્ચયબળ

છે નહિ. પોતાનું કશું છે નહિ. પોતાની કશી લાયકાત છે નહિ. તને શું લાગે છે ? ગાડું જવા દેવું ?

**પ્રશ્નકર્તા :** ના જવા દેવાય.

**દાદાશ્રી :** તો કેમ આ ગાડાં જાય છે ?

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ને ત્યારે ખબર પડે છે કે આ મનના કહ્યા પ્રમાણે કર્યું હતું. નહિ તો ખબર જ નથી પડતી.

**દાદાશ્રી :** હા, પણ ખબર પડ્યા પછી ડાહ્યો થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** થાય.

## મન તો સામાયિકમાંથી ઊઠાડે !

**દાદાશ્રી :** હવે પાછા તમે પરમ દહાડે એવું કહેશો કે 'મને મહીંથી એવું જાગ્યું એટલે ઊઠી ગયો સામાયિક કરતાં કરતાં !

**પ્રશ્નકર્તા :** સામાયિક કરવા બેસીએ તો મઝા નથી આવતી.

**દાદાશ્રી :** મઝા ના આવતી હોય તો એનો વાંધો નહિ પણ મનના કહ્યા પ્રમાણે કરે તે ના ચલાવી લેવાય.

**પ્રશ્નકર્તા :** પણ આ મઝા ના આવે એટલે એવું થાય કે હવે બેસવું નથી.

**દાદાશ્રી :** પણ આમ મનના કહ્યા પ્રમાણે ચાલવું છે એવી ઈચ્છા નહીં ને તારી ?

**પ્રશ્નકર્તા :** આ તો હવે ખબર પડી ને ?

**દાદાશ્રી :** મઝા ના આવે એ જુદી વસ્તુ છે. મઝા તો આપણે જાણીએ કે આને ઈન્ટરેસ્ટ (રસ) બીજી જગ્યાએ છે અને આમાં ઈન્ટરેસ્ટ ઓછો છે. ઈન્ટરેસ્ટ તો અમે કરી આપીએ.

**પ્રશ્નકર્તા :** મઝા ના આવે એટલે મન બતાવે કે હવે જતા રહીએ.

**દાદાશ્રી :** મનની એ વાત હું કરતો નથી. મઝાને ને મનને લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** મઝા ના આવે તો પછી એવું થાય કે સામાયિકમાં નથી બેસવું.

**દાદાશ્રી :** મઝા શાથી નથી આવતી તે હું જાણું છું.

**પ્રશ્નકર્તા :** મને સામાયિકમાં કશું દેખાતું જ નથી.

**દાદાશ્રી :** શેનું દેખાય પણ, આ બધાં લોચા વાળે છે ત્યાં !

**પ્રશ્નકર્તા :** પોતાને ખબર પડે કે આ બધા લોચા વાળેલા છે, ત્યાર પછી દેખાય ને ?

**દાદાશ્રી :** ના, પણ પહેલું સમજણ જ પહોંચી નથી ને ત્યાં એની, તે એને સમજાય નહીં, ત્યાં સુધી દેખાય શી રીતે ? આ શું વાત કહેવા માગે છે તે જ સમજણ પહોંચી નથી ને ? તેમાં દાખલા આપું છું, ગાડાંનો દાખલો આપું છું મિકેનિકલનો દાખલો આપું છું પણ એકુંય સમજણ પહોંચતી નથી મહીં. હવે શું કરે તે ?

**પ્રશ્નકર્તા :** ફિલમની જેમ દેખાવું જોઈએ ને ?

**દાદાશ્રી :** શી રીતે દેખે પણ ? તમે જોનાર નથી. ગાડાંના માલિક નથી ને ? માલિક થાય તો દેખાય. અત્યારે તો તમે બળદના કહ્યા પ્રમાણે ચાલો છો. તે બળદના કહ્યાં પ્રમાણે ચાલે એને કશું ફિલમ ના દેખાય. પોતાના નિશ્ચયથી ચાલે તેને દેખાય બધું. આ બીજાને શું ફિલમ દેખાતી નથી ? ના દેખાય ને !

**પ્રશ્નકર્તા :** સામાયિક કરવામાં ઈન્ટરેસ્ટ નથી એટલે એવું થાય ને ?

**દાદાશ્રી :** ઈન્ટરેસ્ટ ના હોય તેનું ચલાવી લેવાય, આનું ના

ચલાવી લેવાય. આના જેવી કોઈ મૂર્ખાઈ કરતો હશે ? ત્યારે શું જોઈને કરતો હશે ?

**પ્રશ્નકર્તા :** આવું હું કરું છું એ હજુ ખબર પડતી નથી, સમજાતું નથી.

**દાદાશ્રી :** સમજાતું જ નથી, નહિ ? ક્યારે સમજાશે ? બે-ત્રણ અવતાર પછી સમજાશે ? પૈણે તો પેલી સમજાવે. સમજાતું જ નથી, કહે છે !

આ ગાડાંનો દાખલો આપ્યો, પછી નિશ્ચયબળની વાત કરી. જે આપણું ધારેલું ના કરવા દે, એનું કંઈ મનાય ખરું ? મા-બાપનું નથી માનતા ને મનની વધારે કિંમત ગણે છે એમ ?

**પ્રશ્નકર્તા :** પણ મને સામાયિકમાં કશું દેખાતું જ નથી.

**દાદાશ્રી :** શું જોવાનું હોય તે દેખાય ?

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ને કે ચાર વર્ષ સુધીનું દેખાય બધું.

**દાદાશ્રી :** એ એવું ના દેખાય. એ તો ઊંડા ઉતરવાનું કહીએ ત્યારે દેખાય. મનના કહેવા પ્રમાણે ચાલે એ બધા ગાંડા જ ને ? પછી દેખાય શી રીતે ? 'દેખનારો' જુદો હોવો જોઈએ, પોતાના નિશ્ચયબળવાળો ! અત્યાર સુધી મનનું કહેલું જ કરેલું, તેને લીધે એ બધું આવરણ એનું આવેલું.

**પ્રશ્નકર્તા :** સામાયિક કરતા હોય અને સામાયિક કરવાનું મન ના પાડે ત્યાં ઉદયકર્મ ખરો ?

**દાદાશ્રી :** ઉદયકર્મ ક્યારે કહેવાય કે નિશ્ચય હોવા છતાં નિશ્ચયને ઝંપવા ના દે, ત્યારે ઉદયકર્મ કહેવાય.

**પ્રશ્નકર્તા :** વિચાર ઉદયકર્મને આધીન તો ફૂટતા નથી ને ?

**દાદાશ્રી :** પણ આપણો નિશ્ચય હોય તો સામાયિક કરવું.

નિશ્ચય હોય તો મહીં પ્રકૃતિને અનુકૂળ ના આવતું હોય તોય કરવું. બાકી, વિચાર એ ઉદયકર્મને આધીન થાય છે. તે આપણે જોવું. એ આપણા પુરુષાર્થની વાત છે. વિચારો જોઈએ તો એ ઉદયકર્મ પૂરું થઈ ગયું ત્યાં. જોઈએ એટલે ખલાસ ! એમાં પરિણમીએ એટલે ઉદયકર્મ શરૂ થઈ ગયું !

## મન બન્યું ધણી !

પેલા કહે છે કે, 'મન કા ચલતા તન ચલે, તાકા સર્વસ્વ જાય !' એમણે એમ કહે કહે કર્યું તોય સમજાતું જ નથી.

**પ્રશ્નકર્તા :** આ પ્રસંગમાં મનનું કહેલું માન્યું એવું ખબર નથી પડતી.

**દાદાશ્રી :** તો શી ખબર પડે છે ?

**પ્રશ્નકર્તા :** તમે પૂછ્યું ત્યારે ખબર પડી, નહીં તો પહેલાં ખબર ન હતી પડી.

**દાદાશ્રી :** એનો અર્થ જ એ થયો ને કે નથી ગમતું. આ તો મનનું માને છે, એના ફાધરનું ના માને, મધરનું ના માને, કોઈનું ના માને પણ મનનું માને. એનો સ્વામી મન અને 'એ' એની વાઈફ. સ્વામી કહે એમ કરવાનું.

**પ્રશ્નકર્તા :** મને કંટાળો આવે છે, કહે છે. એ મન ના કહેતું હોય તો જ કંટાળો આવે ને ?

**દાદાશ્રી :** પણ એ કંટાળો જુદી વસ્તુ છે. મનનું કહેલું ચાલતો નથી ને ? ફક્ત એટલું જ જોવાનું છે. આપણે કંટાળો આવે છે તે બીજાં કારણો છે. મનનુંય કારણ હોય અને બીજાંય કારણ હોય. હવે તેં નક્કી કર્યું છે ને ? મનનું કહેવું માનીને ચાલતો નથી ને ?

**પ્રશ્નકર્તા :** મને પોતાને ખબર પડતી નથી.

**દાદાશ્રી :** અને બ્રહ્મચર્યની બાબતમાં તો કહો છો ને...

**પ્રશ્નકર્તા :** એ બ્રહ્મચર્યની બાબતમાં મનનું નથી માનતો.

**દાદાશ્રી :** એટલે તમારા ધારેલામાં કોઈ અવળું કરવા જાય તો માનો નહીં ને ?

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્યની બાબતમાં મનનું નથી માનતો.

**દાદાશ્રી :** અને બીજી કઈ બાબતમાં માનો છો ?

**પ્રશ્નકર્તા :** બીજે બધે તો એવું જ થાય, વિચાર આવે ને એ પ્રમાણે કરીએ.

**દાદાશ્રી :** એનો સવાલ નથી. પણ તમારો ધ્યેય નથી ને મનનું માનીને કરવાનો ?

**પ્રશ્નકર્તા :** મનનું માન્યા પ્રમાણે કરીએ છીએ, એ તો હમણાં ખબર પડી.

**દાદાશ્રી :** આ તો 'મન કા ચલાયા' ચાલો છો. પોતાના વીલ પાવરથી નથી ચાલ્યા. ત્યાં આ નથી ગમતું અને આ ગમે છે, એ એનાં સાધનો, એ રોંગ કહેવાય. સૈદ્ધાંતિક હોવું જોઈએ. પણ શું થાય ? એમાં કામ કરતી વખતે સૈદ્ધાંતિક થઈ જાય, તો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** થઈ જશે.

**દાદાશ્રી :** જુઓ ને, અત્યારથી થતા નથી.

**પ્રશ્નકર્તા :** એ તો થઈ જશે.

**દાદાશ્રી :** થઈ જશે એ તો આશાઓ જ રાખવાની ને ?

## ધ્યેય પ્રમાણે હાંકો...

હજુ નાની બાબતમાં, એક નક્કી કર્યું કે મનનું નથી માનવું એટલે કામનું હોય એટલું માનવું ને ના કામનું હોય એ નહીં. ગાડું આપણા ધાર્યા રસ્તે જતું હોય તો આપણે ચાલવા દેવું. અને પછી

આમ ફરતું હોય તો આપણે ધ્યેય પ્રમાણે ચલાવવું. દરેક બાબતમાં એવું કરવાનું હોય. આ તો કહેશે, એ આ બાજુ દોડે છે, હવે હું શું કરું ? હવે એ ગાડાવાળાને કોઈ ઘરમાં પેસવા દે ?

**પ્રશ્નકર્તા :** ના, પણ મહીં ગમતી હોય એ વસ્તુ કરવાની નહીં ?

**દાદાશ્રી :** કોને ગમતું હોય એ કરવાનું ? આ હું નાસ્તો નથી કરતો ? પણ ના ગમતું રાખવાનું એને.

**પ્રશ્નકર્તા :** અમે તો સવારે ઊઠીને તમારી પાસે આવવાનું એવું રાખીએ. બીજો કોઈ નિશ્ચય નહીં. અમુક બાબતોમાં મન કહે એમ માનવું. વ્યવહાર જે માન્ય હોય એમ.

**દાદાશ્રી :** આપણા કહ્યા પ્રમાણે ચાલવું. આપણે જરૂર હોય, આપણો ધ્યેય હોય, એ પ્રમાણે ચાલવું. આપણે બોરસદ જવા નીકળ્યા, પછી અડધો માઈલ ચાલ્યા, પછી મન કહેશે, 'આજે રહેવા દોને !' એટલે પાછો ફરે આ તો. તો ત્યાં પાછું ના ફરવું. લોકોય શું કહે ? અક્કલ વગરનાં છો કે શું ? જઈને પાછા આવ્યા. તમારું ઠેકાણું નહીં કે શું ? એવું કહે કે ના કહે લોકો ?

**પ્રશ્નકર્તા :** કહે.

**દાદાશ્રી :** મોક્ષે જવાનો નિશ્ચય ખરો કે તારો ?

**પ્રશ્નકર્તા :** મોક્ષે જવાનો નિશ્ચય વધારે.

**દાદાશ્રી :** એમાં કશું આડું આવે તો ?

**પ્રશ્નકર્તા :** તોય નિશ્ચય ના ડગે.

**દાદાશ્રી :** મન મહીં બૂમાબૂમ કરે તો ?

**પ્રશ્નકર્તા :** તોય નિશ્ચય ના ડગે.

**દાદાશ્રી :** એનું નામ માણસ કહેવાય. આમને કુરકુરિયાંને શું

કરવાનાં બધાંને ? તને આ બધી વાતો સમજાય ?

**પ્રશ્નકર્તા :** થોડું થોડું સમજાય છે. મને તો એવું જ લાગે છે કે મારો નિશ્ચય છે.

**દાદાશ્રી :** શાનો નિશ્ચય તે ? મનના કહ્યા પ્રમાણે ચાલે છે તે ! નિશ્ચયવાળાને આવું મન હોતું હશે ? મન હોય પણ હેલ્પીંગ હોય. ફક્ત પોતાને જરૂરિયાત પૂરતું જ, જેમ બળદ હોય તે પોતાના ધણીના કહ્યા પ્રમાણે ચાલે ને. પણ આપણે આમ જવું હોય ને એ આમ જતા હોય તો ?

## છો ને બૂમો પાડે !

**પ્રશ્નકર્તા :** મનને ઈન્ટરેસ્ટ ના પડે તો એ બૂમો પાડે ને ?

**દાદાશ્રી :** છો ને બૂમો પાડે તે ! બધાંયને એવું બૂમો પાડે. મન તો બૂમો પાડે. એ તો ટાઈમ થાય એટલે બૂમો પાડે. બૂમો પાડે તેથી શું કશું દાવા માંડવાના છે ? ઘડીવાર પછી પાછું કશુંય નહીં, એની મુદત પૂરી થાય એટલે. પછી આખો દહાડો બૂમ ના પાડે. જો મહીં તું ફસાયો તો ફસાયો. નહીં તો ના ફસાયો તો પછી કશુંય નહીં. તું સ્ટ્રોંગ રહે ને ?

**પ્રશ્નકર્તા :** કેટલીક વખત સ્ટ્રોંગ રહેવાય.

**દાદાશ્રી :** તારું મન તો શું કહેશે, ‘ આ ભણતરેય પૂરું નથી કરવું.’ એવું કહે તો એવું કરવું ?

**પ્રશ્નકર્તા :** દાદા કહે એવું કરું.

**દાદાશ્રી :** અમે કંઈ તારું અહિત કરીએ ? તમે તમારી જાતનું અહિત કરો પણ અમારાથી થાય નહિ ને ! અમારા ટચમાં આવ્યા એટલે તમારું હિત જ કરવા માટે અમે બધી દવા આપી ચૂકીએ. છતાંય મન ના સુધરે તો પછી એ એનો હિસાબ. બધા પ્રકારની દવાઓ આપીએ અને દવાઓ તો બધું મટી જાય એવી આપીએ. છતાંય પોતે

જો આડો હોય તો પીવે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** નાક દબાવીને રેડી દેજો.

**દાદાશ્રી :** નાક કોણ દબાવે ? આ કંઈ નાક દબાવવાથી નથી થાય એવું.

તું કહેતો ન હતો કે મને સ્કૂલમાં જવાનું નથી ગમતું. નિશ્ચય તો હોવો જોઈએ ને કે મારે સ્કૂલ પૂરી કરવી છે. પછી આમ કરવું છે, તેમ કરવું છે. પછી બધાંની જોડે કાયમ સંગમાં રહેવું છે, બ્રહ્મચર્ય પાળવું છે. એવી આપણી યોજના હોય. આ તો વગર યોજનાએ જીવન જીવવું એનો શો અર્થ ?

**પ્રશ્નકર્તા :** કૉલેજમાં જવાનું તો મને પણ નથી ગમતું.

**દાદાશ્રી :** કૉલેજમાં જવું જ પડે ને ! બધાંના મનનું સમાધાન કરવું જ જોઈએ ને ? ફાધર કે મધર, એમના મનનું સમાધાન કરીને મોક્ષે જવાનું, નહીં તો તું શું રીતે મોક્ષે જઉં ? એમ ઘરમાંથી બળવો કરીને નાસી ગયા એટલે થઈ ગયું ? તો કંઈ મોક્ષ થઈ જાય ? એટલે તરછોડ ના વાગવી જોઈએ.

## ચગે, પતંગ કે મન ?

**પ્રશ્નકર્તા :** બે-ત્રણ દિવસથી મને પતંગ ચગાવવાનું બહુ મન થાય છે, તો તે નહીં ચગાવવી ?

**દાદાશ્રી :** ચગાવવી ને !

**પ્રશ્નકર્તા :** તો એ મનના કહ્યા પ્રમાણે જ થયું ને ?

**દાદાશ્રી :** કરવું ખરું એના કહ્યા પ્રમાણે, પણ જોડે જોડે મનને કહેવાનું કે 'ભઈ, ના ગમતુંય કરવું પડશે, તારે. તને ના ગમતું હોય તેય કરવું પડશે, તો તારું ગમતું કરું.' નહીં તો હું તને કાઢી મૂકીશ, એવી શરત લગાવવી એની જોડે.

**પ્રશ્નકર્તા :** એક બાજુ તમે ગમતું કરવાનું કહો છો અને બીજી બાજુ ના ગમતું કરવાનું કહો છો.'

**દાદાશ્રી :** આ પતંગ ચગાવવાની ઈચ્છા થાય એ ક્યારે બ્રહ્મચર્ય પાળી શકે ? આવા માણસને પેસવા દેવાતા હશે કંઈ ?

**પ્રશ્નકર્તા :** મેં રાત્રે નક્કી કરેલું કે હવે આપણે પતંગ નથી ચગાવવી અને સવારે ઊઠ્યો ત્યારથી જ મહીં થયા કરે કે, 'ચગાવવી તો જોઈએ જ ને !'

**દાદાશ્રી :** તે તો વળી બ્રહ્મચર્ય ક્યારે પળાય ? પીસ્તાલીસ વર્ષ પછી કહેશે કે 'હવે મારે પૈણવું છે.' તો ત્યારે વહુ ના મળે. રાહ જોઈએ તોય ના મળે. એટલે નિશ્ચયબળ જોઈએ.

પતંગની બાબતમાં તો બે મહિનાથી મન પાછળ નથી પડ્યું ને ? કેટલા કલાકથી પાછળ પડ્યું હતું ?

**પ્રશ્નકર્તા :** ચાર-પાંચ કલાકથી.

**દાદાશ્રી :** તે ચાર-પાંચ કલાક પર જ ઢીલું થઈ ગયું, તો છ મહિના સુધી પાછળ પડશે, 'પૈણો, પૈણો.' તે એમાં પુરાવા સહિત દેખાડશે બધું. તો શું થાય પછી ? મન કહેશે, પતંગ ઉડાડો, એટલે પતંગ ઉડાડે. થોડીવાર પછી મન કહેશે કે બ્રહ્મચર્ય પાળ ! અલ્યા, બ્રહ્મચર્ય તો નિશ્ચયવાળાનું કામ છે. કંઈ તમારા લોકોનું કામ છે આ ? એ તો પુરુષાર્થી માણસ, પુરુષ થયેલો હોય ! આ પ્યાદાનું શું કામ છે તે ?

હું તો નાનપણથી જ કહેતો હતો, 'કઈ જાતના આ માણસો, આ છોકરાં ?' પતંગ ઊડાડવી એટલે શું ? લોકોને દેખીને, એનું સરવૈયું કાઢી આપે કે મને આમાં સુખ પડ્યું. લોકો દેખાડે એના પરથી પોતે સુખ માની લીધું. હું મારી જિંદગીમાં કોઈ દહાડો પતંગ વેચાતી લાવ્યો નથી. આ લોકો દોરા કરે તે હાથે પેલા ઘસરડા પડે ને કહેશે, 'જો મારા હાથ કેવા થઈ ગયા છે ?' હું તો શું કરું, 'તમે ઉડાડો ને

હું જોઉં છું.' કિંમત જોવાની છે ! ઉડાડનાર તો મૂરખ માણસો હોય તે ઉડાડે. તે એને સમજણ નહીં હોવાથી આવું બધું ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું, કિંમત જોવાની છે એ કેવી રીતે ?

**દાદાશ્રી :** આ પતંગ જોઈએ ને, એટલે સૂર્યનારાયણેય આપણી આંખમાં થોડા થોડા દેખાય. એટલે બહુ ઉત્તમ ફળ આપે એવું છે, આ મકરસક્રાંતિના ટાઈમમાં. તે આ સૂર્યને જોવા માટેનું જ છે, આ પતંગ ઉડાડવા માટે નથી. ઉડાડવી હોય તો ગમે તેમ બાંધી દો અને શક્તિ હોય તો ચઢ્યા કરે એની મેળે, દોરી ઉકલ્યા કરે. તેને આપણા લોકો બેભાનપણે ઉડાડવા જાય બિચારા ! ભાન જ નહીં ને કશું !

**પ્રશ્નકર્તા :** પછી ફટાકડાનું હતું ને એવું. તમે ફટાકડા ફોડતા ન હતા ને ?

**દાદાશ્રી :** એ દારૂખાનું ફોડનાર, મજૂરો ફોડે અને રાજા જુએ. કોઈ રાજાએ ફોડેલું નહીં. બધા રાજા ખુરશીમાં બેસીને જોયા કરે. નોકરો ફોડે પછી. તને ન્યાય શું લાગે છે ? તું રાજા હોઉં તો તું જાતે ફોડું કે જોઉં ?

**પ્રશ્નકર્તા :** રાજા હોઉં તો જોઉં ને !

**દાદાશ્રી :** અરે, તારામાં ને રાજાઓમાં શું ફેર છે ? આ ગાયકવાડને જુઓ તો એ જ વેષ છે. શું ફેર છે ? એમની પાસે નથી ગામ, તે તારી પાસેય નથી ગામ. હવે રાજા જ છે ને બધા ? ત્યારે તું શરીરે રૈયત છે ?

મને તાળો કરવાની ટેવ ને, એટલે આ ફટાકડામાં, પતંગમાં શું લાભ છે એ હું જોઈ લઉં. ફક્ત પતંગ ઉડાડવા જવું એ એક જાતની કસરત છે. બાકી, આપણે લાભ સાથે કામ રાખવું, આવી જરૂર નહિ. એય બેભાનપણે છાપરા પર ફર્યા કરે, તે એક જણ તો આખું પતરું લઈને નીચે આવ્યો (નીચે પડ્યો) !

તેં પતંગ નહીં ઊડાડવાનો નિશ્ચય કર્યો હતો ?

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને કે મનના કહ્યા પ્રમાણે નહિ ચાલવાનું. એટલે રાત્રે નક્કી કર્યું કે હવે નથી ચગાવવી.

**દાદાશ્રી :** પહેલાં ચગાવતો હતો ?

**પ્રશ્નકર્તા :** બહુ ચગાવતો હતો.

**દાદાશ્રી :** દર સાલ ?

**પ્રશ્નકર્તા :** અઠવાડિયું ચગાવતો હતો, સવારથી સાંજ સુધી.

**દાદાશ્રી :** કેમ અઠવાડિયું જ ? સીઝન તો આવડી મોટી છે ને ?

**પ્રશ્નકર્તા :** પછી તો કોઈ ચગાવનારું હોય જ નહીં ને !

**દાદાશ્રી :** આ તો કોઈ હોય તો જ, એટલે બીજા લોકોની જરૂરિયાત છે આમાં.

**પ્રશ્નકર્તા :** અગાશીમાં ઉપર પેલી બૂમો પડે ને કે, 'પતંગ કપાયો, પતંગ કપાયો', એટલે મન થાય કે ચાલો જઈએ હવે.

**દાદાશ્રી :** પણ આપણે શું લેવાદેવા ? બૂમો તો આપણે અહીં આગળ મસ્જિદ હોય છે ત્યાં મહીં બાંગ પોકારતા હોય, બૂમો પાડતા હોય તો આપણે શું ત્યાં દોડવું ?

**પ્રશ્નકર્તા :** ત્યાં કંઈ લેવાદેવા નથી.

**દાદાશ્રી :** તો પછી ?

**પ્રશ્નકર્તા :** હવે એવું નહીં થાય.

**દાદાશ્રી :** પતંગ-બતંગ હોય નહિ આપણને. હોતા હશે ? એ જો પતંગોમાં સો રૂપિયા ખર્ચાતા હોય તો આઠ પુસ્તકો ના આપણે છપાવીએ ? લોકોને હિતકારી થઈ પડે. પેલું કંઈ આવશ્યક છે ? એના વગર મરી જવાય ? મરી જવાય એ જ ચીજ કરવી પડે. અને છતાંય કહેશે, 'મને હજુ ખાવાનો શોખ રહી ગયો છે' તો હું કહું કે છો રહ્યો. તેથી સંતોષ થાય છે, એક જાતનો. શરીરનેય પણ સંતોષ થાય છે.

બુદ્ધિનેય સંતોષ થાય છે. એનો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** મારે કેવા પ્રકારનું આવરણ આવ્યું ?

**દાદાશ્રી :** એ હવે પૂછીને શું કામ છે તે ?

**પ્રશ્નકર્તા :** કાઢવું તો પડશે જ ને ?

**દાદાશ્રી :** આ જેટલું કહીએ એટલું કાઢતો જશે એટલે એક દહાડો એનો આરો આવી જશે, કે ભઈ, મનના કહ્યા પ્રમાણે તારે ચાલવું નહિ. મન પતંગ ચગાવવાનું કહે તો ના કહી દઈએ. ફક્ત મન એટલું કહે, અંદર એક લાડવો છે, તે અડધો ખઈ લઈએ, તો અડધો ખઈ જજે.

## મન એટલે ગતજ્ઞાન...

મન એટલે પાછલા અવતારનો માલ, તે અવતારમાં આપણે ગાંડા હોય કે ઘેલા હોય, જેવો ભરેલો એ આ ફેરે નીકળે છે. તેથી આપણે એના પ્રમાણે ચાલવું ?

**પ્રશ્નકર્તા :** ના જ ચલાય.

**દાદાશ્રી :** તેય ચાલે જ છે ને ! ના ચલાય. આપણે પાછલા અવતારનો માલ ભરેલો અને તે વખતે જે સ્થિતિ હશે તે પ્રમાણે ભરેલો. અત્યારનું જ્ઞાન આપણને મોક્ષે લઈ જવાની વાત કરે તો આપણે એનું, આ જ્ઞાનનું એક્સેપ્ટ કરવું કે પેલું કરવું ?

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનનું એક્સેપ્ટ કરવું.

**દાદાશ્રી :** તે તો કરતા છે નહિ અને બોલે છે મોટી મોટી વાતો ! તે અણગમો તો ના જ રહેવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** મનના ચલાવ્યા ચાલે છે એનું કારણ શું ?

**દાદાશ્રી :** પોતાની નબળાઈ. અનંત અવતારથી નબળાઈ પેસી ગયેલી, તે નીકળતી નથી. હવે પોતાનો એવો અહમ્ નહીં, એવી

નબળાઈ જ છે ખાલી. મનના કહ્યા પ્રમાણે ચલાય જ કેમ ? એક અક્ષરેય મનનો માનવો નહિ. 'ચલે જાવ' કહીએ. પછી બીજું કશું નહિ. આવે ખરું મનમાં, પણ તે ગાંઠે નહિ. એક અક્ષરેય ગાંઠતો નથી.

ઉકેલ લાવી નાખ ને ! તું તારા મનમાં માની બેઠો હોય કે સાવ સોનું છે પણ નકામું જશે. ધૂળમાં જતું રહેશે. સાવ સોનું પણ શું કરે ? જ્યાં ધણી જ નહિ. જે મકાનમાં ધણી નહિ, એ મકાનમાં સોનું પછી કામનું જ શું તે ?

## કરવાથી નહિ, સમજવાથી છૂટાય...

**પ્રશ્નકર્તા :** હવે ફાઈનલી મારે આ મનના કહ્યા પ્રમાણે ચલાય છે, તેમાંથી છૂટવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** કરવાનું હોતું હશે ત્યાં ?

**પ્રશ્નકર્તા :** અમુક સ્ટેપ તો લેવાનાં ને ?

**દાદાશ્રી :** શાનાં સ્ટેપ લેવાનાં ? એ તો સમજવાનું છે. સમજીને ચોકડી મૂકી દેવાની. આપણો અનિશ્ચય છે એની ઉપર ચોકડી મૂકી દેવાની અને નિશ્ચયનો સ્વીકાર કરી લેવાનો.

**પ્રશ્નકર્તા :** એટલે મનના કહ્યા પ્રમાણે ચાલવાનું નહિ. મન બતાવે એટલે 'નથી ચાલવું' એમ શરૂ જ કરી દેવાનું.

**દાદાશ્રી :** નાપાસ જ કરી દેવાનું. આપણા ધ્યેયને ચૂકવે એ ભાગ બધો ઊડાડી દેવો. આમાં કરવાનું શું છે ? નિશ્ચય ફક્ત. તે નિશ્ચય ડગે નહીં એવો કર્યો છે કે નથી કર્યો ?

**પ્રશ્નકર્તા :** નિશ્ચય ડગે નહિ એવો કર્યો છે.

**દાદાશ્રી :** સો ટકા ડગે નહીં એવો ?

**પ્રશ્નકર્તા :** એવું લાગે છે.

**દાદાશ્રી :** પણ થોડો કાચો ખરો તું અને તે છતાંય અમે કહીએ

કે ભઈ, હજુ મન છે તે સાચી વસ્તુમાં કૂદાકૂદ કરતું હોય તો કર ! અમે લેટ ગો કરીએ, કે ભઈ, એ સાચી વસ્તુ છે. કંઈ આ ગાયનો (ગીતો) સાંભળવા એ કંઈ સાચી વસ્તુ નથી. આ ખાવાનું એ સાચી વસ્તુ છે. તે એને અમે લેટ ગો કરીએ. સૂવાની વસ્તુ સાચી છે, તે એને અમે લેટ ગો કરીએ કે ભઈ, અમુક ચાર કલાક સુધી સૂજે કે પાંચ-છ કલાક સૂઈ જજે. આ પતંગ ઉડાડું એની જરૂરિયાત કેટલી ? કેટલાય લોક, જેને જ્ઞાન ના હોય તેય કહે કે આની શી જરૂરિયાત છે ? આ તો વગર કામની, અનાવશ્યક પીડા ! એવું જ્ઞાન ના હોય તોય કહેનારા હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય ને.

**દાદાશ્રી :** મનના કહ્યા પ્રમાણે ચાલવું એટલે મિકેનિકલ કહેવાય. આ બુદ્ધિજીવીઓ છે તે મનના કહ્યા પ્રમાણે નહિ ચાલવાના, બુદ્ધિના કહ્યા પ્રમાણે ચાલવાના. પણ તેય ખોટું. એ બુદ્ધુ બનાવે, છેવટે.

આપણે પુરુષ થયા પછી, પુરુષ અને પ્રકૃતિ બે જુદાં પડ્યા પછી, નિશ્ચય ના હોય તો એ કામનું જ શું તે ? અને મન તો 'રિલેટિવ'માં ગયું. એનો તો સ્વીકાર જ ના હોય ને !

## બધું જ 'ગમતું' રાખવું !

અને વ્યવહારમાં પાંચ માણસો શું કહે છે એ આપણે કરવું. આપણે લોકોને પૂછીએ કે 'ભઈ, મારે હવે શું કરવું ?' ત્યાં હજુ (બ્રહ્મચારીઓને સાથે રહેવાનું) મકાન તૈયાર ના હોય તો કંઈ નોકરી કશું કરે ?

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહારના લોકો તો વ્યવહારની સલાહ આપે ને બધી ?

**દાદાશ્રી :** એ બધાય ના આપે. એ તો પાંચ જણને પૂછીએ, બધાંને. જ્યાં પંચ બોલે ત્યાં પરમેશ્વર આપણે ત્યાં કહેવાય છે. અને તે આપણને સમજણ પડે એવી બાબત છે. આમાં બીજું શું હોય ?

આ ભઈ નોકરી નથી કરતો ? કરે જ છે ને બધાં.

તને સંડાસ જવાનું ગમે છે ? ના ગમતું હોય તોય છૂટકો છે ? છૂટકો થાય ?

**પ્રશ્નકર્તા :** કરવું જ પડે એ તો.

**દાદાશ્રી :** એવું ના ગમતું એવું બોલીએ જ નહિ. સંડાસ જવાનું મને ગમે છે, એવું કહીએ. ના ગમતું બોલીએ તો મન બગડી જાય આપણું.

આ મકાનમાં આવો માલ ભરેલો છે તો એ મકાન માલિકને કેટલું દુઃખ થાય ? મહાન ઉપાધિ થાય. આ તો કેટલી ઉપાધિ આવે ? જગત કબૂલ કરે નહિ ને આ સ્થિતિ.

નોકરી કરો, નહિ તો આ તો મગજ ખરાબ થઈ જાય. આ સત્સંગમાં બેસી રહેવાનું એટલું જ ગમે છે, બીજું કશું ગમતું નથી. પણ છૂટકો જ નહીં ને ! જેનો છૂટકો જ નહીં, તેને આપણે ગમાડવું જ પડે ને ! એટલે અમે ગોઠવણી જ એવી કરી નાખેલી હોય કે જે ના ગમે તેને પહેલું ગમાડવું. એટલે પછી ના ગમતાનો પ્રસંગ જ ઊભો ના થાય ને ! ગમવું, ના ગમવું એ તો સાયકોલોજીકલ ઈફેક્ટ છે ખાલી.

એ ના ગમતું જ્યારે ગમતું થાય ત્યારે શક્તિ આવે, નહિ તો શક્તિ ના આવે. અરે, ગમે જ છે એ તો. આ તો એક જાતનું મનમાં ડીસ્કરેજમેન્ટ (ઉત્સાહભંગ) છે, ખોટી અસર પડેલી છે.

## પુણ્યથી પ્રાપ્ત, સુસંયોગ...

તારો અમારી સાથેનો સંજોગ પુણ્યના આધારે છે. તારું પુણ્ય ખલાસ થાય એમાં અમે શું કરીએ ? અને તું માની બેસે કે આ સંજોગો જ મારે જોઈએ. પછી શું થાય ? માર ખાઈ જશે. માથું હઉ તૂટી જશે. જેટલો મળ્યો એટલો લાભ. એનો આનંદ માણવો, કે મારું

પુણ્ય જાગ્યું છે. તું એમ માને છે કે આ ધારેલો સંયોગ ભેગો થાય ?

**પ્રશ્નકર્તા :** એવું નહિ.

**દાદાશ્રી :** ત્યારે ? કોઈ કાયદેસર જ છે ને કે ગેરકાયદેસર હશે ?

**પ્રશ્નકર્તા :** કાયદેસર જ.

**દાદાશ્રી :** ત્યાર પછી માની બેસીએ તો શું થાય ? એ તો કો'ક ફેરો પુણ્ય જાગે ત્યારે ભેગો થઈ જાય, પછી વિખૂટા પડે ત્યારે ખબર પડી જાય. માટે વિખૂટા પડેલી સ્થિતિમાં અનુભવ કર્યો હોય તો પછી વાંધો નહીંને આપણને ?

ભાગેડુ વૃત્તિથી કંઈ કર્મથી છૂટાય ? હું વડોદરામાં હોઉં, તું વડોદરામાં હોઉં, તોય કર્મ ભેગાં નહિ થવા દે. આ જ્ઞાન આપેલું છે. જે વખતે જે ભેગું થયું તે 'વ્યવસ્થિત' ને તેનો સમભાવે નિકાલ, બસ આટલી જ વાત છે.

દાદાની પાસે પુણ્ય હોય ત્યાં સુધી વખત મળી આવે, એ પુણ્યનો ઉપકાર માનવાનો. આ કાયમનું તો હોતું હશે કંઈ ? એવી આશાયે કેમ રખાય ?

## ચાલવું, મનની વિરુદ્ધમાં...

પેલો ભાઈ તારે ત્યાં આવતો હતો, તે તને ગમતું હતું. પછી હવે તું કહે છે કે એ ભાઈ મને નથી ગમતો. આ તે કંઈ માણસ કહેવાય ? અને પછી પાછો ગમતો થાય. ના ગમતું થાય એવું હોય કશું ?

**પ્રશ્નકર્તા :** એવું હોય નહીં, પણ એવું લાગે.

**દાદાશ્રી :** એ મનની સ્થિતિ છે, એમાં તારે શું વાંધો છે ? મનની સ્થિતિ એટલે 'મન કા ચલતા તન ચલે, તાકા સર્વસ્વ જાય.' એટલે મન કહે તેના વિરુદ્ધ ચાલવું. મન કહેશે, 'મને નથી ગમતું.' ત્યારે કહીએ, 'મને ગમે છે પણ તું કોણ ? તું ઘરનો માલિક છું ?'

પેલા ભાઈને ના ગમીએ એવું કરીએ તો કેટલો અવિનય થાય ? એ શુદ્ધાત્મા જ કહેવાય. દુશ્મન હોય તોય ગમાડવું પડે. તે દુશ્મન તો નહોતો ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આમાં થોડીઘણી સમજવા જેવી વાત હશે ?

**પ્રશ્નકર્તા :** બધી જ.

**દાદાશ્રી :** અમને એવું થાય કે આ પ્રમાણે વલણથી તારું ચિતરામણ કેવું હશે ? હોય નહિ આવું વલણ ! પરંતુ ઘડીકમાં ન ગમે, ઘડીકમાં ગમે, અરે, અહીં રહ્યા પછી ? પાછું એનું પ્રોટેક્શન ? શી રીતે બધું રાગે પડે તે ?

ગૂંચાયો હો તો ઉકેલ લાવે ખરો કે, ગમે તેવી ગૂંચામણમાં ?

**પ્રશ્નકર્તા :** પ્રયત્ન કરું.

**દાદાશ્રી :** મનના કહ્યા પ્રમાણે કેટલું ચાલો છો ?

**પ્રશ્નકર્તા :** એવું કંઈ ખબર ના પડે.

**દાદાશ્રી :** મન કહે કે આ મમ્મી બરોબર નથી, સારી નથી, તો શું કરો ?

**પ્રશ્નકર્તા :** પછી શુદ્ધાત્માને નમસ્કાર કરું.

**દાદાશ્રી :** આવું શીખવાનું હોય કે ના હોય ?

## સંયોગોને પતાવો !

મનનું હઉ માનતો હોઈશ ને ? તું મનનું માને છે ? અમે તો એક અક્ષરેય મનનું માનીએ તો તો આ બધાંની જોડે વીતરાગતા શી રીતે રહે ? રહે ખરી વીતરાગતા ? અમારેય મન બૂમ ના પાડે ?

**પ્રશ્નકર્તા :** બૂમ પાડે ને.

**દાદાશ્રી :** જે સંજોગો આવે એ સંજોગોને પતાવવાની જરૂર છે. નહિ તો આગળ જતાં ઊલટાં વધતા જાય. માટે 'આવો' કહીએ. 'જે આવવું હોય તે આવો.' એ પછી મોકળા થતા જાય. તો એ છૂટે, નહીં તો આ તો જિંદગીભર ના છોડે ને, આપણે એનાથી ભાગીએ તો ? ભાગીએ તો એ છોડે ? કારણ કે એ તિરસ્કારેલી વસ્તુ જો રહે તો એ સામી ઊભી રહેવાની. પતાવટ ના કરવી પડે ?

'પૈણવું નથી' એ વાત જુદી છે અને નોકરી નથી ગમતી એ વાત જુદી છે. નોકરી નથી ગમતી તો એક ધંધો કરવો જોઈએ. મનને કંઈક ખોરાક જોઈએ કે ના જોઈએ ? કે ચાલે ?

**પ્રશ્નકર્તા :** જોઈએ ને, નહીં તો બીજું ચરવા માંડે.

**દાદાશ્રી :** ગમે તેટલો આધ્યાત્મિક ખોરાક આપો તોય પણ મનને બીજો ખોરાક આપવો પડે. કારણ કે તમારું ગજું નથી એટલું.

કંઈ ઉપદેશનું કારણ થાય છે આ બધી વાતો ? આનેય નોકરી ન હતી ગમતી. જ્યારે અહીં આવે ત્યારે મને કહે, 'નોકરી નથી ગમતી. મારે છોડી દેવી છે.' મેં કહ્યું, 'અલ્યા, ના છોડીશ. નહીં તો સાઠ વર્ષે નોકરી કરવા જવું પડે. જે કામ અધૂરું મૂકીને ભાગી ગયા, ભાગેડુ થયા, તે પાછો ત્યાં સાઠ વર્ષે કરવા જવાનું.'

એડજસ્ટ થવું પડશે. એ છૂટકો નહીં થાય. એ લોક મારી-ઠોકીને કરાવશે. એ કર્મ છોડે નહીં ને ? છોડે ખરું ? કર્મ તો પાછળ પાછળ ભમ્યા કરે, ભૂત પાછળ પડ્યું હોય એવું.

## વિષયની વિજ્ઞાનથી પતાવટ !

**પ્રશ્નકર્તા :** આ કર્મનો સિદ્ધાંત, બ્રહ્મચર્યની બાબતમાં એવો ખરો ?

**દાદાશ્રી :** બ્રહ્મચર્ય એટલું તમે એક નભાવી શકો કે આ તમે નક્કી કર્યું હોય કે નથી પૈણવું. તે તમારું જો મનોબળ હોય તો નભાવી

શકો. આપણું જ્ઞાન એવું છે. નભાવી શકાય એવું જ્ઞાન છે. બીજાં કર્મ તો છોડે જ નહીં ને ? શી રીતે છોડે કર્મ ?

**પ્રશ્નકર્તા :** લગ્નવાળું કર્મ પાછળ ના પડે ?

**દાદાશ્રી :** બહુ ચીકણું હોય તો પાછળ પડે. અને તે ચીકણું હોય તો આપણને પહેલેથી ખબર પડે, એની ગંધ આવી જાય.

**પ્રશ્નકર્તા :** અને જ્ઞાનથી ઉદીરણા થઈ શકે એવું છે ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાનથી રાગે પડી જાય. આપણું આ જ્ઞાન એવું છે કે એ કર્મને પતાવી શકે (લગ્ન થવાનું ઉડી જાય). પણ આ બીજાં કર્મ તો ના પતે ને !

## મનનું સાંભળવું નહીં !

ડરે નહીં તો બધા ઈનામ મળે. ડર્યો એની પાછળ બધાં ભૂતાં ફરી વળે. તને સમજાઈ આ વાત ?

**પ્રશ્નકર્તા :** સમજાઈ ને.

**દાદાશ્રી :** તો તું શું નિશ્ચય લાવ્યો ?

**પ્રશ્નકર્તા :** નિશ્ચય તો નથી લાવ્યો.

**દાદાશ્રી :** નિશ્ચય ના આવે ત્યાં પછી મહીં કોણ બોલે છે ? પાર્લામેન્ટમાં કોણ બોલે છે ? પાછું કોનું કહેલું બોલે છે ? મનનું કહેલું ? મનનું તો મનાય જ શી રીતે ? જ્ઞાની થયા પછી મનનું માને કોણ ? મનનું માનવાનું હવે થોડું છૂટતું જાય છે ને ? પણ તે બધું બંધાઈ ગયેલું જ છે ને ? મનનું જ બંધાયેલું. આ જ્ઞાનથી છોડી શકાય એવું છે. પણ એને શું ટેસ્ટ પડે છે કે મનનું કબૂલ કરે છે.

હું આપણા મહાત્માઓને શું કહું છું ? મનનું એક અક્ષરેય માનશો નહિ. મનનું સાંભળવાનું જ છોડી દેવું. મનને ને તારે શું એટલો બધો સંબંધ છે ? એવી ભૂલો હોય ખરી ?

## 'વ્યવસ્થિત'ની સમજણે....

પુણ્યૈ હતી ત્યારે તો આ મળ્યું. હવે પાછી પુણ્યૈ પૂરી થાય પછી બીજું આવશે. પછી એ બીજુંય પૂરું થશે. પાછી પુણ્યૈ આવશે. એમ ચાલ્યા કરશે....

આપણું વિજ્ઞાન જ મજબૂત છે ને ! દાદાનો સંયોગ બાઝે તો 'વ્યવસ્થિત', ના બાઝે તો 'વ્યવસ્થિત'. ત્યારે કંઈ મૂંજી થઈને મરી જવાય ? કર્મના ઉદય નાય હોય. પછી લોકો શું કહે ? મૂંજી છે આ માણસ. મોઢાં ઉપરથી મૂંજી તેં જોયેલા ?

ના ગમતું ને ગમતું હોય, તે (ભાવ)ને બાજુએ મૂકી દો. પછી (ક્રિયા) એ તો 'વ્યવસ્થિત' અને 'વ્યવસ્થિત' પાછું એવું કરશે. ના ગમતું હોય એ બાજુએ મૂકી દો તોય 'વ્યવસ્થિત' છોડે નહીં ને ! એવું છે ને, દુનિયામાં બે વસ્તુ, ગમતું ને ના ગમતું. તે ગમતું તો ઊંઘમાંય ગમે. એ ના ગમતાને ગમતું કરી નાખ્યું એટલે બધુંય ગમ્યું. પછી બીજી કશી નવી જાતની કોઈ વસ્તુ આવે જ નહીં.

## માત્ર 'અ' નો 'સ' !

**પ્રશ્નકર્તા :** ના ગમતાને ગમતું કેવી રીતે કરવાનું ?

**દાદાશ્રી :** અગવડનો 'અ' કાઢીને 'સ' મૂકી દીધું. ગમતું ને ના ગમતું છૂટી ગયું એટલે અંતરાય તૂટ્યા. અમારી પાસે બધા અંતરાય તૂટી જાય ને પછી ! પછી તો ભોગના અંતરાય તૂટે. પછી ઉપભોગના અંતરાય તૂટે. જમવા બેસે તો સારી ચીજો લોક મૂકી જાય.

**પ્રશ્નકર્તા :** ગમતું, ના ગમતું છૂટી ગયું એટલે ?

**દાદાશ્રી :** ના ગમતાને ગમતું કર્યું તે. છૂટી ગયું નહિ પણ ના ગમતાને ગમતું કર્યું, તે પછી અંતરાય તૂટે ને !

અમે એક મંદિરમાં ગયા હતા. સાથે પચાસ માણસો હતા. અમે ગયા ત્યારે મંદિરનો દરવાજો ઊઘાડો જ હતો. તે અમને પેસતાં દીઠાં

એટલે એણે ધીમે રહીને દરવાજો બંધ કરવા માંડ્યો. અમે દરવાજા આગળ પહોંચ્યા. મહીં પેસવાનો જ વખત. ત્યારે પેલો માણસ શું કહે છે ? 'વખત થઈ ગયો છે.' મેં કહ્યું, 'ભઈ, તારી ઘડિયાળમાં અગિયાર વાગ્યા, પણ મારી ઘડિયાળમાં તો પાંચ મિનિટ બાકી છે.' ત્યારે એ કહે, 'એવું તેવું અમારે નહિ જોવાનું.' હું સમજી ગયો કે આ બનાવટ કરી છે આ લોકોએ. પછી અમે પાછા ગયા. બીજી જગ્યાએ ગયા ત્યારે ખબર આવી કે હવે બારણું ઉઘાડ્યું છે એટલે અમે ફરી પાછા મંદિરમાં આવ્યા. ના ગમતાને ગમતું એવું કર્યું ! રોફભેર પાછા આવ્યા. કોઈના મોઢા પર જરાય ફરક નહિ. અને વિજય પતાકા લઈને આવ્યા. એ હાર્યા ને આપણે જીત્યા. એના ફળરૂપે શું આવ્યું ? બે-ત્રણ કલાક પછી જે માણસ બંધ કરતો હતો ને, તેને જ પેલા શેઠે મોકલ્યો કે જા, કહી આવ, 'દાદા ભગવાન' માટે દરવાજા ચોવીસેય કલાક ખુલ્લા છે. પછી દર્શન કરી આવ્યા.

## ચાલે મન પ્રમાણે ફોરેનર્સ !

મનના કહ્યા પ્રમાણે હિન્દુસ્તાનના લોક ના ચાલે. મનના કહ્યા પ્રમાણે કોણ ચાલે ? ફોરેનમાં લેડીના મનમાં વિચાર આવ્યો, 'સાલો, ધણી બહુ જ ખરાબ છે. આજ હવે એની જોડે છૂટા જ થઈ જવું છે.' એ મનમાં વિચાર આવ્યો તે તરત અમલમાં અને આપણી લેડી(સ્ત્રી)ના મનમાં વિચાર તો લાખ આવેલા હોય પણ અમલમાં ના આવે. આપણી લેડીઓને (સ્ત્રીઓને) વિચાર નહીં આવતા હોય એવા ?

મનનું તો સંભળાય જ નહીં. મનનું સાંભળે એનું સર્વસ્વ જાય. આ હિન્દુસ્તાનને માટે વાક્ય છે, હં કે ! ફોરેનમાં તો બધાં મન કા ચલાવ્યા જ ચાલવાનાં. કારણ કે એમની પાસે થર્મોમીટર છે, મન.

તમે વિચાર્યું છે એની પર ? મારા કહેલાની પર વિચાર્યું છે કે ત્યાંની લેડીઓ કેમ જતી રહે છે એકદમ ? અને આપણે ત્યાં એંશી વર્ષ સુધી શાથી નભે છે ? વિચારને ગાંઠે નહીં. ઉપરથી આવા વિચાર આવ્યા તે માફી માગી લે કે હવે મને કેમ થાય છે આવું ?

ન થવું જોઈએ, ક્ષમાપના લે.

એટલે મનના ચલાવ્યા કોને ચાલવાનું છે ? એક ફોરેનવાળાને. ઈન્ડિયનોને મનનાં ચલાવ્યું ના ચલાય. જે લોકો પુનર્જન્મને સમજતાં થયાં છે એમણે મનનું ચલાવ્યું ના ચલાય. એટલે ફોરેનવાળાને વાંધો નહીં. ફોરેનવાળાને તો એને ગમી એ લેડી. પછી ભલેને બીજે દહાડે જતી રહે, ડાઈવોર્સ કરીને. આપણે ત્યાં એવું ના ચાલે.

## ન ચૂકાય, સારાસારનો વિવેક !

આપણો વિવેક પહેલો કે મન પહેલું ?

**પ્રશ્નકર્તા :** વિવેક પહેલો.

**દાદાશ્રી :** તો તું તો મનના કહ્યા પ્રમાણે ચાલે છે. (ધ્યેય માટે) સારાસારનો વિવેક પહેલો હોય. હવે પાછું એનું મન, 'હવે આવે તો વાંધો નહીં' કહેશે. તો 'ના' કોણ કહેતું હતું, 'હા' કોણ કહે છે, એને ખોળી કાઢને ! પકડ એને. એનું એ જ 'ના' કહે છે, એનું એ જ 'હા' કહે.

**પ્રશ્નકર્તા :** સમજ પડે કે આવું છે, એટલે પછી ફરી જાય.

**દાદાશ્રી :** ત્યારે શી સમજથી અવળું થઈ ગયું હતું ? તે નથી ગમતું, એ શી રીતે એનું ગમતું થઈ ગયું ? પહેલાં ગમતો હતો શા આધારે ? એ જેના આધારે ચાલે છે ને, એના આધારે ચલાય નહીં. એની પર વિવેક જોઈએ.

તેથી આ નોકરી બધું છોડી દેવાનું કારણ જ આ છે કે મનના કહેવાના આધારે ચાલ ચાલ કરે છે. વિવેક, સદ્‌વિવેક તો હોવો જોઈએને ! મન તો ફિઝિકલ છે, એવું તું ના જાણે ?

**પ્રશ્નકર્તા :** એવું ઘણીવાર સાંભળેલું દાદા પાસે, કે મન ફિઝિકલ છે.

**દાદાશ્રી :** સાંભળેલું ને, પછી ? તારે પાંસરું રહે છે કે નથી

રહેતું ? મન તો કહેશે, 'આ મને ગમે છે.' આપણે કહીએ, 'ના, જેવો ભરેલો માલ હોય તેવો નીકળે.' પણ આજનું આપણું જ્ઞાન ના કહે છે, કે એ સ્વીકારશો નહીં. તુંય એવું કરે છે કે થોડો વિવેક રાખે ?

**પ્રશ્નકર્તા :** રાખું છું.

**દાદાશ્રી :** ત્યારે સારું. ધ્યાનમાં લઈશ કે બધી વાતો ?

**પ્રશ્નકર્તા :** લેવાની જ ને.

**દાદાશ્રી :** આવતી સાલ લઈશ ? થોડા અનુભવો થયા પછી, નહીં ?

**પ્રશ્નકર્તા :** ના, એવું નહીં દાદા, અત્યારથી જ.

**દાદાશ્રી :** ત્યારે ખરું. ભૂલ થાય તો કહી દઈએ કે આપણી ભૂલ થઈ ગઈ છે. આપણે અહીં તો બધી ભૂલો માફ જ હોય છે ને ! આપણે અહીં કંઈ ઓછાં ગુનેગાર ઠરાવવાનાં ? શાથી ભૂલ થઈ, એ અમે સમજી ગયાં કે 'વ્યવસ્થિત'. તારી ઈચ્છા હોય નહીં. તું તો એમ કહેતો હતો કે હવે મને ગમતાં જ નથી એવા વિચાર આવ્યા ને પછી ગમે છે તેવા વિચાર આવ્યા. શા ઉપરથી તું કહે છે ?

**પ્રશ્નકર્તા :** બીજી બધી વસ્તુ જુદી છે પણ ના પૈણવામાં તો આમ ડિસિઝન (નિર્ણય) આવી ગયેલું ને !

**દાદાશ્રી :** તું શેના આધારે ચાલે છે, શેના ઉપર આધાર રાખે છે ? આ મનના આધારે ચાલતો હોય તો તું પૈણ્યા વગર રહેવાનો નથી. આ તને કહી દઉં. આ મન તો બોલ્યા વગર રહેવાનું નથી. એક દહાડો ખૂબ બોલશે, 'પૈણ, પૈણ, પૈણ, પૈણ. પેલી જ પૈણ, તેં જે જોઈ તે જ !' હવે શું સમજણ પડે આમાં છોકરાઓને, આ બેભાન છોકરાઓને ? તું સમજજે, હં. મહીંથી તારામાંય બોલશે, પૈણો. માટે અક્ષરેય માનીએ નહીં. આપણે વિવેક રાખવો પડે.

મનનો ચાલ્યો તું ચાલું છું. 'હવે મને નથી ગમતું, હવે મને

ગમે છે, આમ થાય છે, તેમ...' કેવી રીતે ના ગમતું થયું ? ના ગમતો મહેમાન આવે તોય ગમતો કહેવાય. શેના ઉપર ચાલે છે એ આધાર રાખે છે ? તું શેના ઉપર ચાલે છે.

**પ્રશ્નકર્તા :** મન પર ખરું ?

**દાદાશ્રી :** આજે મહીંથી વિચાર કોણ કરતું'તું ? એને કોણે મોકલ્યો ? પણ એ કહ્યું કોણે ? એ ખોળી કાઢને ! કોઈના કહ્યા વગર તું કશું કરતો નથી. તારો પોતાનો તો અભિપ્રાય છે જ નહીં તારી પાસે. એ ખોળી કાઢ્યું તેં ? કોણ કહેતું હતું ?

**પ્રશ્નકર્તા :** એ બહુ ખબર ના પડે.

**દાદાશ્રી :** મહીંથી નહોતું બોલતું ?

**પ્રશ્નકર્તા :** એટલે મહીંથી વિચાર આવે, ચાર-પાંચ વખત ને પછી જતો રહ્યો.

**દાદાશ્રી :** તો જો એને. એક સેકન્ડ વારેય નહીં ચાલે ત્યાં, એ જ પૈણાવી દેશે.

પોતાનો અભિપ્રાય ના જોઈએ ? સારાસાર વિવેકપૂર્વકનો અભિપ્રાય પોતાનો ના જોઈએ ? બીજું છે એ તો ગયા અવતારે ભરેલો માલ છે, જેવો સમજેલો એવો ભર્યો હતો.

મનના કહ્યા પ્રમાણે આપણે ના ચાલવું જોઈએ. આપણા ધ્યેય પ્રમાણે મનને ચલાવવું જોઈએ. અને ધ્યેય પ્રમાણે ના ચાલે તો ટકોર કરવી જોઈએ, બસ. મનના કહ્યા પ્રમાણે ચાલીએ તો વાંધો નથી, પણ આપણા ધ્યેય મુજબ હોય તો. નહીં તો ધ્યેય વિરુદ્ધ હશે તો ફસાવી મારશે, તો મારી નાખશે. એટલે ધ્યેય પ્રમાણે હોવું જોઈએ.

એટલે આપણે અહીંથી સ્ટેશને જવું છે, તો એની મેળે છે તે અહીંથી કોઠીના ચાર રસ્તા ભણી જાય, તે ભલે જતું, આપણને વાંધો નથી. અને વઢવા-કરવાની જરૂર નથી. અને ચાર રસ્તા પછી રાજમહલ

રોડ ઉપર ફરવા માંડ્યું, એટલે આપણે મારી-ઠોકીને, સીધા કરીને સીધા રસ્તે લઈ જવાના. કારણ કે ધ્યેય ચૂકાવડાવે છે એ.

## અભિપ્રાય, ગમતાનો જ !

**પ્રશ્નકર્તા :** એવો મારો અભિપ્રાય હોય કે સત્સંગમાં જવું છે, દાદાની સાથે જ રહેવું છે. એ પોતાનો અભિપ્રાય જ હોય છે ને ?

**દાદાશ્રી :** એ અભિપ્રાય હોય પણ મન નહીં રહેવા દે. તું મનના કહ્યા પ્રમાણે ચાલે તો એ બ્રહ્મચર્ય નહીં પાળવા દે. એ તો તને પૈણાવશે.

**પ્રશ્નકર્તા :** પણ એ કઈ રીતે, મને સમજાતું નથી.

**દાદાશ્રી :** તું મનનું માનું. મનના કહ્યા પ્રમાણે ચાલે તું, તારા અભિપ્રાયનું ઠેકાણું જ નથી. તારું સ્ટ્રોંગ નથી.

**પ્રશ્નકર્તા :** આપની પાસે આવ્યો ને, ત્યારથી જ એવું હતું કે દાદાની સાથે જ રહેવું છે એમ.

**દાદાશ્રી :** એ બધું હોય. એ તો આ મન કહે છે પછી.

**પ્રશ્નકર્તા :** મન કહેતું હોય તો આ પાંચ વર્ષ થયાં. આ પાંચ વર્ષમાં એવું બતાવેને કે હવે નથી જવું, પણ એવુ ક્યારેય નથી બતાવ્યું.

**દાદાશ્રી :** એ મન જ કહે છે. મન આડું નથી થયું એટલે રહ્યું છે. બાકી આ નોકરી છોડવાનું કોણ કહે છે ? એ બધું મન જ કહે છે.

**પ્રશ્નકર્તા :** એક્ચ્યુઅલી (ખરેખર) કેવું છે કે પહેલેથી જ નોકરી કરવા જવું જ નહોતું. પણ આમ સંજોગ એવા હતા એટલે છૂટકો નહોતો એટલે જતો'તો. પણ જેમ જેમ સંજોગ બાઝતો ગયો એમ પેલું છૂટતું ગયું.

**દાદાશ્રી :** એ મન જ ના પાડે છે. તું કહેતો'તોય ખરો કે નોકરીમાં ત્યાં જઉં તોય મને ગમતું નથી. તે તું કહું અને જનાર તું, 'ગમે નહીં' એનું શું કારણ ? પેલું મન ના પાડે એટલે.

**પ્રશ્નકર્તા :** એ તો મને ક્યાંય ગમતું નથી, કોઈ જગ્યાએ ગમતું જ નથી મને.

**દાદાશ્રી :** એટલે તારું આ મન જ એવું છે. તને તો આ પગાર આપતા હતા તોય નહોતું ગમતું. ત્યાંથી ના સમજી જઉં કે આ કોના આધીન ચાલે છે ? બ્રહ્મચર્ય પાળવાની વાતો આ મનને આધીન ચાલે છે.

**પ્રશ્નકર્તા :** દાદાનો સત્સંગ છોડીને ત્યાં નોકરીએ જવાનું થાય તો ના જ ગમે ને !

**દાદાશ્રી :** ના ગમે એ વસ્તુ જુદી છે. પણ પહેલાં આપણે સંસારી કાર્યો છોડી ના દેવાય. તું નોકરી છોડી દઉં તે ચાલે ?

**પ્રશ્નકર્તા :** નોકરી કરવાની ઇચ્છા જ નથી થતી.

**દાદાશ્રી :** કોઈ પણ માણસ નોકરી-ધંધા વગર ભાગ્યે જ રહી શકે. ના રહી શકે.

**પ્રશ્નકર્તા :** અત્યારે પછી મારે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એ થાય તો બહુ સારું.

**પ્રશ્નકર્તા :** તમારા આશીર્વાદ હોય ને ?

**દાદાશ્રી :** આશીર્વાદ હોય.

આખી દુનિયાના મોટામાં મોટા માણસો, સંતોય મનના ચલાવ્યા ચાલે, તો ગબડી જાય છે. આ તો આપણે જ્ઞાન આપીએ એટલે થોડું મન ઉપર વિજય મેળવે છે, તોય મન ચાર-પાંચ કલાક માથાકૂટ કરે ને, તો પછી ગબડી જાય માણસ.

**પ્રશ્નકર્તા :** છેલ્લા ત્રણ-ચાર દિવસથી મન એકદમ આમ સવળીએ ચઢી ગયું છે.

**દાદાશ્રી :** એ તો સીધું જ બતાવે. એ તો ક્યારેક ગાંડું કાઢે તો છ-છ મહિના સુધી જંપીને બેસવા જ ના દે તો તારો અભિપ્રાય ઊડાડી મેલે !

**પ્રશ્નકર્તા :** અત્યારનો મારો અભિપ્રાય સત્સંગમાં રહેવાનો છે, બ્રહ્મચર્ય પાળવાનો છે. મન એની સાથે સહમત થાય છે. તો અત્યારના સંજોગોમાં તો કશો પ્રોબ્લેમ નથી. તો મન ક્યારે ઊભું થાય ?

**દાદાશ્રી :** 'નથી ગમતું' થયું એટલે ત્યાં મન કહેવાય. ત્યાં મનના આધારે ચાલે છે. કોઈ પણ પ્રસંગ નથી ગમતો એ મનનો આધાર છે.

**પ્રશ્નકર્તા :** મનનો આધાર છે, પણ સાથે અભિપ્રાય છે ને ?

**દાદાશ્રી :** અભિપ્રાયમાં 'ના ગમતું' હોય નહિ ને !

**પ્રશ્નકર્તા :** નોકરી નથી ગમતી. આ સત્સંગમાં રહેવું છે એટલે નથી ગમતી.

**દાદાશ્રી :** ના, એમ નહિ. 'ના ગમતો' અભિપ્રાય ના હોય. સત્સંગમાં રહેવું ભલે, સત્સંગમાં રહેવાનો અભિપ્રાય હોય, પણ ના ગમતું ના હોય. પછી જે બન્યું એ કરેક્ટ. એ જ મનની બધી બનાવટ ને ? 'નથી ગમતું' થાય એ મનની બનાવટ બધી.

## અભિપ્રાયને વળગવું !

**પ્રશ્નકર્તા :** અત્યારે મારો અભિપ્રાય છે કે દાદાના સાંનિધ્યમાં રહેવું છે.

**દાદાશ્રી :** આ તો મન છે, તે તને સહમત થયું છે. તે છટકબારી ખોળે છે. 'ના ગમતું' સહન થાય ત્યારે જાણવું કે મન જીત્યું.

**પ્રશ્નકર્તા :** એ તો પહેલેથી જ એવું છે. મને કશું જ ગમતું નથી.

**દાદાશ્રી :** પણ મારું કહેવાનું કે તેથી હું તને ચેતવું છું ને આ !

**પ્રશ્નકર્તા :** એટલે અત્યારનાં સંજોગોમાં મારે ગોઠવણી શી કરવાની ?

**દાદાશ્રી :** મનને ના ગમે એવી વસ્તુ ના રહેવી જોઈએ, 'ના ગમતું' હોવું ના જોઈએ. 'મને નથી ગમતું, મને નથી ગમતું' એ કહ્યું એટલે પોતે થઈ ગયો નિર્બળ. પોતે આમાં ન્યુટ્રલ થઈ ગયો. એટલે પછી પોતાનું ચલણ જ ના થયું કહેવાય.

અમને દરેક ચીજોમાં ગમે છે ને તબિયત બગડી હોય તોય ગમે ને આમ થયું હોય તોય ગમે. આ તો પેલા નાનાં નાનાં છોકરાઓએ નક્કી કર્યું છે ને કે 'અમારે પૈણવું નથી' એના જેવી વાતો. કેટલુંક સમજ્યા વગર હાંક્યે રાખે.

નહીં પૈણો તેનો વાંધો નથી. 'વ્યવસ્થિત'માં હોય અને ના પૈણે તો અમને વાંધો નથી. પણ 'વ્યવસ્થિત'માં ના હોય અને પાછળ મોટી ઉંમરે બૂમાબૂમ કરે કે હું પૈણ્યા વગર રહી ગયો, તો કોણ કન્યા આપે ? પેલો છે તે બ્રહ્મચર્ય પાળી શકે. કારણ કે એ મનનું માનતો જ નથી. બિલકુલેય નહીં ને ! મનનું કશુંય માનવું ના જોઈએ. આપણો અભિપ્રાય જ માનવાનો ને મનનું થોડુંક માનીએ એટલે બીજી વખત ચઢી બેસે પછી તો.

**પ્રશ્નકર્તા :** મારું મન આવું બધું બતાવે કે સત્સંગમાં બેસવું છે, દાદા પાસે જવું છે.

**દાદાશ્રી :** મારું કહેવાનું કે આપણા અભિપ્રાય પ્રમાણે જો મન થતું હોય તો આપણે એક્સેપ્ટ છે.

**પ્રશ્નકર્તા :** મારે એ તો અભિપ્રાય છે જ અંદર પડેલો કે જ્ઞાની પુરુષના સત્સંગમાં જ પડી રહેવું છે.

**દાદાશ્રી :** એ બધું ખરું. એ અભિપ્રાયવાળું મન થઈ જાય તો સારું, પણ મન જ્યારે સામું પડશે તે ઘડીએ તને ડુબાડી દેશે.

## મનની વાતો કાપો...

મન તો ક્યારે જીતી શકે ? એની આંખ ખેંચાય, તે મનના આધારે આંખ ખેંચાય છે. એ સમજી જાય. પછી તરત જ મનની બધી વાતો કાપી જ નાખે. અહીં આવવાનું મન ચરબી કરે છે, પણ તે આમાં કાપી નાખે. મન છટકબારી ખોળે, જ્યાં આગળ મહેનત ના પડે ને, ત્યાં મન પેસી જવા ફરે. મનના કહ્યામાં ના ચાલે તો રાગે પડે. એને ભણવાનું બિલકુલેય ગમતું નહતું. મેં કહ્યું કે ભણ્યા વગર ચાલે નહીં. તરત એણે મનને મારી-ઠોકીને સીધું કરી નાખ્યું.

**પ્રશ્નકર્તા :** મને બહુ પહેલેથી જ આવું છે. જ્ઞાન પહેલાંય મને કશું ગમતું જ નહોતું.

**દાદાશ્રી :** આ છટકબારી ખોળે, જે પોતાને ગમે. કશી મહેનત ના હોય, ભાંજગડ ના હોય, ત્યાં આગળ હલકું હોય, ત્યારે ગમે. ખૂબ મહેનતનું કામ કરવાનું આવે કે એવું તેવું હોય કે માથાફોડ કરવાની હોય તો ના ગમે.

**પ્રશ્નકર્તા :** અહીં સત્સંગમાં કંઈ મહેનત કરવાની હોય કે માથાકૂટ કરવાની હોય તો બધું કરું.

**દાદાશ્રી :** એ વાત જુદી છે.

**પ્રશ્નકર્તા :** બહાર શેના માટે મજૂરી કરવાની ? હવે જરૂર શી રહી ?

**દાદાશ્રી :** જરૂર શી ને ના જરૂર શી ? એવું ના હોય. એ આપણો અભિપ્રાય થઈ ગયો કે આપણે આ આમ જ કરવું છે. 'જરૂર શી' એ ના બોલાય.

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્યની બાબતમાં કોઈ ગમે તેટલી મારી પાછળ

માથાકૂટ કરે તોય મહીં કશું હાલે નહીં મને.

**દાદાશ્રી :** કો'કથી ના હાલે પણ તારા મનથી હાલી જાઉં. કો'કના માટે તો તું ગાંઠે જ નહિ. કોઈનેય ગાંઠે નહિ.

**પ્રશ્નકર્તા :** હવે એવું થઈ જવું છે કે મનનેય હું ના ગાંઠું. મનનું સાંભળું નહીં. મન પ્રમાણે ના કરું.

**દાદાશ્રી :** એવું થઈ જાય ત્યાર પછી એ સેફસાઈડ થયો કહેવાય.

## સાસરું ના ગમે, છતાંયે...

ગમે, ના ગમે, એ રહેવું ના જોઈએ. ના ગમતી સ્થિતિમાં ગયા હોઈએ ત્યાંય 'ગમે' એવું કરી નાખવું જોઈએ. અને ગમતી સ્થિતિમાંય ગમે એવું કરી નાખવું જોઈએ. 'ના ગમે' એ શબ્દ બોલ્યો ને ત્યાંથી જ અમે જાણીએ કે આ મનના આધારે ચાલે છે.

**પ્રશ્નકર્તા :** ખરું છે, એ કરેક્ટ છે.

**દાદાશ્રી :** આ છોડીઓય સાસરે જાય ને સાસરે એને ના ગમે મહીં. તે ઘેર જઈને, પિયરમાં જઈને વાત કરે કે મને ગમતું ન હતું ત્યાં આગળ. ત્યારે ઘરવાળા કહે છે, 'ના, ત્યાં રહેવું જ પડે. ચાલે જ નહીં'. અને કેટલીક પિયરે જાય ત્યારે ના ગમતું હોય એને. હા, તે પિયરવાળા કહે કે એવું ના રાખીએ ! ના ગમતું તે હોતું હશે ?

## અભિપ્રાય પ્રમાણે ચાલનારાં !

'આમને' (નીરુબેનને) છે તે ના ગમતું કશું નહીં, બધું જ ગમે. આટલા વર્ષોથી નિરંતર અમારી જોડે ને જોડે જ રહ્યાં છે પણ એમને કશી ભાંજગડ નહીં ને ! કારણ કે એ એમના (ધ્યેયના) અભિપ્રાય પ્રમાણે ચાલનારાં ! એ મનને ગાંઠે જ નહીં. તે અમે એમની જોડે એક શર્ત કરેલી. મેં એમને કહેલું, 'આ બ્રહ્મચર્ય તમારે પાળવું પડશે, તે આવી રીતે ચાલશો તો જ પળાશે.'

**પ્રશ્નકર્તા :** એટલે કેવી રીતે ?

**દાદાશ્રી :** પોતાના અભિપ્રાય ઉપર સ્ટ્રોંગ રહેવું જોઈએ. બીજું શું કરવાનું ? તે એમ જ રહે છે. અને તું તો મહીં જો મન કંઈ બોલવાનું ચાલુ કરે તે સાંભળ સાંભળ કરે. પછી હમણે તો કલાક સુધી કાઢી મેલે, બે કલાક સુધી કાઢી મેલે, ચાર કલાક કાઢી મેલે. પણ પછી એક્સેપ્ટ તું કરી લઉં. એ ચાલે નહિ.

**પ્રશ્નકર્તા :** આમ તો અમે અભિપ્રાયમાં સ્ટ્રોંગ છીએ ને ?

**દાદાશ્રી :** તે અભિપ્રાય સ્ટ્રોંગ છે, પણ મન જ્યારે સામું થાય ને, અત્યારે વખતે થોડીવાર સામું થયું હોય તોય છે તે તમે કાઢી નાખો એને. પણ ચાર-ચાર, છ-છ મહિના જો એ માલ નીકળ્યો તો બગડી જાય !

**પ્રશ્નકર્તા :** મન સામું થાય ત્યારે પોતે પોતાના અભિપ્રાયમાં સ્ટ્રોંગ રહેવું અને જે મન બતાવે એને 'જોયા' કરવું ?

**દાદાશ્રી :** હા, એને જોયા કરવું. ત્યાં અમને પૂછે કે આવું થયા કરે છે. હવે શું કરવું ? અમે એને સ્ટ્રોંગ કરી આપીએ, કે ભઈ, સાંભળીશ જ નહીં. તું એને જોયા કર. જોયા જ કરવાનું છે. પછી આપણને ગમતું હોય, આપણા અભિપ્રાયમાં હોય તો એ પ્રમાણે તો મન ભલે ને એડજસ્ટ થતું હોય, એનો કશો વાંધો નહીં. આપણને ગમતું હોય ને એને ના ગમતું હોય, એને ગમતું હોય ને આપણને ના ગમતું હોય. કારણ કે આ મન એ જુદી વસ્તુ થઈ ગઈ ને, એટલે અમે જીતીને બેઠેલા.

## જ્ઞાનીના અભિપ્રાયો ને મન !

**પ્રશ્નકર્તા :** તમારે એવું થાય કે તમારા અભિપ્રાયથી મન જુદું બતાવે ?

**દાદાશ્રી :** ના, જુદું ના બતાવે. કો'ક વખત જુદું બતાવે એટલે

બતાવે તે કેવું ? આમ આંગળી ઊંચી કર્યા જેવું. બાકી, ના બતાવે. તમારેય આવું થાય તો તમારું કામ નીકળી જાય ને !

**પ્રશ્નકર્તા :** અમે પહેલાનું મન એવું લઈને આવેલા એટલે આવું થયા કરે ? એટલે મન આવું ઊંધું બતાવે ?

**દાદાશ્રી :** મનનો શો સવાલ ? તમારું ઠેકાણું નથી. મન તો બિચારું ન્યુટ્રલ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** મારું એટલે ?

**દાદાશ્રી :** તમે પોતે.

**પ્રશ્નકર્તા :** અહંકારનું ?

**દાદાશ્રી :** તમારા અભિપ્રાયનું ઠેકાણું નહીં ને એ બદલાઈ જાય તો તમે બદલાઈ જાવ. મન તમને ફેરવી નાખે. તમારે મનને ફેરવવું જોઈએ.

## જમવાનું, મન મુજબ !

**પ્રશ્નકર્તા :** એક વખત અમે એકલો ભાત જમતા હતા, તે આપે છોડી દેવાનું કહ્યું હતું.

**દાદાશ્રી :** હા, તે છોડી દેવાનું કહ્યું હતું. આ તો પોતાને ફાવે એવું વર્તે છે. આ કંઈ પૂછી પૂછીને ઓછાં કરે છે ? પોતાને ફાવે એવું. આજે મનમાં ધૂન આમ આવી તો આમ કરે અને કાલે ધૂનમાં આમ આવ્યું તો આમ કરે. એવું કરો એનો અર્થ એવો નહિ કે તારું શરીર નિર્બળ થતું હોય તોય કરવું. એટલે અમે કહીએ, આ આનાથી થતું નથી, શરીર દુર્બળ થઈ જાય છે માટે ના કરીશ, છોડી દે. બાકી, સાધુઓને તો એક જ વખત આહાર કરવાનો કહ્યો છે. કારણ કે એમને ફાંકા ના પડે, શક્તિ વધારે હોય.

**પ્રશ્નકર્તા :** સાધુઓને એક વખત આહાર કરે ને ચાલે એટલી શક્તિ મળી રહે ?

**દાદાશ્રી :** એ બધા નિયમવાળા. તમે ઠોકાઠોક કરો. સારું લાગે એ ઠોકાઠોક કરો. તમને કોઈ જાતનો નિયમ નહીં, ભાન નહીં, કશું જ નહીં ને ! એ તો લેવલવાળા, નૉર્માલિટીવાળા. બધું પદ્ધતિસરનું. તમે તો સારું લાગે તો દસ ડીશ આઈસ્ક્રીમ ખાઈ જાવ.

**પ્રશ્નકર્તા :** પહેલાં એવું બધું કરતો હતો.

**દાદાશ્રી :** મન તો એવું જ ને ? તું કરતો કે નહતો કરતો, પણ આજેય મન તો એવું જ ને ?

**પ્રશ્નકર્તા :** હવે મન એવું બતાવે નહીં. આઈસ્ક્રીમ ખાવાનુંય ના બતાવે.

**દાદાશ્રી :** એ નહીં ને બીજું પેસી જાય. હું કહું તેનું તારણ કાઢતાં ના આવડે ? અમને મન કહે કે એક મઠીયું વધારે ખાવ, તો અમે ના પાડીએ. મન કહે કે ચાલશે, તોય કાઢી નાખીએ.

## ફોડ પડે ત્યાં ઉકેલ !

**પ્રશ્નકર્તા :** આવા ફોડ પાડો ત્યારે સમજાય. ત્યાં સુધી વાત પહોંચતી પણ નથી.

**દાદાશ્રી :** એ જ અજાયબી છે ને ! ફોડ પાડવો પડે છે, એ જ આ જમાનાની અજાયબી જ કહેવાય. હું તો લેટ ગો કરું કે આમને સમજણ જ નથી ત્યાં શું થાય !

આપણા આજના જ્ઞાનને મળતું આવે, તો એને લેટ ગો કરવાનું. જે નથી મળતું આવતું, તેને નહીં ચાલવા દેવાનું.

**પ્રશ્નકર્તા :** આપ આવો ફોડ પાડો છો ને સ્પષ્ટીકરણ કરો છો, પછી સમજાય. ત્યાં સુધી સમજાતું નથી.

**દાદાશ્રી :** ફોડ પડે તોય સમજણ ના પડે ને ! એ તો કહેતાં કહેતાં કહેતાં, એમ કરતાં કરતાં કરતાં બધું કો'ક દહાડે સમજાશે તને !

તને એકલાને જ નહીં, આ બધાંનેય એવું, મોટા મોટાઓનેય ઘણે દહાડે સમજણ પડે.

**પ્રશ્નકર્તા :** આ મન ઉપરની જે વાત કાઢી ને તેમાં મનેય કેટલીક સમજણ નથી પડતી.

**દાદાશ્રી :** તે શી રીતે સમજણ પડે ? એ તો જોયેલું જ નહીં ને ! સાંભળેલું જ નહીં ને ! આ કંઈ દાળ-ભાત, રોટલી જેવી ચીજ છે કે તરત સમજણ પડી જાય ?

**પ્રશ્નકર્તા :** આમ લાચારી જેવું લાગે છે કે દાદા, આપણો રોગ કાઢવા કહે છે પણ આપણને સમજણ પહોંચતી નથી.

**દાદાશ્રી :** શી રીતે પહોંચે પણ તે ? એ તો પહોંચતું નથી. એ તો સારા છે હજુ, વિરોધ નથી કરતા એટલા સારા છે હજુ. બાકી, પહોંચે નહીં, એને તમેય શું કરો ? હુંય સમજું કે પહોંચતું નથી.

**પ્રશ્નકર્તા :** આ તો પુણ્યથી ચોંટી ગયા હોઈએ ને એવું છે.

**દાદાશ્રી :** ત્યારે પુણ્યૈ જ ને ! બીજું શું તે ? નહીં તોય પુણ્યૈ જ હોય.

**પ્રશ્નકર્તા :** દાદા કહે છે એ તો સમજ પડવી જોઈએ ને ?

**દાદાશ્રી :** ના પડે. આ તો જ્ઞાન આપ્યું છે તો થોડી સમજણ પડે. થોડીઘણી, તેય ઉપર ઉપરનો સ્થૂળ ભાગ જ. સૂક્ષ્મ, સૂક્ષ્મતર એવું કશું નહિ. આ કંઈ લાડવા ખાવાના ખેલ છે ? આ જેટલું લાંબું દેખાય છે ને, એટલું જગત નથી લાંબું. બહુ વિશાળ લાંબું છે.

## સમજણની સિલ્લક ખપે...

**પ્રશ્નકર્તા :** આમ થોડુંઘણુંય સમજાવું જોઈએ ને ?

**દાદાશ્રી :** એ કૉમનસેન્સ હોય તો સમજાય. કૉમનસેન્સ થવા માટે સરળતા જોઈએ. સરળતા ને મૃદુતા-બે, એ બધું તમારામાં હોય નહીં ને !

**પ્રશ્નકર્તા :** તો સમજણ ઊભી થવા કંઈ રસ્તો તો હશે ને ?

**દાદાશ્રી :** એ તો એની મેળે અથડાશો, કૂટાશો પછી થશે ને ! દરેક વસ્તુ અથડાવાથી, કૂટાવાથી ગોળ થઈ જાય. તેય અહીં ને અહીં (બ્રહ્મચારીના ટોળામાં રહીને), નહીં તો તેય ના થાય.

**પ્રશ્નકર્તા :** મને લાગે છે કે અમારી પુણ્યૈ જ છે, સમજણ નથી.

**દાદાશ્રી :** સમજણ હતી જ ક્યાં તે ? ક્યાંથી લાવે ? આ તો જેમ તેમ કરીને. બીજી સમજણ હતી જ ક્યાં તે ?

**પ્રશ્નકર્તા :** આ બધાથી છૂટકારો કરવો પડશે ને ?

**દાદાશ્રી :** એ તો એની મેળે અથડાઈ અથડાઈને નીકળી જશે. મૂર્તિનું ભાંગશે, તારું શું ભાંગવાનું છે ? પથરા ભાંગશે તો મૂર્તિના ભાંગશે. પહેલાં તું મૂર્તિ હતો ત્યાં સુધી મારું નુકસાન થયું એમ કહેતો હતો.

કૉમનસેન્સ ખીલેલી હોય તો રસ્તો કાઢે. તમે ગૂંચવીને આવો ને કૉમનસેન્સવાળો ગૂંચાયેલું ઊકેલીને આવે. ગૂંચ કાઢી નાખે તરત જ.

**પ્રશ્નકર્તા :** એટલે અથડાવું ખરું પણ પકડ પકડવી નહીં.

**દાદાશ્રી :** પકડ પકડે એટલે વધારે નુકસાન થાય. એનાથી તો આ બધું ઊભું થયું. એને જક્કી કહેવાય. તેથી આ બધું બહુ નુકસાન કરી નાખે. ગમ્મે એટલી લાતો વાગે પણ નહીં છોડું, કહેશે. એટલે બધું છોડવું પડશે ને આ ?

એ પ્રકૃતિ સ્વભાવ બધો, એ જાય નહીં ને ! આમ બહુ સારા, ચોખ્ખા તેથી આવા દુર્ગુણ પેસી જાય ને. ચોખ્ખા માણસને જક્કીપણું બહુ પેસી જાય. મેલાને જક્કીપણુંય ના હોય. વધારે જક્કીપણાથી નુકસાન બહુ થાય. કારણ કે જક્કી માણસ પ્રોટેક્શન (બચાવ) કરવા જાતજાતના, ગમે તેવા ખરાબમાં ખરાબ નુસખા કરે. હલકી કોટીના નુસખા હઉ કરે. પોતાની વાત ખરી કરાવવા માટે જક્કે ચઢે.

આ તો બહુ ઊંડું છે. આપણે મોક્ષે જવાની વાત કરો ને, બીજી બધી ભાંજગડો કરવા કરતાં !

**પ્રશ્નકર્તા :** પોતાનો અભિપ્રાય જુદો હોય અને મન જુદું દેખાડે.

**દાદાશ્રી :** મન તો ગયા અવતારનો અભિપ્રાય છે અને આજના જ્ઞાનના આધારે આ અભિપ્રાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે મહીં વિરોધાભાસ ઊભા થયેલા.

**દાદાશ્રી :** સંઘર્ષણથી છે, તેથી જ આ જગત બધું ચાલી રહ્યું છે. મન કહે છે કે નોંધ લેવાની અને તમને આજનું જ્ઞાન કહે કે નોંધ લેવાની નથી. તે એમનું સંઘર્ષણ ચાલ્યા જ કરે.

## મનમાં તન્મયાકાર કોણ ?

**પ્રશ્નકર્તા :** હવે એમાં ડિમાર્કેશન કેવી રીતે થાય કે આ મન દેખાડે છે અને આ પોતાનો અભિપ્રાય છે. ઘણી વખત મન એવું ફરી વળે કે અભિપ્રાય બધાંને ફેંકી દે.

**દાદાશ્રી :** આખા જગતને મન ખાઈ જાય છે. સારો વિચાર આવ્યો કે તરત એની અંદર એકાકાર થઈ જાય, ના થવું હોય તોય. એને ગમતો વિચાર છે માટે. હવે પોતાનો અભિપ્રાય તો ક્યાંયે રહ્યો !

**પ્રશ્નકર્તા :** મન એક વિચાર બતાડે છે એમાં ગમતું, ના ગમતું કોને છે ?

**દાદાશ્રી :** 'અહંકાર'ને. 'ના ગમતા' વિચાર આવે તેમાં અહંકાર એકાકાર ના થાય.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ ભાંજગડ તો અહંકારની જ રહી ને, મન કરતાંય ?

**દાદાશ્રી :** આ મનને લઈને તો છે આ બધું. અહંકાર મનમાં કશું તન્મયાકાર ના થાય તો આખો દહાડો બધુંય સારું દેખાય.

**પ્રશ્નકર્તા :** મન ગમે તે દેખાડે પણ અહંકાર ભળે નહીં તો ?

**દાદાશ્રી :** થઈ રહ્યું, છૂટો થઈ ગયો.

હવે એ તો બહારના મનુષ્યનું ગજું નહીં ને ! આ જ્ઞાન છે એટલે જ છૂટું રહી શકે. જ્ઞાન એટલે શું કરે તે ઘડીએ ? જ્ઞાતા-દ્રષ્ટા રહે. તેની મહીં તન્મયાકાર નથી થતો ને જ્ઞાતા-દ્રષ્ટા રહે.

## આ ભવનું ને પૂર્વેનું !

મન એટલે પૂર્વના આગ્રહો બધા. અને આજના જ્ઞાનના આગ્રહો એ આજના અભિપ્રાય. આજે જે જ્ઞાન ચાલતું હોય ને, કે લાંચ લીધા વગર ચાલે જ કેવી રીતે ? હવે લોકો હઉ લે છે બધાં, ને આપણે એકલાએ જ લાંચ ના લીધી છતાં લાંચ લેવાય નહિ અને અજંપો થયા કરે.

**પ્રશ્નકર્તા :** મન પૂર્વના અભિપ્રાય પ્રમાણે આજે દેખાડે અને આજનો અભિપ્રાય જુદો હોય. પણ તે ઘડીએ મનમાં ભળી જવાય તો અત્યારના અભિપ્રાયની પછી કોઈ વેલ્યુ જ ના રહી ને ?

**દાદાશ્રી :** આજનો અભિપ્રાય માર ખાઈ ગયો. આજનું જ્ઞાન નકામું ગયું.

**પ્રશ્નકર્તા :** આપણા વિજ્ઞાનમાં ગયા અભિપ્રાયથી મન ઊભું થયું તેને જોવાનું, એમાં ભળવાનું નહીં ને ?

**દાદાશ્રી :** જુએ તો તો પછી કામ જ થઈ ગયું ને ! જુએ એટલે પછી કશું રહ્યું જ નહીં. આ તો જુએ નહીં તેને માટે છે આ વસ્તુ. આ તો એના પ્રમાણે ચાલે છે ને પક્કડો પકડે છે પાછી. ચાલે તેનોય વાંધો નથી, પક્કડ પકડે છે તેનો વાંધો છે.

મહીંથી મન શું કહે ? 'આ ખાવ ને !' અમે કહીએ કે ભઈ, એ ખવાય નહીં. તમે બૂમો પાડો તો નકામું છે. અમે અમારા આજના જ્ઞાનના આધારે ચાલીએ. આજના અભિપ્રાયથી ચાલીએ. પાછલું જ્ઞાન કહે છે, ખાવ ને !

આપણું આજનું જ્ઞાન બ્રહ્મચર્ય પાળવાનું હોય અને ગયા વખતનું જ્ઞાન બ્રહ્મચર્ય પાળવાની હા પાડે. છ મહિના પછી પાછું નવી જ જાતનું બોલે કે 'પૈણવું જોઈએ'. એવું મનની સ્થિતિ એક ના હોય કોઈ દહાડોય, ડામાડોળ હોય, વિરોધાભાસવાળી હોય.

**પ્રશ્નકર્તા :** છ મહિના પછી મન પૈણવાનું બતાવે, જુદું જુદું બતાવે. તો અમુક સમય આવો જ્ઞાનમાં જાય તો પછી મન એકધારું બતાવતું થઈ જાય ને ? પછી આડુંઅવળું બતાવતું બંધ ના થઈ જાય ?

**દાદાશ્રી :** ના, એવું ના થાય. ઘૈડો થાય તોય પૈણવાનું કહે ને ! પોતે મનને કહેય ખરો કે 'આ ઉંમર થઈ, છાનું બેસ ! એટલે મનનું ઠેકાણું નથી એમ સમજીને મનમાં ભળવાનું જ નહીં. આપણા અભિપ્રાયને માફક હોય એટલું મન એક્સેપ્ટેડ.

## એ છે છટકબારી !

**પ્રશ્નકર્તા :** અત્યારનો અભિપ્રાય એવો છે, દાદાની જોડે રહેવું છે, કોઈ પણ ભોગે. આ નોકરી ગમતી નથી.

**દાદાશ્રી :** એ છટકબારી છે, ભાગી છૂટવું છે.

**પ્રશ્નકર્તા :** મનમાં એમ લીધું કે નોકરી ગમે છે અને નોકરી ના કરીએ ને આ રીતે રહીએ તો વાંધો શું છે ?

**દાદાશ્રી :** મનમાંથી નીકળી જવું જોઈએ. મનમાંથી નીકળી જાય તો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** પછી નોકરી ના કરે તો ચાલે ?

**દાદાશ્રી :** પછી વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** આ તો સહેલું થઈ પડે ને ?

**દાદાશ્રી :** મન ગમતું, ના ગમતું ના બતાડે. અહીંયા આવેલો પછી નોકરી પર મોકલે તો પાછો ત્યાં એડજસ્ટ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ એ તો પછી નોકરીએ જવાનું ના થાય ને ?

**દાદાશ્રી :** એ જ છટકબારી ને ! ભાગી છૂટવાનું. આ તો મહિના સુધી રહે પણ પોતાનો પુરુષાર્થ જાગ્યો નથી. આ તો મન જ પાછું વળ્યું છે. એટલે એ જાણે કે હું વળ્યો છું. બધું મનના કહ્યા પ્રમાણે ચાલ ચાલ કરે છે. છટકબારી છે એવી ખબર પડે ? તમે સાચા રસ્તે ચઢ્યા હોય ને તો બધાય સંજોગો સારા આવતા જાય. રસ્તો ઊંધો હોય તો બધા જ સંજોગો ધીમે ધીમે વિકટ થતા જાય. પછી સંઘર્ષ કરી કરીને જીવો, એનો શો અર્થ ?

## તમામ ખેંચો તોડ્યા પછી 'આ' પદપ્રાપ્તિ !

ખેંચ છે, તે તારી છે કે પેલા મનની છે ?

**પ્રશ્નકર્તા :** એ એમાં મનની હોય કે અહંકારની હોય ?

**દાદાશ્રી :** અહંકારેય તું નથી ને ખેંચેય તું નથી, મનેય તું નથી. તું જુદો છે એનાથી, પછી તારે શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** ના, એ ખેંચ વખતે એ દેખાય છે કે આ ખેંચ છે, આ ખોટી છે, છતાં એ વખતે પાછું આવું ચાલ્યા જ કરે છે.

**દાદાશ્રી :** મહીં દેખાડે. તું એક દહાડો મને કહેતો હતો કે 'નીચે જઈ આવું.' પછી તું નીચે ગયો એટલે મારા મનમાં વિચાર આવ્યો કે હવે આના કરતાં આપઘાત કરવો સારો, કોઈ સુધરતું ના હોય તેના કરતાં. એટલા માટે શું મારે એ કરવું ? આવું મહીં દેખાડે તેથી આપણે કરવું ?

**પ્રશ્નકર્તા :** એ દહાડે વિચાર હતો ને આ તો ખેંચ છે. ખેંચ બહુ જુદી વસ્તુ છે. વિચાર હોય તો તો વિચારને ના ગાંઠુ. પણ આ ખેંચ થાય ત્યાં ખેંચાઈ જવાય છે પછી.

**દાદાશ્રી :** અરે, આ બધી ખેંચો તોડીને હું આ 'દાદો' થયો છું. અને તમને શીખવાડું છું, ખેંચ તોડો. જો હું માથે છું તો તૂટશે, નહીં

તો નહીં તૂટે. ખેંચ તૂટે એવી નથી. પણ હું છું તો તૂટશે. ગમે એવા પહાડના પહાડ તૂટી જશે, હું છું તો ! નહીં તો નહીં તૂટે. માટે તોડી નાખવું છે કે રાખી મૂકવું છે ? આપણા મહાત્માઓ જે માંગે તે આશીર્વાદ આપું છું ને, અને એને ફળિભૂત થાય છે એનું શું કારણ હશે ? અંદર ચૌદ લોકનો નાથ પ્રગટ થઈ ગયો છે ! ભગવાન પ્રગટ થયા ત્યાં બાકી શું રહે ? એટલે અત્યારે તમારે ખેંચો-બેંચો બધુંય નીકળી જાય એવું છે. ના નીકળી જાય ?

**પ્રશ્નકર્તા :** નીકળી જાય.

**દાદાશ્રી :** તારે ખેંચો કાઢવી છે ?

**પ્રશ્નકર્તા :** કાઢી જ નાખવાની છે.

**દાદાશ્રી :** ખેંચ ગયા પછી શાંતિ વધારે રહેશે કે ઓછી રહેશે ?

**પ્રશ્નકર્તા :** વધારે રહે.

**દાદાશ્રી :** ત્યારે પછી હવે કાઢી નાખે તો શું ખોટું ?

**પ્રશ્નકર્તા :** દાદા, એને મહીંથી સપોર્ટ (આધાર) હોય છે. એટલે પછી જતી નથી.

**દાદાશ્રી :** હા, પણ તું અંદર મારી રૂમમાં બેસવાનું કહેતો'તો. તે અમે કહ્યું કે ડીસમીસ કરીશું એટલે તેં બંધ કરી દીધું કે ના બંધ કરી દીધું ? આ ખેંચ કરવી સારી કે આ ખેંચ ના કરવી સારી ? આ ખેંચ કરીશું તો ડીસમીસ થઈશું. તો પછી તેં કયું છોડી દીધું ?

**પ્રશ્નકર્તા :** અંદર બેસવાનું.

**દાદાશ્રી :** હા, બેસવાનું છોડી દીધું. કારણ કે, જાણે કે મારા હિતમાં છે આ. એવું આને તું હિત માનું છું, સમજું, તો ખેંચ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** દાદાનું કહેલું કડવું હોય જ નહીં.

**દાદાશ્રી :** હોય કોઈ વખત. વઢીએ ત્યારે કડવું લાગે.

**પ્રશ્નકર્તા :** આમ તો દાદાને કહે છે કે દાદા, અમને પ્રસાદી આપો, પ્રસાદી આપો. બધા એવું ઈચ્છે છે કે દાદા, અમને પ્રસાદી આપે. વાણીથી આપો કે ગમ્મે તેવી. અને જ્યારે ખરેખર વઢે અને જે અંદર હાલી જાય ત્યારે શું ?

**દાદાશ્રી :** એ હાલી જાય એ નબળાઈ છે બિચારી. એની પોતાની ઈચ્છા નથી પણ અંદર નબળાઈ ખરી ને ! આ તો બધું ન હોય મજબૂત ! આ ફ્રેકચર થયેલા મન ! આ કંઈ મન છે ? આને મન કહેવાતું હશે ? જરાક કહીએ કે દહીં ફાટી ગયું ! અને આ તે કંઈ મન કહેવાતા હશે ? લાખ ગાળો ભાંડે તોય શું ?

**પ્રશ્નકર્તા :** આમાં પોતાને સાચાપણાનો, હું સાચો છું ને દાદા કેમ આમ કહે છે, એવું લાગે છે.

**દાદાશ્રી :** એ મન ફ્રેક્ચર થઈ ગયેલું છે તેથી. અને સાચો તો હોય જ નહીં ને ! સાચો હોય ત્યારે કહું નહીં. એ તો પોતાને મન સાચો (!) હોય જ ને ! એ તો ખોટું માની બેઠો છે કે હું સાચો છું. સાચો હોય જ કેવી રીતે ? અને સાચો હોય એ અમુક બાબતમાં અમારાથી કહેવાય નહીં. એ તો વ્યવહારમાં કેટલીક ચીજ બફાય તે વાત જુદી બને. સાચો હોય એને કહેવાય નહીં. બાકી, આમ અમે ક્યારેય કોઈને કહીએ નહીં. પણ સાચો હોય શી રીતે માણસ ?

**પ્રશ્નકર્તા :** એને પોતાને લાગે, પોતાની દૃષ્ટિએ.

**દાદાશ્રી :** એ પોતાને લાગે, તે પોતાને માટે તો બધું સાચું માનેલું હોય.

## દાદાનુંય મગજ બગાડનારા !

આ જુઓને, આની ચોપડી જુદી, આના લૉઝ જુદા, આખી દુનિયાથી જુદો. એ ચાલે કંઈ ? એ તો આવડી આવડી ચોપડેને ત્યારે

ઠેકાણે આવે. એ તો પછી અમે બંધ કરી દીધું. કારણ કે એક તો શરીર મારું સારું નથી રહેતું. ભઈને વઢ્યા પછી ઉપરથી દવા ચોપડવી પડે. એટલે હું ક્યાં સુધારવા જાઉં ? પણ હવે એની મેળે રાગે પડેલું સાચું. એ તો કહેતો'તો કે થોડું થોડું સુધારજો. મેં કહ્યું, 'હું ક્યાં સુધારવા જઉં ? હું કંઈ નવરો છું આ બધું કરવા ? મારે કંઈ મગજ હોય કે ના હોય ?'

**પ્રશ્નકર્તા :** 'એવું ના થાય' એવું મન ક્યારે થાય ?

**દાદાશ્રી :** એવું છે ને, બધા આખા જગતનું મન આવું, આ તો તમારું થોડુંક થોડુંક કેળવાયેલું છે અને તમારી ઈચ્છા આવી છે કે કેમ કરતા આવું ના થાય એવી ! જેમ 'હું શુદ્ધાત્મા છું' એમ સજ્જડ થાય, અને જેમ આ તકલાદી વસ્તુઓ તકલાદી જ છે, એમ ખાતરી થાય એટલે મન ના થાય પછી. હજુ ખાતરી વધતી જશે.

## દાદા વઢે તે દોષો ખરે !

**પ્રશ્નકર્તા :** દાદા વઢે તે વસ્તુ જુદી છે, પણ બીજું કોઈ બહારનું વઢે તોય લાગી આવે.

**દાદાશ્રી :** બહારની વ્યક્તિનું તો લાગી આવે, એનું કારણ છે એ હજુ મન એવું મજબૂત નથી થયું ને. અને દુઃખ સહન કરવાની શક્તિ જ નહીં. દુઃખ સહન કરવાની શક્તિ હોય તેનું આ છૂટે. આપણે આમ કહીએ કે જે થવું હોય એ થાઓ, એમ કરીને આપણે બેસીએ તો બધું થઈ જવાનું છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, સરવાળે પણ ફાયદો જ થતો હોય છે. તે ઘડીએ ભલે મન ઢીલું પડી જાય, પણ એ આપનું જે વઢેલું હોય, એ અચૂક ઊગે છે અને એનું પાછું ખબર પણ પડે કે ના, આ બરાબર થયું છે એમ.

**દાદાશ્રી :** એ પછી ઊગે. અને પછી મજબૂત કરાવે. પેલું જરા અસર થઈ જાય, પણ પછી ઊગે અને ખબર પડે કે આ મજબૂત કરતું ગયું.

આને ખબર નથી પડતી કે અહીં બીજી સીટ (બેઠક) પર જતો રહેતો'તો. હજુ મહીં નબળાઈ બહુ ભારે છે. એટલે પેલી સીટ છૂટતી નથી.

**પ્રશ્નકર્તા :** હવે આ શુદ્ધાત્માની સીટ પર રહેવાય છે.

**દાદાશ્રી :** કાયમ ના રહેવાય પછી. પાછું કંઈક થાય.

**પ્રશ્નકર્તા :** હા, એ તો સંજોગો ભેગા થાય તો ખલાસ. એવા સંજોગો ભેગા થાય તો ભડકો થઈ જાય.

**દાદાશ્રી :** હા, થઈ જાય. એટલે બનતા સુધી સંજોગોને ભેગા કરવાની એટલી બધી શક્તિ નથી આવી.

**પ્રશ્નકર્તા :** સંજોગો ભેગા થાય એવું હોય ત્યારે ખસી જવું જોઈએ ?

**દાદાશ્રી :** ના ખસવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો શું કરવું ?

**દાદાશ્રી :** આ બે ખુરશીઓ, આ શુદ્ધાત્માની ખુરશી અને આ બીજી. આ કંઈક ઉપાધિ થાય અહીં આગળ એટલે જાણવું કે આ મારી ખુરશી ન્હોય. અહીં તારી કંઈક ભૂલ થઈ ત્યારે પોતાની શુદ્ધાત્માની જગ્યા ઉપર બેસી જવું. સહેજ પણ કંઈક ઉપાધિ જેવું લાગે તો હઠી જવું કે આ મારી ન્હોય. પણ આને તો હજુ એવું થઈ જાય તોય ત્યાં ને ત્યાં પેલી સીટ પર જતો રહે ને ?

**પ્રશ્નકર્તા :** કંઈક થાય તો જતું રહે.

**દાદાશ્રી :** ત્યાં જતું રહે. ત્યાં સુધી ભયજનક કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** પણ એ તો એવું છે કે એવું કંઈક ખોટું થાય ત્યારે જતું રહે. એટલે એને ટેકો આપ્યો કહેવાય ?

**દાદાશ્રી :** એને ટેકો આપતો નથી. એને ટેકો આપવાની ઇચ્છા

નથી, પણ એને નબળાઈ જ હતી બધી. એના અહંકારની નબળાઈ જ હતી બધી.

## મહીં રમત વૉલીબોલની !

તારા મનના કહ્યા પ્રમાણે તું કેટલો ચાલે છે ? (બીજા બ્રહ્મચારી મહાત્મા સાથે વાર્તાલાપ)

**પ્રશ્નકર્તા :** ઘણો વખત જવું પડે.

**દાદાશ્રી :** બીજાં શેના આધારે ચાલે તું ?

**પ્રશ્નકર્તા :** મનની સામે બીજું કોઈ જ્ઞાન ઊભું થાય છે કે, 'આ ખોટું છે, આમ ના થવું જોઈએ, આમ ના કરવું જોઈએ. તો પછી કોઈ વખત જ્ઞાનનો ફોર્સ જીતી જાય અને ચૂકી ગયા તો મનનો ફોર્સ જીતી જાય.

**દાદાશ્રી :** એટલે જે પક્ષ જીતે તે લઈ જાય, વૉલીબોલ જેવું !

મનના કહ્યા પ્રમાણે ખાવ છો ?

**પ્રશ્નકર્તા :** એમાં બ્રેક મારવી પડે.

**દાદાશ્રી :** બ્રેક મારવાની નહીં. બ્રેક મારી શકાય નહીં.

તારા મનમાંથી બાર મહિના પછી એવું નીકળે રોજ રોજ, મન એવું કહે કે, 'પૈણ, પૈણ, પૈણ. પૈણવું જોઈએ, પૈણવું જોઈએ !' એવું નીકળે તો તું શું કરું ?

**પ્રશ્નકર્તા :** એ તો પ્રત્યેક વિચાર આવે, તેને ઊખેડીને ફેંકી દેવાના છે.

**દાદાશ્રી :** પણ છ મહિના સુધી તું એટલો બધો પુરુષાર્થ કરે ? જો કદી તમને છ મહિના સુધી કોચ કોચ કરે તો તમારું ગજું નહીં. અને મન તો એવું નીકળે મહીંથી ! અત્યારે તમારા ધાર્યા પ્રમાણે મન નીકળે છે. તમે કહો છો, ના, તો કહે નહીં. જ્યારે એવું નીકળશે ને,

ત્યારે સાસુ-વહુ જેવું નીકળશે. 'આવી જાવ,' કહેશે. ચેતતા રહેવું. હું તમને ડિસ્કરેજ (ઉત્સાહ ભંગ) કરવા નથી કહેતો. મનની સામા થાવ હરેક રીતે. મન જે બાજુ ચાલે તે બાજુ શરીર જાય, તો ખલાસ થઈ જાય માણસ. અને જગત આખું એવી રીતે ખલાસ થઈ ગયેલું છે.

## ચાલવું, સિદ્ધાંત પ્રમાણે...

આ જ્ઞાન છે તોય તું મનના કહ્યા પ્રમાણે નથી ચાલતો ? ચાલે જ છેને ! બાકી, આ જ્ઞાન એવું છે કે પોતાના અભિપ્રાયની બહાર મનને ના ચાલવા દે. પોતાના સિદ્ધાંતને અનુસરવું હોય તો એક્સેપ્ટ (સ્વીકાર) કર. અને તમે તો તમારા સિદ્ધાંતની બહારેય ચાલો છો.

**પ્રશ્નકર્તા :** તો મનની સામે થવાનું ?

**દાદાશ્રી :** ના, સામે નહિ થવાનું. સામો થાય તો મારી નાખશે.

**પ્રશ્નકર્તા :** એટલે એના ચલાવ્યા નહિ ચાલવાનું. એની સામે ચેતવાનું કઈ રીતે ?

**દાદાશ્રી :** ના, ના, ચેતવાનું નહીં. એ જ્ઞાન હાજર હોય કે આ સિદ્ધાંત પ્રમાણે જ કરવાનું. નહિ તો તારે ના કરવું હોય તો અમારે લેવાદેવા નહીં.

આપણા અભિપ્રાય પ્રમાણે ચાલવાનું. એ અભિપ્રાયમાં મન એડજસ્ટ થતું હોય તો એવું મનનું ચલાવી લેવાનું. ઘણું ખરું અમુક બાબતમાં એડજસ્ટ થાય.

**પ્રશ્નકર્તા :** હા, પણ એમાં એડજસ્ટમેન્ટ કઈ રીતે લેવાનું ?

**દાદાશ્રી :** એ પછી એવું કરવાનું નહિ ને ! માનવાનું જ નહિ ને ! સાંભળવાનું જ નહિ ને !

**પ્રશ્નકર્તા :** એટલે કઈ રીતે માનવાનું નહિ ?

**દાદાશ્રી :** એ તો આપણી બૈરી કહે કે 'તમારા ફાધર નાલાયક

છે' એટલે માનવું ? એવું આ મનનું સાંભળીએ એટલે કે આપણે કાચા કાનના થઈએ તેવું છે. મનનું ને સ્ત્રીનું સાંભળીએ એમાં ફેર નથી. કોઈ સ્ત્રી કહે તો આપણે એના કહ્યા પ્રમાણે ચાલવું ? અત્યારે તો મન મહીં રૂપાળું નીકળ્યું છે તે ચાલે છે. તે આ જ્ઞાન છે તો તમે પકડી શકો. નહિ તો માણસનું ગજું નહિ. મને તો ઘણાંને ફેંકી દીધેલાં. કેટલાય ફેંકાઈ ગયેલાં. પણ આ જ્ઞાન છે એટલે તમે સેફસાઈડ કરી શકો. એટલા માટે તમને ચેતવીએ. આ ભલો આદમી તો હજુ મનના કહ્યા પ્રમાણે જ ચાલે છે. આખું કોળું શાકમાં જતું રહે.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન ક્યાં ગયું ? જ્ઞાનનું પરિણામ ક્યાં ગયું ?

**દાદાશ્રી :** હજુ કચાશ એવી.

**પ્રશ્નકર્તા :** આમાં આપણે સિદ્ધાંત કયો કહેવો ?

**દાદાશ્રી :** આપણે જે નક્કી કર્યું કે ભાઈ, આપણે બ્રહ્મચર્ય પાળવું છે એટલે પછી મનનું સાંભળવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** પછી એ બાબતમાં નથી જ સાંભળવું.

**દાદાશ્રી :** નથી જ સાંભળવું. એ તો બહુ ડહાપણની વાત કરે છે. પણ છ મહિના જો એવું ને એવું નીકળે તો શું કરે ? છેદ જ ના મૂકે ત્યાં. હવે એ જ્યારે છેદ એવા મૂકે ત્યારે દેહેય છેડો નહિ મૂકે. દેહેય એની તરફ વળી જશે. એટલે બધાં એક બાજુ થઈ જશે. તે તને ફેંકી દેશે. એટલે કહી જ દેવાનું, આટલી બાબત અમારા કાયદાની બહાર તારે સ્હેજ પણ કશું કરવાનું નહિ. બીજું બધું અમે તારું કહેલું માનીશું.

**પ્રશ્નકર્તા :** તો પછી ત્યાં સ્ટેપ કેવી રીતે માંડવું ?

**દાદાશ્રી :** એટલે સ્ટ્રોંગ રહેજો. હું કહું છું કે આવું નીકળે તો તમે નાનામાં નાની બાબત માટે સ્ટ્રોંગ રહેજો. સ્હેજ પણ ગળી જશો તો એ તમને ફેંકી દેશે. એટલે એને કહી દેવાનું કે આટલી બાબતમાં

તારે અમારા કાયદાની બહાર સહેજ પણ જુદું ચાલવાનું નહીં. બીજું બધું અમે તારું કહેલું માનીશું. (બ્રહ્મચર્ય પાળવા માટે) નાનામાં નાની બાબતમાં જાગૃતિ રાખો. નહિ તો પછી એ લપટું પડી જાય.

**પ્રશ્નકર્તા :** બીજા સિદ્ધાંત આપણાં કયા ?

**દાદાશ્રી :** બ્રહ્મચર્યનો સિદ્ધાંત પાળવો કે નથી પાળવો ?

**પ્રશ્નકર્તા :** હા, એ મોટી વસ્તુ છે. પછી બીજા કયા સિદ્ધાંત આપણા ?

**દાદાશ્રી :** આટલું કરું તો બહુ થઈ ગયું ! જો પાછો બીજાનું પૂછ પૂછ કરે છે ! બીજું પછી ચલાવી લેવાય. તને કારેલાનું શાક ભાવતું હોય ને મન કહેશે, વધારે ખાવ ને, થોડું વધારે ખાધું હોય તો ચલાવી લઈએ. એવું નથી કહ્યું તમને ?

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્યનો સિદ્ધાંત એ આપણો ઈન્ડીવિજ્યુઅલ (અંગત) થયો. પણ જ્યારે બે વ્યક્તિઓનો વ્યવહાર ઊભો થાય ત્યારે મન બધું બતાડે. અને જ્ઞાને કરીને જોવા જાય તો આખું જ ઑન ધી સ્પોટ ઊડી જાય છે બધું. પણ વ્યવહાર પૂરો કરવો પડે એવું છે, જવાબદારી છે અને એનાં રીઝલ્ટસ (પરિણામ) બીજાને સ્પર્શ કરતાં હોય, ત્યાં મન બતાડે તો શું કરવું ?

**દાદાશ્રી :** આપણો મુખ્ય સિદ્ધાંત ના તૂટવો જોઈએ. બ્રહ્મચર્ય પાળવું છે એ સિદ્ધાંત ના તૂટવો જોઈએ. બીજું બધું તો પોતાનો વ્યવહાર સાચવવા થોડુંઘણું કરવું પડે. તું ત્યાં ના સૂઈ જઈશ, અહીં ઘેર સૂઈ જજે. ત્યાં એવું તેવું બધું કરીએ આપણે. પણ બીજું બધું તો, બ્રહ્મચર્ય પાળવું ને અબ્રહ્મચર્યનો સોદો કરવો, એ બે પોષાય નહીં. એના કરતા પૈણી નાખજો. દહીંમાં ને દૂધમાં બેઉમાં રહેવાય નહીં. પછી ભગવાન આવે તોય 'નહીં માનું' એવું કહી દેવું. બીજું બધું ચલાવી લઈશું. જો તમારે સિદ્ધાંત પાળવો હોય તો. નહીં તો પછી કહી દેવું કે પૈણી જઈશું.

**પ્રશ્નકર્તા :** મન ફરી વળે, દેહ ફરી વળે, એવી પરિસ્થિતિ ઊભી ના થાય તે માટે એના સ્ટાર્ટીંગ પોઈન્ટમાં (શરૂના તબક્કામાં) ચેતીને ચાલવાનું ?

**દાદાશ્રી :** ચોગરદમ બધાં જ સંજોગો ફરી વળે. દેહેય પુષ્ટિ બહુ બતાવે. મન પણ પુષ્ટિ બતાવે. બુદ્ધિ એને હેલ્પ કરે. તમને એકલાને ફેંકી દે.

**પ્રશ્નકર્તા :** પછી તો પોતાનું ચલણ ના રહે ને, દાદા ? મનનું સાંભળવા માંડ્યું ત્યાંથી પોતાનું ચલણ જ ગયું ને ?

**દાદાશ્રી :** મનનું સંભળાય જ નહિ. પોતે આત્મા ચેતન, મન છે તે નિશ્ચેતન ચેતન, જેને બિલકુલ ચેતન છે નહીં. કહેવા માત્રનું, વ્યવહાર ખાતર જ ચેતન કહેવાય છે.

એ તો ત્રણ દહાડા મન પાછળ પડ્યું હોય તો તમે તે ઘડીએ 'ચાલ, હેંડ ત્યારે' કહો ને ! તારે કોઈ દહાડો મન પાછળ પડેલું ? એવું કરવું પડેલું કશું ? પહેલું ના કહું, ના કહું, પછી મન બહુ પાછળ પડ પડ કરે એટલે કરે તું ?

**પ્રશ્નકર્તા :** હા, બનેલું.

**દાદાશ્રી :** એનું શું કારણ ? મન બહુ કહે કહે કરે એટલે પછી તે રૂપ થઈ જાય. એટલે ચેતતા રહેજો. તમારા અભિપ્રાયને મન તમારું ખાઈ ના જવું જોઈએ. અભિપ્રાયમાં રહી અને જે જે કામ કરતું હોય તે આપણને એક્સેપ્ટ છે. તમારા સિદ્ધાંતને તોડતું ન જ હોવું જોઈએ. કારણ કે 'તમે' સ્વતંત્ર થયા છો, જ્ઞાન લઈને. પહેલાં તો મનના આધીન જ હતા 'તમે.' મન કા ચલતા તન ચલે જ હતું ને !

**પ્રશ્નકર્તા :** એટલે બ્રહ્મચર્યનો સિદ્ધાંત એ બહુ મોટી વસ્તુ અને અનિવાર્ય વસ્તુ છે.

**દાદાશ્રી :** એટલી જ વસ્તુ ને ! ત્યારે મોટામાં મોટી વસ્તુ એ છે ને ! એ પુરુષાર્થ કરવા માટેની વસ્તુ છે.

## ન મનાય, વ્યવહાર કે નિશ્ચયમાં !

**પ્રશ્નકર્તા :** વ્યવહારિક કામ માટે મન બતાડ બતાડ કરતું હોય તો મનનું માનવાનું ?

**દાદાશ્રી :** મનનું કોઈ પણ સંજોગોમાં માનવું નહીં, વ્યવહાર હો કે નિશ્ચય હો. અમને ખાવાનું આ વધારે મૂક્યું તો અમે પેલું કાઢી નાખીએ. પેલું મૂકે તો બીજું કાઢી નાખીએ.

**પ્રશ્નકર્તા :** આ મનનું બતાવેલું છે અથવા મનનું મનાઈ રહ્યું છે એ પોતાને ખબર પડે ?

**દાદાશ્રી :** કો'કનું કહેલું ના ખબર પડે કે આ કો'ક મારા કાનમાં કહી રહ્યું છે ? એવું ના ખબર પડે ? આ વહુ કહી રહી છે કે 'તમારા બાનો સ્વભાવ તો ખરાબ છે.' એવું આપણે બોલીએ કે વહુ બોલે ? પારકું બોલેલું ખબર ના પડે આપણને ?

**પ્રશ્નકર્તા :** હવે પોતાનું બોલેલું શું હોય તો ?

**દાદાશ્રી :** પોતાનું બોલેલું પોતાના હિતની જ વાત હોય, પોતાની આબરૂ જાય એવી ના હોય એ વાત. વહુ તો એવું જ કહે ને, 'તમારા બાનો સ્વભાવ ખરાબ છે !' આપણે એવું બોલીએ ? ત્યાંથી ના સમજીએ કે આ વહુ બોલી ? તું ના ઓળખી જાઉં ?

**પ્રશ્નકર્તા :** દાખલો બહુ સહેલો છે. પણ પોતાને મહીં ગૂંચાય ત્યારે પેલું જજમેન્ટ (નિર્ણય) આવવું જોઈએ ને ?

**દાદાશ્રી :** તે ના આવે, બળ્યું ? આપણા સિદ્ધાંતની વિરુદ્ધ આ કોણ બોલ્યું એ ના ખબર પડે ? 'આ મૂઓ કોણ છે ?' એવું કહીએ તે પેલો ખસી જાય, આમ થોડીવાર ભડકાવીએ તો. 'અલ્યા, કોણ આવ્યો ? કંઈથી આવ્યો છે ? અબે સાલે હીજડે' કહીએ તે ભાગી જાય. આ તો બોલવામાં આટલો ફાયદો થાય.

**પ્રશ્નકર્તા :** આ ફક્ત બોલે ને, જ્યારે મનની સાથે વાત કરવાનું

શરૂ કરે ને ત્યાં જ એનો ફોર્સ ખલાસ થઈ જાય છે.

**દાદાશ્રી :** હા, તો જ એનો ફોર્સ ખલાસ થઈ જાય, એનો જો સહેજે પ્રતિકાર કરવા માંડ્યો તો. એની વિરુદ્ધ નહીં થવું જોઈએ. એમને દબાવવાની વાત નહિ કરવી. એ તો સ્પ્રીંગ છે. દબાય દબાય કરીએ એનો અર્થ જ નહિ ને ! એને તો કહેવાનું કે, 'ભઈ, અમારો સિદ્ધાંત આ છે ને તું આ જે કહું છું એ અમારે એક્સેપ્ટ નથી.'

**પ્રશ્નકર્તા :** એટલે સમજાવીને સોલ્યુશન લાવવું પડે.

**દાદાશ્રી :** હા, આપણે પરાણે દબાવીએ એટલે એ તો સ્પ્રીંગ છે, ઊછળે પાછી.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ખબર પડે કે આપણે પ્રતિકાર કરીને દબાવી રહ્યા છીએ કે સમાધાન કરાવી રહ્યા છીએ ?

**દાદાશ્રી :** એવું પ્રતિકાર ના કરાય. પ્રતિકાર કરવું એટલે દબાવી દીધું. એ તો એને અમથા અમથા જોર મારીએ કે 'કૌન હૈ અભી સાલા ?' પણ એનો અર્થ એવો નહિ. પછી એને કહેવું કે 'જો, આવું થાય ? આપણે તું તો ઘરનો રહીને આવું થાય ?' આમતેમ કરીને, સમજાવીને પછી કામ લેવું પડે. નહિ તો સ્પ્રીંગ કૂદે પછી ! આ અમે વિચાર્યા વગર બધો સિદ્ધાંત મૂકીએ છીએ ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા, અનુભવના છે આ તો.

**દાદાશ્રી :** આ એક અવતારનો અનુભવ નથી. આ તો કેટલાય અવતારનો સિદ્ધાંત ભેગો થયેલો છે. માટે એને સિદ્ધાંતપૂર્વક સમજો.

## વળગી રહેવું બ્રહ્મચર્યના સિદ્ધાંતને !

મન આઈસ્ક્રીમ માગ માગ કરતું હોય તો તે આઈસ્ક્રીમ માગે, તે એના બ્રહ્મચર્યના સિદ્ધાંતને એટલું બધું નુકસાન કરતું નથી. તે એને થોડોક આઈસ્ક્રીમ આપવો, વધારે નહીં. એને ડિસ્કરેજ ના કરો. બે ગોળીઓ પણ ખવડાવી દેવી. અને 'નહીં, જાવ.' એવું દબાવવાનું, એ

ના હોવું જોઈએ. એક ફક્ત પેલું આવે ત્યારે વિચારીને કામ લેવું કે, 'ભઈ, આ અમારો સિદ્ધાંત છે. સિદ્ધાંતમાં વચ્ચે આવવું નહિ તારે !' જેમ આપણી સ્ત્રીને કહીએ છીએ કે 'મારા ધંધામાં તારે હાથ ઘાલવો નહીં અને અમે તમારામાં ડખલ નહીં કરીએ.' એવું નક્કી કરીએ એટલે પછી એ ના ઘાલે.

**પ્રશ્નકર્તા :** એનું પાછું શું હોય છે ?

**દાદાશ્રી :** એ તો દરેકને હક છે ને ! સમજાય છે તમને ? અત્યારે તો તમારું મન તમને, પૈણવા જેવું છે નહિ, પૈણવામાં બહુ દુઃખ છે એવું હેલ્પ કરે. આ સિદ્ધાંત બતાડનારું તમારું મન પહેલું. આ જ્ઞાનથી તમે સિદ્ધાંત નથી નક્કી કર્યો, આ તમારા મનથી નક્કી કર્યો છે. 'મને' તમને સિદ્ધાંત બતાવ્યો કે 'આમ કરો'.

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્ય પાળવાનો સિદ્ધાંત મન બતાડે છે, એમ આ વિષય સંબંધીનું પણ મન જ બતાડે ?

**દાદાશ્રી :** એનો ટાઈમ આવશે ત્યારે પછી છ-છ મહિના, બાર-બાર મહિના સુધી એ બતાવ બતાવ કરશે.

**પ્રશ્નકર્તા :** એ પણ મન જ ?

**દાદાશ્રી :** હા, સાયન્ટિફીક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બધાં ભેગાં થાય ત્યારે. હું આ બધાંને કહું છું કે મનના કહ્યા પ્રમાણે શું ચાલો છો ? મન મારી નાખશે.

તમે જે બ્રહ્મચર્યનો નિયમ લીધો તેય મનના કહ્યા પ્રમાણે જ કરેલું છે આ. આ છે તે જ્ઞાનથી સિદ્ધાંત નક્કી નથી કર્યો. 'મને' એમ કહ્યું કે, 'આમાં શું મજા છે ? આ લોકો પરણીને દુઃખી છે. આમ છે, તેમ છે.' એમ 'મને' જે દલીલ કરી એ દલીલ તમે એક્સેપ્ટ કરી, તમે સ્વીકાર કર્યો.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાને કરીને આ સિદ્ધાંત પકડાયો નથી હજુ ?

**દાદાશ્રી :** જ્ઞાને કરીને શાનો પકડાયો ? આ તો હજુ મનની દલીલ ઉપર ચાલ્યું. હવે જ્ઞાન તમને મળ્યું છે તે હવે જ્ઞાનથી એ દલીલને તોડી નાખો. એનું ચલણ જ બંધ કરી દો. કારણ કે દુનિયામાં આત્મજ્ઞાન એકલું જ એવું છે કે જે મનને વશ કરી શકે. મનને દબાવી રાખવાનું નહિ. મનને વશ કરવાનું છે. વશ એટલે જીતવાનું. આપણે બેઉ કચકચ કરીએ તેમાં જીતે કોણ ? તને સમજાવીને હું જીતું, તો તું પછી ત્રાસ ના આપું ને ? અને સમજાવ્યા વગર જીતું તો ?

**પ્રશ્નકર્તા :** સમાધાન થાય તો મન કશું ના બોલે.

**દાદાશ્રી :** હા, સમાધાની વલણ જોઈએ. તમને આ બ્રહ્મચર્યનું કોણે શીખવાડેલું ? બ્રહ્મચર્યને આ લોકો શું સમજે ? આ તો એમ સમજી ગયેલો કે 'આ ઘરમાં ઝઘડા છે તે પૈણવામાં મઝા નથી. હવે એકલા પડી રહ્યા હોઈએ તો સારું.'

**પ્રશ્નકર્તા :** એવું ખરું કે મન જેટલું વૈરાગ્ય બતાડે છે એટલું પાછું એક વખત આવું પણ બતાડશે ?

**દાદાશ્રી :** બન્ને તત્વ હોય. એ વિરોધાભાસી હોય. મન હંમેશાં વિરોધાભાસી હોય. મનનો સ્વભાવ શું ? એ વિરોધાભાસી, તે બન્ને તત્વ દેખાડે. માટે આ ચેતવાનું કહું છું.

**પ્રશ્નકર્તા :** મન એક વખત બ્રહ્મચર્યનું, વૈરાગ્યનું બતાડશે એવું રાગનું પણ બતાડે એવું ખરું ?

**દાદાશ્રી :** હા, ચોક્કસ ને ! પછી એ રાગનું દેખાડે.

**પ્રશ્નકર્તા :** એવો ફોર્સ હોય ?

**દાદાશ્રી :** એથી વધારે હોય અને ઓછોય હોય. એનો કાંઈ નિયમ નથી.

## નથી અહંકાર, મન ને પ્રજ્ઞા વચ્ચે !

**પ્રશ્નકર્તા :** જેને અસર થઈ જાય છે, 'મારે આમ નથી કરવું,

આ ભૂલ થઈ મારી.' એ બે વચ્ચે થઈ જાય છે ને ? એ બે કોણ ?

**દાદાશ્રી :** એમાં એક બાજુ મન કરે છે અને એક બાજુ પ્રજ્ઞા કરે છે.

**પ્રશ્નકર્તા :** આ બે જ છે ? વચ્ચે અહંકાર કશું નથી ?

**દાદાશ્રી :** બે જ છે. અહંકારનું ચલણ જ નથી. અહંકાર તો 'ગૉન' (ગયો). એ અહંકાર તો પછી મડદાલ રહ્યો એટલે આપણો જેનો સિદ્ધાંત હોય તેમાં એ કામ કર્યા કરે. આપણે જે સિદ્ધાંત નક્કી કરીએ તે પ્રમાણે એ કામ કર્યા કરે. અહંકારને કશું લેવાદેવા નહીં. એ ડિસ્ચાર્જ ને !

**પ્રશ્નકર્તા :** એક બાજુ મન છે ને એક બાજુ પ્રજ્ઞા છે, તો મનનું ચલણ કયા આધારે થઈ જાય છે ?

**દાદાશ્રી :** અજાગૃતિને લીધે. અજાગૃતિ ને લાલચ. લાલચ તો આપણે કંઈ રહી ગયું હોય ને, કે આ ફલાણું શાક ભાવતું હોય એટલે આપણે મનનું કહ્યું એક્સેપ્ટ કરીએ.

**પ્રશ્નકર્તા :** એ આપણે એટલે કોણ મહીં કરે છે ?

**દાદાશ્રી :** એ તો મૂળ અહંકાર, બીજું કોણ ? આ હું ઘણી વખત કહું છું ને, જુઓ ને ! આ સરસ નાસ્તો છે, તોય મઠિયાં ખાય છે. હું કહુંય ખરો કે ખાવ. પણ એ 'પાંચ ખાવાનું કહે ત્યારે બે ખાવા દઉં'.

**પ્રશ્નકર્તા :** એટલે મન બતાડે કે પાંચ ખાવા છે ત્યારે ?

**દાદાશ્રી :** એટલે હું ખવડાવું ખરો, 'સારું કરીને ખાવ' કહું. એ જુએ છે ને, ગરમ નાસ્તો હોય તોય. સિદ્ધાંત શું કહે છે ? ગરમ નાસ્તો ખાવ, ટાઢો ના લેશો. ને છતાંય બે મઠિયાં ખવડાવવા. એ કહે, 'પાંચેક મઠિયાં ખાઈએ.' ત્યારે અમે કહીએ, 'ફરી, હમણે નહીં મળે. આ દિવાળી પછી.' એ હઉ કહું એટલું. આમ તો હું બે મઠિયાં રોજ ખાઈ જઉં છું.

**પ્રશ્નકર્તા :** એટલે પાર્શીયલ (અંશતઃ) સિદ્ધાંતનું રાખ્યું ને પાર્શીયલ મનનું રાખ્યું, ત્યારે એનું સમાધાન થયું ને ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. એ સિદ્ધાંતને નુકસાન ના કરતું હોય તે બાબતમાં એને જરા નોબીલિટી (વિશાળતા) જોઈએ છે. સિદ્ધાંતને નુકસાન ના કરતું હોય ત્યાં નોબલ રહેવું જોઈએ આપણે.

તમને શું લાગે છે આમાં ? તમારો નિશ્ચય મનથી કરેલો કે સમજણપૂર્વકનો ?

**પ્રશ્નકર્તા :** મનથી જ કરેલો.

**દાદાશ્રી :** જ્ઞાન છે એટલે પહોંચી વળાય. નહિ તો હું તમને કહું જ નહીં ને ! કશુંય ના બોલું. જ્ઞાન ના હોય તો હું તમને આ સિદ્ધાંતની વાત કરું જ નહીં. ના પહોંચી શકે માણસ. જ્ઞાન છે એટલે તમે પહોંચી શકો.

## નિશ્ચયો, જ્ઞાન અને મનના ! ફેર, બન્ને નિશ્ચયમાં !

**પ્રશ્નકર્તા :** મનના આધારે થયેલો નિશ્ચય અને જ્ઞાને કરીને થયેલો નિશ્ચય એનું ડિમાર્કેશન (ભેદાંકન) કેવી રીતે હોય છે ?

**દાદાશ્રી :** જ્ઞાને કરીને કરેલા નિશ્ચયમાં તો બહુ સુંદર હોય. એ તો બહુ જુદી વસ્તુ છે. મન જોડે કેમ વર્તવું એ તો બધી સમજણ હોય જ. એને પૂછવા ના જવું પડે કે મારે શું કરવું ! જ્ઞાને કરીને નિશ્ચય તે તો વાત જુદી જ ને ! આ તો તમારા મનથી કરેલું છે ને ! એટલે તમારે જાણવું જોઈએ કે કો'ક દહાડો ચઢી બેસશે. પાછું મન જ ચઢી બેસે. જે મને આ ટ્રેનમાં બેસાડ્યા તે જ ટ્રેનમાંથી પાડી નાખે. એટલે જ્ઞાને કરીને બેઠા હોય તો ના પાડી નાખે.

**પ્રશ્નકર્તા :** મનથી અત્યાર સુધી થયેલો નિશ્ચય એ જ્ઞાને કરીને થઈ જવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** હવે જ્ઞાને કરીને તમારે એને ફીટ કરી દેવાનું.

એટલે પતંગની દોરી આપણા હાથમાં આવી જવી જોઈએ. બ્રહ્મચર્યની દોરી આપણા હાથમાં આવી જવી જોઈએ. પછી મન ગમે તેટલું બૂમ પાડે તોય તેનું કશું ચાલે નહીં. બે-પાંચ વર્ષ સુધી તું સામું બોલે અને પેલું કહે, 'પૈણ, પૈણ' અને બધા સંજોગો વિપરીત થાય તોય આપણે ખસીએ નહિ. કારણ કે આત્મા જુદો છે બધાથી. બધા સંયોગો વિયોગી સ્વભાવના છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાને કરીને નિશ્ચય થયેલો હોય તો તો એનું મન સામું થાય જ નહીં ને આવું ?

**દાદાશ્રી :** ના, ના થાય. જ્ઞાને કરીને નિશ્ચય થયેલો હોય તો તો એનાં ફાઉન્ડેશન (પાયા) જ જુદી જાતનાં ને ! એનાં બધા આર.સી.સી.ના ફાઉન્ડેશન હોય અને આ તો રોડાં ને મહીં ક્રોંક્રીટ કરેલું. પછી ફાટ જ પડી જાય ને ?

## જ્ઞાનીનું ડિલીંગ, વ્યવહારમાં...

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં તો બીજા જોડે 'ડિલીંગ' કરતી વખતે મનના કહ્યા પ્રમાણે ચાલવાનું ને ?

**દાદાશ્રી :** આ અમે વ્યવહારમાં નથી રહેતા ?

**પ્રશ્નકર્તા :** એમાં તમને અંદર સિદ્ધાંત હોય ને ?

**દાદાશ્રી :** પણ અમારો વ્યવહાર કંઈ નાનો છે ? મન બતાડે ત્યારે મઠિયાં ખવડાવું છું ને પણ ? અરે, કેટલાક ફેરી ગોળી હઉ ખવડાવું.

**પ્રશ્નકર્તા :** આ મઠિયાં સાથે વ્યવહાર થયો, પણ આ વ્યક્તિ દીઠ વ્યવહાર હોય તેમાંય મન તો બતાડે ને ?

**દાદાશ્રી :** વ્યક્તિ દીઠ તો અમે એક જ નક્કી કરી નાખેલું કે એ બોલશે એ 'વ્યવસ્થિત' બોલવાનું છે. અમે નક્કી કર્યું હોય કે બધાં જીવ નિર્દોષ છે બિચારાં. આમાં કશું હાથ ઘાલવા જેવું નથી. અને

નિર્દોષ છે એમ ગપ્પું નહિ, એક્ઝેક્ટ છે, હંડ્રેડ પરસેન્ટ છે. નિર્દોષને દોષિત કહે છે એ ગુનો છે. આ લોકો ગુનો કરી રહ્યા છે. હું ગુનો નથી કરતો એનું ફળ મને મળે છે અને પેલા ગુનો કરે છે તેનુંય ફળ એમને મળે છે.

**પ્રશ્નકર્તા :** એનું શું ફળ મળે ?

**દાદાશ્રી :** દોષિત ના હોય એને દોષિત કહે એટલે શું થાય ? એનું મન નિર્બળ થતું જાય.

**પ્રશ્નકર્તા :** અને નિર્દોષને નિર્દોષ કહ્યો તેમાં શું મળે ?

**દાદાશ્રી :** એમાં મન મજબૂત થતું જાય. આમ દેખાવમાં એ દોષિત દેખાતો હોય છતાં ખરી રીતે એ નિર્દોષ છે, એવું જો જોઈએ તો મન મજબૂત થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દોષિત દેખાડે છે એ મન ?

**દાદાશ્રી :** એ અજ્ઞાન મન દોષિત દેખાડે અને જ્ઞાન મન મજબૂત કરે. ખરેખર તો જ્ઞાન મન હોતું જ નથી. એ તો આપણે કહીએ, જ્ઞાન મન.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનપક્ષીય થયું ને મન ?

**દાદાશ્રી :** એ સિદ્ધાંત પ્રમાણે એક્સેપ્ટ આપણે કરવાનું. એ ગમે એવું બૂમો પાડે તેનું કશું નહીં. આપણા સિદ્ધાંતમાં કોઈ દોષિત છે જ નહીં ને !

આ જન્મજયંતિ પ્રસંગે પચ્ચીસો માણસ આવ્યું હતું, તેમાં કોઈની મારા તરફ દૃષ્ટિ ખરાબ થઈ હશે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તેમ મારી કોઈના તરફ થઈ ?

**પ્રશ્નકર્તા :** ના થાય.

**દાદાશ્રી :** શું કારણથી ? મહીં ચોખ્ખું કર્યું ને ! આખી રાત મેં ચોખ્ખું કર કર કરેલું. અને સવારના પહોરમાં છૂટું મૂક્યું, તે પછી મેલું થાય જ નહિ ને ! આમ પાસા ફેરવે, તેમ પાસા ફેરવે, ચોખ્ખું કર કર કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે કર્યું દાદા ? એ શું કર્યું ?

**દાદાશ્રી :** કેટલાય પ્રતિક્રમણ કર્યા. કેટલાં બધા લોકો, એની જોડે મળવાનું, વાતચીત કરવાની. આ બધાં લોકો જોડે રાત્રે મળવા જાઉં, વાતચીત કરું. એના મનનું સમાધાન કરી નાખું, ત્યાં ને ત્યાં. હવે અહીં આવે તો એને સમાધાન લાગે.

**પ્રશ્નકર્તા :** કોઈ વ્યક્તિ જોડેનું મન આપ ચોખ્ખું કેવી રીતે કરો છો ?

**દાદાશ્રી :** હું તો ત્યાં જઈને એકલું પ્રતિક્રમણ નથી કરતો, ત્યાં જઈને બધી વાતચીત કરીને એનું બધું ચોખ્ખું કરી આપીને પછી પાછો આવતો રહું.

**પ્રશ્નકર્તા :** શું વાતચીત કરો ?

**દાદાશ્રી :** કે 'ભઈ, મારી ભૂલ થઈ છે ને હવે આપણે મોક્ષે જઈએને, આ ભાંજગડમાં શું કામ પડો છો ? આપણે શું લેવાદેવા છે તે ?' એનું મન ખુશ કરી દઈએ.

**પ્રશ્નકર્તા :** એનું મન તમને એક્ઝેક્ટ વંચાય ? એનું મન શું શું બૂમો પાડે છે તે તમને વંચાય ?

**દાદાશ્રી :** હા, હા, બધું સમજી જાય. એની જોડે ત્યાં જઈને કરી આવવાનું. અને અહીં આવ્યો હોઉં પાછો, જઈને પાછો આવું. એનું ચોખ્ખું થઈ ગયું હોય ને અહીં આગળ મને જુએ તો બધું ચોખ્ખું જ દેખાય.

## નિર્દોષ દૃષ્ટિની કેળવણી...

બધાં માણસને જોઈએ તો ખરાં ને કે ના જોઈએ ? દોષિત તો કોઈ દેખાવો જ ના જોઈએ. મનમાંય ના હોવું જોઈએ. બુદ્ધિમાં તો હોવું જ ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિમાં પાછું કેવું હોય ?

**દાદાશ્રી :** બુદ્ધિ ક્લીયર હોય. મને બહુ ગાળો દઈ ગયો હોય તેને હું આવું કહું કે 'એ બહુ સારો માણસ, આના જેવો માણસ મળે નહીં !'

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આપણે એવું કહીએ કે 'આ બહુ સારો માણસ છે' પણ પાછું જોડે જોડે ફરી મહીં દેખાડે કે 'શું સારો છે ?' આવું તો કરી ગયો, એને કેમનો સારો કહેવાનો ?

**દાદાશ્રી :** એ કહે તો પણ અમે પાછા એને સમજાવીને અમારું એડજસ્ટ કરી દેવડાવીએ. એને સમજાવીએ બધું સારી રીતે.

**પ્રશ્નકર્તા :** એ કઈ સમજણ પાડો એને ?

**દાદાશ્રી :** છેલ્લી રીત એ સમજાવીએ કે 'ખરી રીતે આત્માએ કરીને, નિશ્ચયે કરીને તો શુદ્ધ છે અને વ્યવહારમાં એ બિચારો પરવશતાથી કરે છે, એમાં એનો શો દોષ બિચારાનો ? એવું તેવું બધું સમજાવીને આમ સમજણ પાડીએ પણ છેવટે એની પાસે કબૂલ કરાવીએ. એક જ શબ્દથી ના પતે. બહુ બહુ જાતના શબ્દોથી સમજાવું પડે.

**પ્રશ્નકર્તા :** આપે એક વખત એમ કહેલું કે 'એ શુદ્ધાત્મા છે' એટલું કહેવાથી કંઈ એ નિર્દોષ ના દેખાય. મન થોડીવાર આગળ જઈને ચડી બેસે. એટલે એ બધાં પાસાં દેખાડીએ ત્યારે એ નિર્દોષ છે એવું એક્સેપ્ટ કરે.

**દાદાશ્રી :** હા. મન તો એકલું એક્સેપ્ટ કરે જ નહિ ને ! મન જ્ઞાનની વાતેય ના એક્સેપ્ટ કરે. આ જ્ઞાનની જ વાત છે કે, 'ભઈ,

એ પરવશતાથી કરે છે, એમાં એનો શો દોષ બિચારાનો ?' એવું આપણે કહીએ, ત્યારે કહે, 'તેવું ના ચાલે એ'.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં પછી એને બીજું શું સમજાવવું ?

**દાદાશ્રી :** ના સમજે. તમને આ બારાં ખુલશે ને, એટલે તમને પોતાને જડશે આ હકીકતો. ખુલ્લી વાત કરો ને ! આ બધી તમને વાતો કરું છું, તેમાં તમે ઊંડા ઊતરો એટલે તમને પોતાને સમજાશે, રસ્તા જડશે બધા. એટલા માટે આ કોઝીઝ બતાવું છું. તે કોઝીઝમાં પડ્યા કરો એટલે કાર્ય ઊભું થઈ જશે.

## ન પડે કોઈને અમારાથી અવળી અસર !

અમે આખા બજાર વચ્ચે ભગવાન તરીકે ફર્યા, કોઈ જાતની હરકત સિવાય ! મહીં કેટલાકે જે' જે' કર્યા હશે, કેટલાકે મોઢું બગાડ્યું હશે, કેટલાકે આંખો કાઢી હશે !

**પ્રશ્નકર્તા :** એ બધાં પ્રતિક્રમણ પહેલાં કરી નાખ્યા હોય ?

**દાદાશ્રી :** ના, અમને અસર જ ના થાય. એની તો અસર અમને થાય જ નહીં. અમારી અસર એને ના પડવી જોઈએ, તેવું અમારે કરવું પડે. તે અમારી બહુ એવી ખાસ અસર પડેલી ના હોય. એની અસર પાડતો હોય, જો આંખો કાઢતો હોય તો અમે હસીએ ઊલટાં એના સામું !

**પ્રશ્નકર્તા :** 'આપણી અસર એને ના પડે' એ જરા સમજાવો ને ?

**દાદાશ્રી :** એવું દેખાય ત્યારે તો અસર પડે ને બધાંને ! સામાને દુઃખ થાય. અમે અમથા વઢીએ ખરા, 'તું અક્કલ વગરનો છે, મૂરખ છે' એ બધું કહીએ પણ તે સુપરફલુઅસ (ઉપલક) બધું. મારીએ તોય સુપરફલુઅસ.

**પ્રશ્નકર્તા :** આ સુપરફલુઅસની અસર પેલાને થાય ને પણ ?

**દાદાશ્રી :** ના, કશું નહીં.

## એડજસ્ટ સ્વ-પર મન !

**પ્રશ્નકર્તા :** ગઈકાલે આપે આખી રાત પ્રતિક્રમણ કર્યાં, એની પાછળ કયો પ્રિન્સીપલ (સિદ્ધાંત) કામ કરે છે ?

**દાદાશ્રી :** અભેદતાનો. આ પચ્ચીસો જોડે અભેદ હતું. પચ્ચીસો નહિ, આખા શહેર જોડે અભેદ હતું. છતાં કોઈ આંખોય કાઢી ગયા, કોઈ દર્શનેય કરી જાય. પ્રેમ તેં જોયો બધે ! કૃષ્ણ ભગવાનના વખતમાં ન હતો આવો પ્રેમ ! ગોપીઓમાં નહોતો ઊભરાયો ! ખુલ્લો આત્મા ચાલ્યો બેઠો, બેઠો, બેઠો ! ખુલ્લો આત્મા, દેહ વગરનો આત્મા ચાલ્યો, બજાર વચ્ચે !! ને જો આનંદમાં, આનંદમાં, આનંદમાં હતું લોક !

તેમાંય પાછો પક્ષપાત તો ખરો જ, બળ્યો ! નીરુબેન આવ્યાં, અહીં બેસો, ત્યાં આ ભાઈને બેસાડીએ, આ ભાઈને આમ બેસાડીએ. પાછાં અમુક અમુક મોટાં માણસને જરા મોટા મોટા હાર આપીએ. આ મોટા માણસ તે એમનેય આપવો પડ્યો એ હાર !

**પ્રશ્નકર્તા :** એટલે મન પાછું બધું એવું બતાડે ?

**દાદાશ્રી :** હા, એના મન જોડે એડજસ્ટ કરીને કામ લઈએ.

**પ્રશ્નકર્તા :** અને આપનું મન ?

**દાદાશ્રી :** અમારું મન તો ઊભું થાય કે આને હાર આપવો છે. પછી એના મન જોડે એડજસ્ટ (ગોઠવણી) કરીને પછી એને પહેરાવીએ. અમે જાણીએ કે એના મનમાં આ સ્થિતિ ઊભી થઈ છે, તેની જોડે એડજસ્ટ કરીએ એટલે પેલો ખુશ, ખુશ થઈ જાય. આવડો મોટો હાર હતો તે કોઈને ન હતો પહેરાવ્યો. પેલા ભાઈ ખેંચે ને હું દાબી રાખું. પછી આ ભાઈ આવ્યા એટલે તરત કાઢ્યો મેં ! મારે પહેરાવવો હતો આ ભાઈને, કે ભલા આદમીને. આવા લોકોને બેસવાની જગ્યા ન હતી, એ વ્યવસ્થાની ભૂલ તો થોડી આપણે જોવી પડે ને કંઈ ? ના જોવું પડે ?

**પ્રશ્નકર્તા :** આને તમે આજે હાર આપ્યો, એની કઈ મનની સ્થિતિ તમે વાંચી ?

**દાદાશ્રી :** એ લગભગ કેટલાય દહાડાથી મનની સ્થિતિ ભેગી કરીને પછી કર્યું.

## ન અવળું કદી મન જ્ઞાનીનું !

અમારું મન એના તરફ કોઈ દહાડો બગડતું નથી. એનું મન કો'ક કો'ક દહાડો બગડે. કારણ કે તમે મનના કહ્યા પ્રમાણે ચાલવાના કે નહિ ચાલવાના ? અને હું તો મનના કહ્યા પ્રમાણે ના ચાલું. મારું મન કહે કે, 'આ ખરાબ થઈ ગયો છે.' જો કે મારું મન તો બહુ સુંદર હોય. મારું મન તો અક્ષરેય અવળું નથી બોલતું.

**પ્રશ્નકર્તા :** ધારો કે બોલે તો ?

**દાદાશ્રી :** બોલે તો હું ગાંઠું નહીં. હું તો જરાય સાંભળું જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** કઈ રીતે તમે ના સાંભળો ?

**દાદાશ્રી :** બિલકુલેય સાંભળું નહિ ને ! તમે અવળું કાર્ય કરતા હો ને મારું મન અવળું બોલે તોય પણ ના સાંભળું. હા, મોઢે કહી દઉં તમને કે આવું તમે કરી રહ્યા છો. ના કહે તો તમે સુધરો નહીં. ઊંધું ચાલ્યા કરો ને !

## આપ્તપુત્રોની પાત્રતા !

**પ્રશ્નકર્તા :** આપની દૃષ્ટિમાં કેવું હોય ? આ લોકો (આપ્તપુત્રો) કેવા તૈયાર થવા જોઈએ ?

**દાદાશ્રી :** સેફસાઈડ ! બીજું જ્ઞાન ના હોય તેનો વાંધો નહિ. બીજા લોકોને ઉપદેશ આપવાનો, એવું તેવું ના હોય તેને વાંધો નહીં. સેફસાઈડ, એમના જે સિદ્ધાંતને સેફસાઈડ રીતે રહી શકે.

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્યનો સિદ્ધાંત ?

**દાદાશ્રી :** બ્રહ્મચર્યનો એકલો નહિ, બધી રીતનો સિદ્ધાંત. કષાય કોઈની જોડે ના થાય. કોઈની જોડે કષાય કરવો એ ગુનો છે. જ્ઞાન મળ્યા પછી કષાય કરવો એ શોભે જ નહિ ને ! બ્રહ્મચર્ય. અને બીજું કષાયનો અભાવ.

**પ્રશ્નકર્તા :** સેફસાઈડની બાઉન્ડ્રી કઈ ?

**દાદાશ્રી :** સામેની વ્યક્તિ આપણને જુદા માને ને આપણે એને એક માનીએ. એ આપણને જુદો માને, કારણ કે બુદ્ધિના આધીન છે. એટલે જુદા માને ને ? આપણે બુદ્ધિ ના હોવી જોઈએ. એટલે એકતા લાગે, અભેદતા !

**પ્રશ્નકર્તા :** સામો ભેદ પાડ પાડ કરે ત્યારે ?

**દાદાશ્રી :** એ સારું ઊલટું. એ તો એને બુદ્ધિ છે એટલે શું કરે ? એની પાસે જે હથિયાર હોય એ જ વાપરે ને ?

**પ્રશ્નકર્તા :** તો આપણે કઈ રીતે અભેદતા રાખવી એની જોડે ?

**દાદાશ્રી :** પણ એ કરે છે એ તો પરવશ થઈને કરે છે ને બિચારો ! અને એમાં એ દોષિત શું છે ? એ તો કરુણા ખાવા જેવા.

**પ્રશ્નકર્તા :** એના પર થોડીવાર કરુણા રહે. પછી એમ થાય કે, 'આના પર તો કરુણા રાખવા જેવીય નથી', એવું થાય.

**દાદાશ્રી :** ઓહો ! એવું તો બોલાય જ નહીં. આવો અભિપ્રાય તો બહુ ડાઉન લઈ જાય આપણને ! આવું ના બોલાય.

**પ્રશ્નકર્તા :** કરુણા રાખવા જેવી નથી એ ડબલ અહંકાર કહેવાય.

**દાદાશ્રી :** અહંકારનો સવાલ નથી, 'કરુણા રાખવા જેવી નથી' એવું ના બોલાય. એ આપણને એમ નથી કહેતો કે તમે મારી પર કરુણા રાખો. એ તો ઊલટાં પાછા કહે, 'ઓહોહો ! મોટા કરુણા

રાખવાવાળા આવ્યા !' એટલે બધું ખોટું.

**પ્રશ્નકર્તા :** કરુણા રાખવાનો પ્રયત્ન જ ના હોય ને ?

**દાદાશ્રી :** કરુણા એ તો સહજ સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** આ જે પ્રયત્ન કરવા માંડ્યો, એના રીએક્શનમાં 'નથી રાખવા જેવું' થયું ને ?

**દાદાશ્રી :** એ તો ખોટું. એ વાત જ ખોટી. કરુણા બોલાય જ નહીં આપણાથી. એને અનુકંપા કહેવાય. કરુણા તો બુદ્ધિની બહાર જાય ત્યારે કરુણા કહેવાય.

## મન-મીંયા હેંડ્યા મસ્જિદમાં...

જગત આખું મનનું ચલાવ્યું ચાલે છે. મન આમ કહે તો આમ. તેં મનથી છેટે રહેવાનો પ્રયત્ન કર્યો ? કોણે આ ઉશ્કેર્યો છે ? મને જ.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે વૃત્તિઓને ઉપયોગમાં રાખવી જોઈએ. અત્યારે તો બીજે બધે જ જાય છે.

**દાદાશ્રી :** જાય તેનો કશો વાંધો નહિ. પણ આ મન જે દેખાડે તેનું ના માનવું એનું નામ ઉપયોગ. અને મનનું માન્યું એ ઉપયોગમાં ચૂક્યો. તમને શીખવાડ્યું હતું તોય પાછું ત્યાંનું ત્યાં જ જતું રહે છે. તે ઉપાધિ ન હતી તે ઉપાધિ શરૂ થઈ ગઈ પાછી, મનના કહ્યા પ્રમાણે ચાલ્યા તે.

અમારી હાજરીમાં મન સ્થિર થઈ જાય.

મનના કહ્યા પ્રમાણે ચાલ્યા, મીંયા ગયા મસ્જિદમાં, તે નાહ્યા-ધોયા વગર. તે મૌલવીએ પાછા કાઢ્યા ! ત્યારે શું કરે ?

## જાગૃતિ, મન સામે...

આ ગભરામણ અને સફોકેશન (ગૂંગળામણ) થયું, તે શાથી થયું ? મનની વાત સાંભળી તેથી. જે જ્ઞેય હતું તેની વાત સાંભળી.

મનની વાત તો સંભળાય જ નહીં, બહુ જોખમ. મનની જ વાત સાંભળ સાંભળ કરે એટલે ગૂંચાઈ જાય ને પછી.

તમને એવી ખબર પડે કે આ બગડ્યું ?

**પ્રશ્નકર્તા :** મનનું સાંભળવાનું બને એ ખબર પડી જાય. પછી એનું જોશ ના ચાલે.

**દાદાશ્રી :** ખબર પડી જાય એ લેવલ (દશા) કહેવાય. લપસ્યો તોય ના આવે તેને શું કરે ?

મનનું સાંભળે કે તન્મયાકાર થઈ જાય. પહેલાં તન્મયાકાર જ થતો હતો. એ હજુ ટેવ જાય નહીં ને ! પહેલાં તન્મયાકાર થઈને જ કરતો હતો. બીજું કંઈ અવલંબન હતું જ નહીં ને ! જ્ઞાનરૂપી અવલંબન નહીં ને ! આ તો અવલંબન થયું અને કહ્યું કે ભઈ, એ એનું કંઈ સાંભળીશ નહિ, એ તો જ્ઞેય છે.

**પ્રશ્નકર્તા :** એ મન જોડે તન્મયાકાર ન થવા માટે વાતચીતનો પ્રયોગ બહુ હેલ્પ કરે છે.

**દાદાશ્રી :** પણ એ તો બહુ જાગૃતિ હોય ત્યારે એવું થાય ને ! જગત બેભાનમાં છે. કશું ભાન-બાન, રામ તારી માયા. થોડી જાગૃતિ ખરી પણ ભાન નહીં. એટલે માર ખાયા કરે. આ તો પૌદ્ગલિક લાલચ ના હોય તો છૂટો રહે.

**પ્રશ્નકર્તા :** આપે જાગૃતિ ને લાલચ, એ બે વસ્તુ કહી ને ?

**દાદાશ્રી :** લાલચ એટલે મન. મન એ લાલચુ જ છે.

**પ્રશ્નકર્તા :** એક વખતે આપે એવું કહ્યું કે ખાવામાં મનને ગમે એવું લેવું. ના ગમે એવું ના લેવું.

**દાદાશ્રી :** એનો અર્થ શું છે કે શરીર સારું રાખવું હોય તો મનને ગમે એવા ખોરાક લેવા જોઈએ. પણ જોડે જોડે એક્સેસ (વધુ પડતું) ના હોવું જોઈએ. મનને ના ગમતું આપીએ તો શું થાય ? દેહ

કંતાઈ જાય. એટલે ખોરાકમાં આપણે થોડું આપવામાં વાંધો નહીં.

## ને પડ્યું બીજ યોનિમાં....

મનનું સાંભળે એટલે તરત ચિંતા-ઉપાધિ શરૂ થઈ જાય. મન એ જ્ઞેય છે, એના આપણે જ્ઞાતા છીએ. મનમાં ખરાબ વિચાર આવ્યા હોય તોય જાણવાના, સારા વિચાર આવે તોય જાણવાના. મનનું સાંભળો ખરા ?

**પ્રશ્નકર્તા :** સાંભળીએ ખરા જ ને !

**દાદાશ્રી :** જૂની ઓળખાણ પહેલાની બહુ ! એકદમ ઓળખાણ છોડી દેવાય નહીં ને ? આપણને શરમ આવે ને ? મિત્રાચારી રાખેલી ?

જેને મન જ્ઞેય થઈ ગયું એ જ્ઞાની પુરુષ કહેવાય.

**પ્રશ્નકર્તા :** મનને જ્ઞેય જાણવાની પ્રક્રિયા...

**દાદાશ્રી :** એ જ જ્ઞાનીની નિશાની.

**પ્રશ્નકર્તા :** એમાં જ્ઞાનીઓની કેવી રીતે જાગૃતિ હોય છે ?

**દાદાશ્રી :** કેવી રીતે શાની ? એ તો પોતે થયો શુદ્ધાત્મા, ત્યાંથી એ જ્ઞેય થઈ જ જાય છે.

**પ્રશ્નકર્તા :** મહાત્માઓને જેને જ્ઞાન આપ્યું છે એ મનની વાત હજુ સાંભળે છે ?

**દાદાશ્રી :** એ જાણતો નથી અને જાણતો હોય તો હજુ પેલી પહેલાંની પ્રેક્ટિસ (મહાવરો) જતી નથી. પહેલાંની આદત છે તે એકદમ છૂટે નહીં ને !

**પ્રશ્નકર્તા :** એટલે શું જાણતો નથી ?

**દાદાશ્રી :** આપણે કહીએ કે, 'ભઈ, મન છે તો જ્ઞેય છે. હવે

તમે જ્ઞાતા છો. એમાં ચોક્કસ રહેજો.' એવું ઘણી વખત જાણતો હોય તે પછી મન સાથે વ્યવહાર કાયમનો જ રાખે છે. પછી એને કહીએ ત્યારે વળી થોડુંઘણું છોડી દે. પણ આ જે પહેલાંની ટેવ છે એ છૂટે નહીં ને ! આપણને ડૉક્ટરે કહ્યું કે જમણા હાથે ખાશો નહિ, તોય જમણો હાથ પેસી જાય. હેબીચ્યુએટેડ (ટેવ) થઈ ગયેલું છે. એટલે આપણે જાગૃતિ રાખવી પડે.

**પ્રશ્નકર્તા :** હવે દાદા, અંદર આમ બ્રહ્મચર્ય માટે નિશ્ચય એવો થઈ જ ગયો છે.

**દાદાશ્રી :** નિશ્ચય તારો થઈ જ ગયો છે. મોઢા ઉપર નૂર આવ્યું ને !

**પ્રશ્નકર્તા :** આપણે જ્ઞાનમાં થોડી કચાશ રહે ને તો વાંધો નથી, પણ બ્રહ્મચર્યનું તો એકદમ પરફેક્ટ (ચોક્કસ) કરી લેવું છે. એટલે કમ્પલીટ (સંપૂર્ણ) નિર્મૂળ જ કરી નાખવું છે. પછી આવતા અવતારની જવાબદારી નહીં.

**દાદાશ્રી :** બસ, બસ.

**પ્રશ્નકર્તા :** અત્યારે દાદા મળ્યા છે તો પૂરું જ કરી નાખવાનું.

**દાદાશ્રી :** પૂરું જ કરી નાખવાનું. એ નિશ્ચય ડગે નહીં એટલું રાખવાનું. વિષયનો સંયોગ ના થવો જોઈએ. બીજું બધું તમારે હશે તો લેટ ગો કરીશું (ચલાવી લઈશું). બીજી બધી ભૂલો, પાંચ-સાત-દસ જાતની થાય, એની બધી જાતની દવાઓ બતાવી દઈશું. એની દવા હોય છે, મારી પાસે બધી જાતની દવાઓ છે પણ આની દવા નથી. નવ હજાર માઈલ આવ્યો અને ત્યાંથી ના જડ્યું તે પાછો ફર્યો. હવે નવ હજાર પાંચસો માઈલ ઉપર 'પેલું' હતું. એ પાછા ફરવાની મહેનત કરી, તેનાં કરતાં આગળ હેંડ ને મૂઆ ! જો ને, આને નિશ્ચય થયો નથી, કેવી મુશ્કેલી છે ?

**પ્રશ્નકર્તા :** નિશ્ચય તો છે પણ ભૂલો થઈ જાય છે.

**દાદાશ્રી :** તને પણ અમે ગણતરીમાં લીધો નથી ને જેને ગણતરીમાં લીધો હોય તેની આ વાત છે. તું જ્યારે તારું આ ટેસ્ટ એક્ઝામિનેશન દેખાડીશ ત્યારે તને ગણતરીમાં લઈ લઈશું. પછી તનેય ઠપકો આપીશું. અત્યારે તને ઠપકો આપીએ નહીં. મઝા કર. પોતાના હિતને માટે મઝા કરવાની છે ને ? શેના માટે મઝા કરવાની છે ?

**પ્રશ્નકર્તા :** મઝા કરવામાં પોતાનું હિત તો ના થાય, દાદા.

**દાદાશ્રી :** ના થાય. ત્યાર પછી મઝા શું કરવા કરે છે ? કંઈ ફેરફાર થાય તો મને ચીઠ્ઠી લખી આપી દેવી. બીજી બાબતની ભૂલો બધી ચલાવી લેવાય. બીજી જાતની ભૂલો ના ચલાવીએ તો મુશ્કેલીમાં મૂકાય એ. મુંઝાઈ જાય બિચારો ! ખાવાની મુશ્કેલી, ખાવાનું પાછું ખાવા ના દે કે આ ના ખવાય, ત્યારે શું કરે ? કૂવામાં પડે ? એટલે અમે બીજી બધી ભૂલો ચલાવી લીધી.

તારા મનને જેમતેમ કરીને મનાવજે.

**પ્રશ્નકર્તા :** મનને મનાવે એટલે પૂરું થઈ જાય ?

**દાદાશ્રી :** ના, પૂરું ના થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** આપણે આખો દહાડો નીકળી જાય ને અત્યારે ?

**પ્રશ્નકર્તા :** એ તો ખાલી સંતોષ ખાતર. તે આગળ ઉપર પાછું કરવું તો પડે ને ?

**દાદાશ્રી :** ના, એ તો પાછી મારીએ બ્રેક ! જરા અત્યારની ઘડી ગઈ એટલે એની પાછળ સંચો લઈને ફરી વળીએ. અત્યારે ટાઈમ કાઢી નાખો. પોલીસવાળો વાંકો મળે તો સહેજ 'સાહેબ', સલામી કરીને પણ એકવાર છટકી જઈએ. પછી જોઈ લેવાશે. પણ અત્યારે વઢીએ એ ચાલે નહીં. અત્યારે આપણે હાથમાં આવી ગયા, પકડાઈ ગયા.

એટલે કળાથી કામ લેવું પડે. એવું આ મન તો જડ છે, આપણે કળાથી કામ લઈએ એટલે ઠેકાણે આવી જાય. જડ છે એટલે લોકોને ગાંઠતું નથી ને !

**પ્રશ્નકર્તા :** ફરી આવો તાલ ખાય એમ નથી.

**દાદાશ્રી :** અને સરળ રીતે, ઓછી મહેનતે અને આનંદપૂર્વક પાછું. પેલાં તો કઠોર તપ કરવાનાં. એ સહન જ ના થાય. જોતાં જ ચીતરી ચઢે.

**પ્રશ્નકર્તા :** આપે એકવાર કહેલું કે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ બધાં વ્યક્તિઓ જેવાં છે. એમને સમજાવીએ તો સમજી જાય એવાં છે પાછાં.

**દાદાશ્રી :** હા, જડ છે. જડ એટલે આમ ના ગાંઠે. કારણ કે સૂડી વચ્ચે સોપારી આવી એટલે સોપારીને કપાયે જ છૂટકો. પણ તે વખતે કપાય. પણ હવે સૂડીની વચ્ચે સોપારી આવે જ નહીં એવું કાર્ય કર્યા કરીએ.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને તેય આપણું જ્ઞાન છે. આપણે તો વાંધો જ નહીં. જ્ઞાન તો મનને જુએ છે. મન શું કરે છે, શું નહીં એવું જોઈ શકે એમ છે. અને આ મનની ઉપાધિ તો બહાર છે. એને ગોળીઓ ખવડાવવી પડે. છતાંય કોઈ વખત આપણે ખવડાવવી પડે તો ખવડાવી દેવી. એટલે કહીએને આપણે ગોળીઓ ખવડાવીને કામ લઈ લેજો. એક જ બાબત ભાવતી નથી એવું એને છે નહીં, એને તો બધી જ બાબત ભાવે. જેમાં ટેસ્ટ પડે તેમાં !

અને એક ફેરો એ વસ્તુથી છેટે રહ્યા ને, બાર મહિના કે બે વરસ સુધી છેટે રહ્યું, એટલે એ વસ્તુને જ ભૂલી જાય છે પછી. મનનો સ્વભાવ કેવો છે ? છેટું રહ્યું કે ભૂલી જાય. નજીક ગયું એટલે પછી કોચ કોચ કરે. પરિચય મનનો છૂટો થયો, 'આપણે' છૂટા રહ્યા એટલે

મન પણ પેલી વસ્તુથી છેટું રહ્યું. એટલે ભૂલી જાય પછી, કાયમને માટે. એને યાદેય ના આવે. પછી કહે તોય એ બાજુ જાય નહીં. એવું તમને સમજણ પડે ? તું તારા ભાઈબંધથી બે વરસ છેટો રહ્યો, તો તારું મન ભૂલી જાય પછી. મહિનો-બે મહિના સુધી કચકચ કર્યા કરે, એવો મનનો સ્વભાવ છે અને આપણું જ્ઞાન તો મનને ગાંઠે જ નહીં ને !

## બુદ્ધિનું કેટલું સંભળાય ?

**પ્રશ્નકર્તા :** આપણે પેલું કહીએ છીએ ને, કે મન કા ચલતા તન ચલે એટલે મનનું સાંભળવું નહીં. એવી રીતે બુદ્ધિ માટે પણ કહે છે ને, બુદ્ધિનું સાંભળવું ના જોઈએ. તો મનનું સાંભળવું અને બુદ્ધિનું સાંભળવું, આ બેનો ડિફરન્સ (ફેર) શું છે ?

**દાદાશ્રી :** બુદ્ધિનું સાંભળવું જોઈએ, અમુક બાબતમાં જ બુદ્ધિને વચમાં લેવાની. મન કંઈક સતામણી કરે એટલે બંધ કરી દેવાનું. આપણા ધાર્યા પ્રમાણે ના કરતું હોય તો બંધ.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિનું અમુક બાબતમાં સાંભળવું જોઈએ.

**દાદાશ્રી :** બુદ્ધિનું તો સાંભળે જ છે ને ! એ જો નુકસાનકારક હોય ત્યારે કહી દઈએ કે ભઈ, અહીં નહીં ચાલે, અત્યારે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ બુદ્ધિને તો સંસારાનુગામી જ કહી છે ને !

**દાદાશ્રી :** છે સંસારાનુગામી પણ વ્યવહાર જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવહાર કરવા પૂરતું સાંભળવાનું એવું થયું ને ?

**દાદાશ્રી :** બુદ્ધિનો વાંધો નહીં, બુદ્ધિ તો અવળું કરતી હોય તો આપણે સવળું વાળીએ તો વળી જાય. મનનું એકલું જ સાંભળવાનું નહીં. છતાં બુદ્ધિ મોક્ષે લઈ જવા દેતી નથી એટલું જ, સંસારની મહીં રાખે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ મોક્ષે ના લઈ જાય, તો મનનું પણ એવું જ છે ને ?

**દાદાશ્રી :** મનને લેવાદેવા નથી. મન તો બિલકુલ જડ છે, ફિઝિકલ છે. બુદ્ધિ તો લાઈટ છે. બુદ્ધિને અને મનને લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** એ ડિફરન્સ કેવી રીતે ખબર પડે, મનનું સાંભળવું ને બુદ્ધિનું સાંભળવું ?

**દાદાશ્રી :** એમાં ડિફરન્સ કાઢવાનો જ ના હોય ને ! બુદ્ધિનું જ સાંભળવાનું. બાકી, મન તો બિલકુલ ફિઝિકલ (ભૌતિક) છે. બુદ્ધિ ફિઝિકલ ના હોય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ લાઈટ છે.

**દાદાશ્રી :** એ તો ના સાંભળવું હોય તો એ ધારેલા રસ્તે લઈ જાય આપણને.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ?

**દાદાશ્રી :** હા, લઈ જ જાય છે ને ! બધી આખી દુનિયાને એ જ લઈ જાય છે ને ! આપણા મહાત્માઓને આ રૂમમાંથી ઊઠાડીને બીજી રૂમમાં લઈ જાય છે ને !

**પ્રશ્નકર્તા :** એ બુદ્ધિનો ખેલ છે ?

**દાદાશ્રી :** ત્યારે બીજું કોણ છે ? ઘણુંય ના કહે પણ ગાંઠે નહીંને ! મન તો જડ છે, ફિઝિકલ છે. મનને લેવાદેવા નહીં.

**પ્રશ્નકર્તા :** પણ બેને કંઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** બેને જોડે વાત જ કરવી નહીં. ક્યાં પેલું જડ ને ક્યાં બુદ્ધિ ! બધું સમજાય. આ ખોટું થઈ રહ્યું છે, બુદ્ધિ ખેંચીને લઈ જાય છે અને મનને તો એવું કશું નહીં બિચારાને !

**પ્રશ્નકર્તા :** મનને જેવી રીતે વાળવું હોય એવી રીતે વાળી શકાય તો આ બુદ્ધિને વાળી શકાય કે નહીં ?

**દાદાશ્રી :** ના, મન તો જડ છે. આ લોકો મનના ચલાવ્યા ચાલે

તો એને બધું સર્વસ્વ જતું રહેશે. મન વડગાદી જવાનું નક્કી કરે, તો આપણે એને જવા દઈએ. કારણ કે આપણે વડગાદી જવું છે. પણ મન દાદર સ્ટેશને ઉતરી માટુંગા ચાલવા માંડે તો ?

**પ્રશ્નકર્તા :** તો ત્યાં મનનું નહીં સાંભળવાનું.

**દાદાશ્રી :** જ્યાં સુધી આપણા ધાર્યા પ્રમાણે આવે ત્યાં સુધી કરેક્ટ. પછી એનું સાંભળવાનું નહીં અને બુદ્ધિમાં તો આપણું ચાલે નહીં ને !

**પ્રશ્નકર્તા :** જેવી રીતે મનનું સાંભળવાનું નહીં, એવું અહંકારનું નહીં સાંભળવાનું એવું હોય છે ખરું ?

**દાદાશ્રી :** અહંકારનું સાંભળવાનું નહીં એ ખરું ને પણ એ તો મૂળ અહંકારની વાત જ નહીં ને ! મૂળ અહંકારનું સાંભળ્યા વગર છૂટકો જ ન થાય ને ! આ તો ડિસ્ચાર્જ અહંકારનું નહીં સાંભળવાનું.

**પ્રશ્નકર્તા :** મનથી માણસ ચાલે છે, એ સિવાય બીજા શેનાથી ચાલે ?

**દાદાશ્રી :** બીજાને અહંકારથી ચલાવે ને. આ બુદ્ધિજીવીઓ બધા એ મનને ગાંઠતા જ નથી. એ તો પોતાને કામમાં આવે એટલું જ મન લે. બીજું ગાંઠે નહીં. પોતાના ધ્યેય પ્રમાણે ચાલે. બુદ્ધિજીવીઓ બહુ સરસ કામ કાઢી લે. આ બધા મનના કારખાનાઓ ન હોય. એમાં ધ્યેય પ્રમાણે પોતાને ચાલવું. તોય અહીં આવ્યા વગર તો છૂટકો નથી. પેલો મેળ પડે નહીં ને !

**પ્રશ્નકર્તા :** મન કા ચલતા તન ચલે કહ્યું છે પણ આ વાણી પણ મોટે ભાગે વિચાર ફૂટે ને તરત બોલાઈ જાય છે એ બધું મનનું કહ્યું કહેવાય ?

**દાદાશ્રી :** બોલાઈ જવાય છે, એ વસ્તુ જુદી છે. અમુક બાબતમાં મન પ્રમાણે થાય છે.

**પ્રશ્નકર્તા :** અમુક બાબત એટલે ?

**દાદાશ્રી :** અત્યારે કો'કે ગાળ ભાંડી, તો મહીંથી મન કહેશે, 'મારો બે ધોલ તો ?' આ તો પ્રતિક્રમણ કરવું જોઈએ કે આ ભૂલ થઈ. આવું ના હોવું જોઈએ.

બધે ચોખ્ખું રાખવું જોઈએ, નહીં તો મનમાં રીસ ચઢતી જાય દહાડે દહાડે ને મન એક દહાડો કૂદાકૂદ કરી મેલે.

## ધ્યેય એટલું જ ઉતરે 'ચંદુ' !

મનમાં તો ઉતરવાનું જ નથી. આ મનને તો જોયા જ કરવાનું છે. મનમાં જો ઉતરે તો ફરી બગડી જાય.

**પ્રશ્નકર્તા :** આપણું ધ્યેય હોય એટલું તો એને ઉતરવું પડે ને ?

**દાદાશ્રી :** આપણે ઉતરવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** મનને ઉતરવાનું ?

**દાદાશ્રી :** એ તો ઉતરે છે. ચંદુભાઈ ઉતરે, આપણે શું ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને એટલું ઉતરવાનું ને ?

**દાદાશ્રી :** એ તો ચંદુભાઈ ઉતરે છે, એ પોતાના ધ્યેય પ્રમાણે અને તે અવળું ચાલે તો પાછા હાંકે એને, કે એય એ બાજુ નહીં જવાનું.

**પ્રશ્નકર્તા :** મન વિચાર કરે અને પછી આપણા ધ્યેય પ્રમાણે હોય તો ચંદુભાઈ એટલું એમાં ઉતરે ?

**દાદાશ્રી :** ધ્યેય પ્રમાણે હોય તો જવા દેવાનું. અને ધ્યેયની વિરુદ્ધ હોય, આપણે જવું હોય ઉત્તરમાં ને એ આમ આ બાજુ ફરે, તો આપણે હાંકીને લઈ જવાનું એ બાજુ. આપણા ધ્યેય પ્રમાણે મનને વાળવું. મન આપણા ધ્યેયને અનુસરીને હોય તેટલો વખત એને અનુસરવું.

**પ્રશ્નકર્તા :** ધ્યેય પ્રમાણે હોય તો એ રીતે વહેવા દેવું એને ?

**દાદાશ્રી :** વહેવા દેવું.

**પ્રશ્નકર્તા :** અને ધ્યેયની વિરુદ્ધ હોય તો એને વાળવું ?

**દાદાશ્રી :** અને આત્મા તરીકે મનમાં પેસવું નહીં. જો ને ! આ આત્મા તરીકે એના મનમાં પેસી ગયો છે, તે મુંઝાઈ ગયો છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે શું ?

**દાદાશ્રી :** મૂંજી થઈ જાય. તારે જોયા કરવાનું છે, મનમાં શું વિચાર આવે છે ને સારા આવે કે ખરાબ આવે એ જોયા કરવાના.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માના પોતાના ગુણો ચંદુભાઈની અંદર, પ્રતિષ્ઠિત આત્મામાં પૂરવાની કોશીશ કરવાની ને ?

**દાદાશ્રી :** ના, પ્રતિષ્ઠિત આત્મા નાદારી કાઢતો હોય તોય આપણે શું લેવાદેવા ? અને સાદારી કાઢતો હોય, મોટો થતો હોય તોય વાંધો નહીં. આપણે તો એ પ્રતિષ્ઠિત આત્મા શું કરે છે એ જોયા કરવાનું. બીજું કંઈ આપણું કામ જ નથી. આપણી ડ્યુટી (ફરજ) હોય એટલી જ કરીએ. નહીં તો વધારે પડતી કરવા જઈએ તો માર પડે, છ મહિનાની જેલ ઘાલે. સમજ પડીને ? હવે કાચો ના પડીશ.

**પ્રશ્નકર્તા :** ધ્યેય પ્રમાણે મન જાય છે ને, એ બધું હવે દેખાય છે. આટલું મન ધ્યેય પ્રમાણે ગયું, આટલું મન ધ્યેય વિરુદ્ધ ગયું એ એને દેખાય છે.

**દાદાશ્રી :** ધ્યેય પ્રમાણે જ ચલાવવો.

**પ્રશ્નકર્તા :** આપણું ચિત્ત હોય ને, એ ધ્યેય પ્રમાણે જતું હોય તો ?

**દાદાશ્રી :** ચિત્તને ને મનને કંઈ લેવાદેવા નહીં.

**પ્રશ્નકર્તા :** પણ ચિત્ત બહાર જાય ને ?

**દાદાશ્રી :** એ છોને જાય બહાર, તે આપણે ક્યાં ક્યાં જાય છે તે જાણવું, બસ.

**પ્રશ્નકર્તા :** અને આપણા ધ્યેય પ્રમાણે ના જતું હોય તો ?

**દાદાશ્રી :** ના. તે ના જતું હોય તો વાંધો નહીં. એને જોયા કરવાનું. ચિત્તને વાળવાનું નથી કહેતો. ચિત્તને જોયા કરવાનું છે કે ક્યાં ભટકે છે. છોકરો દારૂ પીતો હોય, માંસાહાર કરતો હોય, તે એનો બાપ છે તે જોયા કરે, ક્યાં ક્યાં જાય છે, બસ. એના જેવું એની પર ધ્યાન રાખવાનું. એને વાળવાનું તો તું શુદ્ધાત્મા રહું એટલે એની મેળે વળી જાય. તું ઉપયોગમાં રહું એટલે એ બંધ થઈ જાય. એને વાળવાનું એટલે પોતાની જાતને ઉપયોગમાં લેવાની કે એ વળી જાય. અને પેલું મન તો પુદ્ગલને આધીન છે. અને આ તો તું બધાનામાં શુદ્ધાત્મા જુએ, ઉપયોગમાં પડ્યો એટલે પછી ચિત્ત ક્યાં જાય ? બંધ થઈ જાય. ચિત્ત પોતાનો સ્વભાવ જ, એનું નામ જ જ્ઞાન-દર્શન !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિને ધ્યેય પ્રમાણે રાખવાની ?

**દાદાશ્રી :** બુદ્ધિ તો એની મેળે જે બાજુ રહે તે બાજુ, બુદ્ધિને કંઈ તમારે ખસેડવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** ડીસીઝન (નિર્ણય) ધ્યેય પ્રમાણે હોવું જોઈએ ને ?

**દાદાશ્રી :** એ તો ધ્યેય પ્રમાણે હોય જ. એ તો હંમેશા સંસારના પ્રોફિટ ને લોસમાં, (નફો ને ખોટમાં) તે પ્રોફિટ જ જોયા કરતી હોય. મનને એકલાને જોવાનું. મન છે તે બીજી બાજુ લઈ જાય.

**પ્રશ્નકર્તા :** મનને એકલાને જ સાચવવાનું છે ?

**દાદાશ્રી :** મન આપણા ધાર્યા પ્રમાણે જતું હોય ત્યાં સુધી જાય અને આપણા ધાર્યાથી ફેરફાર થાય તો ફેરવી નાખવું.

**પ્રશ્નકર્તા :** અહંકારનું શું ? અહંકારને ધ્યેય પ્રમાણે રાખવાનો ? આ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારને ધ્યેય પ્રમાણે રાખવાનાં ?

**દાદાશ્રી :** આ બધાંને કશું રાખવાની જરૂર નથી. એક મનની એકલાની જ વાત પૂછતો નથી ને... તારે બીજી ભાંજગડમાં પડવું નહીં અને મનેય એક ફેરો વળી ગયા પછી કશું કરવાની જરૂર નથી. આ તો મન ના વળ્યું હોય ત્યાં સુધી ભાંજગડ.

આપણો ધ્યેય નક્કી કરવાનો. એટલે પછી મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર એ બાજુ જ જાય. એટલે મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકારને એમ નહીં કહેવાનું કે તમે આમ કરો, પણ આપણે ધ્યેય જ નક્કી કરવાનો. આજ્ઞા પાળવી છે એનો જે ધ્યેય નક્કી કર્યો, તો એ બાજુ જાય ને નથી પાળવી એવું નક્કી કરે તો પછી એવું ચાલે. તું શું કરે ?

**પ્રશ્નકર્તા :** ધ્યેય જ નક્કી કરવાનો.

**દાદાશ્રી :** શું શું ધ્યેય નક્કી કર્યાં ?

**પ્રશ્નકર્તા :** દાદાની આજ્ઞામાં રહેવાનું.

**દાદાશ્રી :** એ તો બહુ મોટામાં મોટી વાત. 'દાદા'ની આજ્ઞામાં જ રહેવું છે, એવું જેને ધ્યેય છે ને, એને ઘણું ખરું બધું જ આવી જાય. તેથી ભગવાને કહેલું ને, 'આજ્ઞા' એ તપ ને 'આજ્ઞા' એ જ ધર્મ. બીજાં તપ તપવાની જરૂર જ શું છે ? ખાજે-પીજે ને, નિરાંતે.

એટલે આ બીજા લોકો ધ્યાન કરવા જાય છે. અલ્યા, ધ્યેય નક્કી કરને, તો પછી બીજા ધ્યાન એની મેળે થશે. અહીંથી બોરીવલી જવાનું ધ્યેય તમે નક્કી કર્યું હોય તો તમારે ધ્યાન શું રહે ?

**પ્રશ્નકર્તા :** બોરીવલીનું ધ્યાન રહે.

**દાદાશ્રી :** હા, એવું ધ્યેય નક્કી કરે તો ધ્યાનેય થયું. અને ધ્યાન કરવા ગયો તો ધ્યાન થાય નહીં, અહંકારથી ધ્યાન થાય નહીં. ધ્યાન તો પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** ધ્યેય જ્યારે નક્કી કરે છે, તે વખતે અહંકાર જ હોય ને ?

**દાદાશ્રી :** તેનો વાંધો નહીં. તમારે એ તો નિર્જીવ અહંકાર છે ને !

એટલે ધ્યેય નક્કી કરીએ ત્યાર પછી ધ્યાન એનું પરિણામ છે.

હવે આપણે ધ્યેય શું રાખવાનો છે કે ભૂલ કોઈનીય છે નહીં. જગત આખું નિર્દોષ જ છે, એવો ધ્યેય રાખવો જોઈએ. એટલે પછી પેલું અંતઃકરણ, એ બધુંય એ બાજુ ચાલે. અને આ તો તમારે ખાલી નક્કી જ કરવાનું છે. તારો અનુભવ શું કહે છે ? દોષ કોઈનો છે ખરો ?

**પ્રશ્નકર્તા :** ના, કોઈનો દોષ જ નથી. પોતાનો જ દોષ છે.

**દાદાશ્રી :** એવું જ અનુભવમાં આવી ગયું ? તો એ પછી ધ્યેય બદલાઈ ગયો. ધ્યેય બદલાયો એટલે પછી એ બાજુ ચાલ્યા જ કરે. જેટલું કષાયનું જોર ઓછું થતું જાય ને તેમ તેમ રાગે પડતું જાય. કષાયો જ નિર્દોષ દૃષ્ટિ નથી થવા દેતાં ને ! અને કષાયો તે પાછાં કોનાં ?

**પ્રશ્નકર્તા :** પોતાનાં.

**દાદાશ્રી :** મિશ્રચેતનનાં.

**પ્રશ્નકર્તા :** કોઈના દોષ દેખાય તો સામે પેરેલલ (સમાંતરે) પેલું પણ દેખાય કે આ પોતાના કયા દોષના આધારે આનો દોષ દેખાય છે.

**દાદાશ્રી :** એવું દેખાય. એ જેમ જેમ દૃષ્ટિ નિર્મળ થતી જાય ને તેમ તેમ દેખાય.

હવે જડનું માનીને કેટલા દહાડા ચાલે ? એમાં તો આખું

જગતેય માર ખાઈ ખાઈને મરી ગયું ! મનની હેલ્પ લેવાની છે આપણે. કારણ કે ગયા અવતારનો એ આપણો ખજાનો છે. પણ મન આપણા ધ્યેય પ્રમાણે ચાલતું હોય તો. એને આપણા ધ્યેય પ્રમાણે ચલાવવું. એ તો વહુ જોડેય વઢવાડ મન જ કરાવે છે તે, બીજું કોણ કરાવે છે ? કંઈ બહારનો આવીને ફાયર મારી ગયો ? મહીં બુદ્ધિ શંકા કરાવડાવે. આ જ્ઞાન એવું છે ને કે બધાંને ફેંકી દે. મહીં શંકા કરવાનું હોય તેને કહે, 'તું જતી રહે, અમે નિ:શંક થયા છીએ આત્મા સંબંધમાં ! હવે અમારે શંકા કેવી ?'

આપણે મકાન વેચ્યું હોય અને છોકરાં જાણતાં ના હોય, અને મકાન બળતું હોય તો છોકરાં ધૂંવાંપૂંવાં થઈ જાય ! પછી ઘેર છોકરાં બૂમો પાડતા પાડતા આવે કે 'આપણું મકાન સળગ્યું છે, હેંડો, હેંડો, હેંડો.' તો બાપ કહે, 'અલ્યા ભઈ, કાલે વેચ્યું. હવે મેલ છાલ !' તો પછી કશુંય નહીં. ઊંધા જ્ઞાનથી માર ખાય છે ને છતા જ્ઞાનથી માર છૂટી જાય. છતું જ્ઞાન થયું કે 'ભઈ, હવે આપણે વેચી દીધું છે', તો એ હતો એનો એ જ માણસ પાછો ફેરફાર થઈ જાય ને ?

અને મારી જોડે તો તમે બધાં આવતા હોય અને જંગલ આવ્યું ને ત્યાં પછી વાઘની બૂમ પડી. તો તું કહે કે આ વાઘની બૂમ સંભળાય છે. ત્યારે હું કહું કે 'વાઘ પાંજરામાં છે.' એટલે ચાલ્યું ગાડું ! એવી રીતે આ દુનિયા ચલાવવાની, આશરે આશરે. નહીં તો દુનિયામાં માણસ મરી જાય. પાંજરામાં હોય તોય એને ખબર ના હોય એટલે એને બીક લાગે જ ને પછી તો ! 'આવ્યો, આવ્યો, આવ્યો' કરે. વગર કામના મરતા પહેલાં મરી જવું એ કોના ઘરની વાત ?! મરાય ત્યારે કહીશું કે મરી ગયા. પણ મરતાં પહેલાં મરી જવું કે, 'હાય બાપ, મરી ગયો !' એવું દોઢસો વખત બોલે છે પણ મરતા એકુંય વખત નથી. એ બોલવાની જરૂર જ શું છે તે ?

## મનને પટાવે જ્ઞાની આમ...

**પ્રશ્નકર્તા :** એ ખરેખર મન બતાડતું હોય છે ને ?

**દાદાશ્રી :** આ મન જ ને ! ત્યારે બીજું કોણ ? આ બધી મનની જ ભાંજગડ છે ને બધી.

**પ્રશ્નકર્તા :** આ મનને જો છતું જ્ઞાન બતાડી દઈએ તો પછી એ બૂમ ના પાડે ને ?

**દાદાશ્રી :** હા, એ મનને સમજાવતાં 'આપણને' આવડવું જોઈએ. મને તો ગોળીઓ આપતા હઉ આવડતી હતી. એમ એની પાસે કામ કરાવી લેતો.

**પ્રશ્નકર્તા :** ક્યારે ? જ્ઞાન પહેલાં ?

**દાદાશ્રી :** હા, ગોળીઓ આપીને કામ કરાવી લેતો.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એને ભાવતી ચીજ આપીએ અને આપણું કામ કરાવી લઈએ. આટલું મારું કહ્યું કરું, આ પ્રમાણે ચાલું તો આ આપીએ. ત્યારે એ ખુશ ! બે આઈસ્ક્રીમની ડિશો ખવડાવી દઈએ, એટલે એ પછી આખો દહાડો કામ કરે. એને આઈસ્ક્રીમ ભાવતો હોય તો, ના ભાવતું હોય તો ના કરે.

**પ્રશ્નકર્તા :** આપને શું ભાવતું હતું ?

**દાદાશ્રી :** મને તો બધુંય ભાવતું હતું. શું નહોતું ભાવતું ?

**પ્રશ્નકર્તા :** તમે મનને લોલીપોપમાં શું આપતા હતા ?

**દાદાશ્રી :** એને કંઈ અપાવી દઈએ. હોટલમાં કંઈ સારો નાસ્તો હોય, સારી વાનગી હોય, ખાસ તીખી વાનગી વધારે ભાવે.

**પ્રશ્નકર્તા :** ભજીયાં ?

**દાદાશ્રી :** ના, ભજીયાં નહિ. બીજી તીખી વાનગી થતી હતી. એનું નામ મને અત્યારે આવડતું નથી. બહુ સરસ આવતી હતી એ ! તે મોટી હોટલમાં, સારી હોટલમાં એકાદ ડિશ ખવડાવી દઈએ એટલે

બસ થઈ ગયું ! ભયો ભયો થઈ ગયો !! તરણતારણ થઈ ગયા જાણે !!! જીભ તો લપ લપ લપે ને બધાંયની ! અને જવાનીમાં ખાસ લપલપે. ઘૈડપણમાં જરા ઢીલી પડી જાય.

**પ્રશ્નકર્તા :** ના, પણ ખવડાવવાનો પ્રયોગ કરવો પડે કે સમજણનો પ્રયોગ કરવો પડે ?

**દાદાશ્રી :** ખવડાવીએ એટલે ખુશ થઈ જાય. આપણે એને શર્ત કરીએ કે ભઈ, આટલું કરી આપું તો આ ચીજ લઈ આવીએ આપણે જઈને. અને એ કરાવવા મારે બે-ત્રણ દહાડા પહેલેથી તે આપવાનું બંધ કર્યું હોય અને તું આ કરું તો જ તને આ ખવડાવીએ ચાલ. એટલે પેલો બે-ત્રણ દહાડાથી બંધ હોય એટલે કરી નાખે બધું. આ અંદર મન ફિઝિકલ ખરું પણ એ જીવતાં જેવું છે. પાવરવાળું તો છે જ. આમ મરી ગયેલું છે. પણ આપણે કહેવાની જરૂર એને. તે લોક રાતે બુદ્ધિને કહે છે ને, કે આજનો દહાડો તું આવીશ નહીં. કાલે બપોરે જમવા આવજે. તે એ કહે છે, તે એવું બને છે પણ પાછું.

**પ્રશ્નકર્તા :** પણ દર વખતે ખવડાવવાના પ્રયોગ સિવાય પેલું સમજણનો પ્રયોગ કર્યો હશે ને ? મનની જોડે સમજણ પાડીને દિશા ફેરવી નાખવાની.

**દાદાશ્રી :** પણ આપણે જાણીએ નહીં કે આ લાલચુ શામાં છે તે ?

**પ્રશ્નકર્તા :** હા, એ તો ખબર પડે.

**દાદાશ્રી :** એટલે લાલચોમાં ઘાલી દઈએ એટલે આવડ્યું.

**પ્રશ્નકર્તા :** એટલે આ પ્રયોગ પહેલાં કરેલા.

**દાદાશ્રી :** આવા બધા બહુ પ્રયોગ કરેલા.

**પ્રશ્નકર્તા :** બીજા કયા ?

**દાદાશ્રી :** બીજા તો આમ રાત્રે કશું આવ્યું હોય તે ઊંઘવા ના દે. એટલે મેં કહ્યું, સારું હવે તું છું ને હું છું ચાલ. તે એની પર બેસી જઉં. એ દોડે ને હું સવાર. દોડ, દોડ, દોડ કરાવું ને થકવી નાખું. એટલે એ ઊંઘી જાય તો મને ઊંઘ આવી જાય. પણ હું લાલચ રાખું કે ભઈ, ઊંઘવા દે ને, ઊંઘવા દે ને ! એટલે ઊંઘવા દેતું હશે ? એ તો થકવીએ ત્યારે ઠેકાણે આવે. થાકી જાય એ. 'ચાલ, દોડ !' દોડ, દોડ, દોડ કરાવું. તેં થકવ્યું નહીં કોઈ દહાડોય ? મેં તો બધા બહુ પ્રયોગ કર્યા'તા અને બધાંય પ્રયોગો સફળ થઈ પડ્યા.

મનનું કશું માનવાનું નહીં. મન જ્ઞેય છે ને આપણે જ્ઞાતા. એટલે જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ એટલે શું ? એ જોવાનું. કૂદાકૂદ કરતું હોય કે સારું વિચારતું હોય કે ખરાબ વિચારતું હોય, તે આપણે જોયા કરવાનું. એટલે આપણે એમાં તન્મયાકાર નહીં થવાનું. અજ્ઞાન દશામાં તન્મયાકાર થતા હતા. હવે તન્મયાકાર નહીં થવાનું. એટલે આ જ્ઞાનની મુખ્ય વસ્તુ એ છે કે તે કાચું ના પડી જાય આમાંથી. વિજ્ઞાન ખરું ને ? આમાં ભૂલચૂક ના થવી જોઈએ. મનનું ખાસ ભૂલ ના થાય એવું કરજો. બીજું બધું થયું હશે, તે પાછું સુધારી આપું.

એ તો તારે મનને ઠપકો આપવો પડે. મનને ઠપકો આપે છે ? સવારથી કશું કહે છે ? બે-ચાર ઠપકા આપે છે ?

**પ્રશ્નકર્તા :** અવળો વિચાર આવે એટલે તરત કહું કે આ બરાબર નથી, પણ ઠપકો આપવો એવું નથી કરતો.

**દાદાશ્રી :** બે-ચાર વખત ઠપકો ને બધું આપવું જોઈએ. આમ ખભો થાબડવો જોઈએ કે અમે છીએ, તમારી જોડે. આ તો નાની ઉંમર છે, બધું રાગે થઈ જાય. પછી પાછળથી તો કઠણ પડી જાય.

**પ્રશ્નકર્તા :** મન જોડે વાતચીત કરવાનો પ્રયોગ, એ કેવી રીતે કરવાનો ?

**દાદાશ્રી :** એ તો આપણે અરીસામાં જોઈને વાત કરીએ તો

થાય આમ ! મનને કહીએ, 'અમે તારામાં ડખલ નહીં કરીએ, તું અમારામાં ડખલ ના કરીશ.' પછી કો'ક દહાડો મન કહેશે, 'અમારામાં કેમ ડખલ કરો છો ? ત્યારે આપણે કહીએ, 'હવે તારામાં ડખલ નહીં કરીએ એટલે અમારામાં ડખલ ના કરીશ.' કેટલાં ભાગીદારોનાં તોફાન છે આ બધાં તો, પણ શુદ્ધાત્મા હાથમાં આવી ગયો અને પાંચ વાક્યો, એટલે બસ થઈ ગયું.

## મુક્ત રહેવું સ્વ-મત થકી...

પોતાનો મત જ ના રાખવો. સત્સંગમાં બધાં કરે એમ કરવું. નહીં તો સ્વચ્છંદ કહેવાય. તે મને પૂછતાં હોય તોય સારું કે, 'મારે શું કરવું, આવું થાય તો ?' તો હું સમજણ પાડું કે આમ કરજો.

મનને કહેવું કે 'આવું નહીં ચાલે. આ અમારે તો ધ્યેયે પહોંચવું છે. તમે અત્યાર સુધી ગાંડા કાઢેલા. હવે નહીં ચાલે.'

અપાર સુખના માલિક થવું છે, આ ધ્યેય છે ને કે દેવલોકોય છેટે રહીને જોયા કરે. એટલે હસવું ને લોટ ફાકવો, બે સાથે બને નહીં. કાં તો લોટ ફાક કાં તો હસી લે !

તારે ધ્યેયે પહોંચવાની ઇચ્છા ખરી કે ? ધ્યેયે પહોંચવું હોય તો ફેરફાર કરજો બધું, તો ધ્યેયે પહોંચાશે. નહીં તો નહીં પહોંચાય.

## ને મન ઠેકાણે બેસે !

જ્ઞાન ઉત્પન્ન થાય તો મન ઠેકાણે રહે. નહીં તો એમ તો મન માને કે ?

**પ્રશ્નકર્તા :** ના માને જરાય.

**દાદાશ્રી :** નહીં તો ઉછાળીને ફેંકી દે. તારે માને છે મન ?

**પ્રશ્નકર્તા :** હવે સીધું થઈ ગયું છે. મનથી છૂટા રહેતા હોય, તો આ વિચાર જ ના આવે ને ?

**દાદાશ્રી :** ના, ના આવે એવું ના હોય. આવે વિચાર તો ગમે ત્યારે આવે.

**પ્રશ્નકર્તા :** છૂટા રહેતા હોય તો પણ આવે ?

**દાદાશ્રી :** તદ્દન છૂટા, બિલકુલ છૂટા હોય તોય આવે. એ તો ભરેલો માલ છે, ઈફેક્ટિવ છે એ. ઈફેક્ટ આપ્યા વગર રહે નહીં.

રાત્રે ઊંઘ આવતી હોય ને, તો જરાક ચૂંટી ખણીને બેસીને જાગૃતિ રાખજો કે બેસને બા. આ બહુ દહાડા ઊંઘ્યો છે તે ?

અને તે ના માને એવું નથી, માની જાય. મન જોડે બીજો ઝઘડો નહીંને આપણને ? પછી એને ત્યાગ કરાવતા નથી, કશું તોફાન નથી કરાવતા. નહીં તો બહુ ત્યાગ કરાવ્યો હોય ને ત્યારે ચિડાયેલું હોય. હા, બહુ ચિડાયેલું હોય, આપણા બોલતા પહેલા બચકું ભરી લે. તે ચૂંટી ખણીએ ને તે ઘડીએ બચકું ભરી લે. કારણ કે ચિડાયેલું મન તે શું થાય ? આ તો જરાય ચિડાયેલું નથી, ઉશ્કેરાટ છે જ નહીં મનમાં. અને ઉશ્કેરેલું કૂતરું કેવું હોય ? બચકું ભરી લે. તે મનેય એવું જ છે, બળ્યું. એને 'આ ત્યાગ થાય, આ ત્યાગ થાય', તે કંટાળી જાય પછી.

મન કંઈ ખોટું નથી. મનને કરવાનું શું છે એ આપણે જાણવાની જરૂર છે. મન તો તમારે એક ધ્યેય નક્કી કરવો જોઈએ કે 'મારે જવું છે.' મન સાચા રસ્તા પર હોય તો મનના કહ્યા પ્રમાણે ચાલવું. અને મન ઊંધે રસ્તે લઈ જતું હોય પછી આપણે એને મારી-ઠોકીને આપણા ધ્યેય તરફ લઈ જવાનું. ક્યાં જવું એ આપણે જોવાનું છે. આપણે શું ધ્યેય છે એ નક્કી કરવું જોઈએ. આપણે ક્યાં જવું છે એ નક્કી કરવું જોઈએ કે ના કરવું જોઈએ ?

## સામ, દામ, દંડ, ભેદ વડે !

મનને એવું નથી કે આ જ જોઈએ છે. એ ના ન પાડે. પાંચ-સાત વખત પછી ધીમે ધીમે જબરજસ્તીથી પાઈ દોને તો પછી એમાં ટેવ પડી જાય.

**પ્રશ્નકર્તા :** જબરજસ્તીનું તો આપ ના કહો છો ને કે મન ઉપર જબરજસ્તી ના કરવી.

**દાદાશ્રી :** એ તો જ્ઞાનવાળો હોય તેને. પણ જ્ઞાન ના હોય તેણે તો જબરજસ્તી કરવી જ જોઈએ ને ! જ્ઞાન હોય તેને મનની જરૂર નહીં. મન પછી એ જ્ઞેય થયું ને આપણે જ્ઞાતા થયા. વ્યવહાર જુદી જાતનો થઈ ગયો ને ! આ બાજુ ડુંગરો દેખાય, ખીણો દેખાય તેથી આપણને શું નુકસાન ? પણ જેને જ્ઞાન નથી, એ તો મનમાં તન્મયાકાર થઈ જ જાય. એની ઈચ્છા ના હોય તોયે તન્મયાકાર થઈ જાય !

**પ્રશ્નકર્તા :** એક વખતે આપે મનને મારવા માટે કીમિયો બતાવ્યો હતો કે મન કહે કે આજે થર્ડ ક્લાસમાં જવું છે, તો ફર્સ્ટ ક્લાસમાં જવું.

**દાદાશ્રી :** હા, બરોબર. મનનું ચલણ ના ચાલવા દઈએ ત્યારે મન સમજી જાય કે હવે આ સાહેબ આપણા કાબૂમાં નથી. અને પછી એ જોરે નહીં કરે, જુલમ નહીં કરે. વખતે જોર કરશે પણ જુલમ નહીં કરે. એ જાણે કે આ કાબૂમાં છે તો ત્યાં સુધી જુલમ કરશે. માટે ગાંઠવું જ નહીં. એ આમ કરે તો આપણે એથી ઊંચું કરવું. એનું નામ વિવેક કહેવાય. એક સાહેબ મને કહે છે, મારાથી રૂપિયા છૂટતા નથી. તો મેં એવું કહ્યું હતું કે તમારે રીક્ષા લઈને આવવું અને રોકડા પૈસા આટલા જોડે લઈ આવો ને રસ્તામાં વેરતા વેરતા આવો. મન જાણે કે આ તો આપણા કાબૂમાં જ ન રહ્યા. આ તો દાદાના કાબૂમાં જતા રહ્યા. એટલે મન ટાઢું પડી જાય. મનનું અપમાન થાય ને એટલે એની આબરૂ જતી રહે. મનનું અપમાન જ કોઈ દહાડો કર્યું નથી ને ! મનનું અપમાન જ નથી થવા દીધું. એને માનમાં ને તાનમાં જ ચઢાવ્યું છે.

'ફર્સ્ટ ક્લાસમાં જજો' કહીએ, તે દહાડે મન ઝાવાંદાવા કરે ! અહીંથી જોડે લઈ જવાનું હોય તો ઠીક વાત છે. આ જોડે લઈ જવાનું નહીં ને વગર કામનું હાય હાય કરે !

## મન વાળવાના વિધ વિધ માર્ગો...

**પ્રશ્નકર્તા :** આપે કહેલું કે મન બહુ કૂદાકૂદ કરતું હોય તો પટ્ટો આપી દેવાનો. એ કેવી રીતે ?

**દાદાશ્રી :** આ બીજા લોકોને, જેણે આ જ્ઞાન લીધું ના હોય તેને. જ્ઞાન લીધું હોય તેણે તો જોયા કરવાનું. જ્ઞાન લીધું ના હોય એણે પલટી ખવડાવવી પડે. મનને ભાવતું આપી દે એટલે પેલું બીજું છોડી દે. એક ટોપલીનું ખાઈ જવું હોય તે પાછી બીજી ટોપલી મૂકી આપીએ એટલે આ ખાવા માંડે, તે પેલું રહી જાય.

**પ્રશ્નકર્તા :** મનને પાછું વાળવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** પાછું વાળવા માટે મનને શું ગમે છે એ ટેવ આપણે જાણવી જોઈએ. એની શી શી કુટેવ છે તે આપણે જાણવી જોઈએ. હા, એને ડુંગળીના ભજીયાં ખાવાની ટેવ હોય તો આપણે ખવડાવી દેવા. એટલે એને કહેવું કે આ કુટેવ બંધ કરીશ તો તને ડુંગળીનાં ભજીયાં ખવડાવી દઉં. એટલે વળી જશે.

**પ્રશ્નકર્તા :** અને છતાંય ન વળે તો ?

**દાદાશ્રી :** ન વળે તો મનને ગાંઠવાનું જ નહીં. મન એ ચેતન નથી, નપુંસક છે. અને આપણે ચેતન છીએ. ચેતનને નપુંસક શું કરવાના હતા તે ? 'દાદાની આજ્ઞાથી બોલું છું, ગેટ આઉટ !' કહીએ એટલે ચૂપ થઈ જશે.

## મૂંઝવે મનની કૂદાકૂદ...

**પ્રશ્નકર્તા :** મનમાં થયા કરે કે હવે જલદી આ પૂરું થઈ જાય.

**દાદાશ્રી :** મનનો સ્વભાવ તો જેમાં મૂકો તેમાં ઉતાવળ કરે. હમણાં ગાડીમાં જવાનું હોય તો ત્યાં ઉતાવળ કરે. ઊતરવાનું હોય ત્યાં ઉતાવળ કરે. જ્યાં મૂકો ત્યાં મનનો સ્વભાવ જ ઉતાવળિયો. 'ઝટ કરો, ઝટ કરો' કહેશે. ઝટ કરીને તો દશા થઈ મારી, કહીએ.

પણ મનનો સ્વભાવ જ છે એ.

હવે એ શાથી મન કૂદાકૂદ કરે છે. મનને કોઈ કામ આપ્યું નથી. મનને કામ આપવું જોઈએ. મન નવરું પડે ને તો 'ઝટ કરો, ઝટ કરો' કહેશે. ક્યાં ઝટ કરો ? ત્યારે કહીએ, 'મોક્ષમાં'. ત્યારે મૂઆ, અત્યાર સુધી આ બાજુ 'ઝટ કરો, ઝટ કરો' કહેતું હતું ને !

એટલે મન વિરોધાભાસી છે. એમાં એક પ્રકારનું નથી. અને જે બાજુ મોઢું ફેરવી આપોને તો એ બાજુ ચાલવા જ માંડે. તમને ફેરવી આપતાં આવડવું જોઈએ. એને મારી-ઠોકીને કહીએ, 'તું ફર, તું ફર.' ત્યારે એ નહીં ફરે. તમે એને ફેરવી આપો ને ! મનનો સ્વભાવ છે એવો. મનનો સ્વભાવ એવો છે, એને ઓળખીને કામ લેવું પડે. એના સામા થવામાં ફાયદો નહીં.

મન બહુ રીસાયું હોય તો એને ફાવતી બે ટિકિટ આપી દેવી, ખુશ થઈ જાય અગર શીખંડ ભાવતો હોય તો ખવડાવી દેવો. એને એવું નથી કે કાયમને માટે છે મહેમાન. એક તત્પૂરતી જ ફક્ત એને ગોળી ખવડાવી દો તો ચાલ્યું. નહીં તો અટકે તે ઘડીએ દમ કાઢી નાખે. એટલે કંઈ કામ આપી દેવાનું, બસ. નહીં તો આપણને ગોદા માર માર કર્યા કરે. ઝટ કરો, ઝટ કરો. અરે, પણ શેમાં ઝટ કરો ? આ કંઈ ખીચડી કરીએ તોય ત્યાં એ ઉતાવળ કરે. ના મૂકી હોય ત્યાં સુધી કશું નહીં પડેલી. મૂક્યા પછી કહેશે, 'ખીચડી મૂકી તે થઈ ગઈ ?' થઈ ગઈ છે ?' અરે, પણ હમણાં મૂકી છે ને ! શું તમે તોફાન માંડ્યું છે તે ?

જ્યાં જાય ત્યાં એને ઉતાવળ. સંડાસ જવાની ઉતાવળ, પેશાબ જવાની ઉતાવળ, ન્હાવામાં ઉતાવળ, ખાવામાં ઉતાવળ, ઊઠવામાં ઉતાવળ, ગાડીમાં બેસવામાં ઉતાવળ, ઉતરવામાં ઉતાવળ, જ્યાં ને ત્યાં ઉતાવળ, ઉતાવળ ને ઉતાવળ. એવો મનનો સ્વભાવ નથી લાગતો તમને ?

મનને ખોરાક આપવો જોઈએ, કલાક-દોઢ કલાક. મન નિરંતર, ક્ષણવાર બીજા કામમાં ના રહે એવો ખોરાક આપી દેવાનો. અમારે

ધંધો અને આમાં બે જ જગ્યાએ મન રહેતું. ધંધામાં વગર કામના ફાંફા મારે નહીં, એવું કરવાનું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીનું મન તો વશમાં હોય ને ?

**દાદાશ્રી :** બિલકુલ વશ હોય, સમજણપૂર્વકનું.

**પ્રશ્નકર્તા :** તો પછી એને ખોરાક શા માટે ?

**દાદાશ્રી :** ખોરાક તો દેહ ખાય. અમારે લેવાદેવા નહીં. દેહને કશું ના કરીએ તો દેહ તો ખાય. અમે ફક્ત જાણીએ અને જે હોય મન, એ ડિસ્ચાર્જ મન હોય. મહીં ચાર્જ કરનારું નહીં, ડિસ્ચાર્જ મન. એ હવે જે માલ ભરેલો તે નિકાલ થઈ જાય.

## નિત્યક્રમ, અનિત્યક્રમે...

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** મારો એક સવાલ હતો કે ચરણ વિધિ છે, નવ કલમો છે, પછી આ નમસ્કાર વિધિ છે, એ દરરોજ થતી નથી. આમ દાદા નિરંતર યાદ રહે છે અને આજ્ઞામાં રહેવાની ભાવના રહે, એ બધું રહે પણ આ બધું દરરોજ નથી થતું. કો'કવાર થાય ને કો'કવાર નાયે થાય તો શું કરવું ?

**દાદાશ્રી :** એવું છે ને, થાય-ના થાય એનો સવાલ જ નથી. આ કરવું જોઈએ એનો અર્થ એ કે મન બીજે નવરું પડ્યું એટલે આમાં ઘાલવું. અને ધંધામાં હોય પછી એ વાંધો નહીં. આ તો ધંધામાં ના હોય અને પછી નવરું પડ્યું હોય તો મનને નવરું ના રહેવા દેવું. અને ખાસ કરવા જેવું શું છે ? પેલી જે આત્માની ચરણવિધિ છે ને, એ એકલી કરવા જેવી છે. ના બને તો દાદાની માફી માગી લેવાની. તો આપણો ગુનો નહીં કોઈ જાતનો.

**પ્રશ્નકર્તા :** આખો દિવસ અંદર રટણ થાય છે કે 'હું શુદ્ધાત્મા છું', કાનને સંભળાય એવું બોલે તો સારું ?

**દાદાશ્રી :** વાંધો નહીં. એની મેળે જ રહ્યા કરે છે ને ?

**પ્રશ્નકર્તા :** એની મેળે જ રહ્યા કરે.

**દાદાશ્રી :** હા, એ ખ્યાલમાં રહ્યા કરે. અને દાદા તો યાદ જ રહ્યા કરે, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આપણે ના કહીએ તોય આવીને ઊભા રહે.

**પ્રશ્નકર્તા :** અંદરથી આમ જાગ્રત થાય કે ચાલો, ચરણવિધિ શરૂ કરીએ. પાછું અંદરથી એવું પણ બતાડે કે અડધા કલાક પછી.

**દાદાશ્રી :** એ બતાવનાર આપણા પક્ષનો ન્હોય, વિરોધ પક્ષના બધા. આપણા પક્ષનું કોણ એ ઓળખવું જોઈએ ને ? આપણે કરવું હોય ત્યાં આડું કરવા જાય એટલે જાણવું કે વિરોધ પક્ષનો આવ્યો. અંદર પેસવા જ નહીં દેવાનો. 'ગેટ આઉટ' કહીએ.

**પ્રશ્નકર્તા :** એ કોણ બતાવતું હશે ? મન બતાવતું હશે ?

**દાદાશ્રી :** એ વિરોધ પક્ષના બધા.

મનનું તો કશું આપણે માનવાનું જ નથી. મનના કહ્યા પ્રમાણે શરીર ચાલે તો અંદરથી લૂંટાઈ જાય પછી. એ આપણે નહીં લેવાનું ને જગત આખું એના પર ચાલે છે. મનના કહ્યા પ્રમાણે ચાલે છે અને આ મોક્ષમાર્ગ એટલે દાદાની આજ્ઞા પ્રમાણે ચાલવાનું.

## ખોરાક, મનના મોહ મુજબ...

પુસ્તક વાંચવાનોય મોહ, એ એક પ્રકારનો મોહ ગણાય છે. સમજ પડી ને ? આ બધાં મોહ જ છે. વ્યાખ્યાન કરવાનો મોહ, ત્યાગ કરવાનો મોહ, એનેય ભગવાને મોહ કહ્યો. મૂર્છિત થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પુસ્તક જો ના વાંચે તો એનું ધ્યાન બીજે ચાલ્યું જાયને ?

**દાદાશ્રી :** ના વાંચો, એવું નથી કહેતો. વાંચો ને બધું. પણ જે

વાંચવાથી, જે સમજવાથી મુક્તિ ના થાય, એ વાંચવું-સમજવું બોજારૂપ છે. એ તો પેપરેય વાંચવા જ પડે ને, ટાઈમ તો કાઢવો પડે ને ગમે રસ્તે. મનનો ખોરાક છે પેપર એ. મનને ખોરાક ના જોઈએ ? આ દેહને છે તો પેપર ખવડાવીએ તો ખાય ? દેહને તો દાળ, ભાત, લાડુ, શાક બધું હોય તો દેહ ખઈ જાય. અને પેપર મનનો ખોરાક છે. એ સવારના પહોરમાં ઊઠીને, પેપર જુઓ છો ને થોડુંઘણું ? નથી જોતા ?

સત્સંગમાં મનને ખોરાક આપણે ના આપીએ એટલે એ આપણને ખાઈ જાય. એને ખોરાક નાખવો જ પડે. પેલામાં વ્યવહારમાં તો આપણને ખોરાક મળ્યા જ કરે એમ ને એમ. પેલો કશું બોલે તે પહેલાં આપણે આપી દઈએ. એટલે એવું મનને ખોરાક મળ્યા કરે. આ સત્સંગમાં કયો ખોરાક મળે ? આમાં હોય નહીં. આમાં આપી દેવાનું નહીં ને ?

મન જોડે થોડું ઘણું બોલે એટલે મનને પેલું બીજું કાર્ય બંધ થઈ જાય. એટલે આત્મા સ્થિર થાય. પછી જો વાંચવું હોય તો વાંચેય ખરો. એ વાંચે તો આત્માનો ઉપયોગ કર્યો કહેવાય. નહીં તો સ્થિર થાય, એટલે એય આત્માનો ઉપયોગ કહેવાય. એટલે આખો દહાડો પછી અંદર બોલાય બોલાય કરવું ને મનને કામ જ સોંપ સોંપ કરવું. બીજો ખોરાક જમવા ન જાય એ વીતરાગ થયો. બીજો ખોરાક જમતો હોય તો આપણે કામ સોંપીએ ને, એટલે બેનો વિરોધાભાસ થાય. એટલે આ બધું ઊડી જાય. વાણી બોલે જુદી અને મન વિચારે જુદું. વાણીના બોલવામાં પેલું મન, વિચાર ને બધું ઊડી જાય. ફરી આવો તાલ મળવાનો નથી કોઈ અવતારમાં, માટે કામ કાઢી લો.

**પ્રશ્નકર્તા :** મનને તો આ જ ખોરાક જોઈએ છે.

**દાદાશ્રી :** કયો ?

**પ્રશ્નકર્તા :** સત્સંગનો જ.

**દાદાશ્રી :** એ તો એવું છે ને, કે મનનો સ્વભાવ એવો છે કે

આ પકડે નહીં અને પકડ્યા પછી છોડે નહીં આ. આ જે પકડાઈ ગયું આમ, અટાવીપટાવીને બધું ચોગરદમથી પકડાવી દીધું પછી એ છોડે નહીં. એ સારો સ્વભાવ કહેવાય ને !

**પ્રશ્નકર્તા :** પછી સત્સંગ ના મળે તો મન કંટાળે.

**દાદાશ્રી :** હા, એટલે આ પહેલું મન પકડે નહીં. કારણ કે મન આ પકડે તો મનનું મરણ થાય છે. એટલે પોતાના મરણને કોઈ ઈચ્છે નહીં. પણ આપણે આડાઅવળી સમજાવીને એને પકવડાવી દઈએ. પછી છે તે આમ થઈ જાય પછી. પછી એને છોડે નહીં. છોડે નહીં એટલે જાણવું કે કરેક્ટ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** તોયે મનનો સ્વભાવ પાછો પેલો પાછલો સ્વભાવ બતાડે.

**દાદાશ્રી :** એ તો બતાવે ને !

આ તો બધા અંતર્મુખી થઈ ગયા. અંદર ક્યા હો રહા હૈ, એ બધું દેખાય.

**પ્રશ્નકર્તા :** જગત કલ્યાણની વાત કરી, મનને કહીએ કે જગત કલ્યાણ કરવાનું છે, તો એમાં એને ઉતાવળ તો આવે ને ?

**દાદાશ્રી :** એમાં ખરી મઝા આવશે. એનાં ખૂણા બહુ મોટા છે. આખું એનું સર્કલ બહુ મોટું છે. અમે એમાં જ મૂકેલું છે અમારા મનને. તે રાત-દહાડો ખૂણા ખોળ્યા જ કરે એની મેળે. એ ફલાણાભાઈને જ્ઞાન આપીએ, ફલાણાભાઈને આમ કરીએ, ખોળીને આવે એની મેળે. અને આપણું કામ તો થયા જ કરે.

એ સ્ટેડી (સ્થિર) રહે અને આપણને હેરાન ના કરે. એ જીવતું રહે. એ આનંદમાં રહે ને આપણને આનંદમાં રાખે એવી ભાવના હવે ભાવવી જોઈએ. એને માટે મનને શું ખોરાક આપવો જોઈએ કે 'જગતનું કલ્યાણ હો, તે એ કલ્યાણમાં નિમિત્ત થઉં.' એટલે મનને

કામ આપશોને, એટલે મન એનું કામ કર્યા કરશે. એક કામ આપી દેવાનું અને જગત કલ્યાણ એ જ આપણું કામ.

પોતાનું કલ્યાણ એટલે શું ? જગતનું કલ્યાણ એ જ પોતાનું કલ્યાણ. માટે કામ આપી દો ને ! તો એને માટે આમ કરશે, તેમ કરશે. કોઈ જતાં હોય તો કહેશે, 'હેંડોને, દાદાને ત્યાં.' પછી મનેય એવું કામ કરશે.

❖ ❖ ❖

(૧૧)

# મનની મૂંઝવણનો ઉકેલ

## ન વિચારે, મિનિટથી વધારે !

આ જગત વિચારવા જેવું જ નથી. વિચારવું એ જ ગુનો છે. જે ટાઈમે જરૂર હોય તે ટાઈમે તે વિચાર આવીને ઊભો જ રહે. તે તો થોડો વખત કામ પૂરતો જ. પછી પાછો બંધ થઈ જાય. પછી વિચારવા માટે એક મિનિટ કરવી એ બહુ મોટો ગુનો. એક મિનિટ વિચારવું પડે એ તો બહુ મોટો ગુનો. એટલે અમે વિચારોમાં ના રહીએ.

અમે તમારી જોડે દર વખતે રમ્યા કરીએ, ટીખળ કરીએ, ફલાણું કરીએ, નિર્દોષતાથી અમે કહીએ. જેમાં રાગ-દ્વેષ ના હોય, ગમ્મત, આનંદ ઉપજાવે એવું હોય પણ તેમાં રહીએ. બહારના ભાગને કશું જોઈએ તો ખરું ને ? અને તેને આત્મા બસ જાણે કે ઓહો ! શું શું કર્યું ને શું શું નહીં, એ બધું અમે જાણીએ. કરે ખરું ને જાણે ખરું. કારણ કે એક મિનિટથી વધારે વિચારવાનું નહીં. એ તો એની જરૂરિયાત પૂરતા વિચાર આવી જ જાય, એની મેળે. કંઈક કાયદો જ છે એવો અને આપણું કામ થઈ જાય. વધુ વિચાર કર્યો કે પછી બધું આખા ગામનો ગંદવાડો પેસી જાય મહીં. કારણ કે તે વખતે પેલું ખુલ્લું હોય. આ જેમ એર કોમ્પ્રેસર હોય છે તે હવા ખેંચે છે ને, અને પછી તે વાંદરાની ખાડી આગળ ખેંચે તો ? બધું ગંધાઈ ઊઠે. એટલે આને ખુલ્લું રાખો ને, તે ગંદવાડો જ પેસે બધો. એટલે ખુલ્લું

જ નહીં રાખવાનું, અડવાનું નહીં.

ત્યારે કોઈ કહે કે શું વિચારવું એ કંઈ મારો ધર્મ છે ? ત્યારે અમે કહીએ કે ના, તારો નથી. એ તો મનનો ધર્મ છે. એમાં તારો ગુનો નથી. પણ આપણે એનાથી છેટા રહીને જોવાની જરૂર છે. આ તો આપણો ધર્મ બજાવતા નથી. આપણો ધર્મ શું છે ?

**પ્રશ્નકર્તા :** જોવાનો.

**દાદાશ્રી :** હા, જોવાનો. તેમાં તન્મયાકાર થવાનો નહીં. બાકી, વિચારવાનું તો ડિસ્ચાર્જ એની મેળે થયા જ કરે છે. થોડીક કંઈ વાત થઈ કે આપણું કામ થઈ જાય.

અમે બોલીએ છીએ, તેનું જો વિચાર કરીને બોલું તો ? એક અક્ષરેય બોલાય નહીં ને અવળું નીકળે ઊલટું. વિચાર કરીને કોર્ટમાં ગયેલા ને, તે સાક્ષી અવળી અપાયેલી. બહુ વિચાર કર્યો કે આવું કહીશ, ને આવું બોલીશ, એવું મહીં વિચારીને પછી જાય ત્યાં કોર્ટમાં. પછી તે વખતે શું બોલે ?

**પ્રશ્નકર્તા :** એ 'વ્યવસ્થિત'માં જે બોલવાનું હોય તે જ બોલાવડાવે.

**દાદાશ્રી :** એનું વ્યવસ્થિતેય અવ્યવસ્થિત થયેલું હોય બધું. ગોટાળો કરી નાખે. વિચાર્યા વગર જાય ને, તો પદ્ધતિસર બોલાય. આત્માની અનંત શક્તિઓ છે. આવું ત્યાં આગળ પાળ બાંધવાની જરૂર જ ના હોય.

અને માનો કે તમને વકીલે કહ્યું, તમારે કોર્ટમાં જવાનું છે, સાક્ષી રાખવા માટે. જુઓ, સાંભળો છો કે આમ બોલવાનું, આમ બોલવાનું. ત્યાર પછી તમે ઘૂંટ ઘૂંટ કરો કે આવું કહ્યું, આવું કહ્યું, આવું બોલવાનું કહ્યું, અને પછી ત્યાં જઈને બોલો તો જુદી જાતનું બોલશો. એ સહજભાવ પર છોડી દો. સહજની એટલી બધી શક્તિ છે. આ બધું અમારું સહજનું તમે જુઓ છો ને, છે કે નહીં ? તમે જવાબ માંગો તે ઘડીએ અમે જવાબ આપીએ કે ના આપીએ ? હાજર જવાબ હોય.

નહીં તો તમારું કશું કામ થાય નહીં.

એને અધ્યવસાન કહે છે. એ અધ્યવસાન ઊભા થાય છે, એના આધારે ક્રિયા ને બધું થઈ જાય છે. એમાં કશાં વિચાર કરવા પડે નહીં, વિચાર વગર. આપણે અહીં રસ્તે કંઈક બીજા વિચાર કરતાં કરતાં જતાં હોય અને તે જોવામાંયે ના આવ્યું હોય, અને એકદમ છે તે એક ખાડો આવ્યો ત્યાં એકદમ કૂદકો મારી દે છે, વિચાર્યા વગરનો કૂદકો મારી દે છે. કેટલી શક્તિઓ હોય છે અંદર ! આવી તો, એ શક્તિઓનાં આધારે તો આ જગત ચાલી રહ્યું છે.

એટલે વિચારવું એ જ ગુનો છે. એની મેળે જ વિચાર આવે એટલો જ આપણે ચલાવીએ. પણ તેય ઘણાંય વિચાર આવે પણ આપણે જરૂરિયાત પૂરતું જ લઈ લેવું. બીજું બધું બહારનું. તેમાં પડવાનું નહીં. વિચારવું તેમાં આત્માની શક્તિ ઓછી થઈ જાય, ખલાસ થઈ જાય. આત્મા તે ઘડીએ વિચરે, એટલે નહીં ચરવાનું તે ચરે. અમારે કશુંય નહીં, અમારે વિચાર-બિચાર કશુંય નહીં અને અમારે ડખોય નહીં ને ડખલેય નહીં.

હું લોસ એંજલસથી વિચાર કરું કે લંડનમાં સૂવા ક્યાં મળશે તો કેમ થાય ? તે મારે ક્યાં સુધી વિચાર કરવા પડે, લોસ એંજલસથી શરૂ થયું એ ?

**પ્રશ્નકર્તા :** પથારી મળતાં સુધી.

**દાદાશ્રી :** ત્યારે મરવાના વિચાર કેમ નથી આવતા ? વગર વિચારે મરણ આવે છે. અરે, મરણ તો આવે છે, જોડે સુખડનાં લાકડાં હઉ આવે છે, વગર વિચારે ! કોઈને સુખડનાં લાકડાં આવે કે ના આવે ?

**પ્રશ્નકર્તા :** આવે.

**દાદાશ્રી :** એટલે નિર્વિચાર ભૂમિકા છે આપણી. આ જ્ઞાન આપ્યા પછી આપણી ભૂમિકા કઈ છે ?

**પ્રશ્નકર્તા :** નિર્વિચાર ભૂમિકા !

**દાદાશ્રી :** આપણે એકનો એક છોકરો હોય ને આઠ વર્ષનો થાય ત્યારથી પૈણવાનું મળશે કે નહીં, તેના વિચાર કરીએ તો ક્યારે પાર આવે ?

**પ્રશ્નકર્તા :** ના મેળ પડે.

**દાદાશ્રી :** એને પૈણવાનું મળે ? ના મળે. વિચાર કરવાની જરૂર નહીં ત્યાં સુધી વિચાર કરે છે, તેનાથી ઊલટાં અંતરાય પડે. આપણને વિચારવાની ભૂમિકા જ નથી રહી ને !

## જ્ઞાનાંક્ષેપકવંત !

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્ર કહે છે કે, 'કર વિચાર તો પામ'.

**દાદાશ્રી :** 'કર વિચાર તો પામ', એ ભૂમિકા આપણને રહી નથી. વિચાર એ તો જડ વસ્તુ થઈ. એટલે આપણે લેવાદેવા નહીં ને !

જગત અવળા વિચાર કરે છે. તે અવળા વિચાર કરે, એ પણ વિચાર જ છે ને ? જગતને માટે, ક્રમિકમાં એવું જ હોય. વિચાર કરો તો કંઈક સમજણ પડે. બીજું પોતાની પાસે જોવાનું સાધન નથી. અને એ વિચાર તો પછી ધીમે ધીમે એવા થઈ જાય કે એ વિચારની ધારા જ ના તૂટે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનાંક્ષેપકવંત.

**દાદાશ્રી :** હા, જ્ઞાનાક્ષેપકવંત કહેવાય એને. ધારા જ ના તૂટે. એ ધારા મારે હતી, તે દશા હતી. હા, દિવસોના દિવસો સુધી એની એ જ ચીજ ચાલુ. ધારા જ તૂટે નહીં. મેં શાસ્ત્રમાં જોયેલું કે ભઈ, આ દશા કઈ !

**પ્રશ્નકર્તા :** એ કયા વિચાર હતા ?

**દાદાશ્રી :** એ આત્માસંબંધી. આત્મા કેવો હશે, કેવો નહીં.

સંસારસંબંધનો વિચાર જ નહીં, આત્માસંબંધી જ વિચાર.

**પ્રશ્નકર્તા :** એક જ ધારા.

**દાદાશ્રી :** એક જ ધારા ને તે દિવસોના દિવસો નીકળે. એને આ લોકોએ જ્ઞાનાક્ષેપકવંત દશા કહી. તે પછી મને ખબર પડી ગઈ કે આ જ્ઞાનાક્ષેપકવંત દશા આવી છે. ત્યાર પછી આ જ્ઞાન થયેલું. પણ તે વિચારો એ અમારું કાર્ય નહોતું. અમે વિચાર શું ધૂળ કરીએ ? એ વિચારો આવતા હતા, એવું એની મેળે આવેલું, એ પદ.

**પ્રશ્નકર્તા :** પણ આપનો આગલા ભવનો પુરુષાર્થ ખરોને એ તો ?

**દાદાશ્રી :** એ પુરુષાર્થ ખરો પણ અત્યારે ફિલ્મ આવી. તે અત્યારે ફિલ્મ આવી તેમાં અમારો પુરુષાર્થ નહીં. તેથી અમે કહીએ છીએ ને કે ધીસ ઈઝ બટ નેચરલ (આ કુદરતી રીતે બન્યું). લોકો શું જાણે કે આ બધું એમણે કર્યું. મેં કહ્યું, 'કશું કર્યું નથી.'

**પ્રશ્નકર્તા :** પણ એ આગલા ભવમાં તો કરેલું હોયને ?

**દાદાશ્રી :** એ કરેલું પણ આજે નહીં ને ! એટલે અમે કહીએ છીએ કે પહેલાંનું બધું પરિણામ છે આ. પહેલાંનો હિસાબ છે આ.

## ઓપન માઈન્ડ !

જેટલું ઓપન માઈન્ડ (ખુલ્લું મન) રાખે એ સમજ્યા કહેવાય. જેટલું ઓપન માઈન્ડ થાય એ સમજણ કહેવાય. અને ઓછી સમજણવાળો સંકુચિત થતો જાય. જેટલું માઈન્ડ સંકુચિત, તે કહેશે, હું સમજું છું પણ એ માણસ કશું સમજતો નથી. પણ જેનું ઓપન માઈન્ડ હોય ને, તે સમજ્યા કહેવાય.

એક ભાઈ આવ્યા'તા, ઓપન માઈન્ડવાળા. ત્યારે આ બધા કહે છે, 'તમે કોઈનેય અત્યાર સુધી સંત પુરુષ નથી કહ્યા ને આમને સંત પુરુષ કહ્યા.' મેં કહ્યું, 'સંત પુરુષ હતા. હું એનું માઈન્ડ જોઈ લઉં છું, કે શું માઈન્ડ છે આ ભાઈનું. આત્મા તો સરખો જ છે, મારો ને

તમારો, બધાનો. ત્યારે શું જોવાનું રહ્યું ?'

**પ્રશ્નકર્તા :** માઈન્ડ.

**દાદાશ્રી :** તે જેટલું ઓપન માઈન્ડ ને, એટલું એ બહુ ઊંચી વસ્તુ કહેવાય. હવે મુસલમાનને અજ્ઞાનતામાં ઓપન છે અને તમારે સમજણપૂર્વક ઓપન જોઈએ. વચગાળાનું માણસનું મન સંકુચિત જ હોય.

આપણે માઈન્ડ શેમાં છે, એટલું સમજવું જોઈએ. આપણને ઠોકર ના વાગે ને ઓપન માઈન્ડ થાય, તો આપણે જાણવું કે કેવું ઓપન માઈન્ડ રાખ્યું છે. શા સારુ તને કહું છું આ ? અત્યારે નાની લાઈન છે પણ માઈન્ડ આવું સંકુચિત થઈ ગયું છે. ભવિષ્યમાં તારે સંકુચિત રહેશે તો બિડાઈ જશે. પછી કોઈ મહીં કશું સારી વસ્તુ નાખેને તોય મહીં પેસે તો ને ? એટલે માઈન્ડ ઓપન કરી નાખજે. છતાંય તે ઓપન રહેશે નહીં. પાછા મહીંવાળા શું કરશે ?

**પ્રશ્નકર્તા :** ઉછાળો મારશે.

**દાદાશ્રી :** મહીંવાળા તને કહેશે કે શું સાંભળવા જેવું છે ? ત્યારે આપણે એવું કહીએ, 'અહીં ચૂપ બેસો.' મહીંવાળા તારાથી જુદા છે. એ બધા 'ક'વાળા છે. શું શું નામ છે ? એ 'ક' વાળાનું ? મહીં ક્રોધક છે તે તને ક્રોધ કરાવનાર છે, લોભક છે તે લોભ કરાવનારા છે. ચેતક છે તે ચેતવનારા છે. ભાવક એ તને ભાવ કરાવનારા છે. મહીં હશે ખરા ?

**પ્રશ્નકર્તા :** હોયને, દરેકમાં હોય જ છે.

**દાદાશ્રી :** એ હોય જ બધા. તે એ બધાથી ચેતવાનું છે. એ એમને કાઢતાં કાઢતાં તો મારો દમ નીકળી ગયેલો. કેટલો વખત થયેલો ત્યારે નીકળેલા એ આડવંશ છે. પોતાની વંશાવળીનો માલ નથી એ. બહારથી આવીને પેસી ગયેલાં છે. લોક જાણતાંય નથી કે મારે મહીં કોણ બોલે છે. મારે કાર્ય કરવું હોય અને મહીંથી ત્રીજી જાતની સલાહ આપે તો આપણે ના સમજીએ કે આ કોઈ ત્રીજું છે ? એવું બને ખરું ? અનુભવમાં આવ્યું તને ?

**પ્રશ્નકર્તા :** બને જ છે ને !

**દાદાશ્રી :** એ મહીં તીસરી જાત છે. એટલે આ તને ચેતવ્યો. મેં તારું માઈન્ડ બિલકુલ સંકુચિત જોયું. આવું સંકુચિત ના રાખીએ. નહીં તો આવડી મોટી ફિલોસોફી નીકળે શું ? માઈન્ડ ઓપન રાખીએ. ગમે તેનું સાંભળીએ એકવાર. સાંભળી અને આપણને ઠીક ના લાગે તો કાઢી નાખવું. અને ઠીક લાગવાની બાબતમાંય બહુ ઊંડા ના ઊતરવું. આપણને પાંચ વાક્યો જેના ગમ્યાં હોય ને તો છઠ્ઠું મહીં લખી લેવું. એટલો થોડો ઘણો વિશ્વાસ રાખવો પડે કે ના રાખવો પડે ?

હમણાં પંદર દહાડા પર એક સ્ટીમર કોઈ જગ્યાએ ડૂબી હોય અને આજે તમારે ત્યાં આગળ જવાનું થયું, વેપાર માટે, તો આજ સ્ટીમરમાં બેસતી વખતે તમને મહીં શું થાય ? ગભરામણ થઈ જાય, કેમ ? મહીંથી બૂમ પડે કે ડૂબશે તો ? તો શું કહો ?

**પ્રશ્નકર્તા :** આમ આપણાથી કોઈને અભિપ્રાય આપી ના શકાય પણ જો ઓપન માઈન્ડ હોય તો અભિપ્રાય આપી શકાય, એવું આપે કહ્યું. એટલે આ ઓપન માઈન્ડ એટલે શું કહેવા માગો છો ?

**દાદાશ્રી :** આ બધાં સંકુચિત માઈન્ડ. આટલું મારાથી થાય ને આટલું ના થાય. ઓપન માઈન્ડ એટલે નેગેટિવ એ નેગેટિવ ને પોઝિટિવ એ પોઝિટિવ, બેઉ સમજે અને પોઝિટિવમાં રહેવાનું એટલે નેગેટિવ આવે નહીં. અને સંકુચિત માઈન્ડ એટલે નેગેટિવમાં રહેવું હોય. તે પછી પોઝિટિવ ના આવે. ઓપન માઈન્ડના તો ઓછા માણસ હોય ને ! તમે ગમે તે ધર્મની વાત કરો તો એના મનમાં પાણી હાલે નહીં ત્યારે એ ઓપન માઈન્ડ કહેવાય, નહીં તો સંકુચિતતા. વૈષ્ણવ ધર્મની સંકુચિતતા હોય, તે ૐ નમઃ શિવાય સાંભળે કે ગભરામણ થાય. અમદાવાદમાં સાચું ઘી વેચવા બજારમાં ફર ફર કરે તો કેટલાક લે ?

**પ્રશ્નકર્તા :** થોડાક, શંકા-કુશંકા કરે.

**દાદાશ્રી :** 'આપવું હોય તો બાર રૂપિયે આપ. તું ક્યાંથી સાચું

ઘી લાવ્યો તે અમે જાણીએ', કહેશે. આમ ચખાડે, ચાખે તોયે કહેશે, 'ના.' મન શંકાવાળું છે ને ! એટલે પેલું દેખાય અવળું. મન શંકાવાળું હોય તો શુદ્ધ કરીને જવું પડે એવું છે. આ સાચી વાત લોકોને હાથ ના લાગે.

## વિચારક દશા !

આ તો લોકો સાધનમાં રહ્યા છે અને સાધ્ય માની બેઠા છે. સાધનમાં રહ્યા છે તેનો અભિનિવેષ થઈ ગયો છે. કૃપાળુદેવે ના કહ્યું હતું, તે જ થઈ ગયું. અભિનિવેષ એટલે શું કે એવું માને આનાથી જ મોક્ષ થશે. વિચારક માણસને એ અભિનિવેષ છૂટી જાયને ! વિચારક માણસને જગ્યા મળે તો છૂટી જાય, એવું છે. વિચારક માણસ બાંધી રાખે એવું નથી હોતું. પણ એને કોઈ બાજુથી બીજો કોઈ રસ્તો ના દેખાય તો એ એમ જ જાણે છે કે આ જ રસ્તો છે. બીજો રસ્તો મળે નહીં ને, તો શું થાય ?

બહુ ચિંતા થાય ને એટલે પછી મનમાં કંટાળે કે બળ્યું, આમાં સુખ નથી. તે શોધખોળ કરે કે સુખ શેમાં છે ? ત્યારે કહે, 'મોક્ષમાં છે.' પછી મુક્તિના વિચારો આવે.

**પ્રશ્નકર્તા :** કોઈને નવો વિચાર હજુ સુધી આવ્યો હશે ખરો ? એવો કોઈ વિચારક છે ખરો કે જેને નવો વિચાર કદી આવ્યો હોય ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** એઠું જ આવેલું ?

**દાદાશ્રી :** એ બધો એઠવાડો છે, નવું નથી. એઠવાડો જ છે બધો આ.

**પ્રશ્નકર્તા :** સત્‌યુગનાં માણસો આવાં હતાં ?

**દાદાશ્રી :** એવાં જ. પણ સતયુગમાં તો આવાયે નહોતા. એવાયે ક્યાંથી લાવે ? સતયુગમાં કાચો પથ્થર. આ તો પાકો થયેલો પથરો. તે

દહાડે કાચો પથરો. તેય ડેવલપ થયા સિવાય યુગને લઈને લાભ મળ્યા કરે, બસ. કશું વિચારવું ના પડે. અને મગજ આઈડલ (નિષ્ક્રિય) બધું.

**પ્રશ્નકર્તા :** પણ અત્યારે લોકોએ એટલું બધું વિચારી કાઢ્યું છે આ કાળમાં, તે હવે વિચાર એને ઝેરસ્વરૂપ લાગ્યા વગર છૂટવાનો નથી ને ત્યાર વગર કલ્યાણ નથી.

**દાદાશ્રી :** તેથી ડેવલપ થયા કહેવાયને ! પહેલાં આ વિચારેલું નહીં કોઈ દહાડો. સતયુગમાં તો કશું વિચારેલું નહીં.

**પ્રશ્નકર્તા :** પહેલાં શી રીતે વિચારે ? અત્યારે આ કાળમાં જ બધા વિચાર પેઠા. ભીડ પડી ત્યાં જ વિચાર આવેને ?

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને ! એને ખાવાની ચીજની ભીડ નહીં, કોઈ ભીડ નહીં, બૈરીની ભાંજગડ નહીં, એને બીજી સ્ત્રી સંબંધી વિચાર આવે નહીં, ત્યારે એવું બધું અંડરડેવલપ હતું.

આ તો લોકસંજ્ઞાથી લોકોએ માની લીધું કે આમાં સુખ છે. આ તો લોકોએ સુખ માન્યું, તેમાં સુખ માન્યું. એવું સરસ માની લીધું કે વિચારવાનો સ્કોપ (અવકાશ) જ ના રહ્યો. આમાં જે વિચારકો જન્મ્યા તેમણે વિચાર કર્યો કે આવું તે હોતું હશે ? આવું આ કઈ જાતનું ? આ લોકો દોડ્યા છે પાછળ ! મહીં વિચારકો જન્મ્યા, તેમને થયું. બાકી ઘણું ખરું આખું જગત વિચારમાં જ નહીં. વિચારક તો કોણ હોય ? ફરી ફરી કેટલાય અવતારથી મનુષ્ય થતો આવ્યો હોય તે વિચારક હોય. આ તો ત્યાંથી રાડાં ખાતાં ખાતાં, રોટલી ખાવા આવ્યો હોય. અને પછી કહેશે, વિચાર આવતા નથી. શાના વિચાર આવે ? બત્રીસ માર્ક હતા, તે ગધેડો રહ્યો ને તેત્રીસ માર્કે માણસ થયો. એક માર્ક તેના દેહમાં ગયો. ગુણ તો તેના તે જ રહ્યા ને ! તે અહીં આગળ સ્ટેશન પર પોટલાં ઊંચકે. તે હવે એની જોડે આપણે ત્યાં ઝઘડો કરીએ તો શું થાય ? ચપ્પુ મારી દે કો'ક વખત ! તે સાઠ ટકાનો માણસ હોય, એની જોડે ઝઘડો કરીએ તો ચપ્પુ ના મારે, કશું ના કરે. આ આની જોડે ઝઘડો થાય નહીં, અત્યારે ઘણો ખરો માલ એવો છે. આ

ત્યાંથી રિટર્ન ટિકિટ લઈને આવ્યો છે, તિર્યંચ સ્ટેશનથી. અને ફરી પાછા ત્યાં જ જવાના.

ખરો વિચારક મળ્યો હોય ને, એને તો હું એક જ વાક્ય કહું કે, 'ગોડ હેઝ નોટ ક્રિયેટેડ ધીસ વર્લ્ડ. ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ.' એટલું કહે તો બાર કલાક સુધી તો એના વિચારમાં જ રહે, આ એક જ વાક્ય બોલું તેના વિચારમાં ! પણ લોકોની કંઈ મતિ પહોંચતી નથી અને ઉઘાડી આંખે ઊંઘે છે. નહીં તો 'વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ' એટલું સાંભળતાં જ તો એના મનમાં કંઈનું કંઈ થઈ જાય. એટલા બધા વિચાર આવી જાય, વિચારક માણસને !

## ન ખાય જ્ઞાની, બે ખોટ કદી !

આ તો લોખંડના ભાવ બજારમાં બેઠા, એવું ખબર પડે તો શું થાય ? બહુ આનંદ થાયને ?

**પ્રશ્નકર્તા :** બ્લડપ્રેશર વધી જાય.

**દાદાશ્રી :** હા, આપણને બ્લડપ્રેશર વધી જાય, એવા આપણા લોક ! એના બદલામાં ત્યાં નફો મળે ને ? તેય ખોટ ગઈ ને આય ખોટ ગઈ, બેય ખોટ સાથે ખાવ ! અને આ ખોટ જાય તો, પેલી ખોટ બંધ ના થાય ? થતી હશે, મને લાગે છે ?

**પ્રશ્નકર્તા :** એમાં ત્યાં કંઈ ફેરફાર ના થાય.

**દાદાશ્રી :** એટલે મહાવીર ભગવાને કહ્યું હતું કે એક ખોટ ખાજો, બે ખોટ ના ખાશો. તમને કયું પસંદ ? એક ખોટ ખાવી તે પસંદને, તે બે ખોટ શું કામ ખાવાની જરૂર આપણે ?

હવે એ શાથી બે ખોટ ખાય છે ? પોતાની નબળાઈઓ છે. તમારી ઈચ્છા ના હોય, આ બ્લડપ્રેશર વધે એવું તમારે કરવું નથી અને ડૉક્ટરેય કહ્યું હોય કે બહુ વિચાર કરશો નહીં. ત્યારે આ કહેશે, સાહેબ, તમે ના કહો છો, પણ મને મહીં એની મેળે જ થયા કરે છે.

મારે નથી કરવાનો તોય વિચાર થયા કરે છે. કારણ કે મહીં નબળું થઈ ગયું છે. મહીં મન લપટું પડી ગયું છે.'

લપટું તમે સમજ્યા ? આ શીશી હોય છે ને, એને બૂચ મારીએ, તે બૂચ લપટો પડી ગયો હોય તો આમ શીશી આડી થાય ત્યારે બૂચ એની મેળે નીકળી જાય. તેવું મન લપટું પડી ગયું છે. તે રીપેર નથી કરાવી લાવતા ? નહીં તો મારી પાસે આવજો, તમને રીપેર કરી આપીશું. પછી તમને દુઃખ નહીં થાય. પછી છોને લોખંડના ભાવ બેસે તો લોખંડને ખોટ જશે, આપણને શી ખોટ જવાની છે તે ? ક્યાં સુધી આ બળાપો કરીએ ?

છોકરો માંદો પડ્યો તેનો બળાપો; લોખંડ માંદું પડ્યું તેનો બળાપો; ઈન્કમટેક્ષવાળાનો કાગળ આવ્યો તો તેનોય બળાપો, કોનો કોનો બળાપો કરવાનો આપણે ? બધાય બળાપા કરવાના ને ? જો, આ બધું નર્યો ખોટનો જ વેપાર કર્યો છે. શેઠ, તમે કેટલા બળાપા કરો છો ? એક કરો છો કે બે ?

**પ્રશ્નકર્તા :** ઘણા કરીએ છીએ.

**દાદાશ્રી :** એટલે આ ખોટ કોણે કાઢી, તે તમને હું દેખાડી દઉં. એટલે તમને પછી અસર જ ના થાય ને ! તમે કોણ ? આ ચલાવે છે કોણ ? કોના હાથની સત્તા ? અને આપણે મહીં ક્યાં ભાંજગડ કરીએ ?

## બિનજરૂરી ચિતરામણ...

પણ ઘેરથી નીકળીને રસ્તા પર ચાલતો હોય પણ મોઢું... એકલો એકલો કહેશે, 'આમ કરી નાખું, તેમ કરી નાખું.' 'અલ્યા મૂઆ ! ચાલું છું કે આ શું કરું છું ?' ચાલતી વખતેય આવું કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** વિચારો કરે, મોં ચઢાવેલું રાખે.

**દાદાશ્રી :** હા, એ તો કહે છે, હું ત્યાં જઈને ફેરફાર કરી નાખું. અલ્યા, સંડાસ જવાની શક્તિ નથી. તે સંડાસ ના ઉતર્યું તે ડૉક્ટરની

દવા લાવ્યો ત્યારે સંડાસ ઉતર્યું. અને અહીં આગળ કહે છે, હું ફેરફાર કરી નાખું. ડૉક્ટરને ત્યાંથી દવા લાવવી પડેને, અટકે ત્યારે ? એટલે આ ફેરફાર કરવા નીકળ્યો એ ! એ વિચાર કરતો કરતો જાય બધું. આમથી આમ કરી નાખું ને તેમથી તેમ કરી નાખું.

જે માણસ અહીંથી સ્ટેશને જતો હોય, તે મનમાં વિચાર કરે કે ગાડીમાં જગ્યા મળતી નથી, તો હવે હું શી રીતે જઈશ ? એમ કરતો કરતો સ્ટેશને જાય, એમાં કંઈ ભલીવાર આવે ખરો ? એના કરતાં તો બરકત વગરનાં ગાંડિયા છોકરાં સારાં. ચા પીતાં જાય, આઈસ્ક્રીમ ખાય, આમ કરતાં કરતાં સ્ટેશને જાય. પણ પેલું મનમાં વિચારે નહીં કે શું થશે તે ? અને પેલો વિચારીને બધું બગાડી નાખે. બાપ છે તે છોડીને પૈણાવવા બેઠા હોય, તે વિચારે કે, છોડી રાંડે તો શું થાય ? શી ઉપાધિ આવે ? એવા વિચારો આવે એને અને તે ઘડીએ એને સુખેય બહુ વર્તે ને ? આ બહુ જાગૃતિ ! જુઓ !

જેનો ઉપાય ના હોય તે બાજુ મન બંધ કરી દેવું, રેડ સિગ્નલ ! આ લડંલડા કરે છે, એનો ઉપાય છે કશો ? અને મનમાં 'આમ કરીએ ને તેમ કરીએ ને ફલાણું કરીએ' બધું ચિતર્યા જ કરતો હોય.

**પ્રશ્નકર્તા :** એ ચિતરામણ અત્યારે તો તકલીફ આપે પણ આવતા ભવે પાછું બગડે ને ?

**દાદાશ્રી :** અરે, આ ભવમાં જ બગડ્યું, ત્યાં પછી આવતા ભવે સુધરે શી રીતે ? આ ભવમાં જ ચિતરામણ બગાડ્યું એણે. એટલે જગત આખુંય જ્યાં ઉપાય નથી ત્યાં આગળ ચિતરામણ કરે છે. એકનો એક છોકરો મરી ગયો ત્યાંય બિનજરૂરી ચિતરામણ બધુંય ! ખોટ ગઈ, એનો ઉપાય કોઈ જાતનો નથી તોય બિનજરૂરી ચિતરામણ ! કંઈનું કંઈ કર્યા કરે. તમારે ત્યાં ના કરે ?

**પ્રશ્નકર્તા :** કરે ને, બધાંય કરે.

**દાદાશ્રી :** કોઈ ગામમાં એકુય ડાહ્યો માણસ એવો ના હોય કે

ચિતરામણ બંધ કરી દે. એટલે જેનો ઉપાય નથી ત્યાં રેડ સિગ્નલ મારી દેવું. વગર કામનું, નહીં લેવાદેવા ! છોકરો મરી જાય ત્યારે આપણે કહીએ કે 'ઉપાય ખરો હવે કશો ? આમ પાછો આવે ?' ત્યારે કહે, 'ના, ઉપાય તો હોય જ નહીં ને !' ત્યારે કકળાટ શું કરવા માંડે છે તે ? પાછો માથું પછાડે, ભીંત જોડે. પછી ડૉક્ટરને બોલાવવો પડે પાછો ! બોલો, ભગવાનનો દોષ છે કે લોકોનો દોષ છે ? અને પછી ભગવાનને માથે આરોપ આપે.

આપણા 'મહાત્માઓ' એક જ ખોટ ખાય છે, બે ખોટ નથી ખાતા, એય મોટી અજાયબી છે. ઘણાને હું પૂછું ત્યારે કહે, 'ના, એક જ ખોટ, બે નહીં.' ઘડિયાળ પડી ગયું હોય તો એટલી જ ખોટ ખાવ કે પછી એની કાંણ હઉ કરો ?

## મન સુધી સીમિતને બદલે 'લિકેજ' !

એક શેઠ છે, તે પોળમાંથી નીકળ્યા દુકાને જવા. તે દુકાન તો રહી આગળ, પણ એ મને ત્યાં ટાવર આગળ ભેગા થયા. મેં કહ્યું કે, 'શેઠ, અહીં અત્યારે, ક્યાં જાવ છો ?' ત્યારે કહે, 'સારું કર્યું, આ યાદ કર્યું. આ હું તો દુકાને જવાનું ભૂલી ગયો ને અહીં સુધી આવી ગયો. દુકાન તો અહીં સામે રહી ગઈ.'

એક ફેરો એક આપણા સાહેબ હતા. આમ મોટા ગેઝેટેડ ઓફિસર હતા. એ જમાનામાં ગાડીઓ, મોટરો કંઈ નહીંને, તે કોઠીમાંથી નીકળીને પગે ચાલી ચાલીને ઘેર જાય. તે પગે ચાલીને ઘેર જતા હતા ત્યારે હું પાછળ હતો. તે મને અવાજ સંભળાય કે, 'સાલો નાલાયક છે, આમ છે, તેમ છે.' આ વિચારવાની ચીજ એ લિકેજ થાય છે આ માણસને ! આ વિચાર લિકેજ થાય છે. હું ઓળખું એ ઓફિસરને. એટલે મેં પાછળથી આવીને ખભા ઉપર હાથ મૂક્યો. મેં કહ્યું કે, 'કેમ આ લિકેજ થાય છે ?' ત્યારે કહે, 'કંઈ નહીં, કંઈ નહીં, કશુંય નથી.' મેં કહ્યું કે, 'આ બધું નીચે પડ્યું છે, પેલી બાજુ જુઓ પાછળ.' આ કઈ જાતના માણસો છે તે ? પોતાને વિચારવાની જે ચીજ તે, તે

મોઢેથી આવી બેજવાબદાર રીતે લિકેજ થઈ જાય. અને તમે ગેઝેટેડ ઓફિસર ! સરકારે શી રીતે ગેઝેટેડ કર્યા ? એવા માણસો ખરાં કે નહીં ? આ કેટલી બધી ગૂંચામણ છે. આવા ગેઝેટેડ ઓફિસરને બિચારાને કેટલી બધી ગૂંચામણ હશે ત્યારે લિકેજ થાય.

બધા જેટલા વેપારી છે ને, બધા આવું કરતા કરતા આવે છે. અને આ ઓફિસમાં બેઠેલાને, તે બધું જાણે શામાં ખોવાઈ જાય છે તે, રસ્તામાં ચાલતાં ચાલતાં, 'બહુ ખરાબ સ્વભાવનો છે, બહુ ખરાબ સ્વભાવનો છે' બોલતો હોય. અલ્યા પણ કોને કહે છે તું આ ? સાહેબની જોડે કકળાટ થયો હોયને તો મનમાં વિચારવાનું હોય તેને બદલે બહાર હઉ લિકેજ થઈ જાય. થઈ જાય કે ના થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય.

**દાદાશ્રી :** મનમાં વિચારવાની ચીજ ને બહાર લિકેજ થઈ જાય. હવે આ તો હિન્દુસ્તાનની શી દશા થાય ? જો તો ખરાં, એક-એક ઈન્ડિયન આખા વર્લ્ડને આંગળી ઉપર ટેકે અદ્ધર રાખે, એટલી બધી શક્તિ ધરાવે છે. ફોરેનને માટે નથી આ. જે પુનર્જન્મને સમજે છે. જે પુનર્જન્મને હૃદયથી માને છે, એવો એક ઈન્ડિયન એટલી બધી શક્તિ ધરાવે છે. ફક્ત વ્યક્ત નથી થઈ, શક્તિ છે પણ અવ્યક્ત રહી છે. એટલે ટોપલો ઢાંકેલો છે. અને પછી અજવાળું બહાર શું આવે ? તારી પર ટોપલો કોણે ઢાંક્યો છે આ બધો ?

**પ્રશ્નકર્તા :** બધાં કર્મોએ.

**દાદાશ્રી :** હા, કર્મો બધાં. એક ઈન્ડિયનની શક્તિ જબરજસ્ત શક્તિ ! જો આપણે અંડરડેવલપ પ્રજામાં ગણાઈ ગયા ! જે પ્રજાનો એક જ વિચાર ફોરેન લે, તો ફોરેન ખુશ થઈ જાય. એ પ્રજાનો એક શબ્દેય લોકોને કામ લાગતો નથી ! અને તેમાંય પાછા આ સંજોગો એવા હોય છે, તે પાછું વળી થોડુંક રાગે પડ્યું હોય, ફૂંક મારી મારીને, ત્યાર હોરુ પાછળ બંદૂકિયો ટેટો ફૂટે, તો રહ્યું શું તે બિચારાને ? તેવું આ મનુષ્યોની પાછળેય ટેટા ફૂટે છે ને, તે ભડકેલાં ને ભડકેલાં રહે

છે. તે મહીં વિચારવાની ચીજ, તે બોલવામાં લિકેજ થતી હતી. એવું બનતું હશે ? એવું તમને અત્યારે લક્ષમાં છે, એવું બને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ તો હું ચાલીસ વર્ષ ઉપરની વાત કરું છું. ચાલીસ વર્ષ પહેલાં આવું હતું તો પછી અત્યારે તો વાત જ શું કરવાની ! હવે આવી મુશ્કેલીમાં હોય, એને કહે છે કે 'તમે કરો.' 'શું કરે તે બિચારો ? જે વિચાર કરવાની ચીજ અને જે ગુપ્ત વસ્તુ, તે લિકેજ થાય છે, તે પછી આ શું કરી શકે તે ?' 'આ શું કરી શકે' કહીને હું આ ઈન્સલ્ટ (અપમાન) નથી કરતો.

જે મુંબઈમાં આટલી ભીડ ના હોય ને, તો દુકાનેથી નીકળ્યો તે દુકાનના વિચાર, ચોપડા ચીતરતો હોય તે ઠેઠ ઘેર આવે ત્યાં સુધી વિચાર કર્યા કરે. આ ભીડ છે એટલે પાછો ભૂલી જાય બિચારો. એટલું સારું છે. આ ભીડ છે ને એટલે અથડાય, એટલે ભૂલી જાય. નહીં તો ઠેઠ સુધી વિચાર કર્યા કરે. જમતી વખતેય દુકાનમાં હોય. જમતી વખતે ઓફિસમાં જતા રહે.

**પ્રશ્નકર્તા :** એ તો ખામી છે, એ દૂર કરવી છે.

**દાદાશ્રી :** તમે અહીં બેઠા છો તોયે ત્યાં જતું રહે, નહીં ?

**પ્રશ્નકર્તા :** એટલું ધ્યાનમાં આવી જાય કે જમતા હોય ત્યારે સંપૂર્ણ જમવામાં જ ધ્યાન હોય.

**દાદાશ્રી :** હા એ ખરું, એવું આ વિજ્ઞાન છે.

## વિચરવાની પણ હદ !

શક્તિઓ તો મહીં ભરી પડી છે. એ કહે છે કે મને નહીં થાય, તો તેવું. આ નેગેટિવે તો મારી નાખ્યા છે લોકોને. નેગેટિવ વલણથી જ મરી ગયા છે લોકો.

જુઓ ને, વિચાર કેટલે સુધી કરી નાખે ! દુકાન એક બાર

મહિના ના ચાલી હોય તો દુકાન નાદારી થઈ જશે. અને નાદારી પછી આવી થશે ને, ત્યાર પછી મારી સ્થિતિ આવી થશે. ત્યાં સુધી વિચારી નાખે આ લોકો ! ક્યાં સુધી વિચારી નાખે ? તે એક માણસ મને કહે છે, 'વિચાર કર્યા વગર ચાલતું હશે ? વિચાર કર્યા વગર દુનિયા શી રીતે ચાલે ?' ત્યારે મેં કહ્યું, 'તું આ ડ્રાયવરની જોડેની સીટમાં બેસે, બોમ્બે સીટીમાં અને ડ્રાયવરને કહે કે તું શું શું વિચાર કરું છું ? હવે આમ આમ જઈશ, આમ કરીશ, તેમ કરીશ, એવા વિચાર કરું છું ? શું કરે એ ?' એવા કોઈ વિચાર ન કરે. એટલે દરેક માણસે અમુક હદ સુધીનો વિચાર કરવો, પછી પોતાનો વિચાર બંધ કરી દેવો, સ્ટોપ જ કરી દેવો જોઈએ, દરેક બાબતમાં. તે આપણે આ મરી જવાની વાત હોય તો આપણે તરત સ્ટોપ કરી દઈએ છીએ, પણ આમાં વેપારમાં નથી કરી દેતા. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે, વિચારની પણ અમુક હદ હોય.

**દાદાશ્રી :** સ્ટોપ કરતાં આવડે છે. નથી આવડતું એવું નહીં. આ તો રમણતા કરે છે. અક્કલની કોથળી ચલાવે છે. છોકરો આજથી લડે છે તો 'હું ઘૈડો થઉં ત્યારે, મારું કોણ ?' 'અલ્યા મૂઆ ! આવું અહીં સુધી વિચારી નાખ્યું !' આજના દહાડાનું જ, આવતી કાલનું વિચારવાનું ના કહ્યું છે ભગવાને. થીંક ફોર ટુડે, નોટ ફોર ટુમોરો ! (આજ માટે વિચારો, આવતી કાલ માટે નહીં.) અને તે અમુક બાબતમાં. ગાડીમાં બેઠો હોય, પછી અથડાશે તો શું થઈ જશે ? અથડાશે તો શું થઈ જશે ? છોડોને, એ વિચાર બંધ કરી દેવાનો. આ તો એવા વિચાર કરે છે ઠેઠ દુકાન નાદારીની નાદારી આવી ગઈ, ત્યાર પછી શું સ્થિતિ ને ત્યાર પછી શું સ્થિતિ ? શુક્કરવારીમાં ભીખ માંગવી પડશે. એય પાછો બૈરીને કહે, 'ભીખ માંગવી પડશે.' 'મૂઆ, કંઈથી જોઈ આવ્યો ?' 'આ મેં વિચારી નાખ્યું,' કહેશે. હવે આ અક્કલનો કોથળો ! હવે આને અક્કલખોર કહેવા ? અક્કલ એનું નામ કે નિરંતર સેફસાઈડ રાખે. કોઈ પણ જગ્યાએ સેફસાઈડ તોડે, એને અક્કલ જ કેમ કહેવાય ? અને અક્કલ તો સેફસાઈડને સાચવી

લે ત્યાં સુધી કરી શકે એમ છે. હું જાણું છું પોતે.

'આપણે ઘૈડાં થઈએ, આપણે પડી ગયા, ત્યારે શું થાય, બા ! અહીં રસ્તે ચાલતા અથડાઈ પડું તો શું થાય ?' 'અલ્યા મૂઆ, આવું શું કરવા વિચારે છે હવે ? શું થવાનું છે ? હમણે પેલાને થયું એવું. બીજું શું થવાનું હતું ? વિચારવાનું જ નહીં. અને અથડાઈ પડવું એ તારા હાથમાં નથી. ભગવાનનાય હાથમાં નથી એ વાત. જો ભગવાનના હાથમાં હોત તો સિફારસ કરત લોકો !' તમે કહો કે કયા વિચાર કરવા જોઈએ ?

**પ્રશ્નકર્તા :** અમુક હદ સુધીના જ વિચાર કરવા જોઈએ.

**દાદાશ્રી :** વિચારપૂર્વક કરીને પછી બંધ. આ તો વસ્તુ એટલી બધી ધોઈ નાખે છે, એટલી બધી ધોઈ નાખે છે. અને પછી આવું વિચારવું ને પછી છોકરાં જોડે એવી દૃષ્ટિથી જુએ. ઘૈડા નથી થયા, તોય આજથી ચાલુ કરે છે, તો ઘૈડા થાય ત્યારે શું ચાકરી કરશે ? એવું જે આપણે વિચારીએ ને અને છોકરો જુએ તો આપણા મનમાં આપણી આંખો એની માટે વાંકી રહે. એને થાય કે મારી માટે ખરાબ વિચાર છે. એટલે પછી એની દૃષ્ટિ બદલાય. એટલે આ બધા ઝઘડા એના જ છે !

અને ભગવાન શું કહે છે કે પૂર્વગ્રહના સેવનથી તારું મરણ છે, પ્રિજ્યુડીસથી તારું મરણ છે. છોકરો આજે સામો થયો, તે કંઈ કાયમ સામો થતો હશે ? અને મલ્ટિપ્લિકેશન (ગુણાકાર) કરવાનું હોય કે આજે સામો થયો તો હવે પછી શું થશે ?

આજે તમને કોઈ માણસ મારી ગયું તો એની પર વિચાર નહીં કરો. ફરી કોઈ મારનાર નથી. એ માણસ ફરી તમને મારનાર નથી. અરે, ફરી મારે તો એકાદ વખત, બાકી મારવાની એના હાથમાં કોઈ જાતની સત્તા જ નથી. અને તમે એમ કહો છો કે આ સત્તાવાળો છે ને આ બધું કરે છે !

અત્યારે મા-બાપને છોકરાં પર એટલી બધી ચીડ છે કે છોકરાં હઉ

આંખ વાંકી રાખે કે મારા બાપને મારી ઉપર ચીડ છે. શાને માટે આવું ? કેવું લાગે છે ? દરેક સંજોગોમાં કેમ વર્તવું એની આપણને ના સમજ પડે તો જ્ઞાનીને પૂછી લેવું કે મારે શું કરવું ? એ બધું દેખાડી દેશે.

ગાડીમાં બેઠો છે તેને વિચાર આવે છે કે એક્સિડંટ થશે તો ? તે વિચાર તરત બંધ કરી દે છે. એવા વિચાર આવે કે તરત બંધ કરી દે છે. શાથી બંધ કરી દેતો હશે ? આ ફળદ્રુપ વિચારો આવે છે તે ઘડીએ બંધ કેમ કરી દે છે ? હેં સાહેબ ? ગાડીમાં બેસે છે, તો એને ફળદ્રુપ વિચારો આવે છે કે એક્સિડંટ થશે તો શું થશે ? તે અમારે ગાડીમાં છે તે આ ભાઈ જાગૃત, તે નવકારમંત્ર બોલવાના રાખતા. બોલ્યા જ કરે નવકારમંત્ર, એ સાવચેતી કહેવાય. એ ખોટું નથી. એક્સિડંટ થશે તો શું થશે એ વિચારે છે એ ખોટું છે. સાવચેતીરૂપે મંત્ર બોલવા. એ તો સારું પણ શું થશે એવા વિચાર કરવા એ જોખમ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, પાંચ-સાત ગાડીઓ ઉથલી પડી હોય ત્યારે શું ખોટા વિચાર ના આવે ?

**દાદાશ્રી :** રસ્તામાં એક ગાડી આમ ઊંધી થઈ ગયેલી દેખાય, પછી જો, અક્કલવાળાની મઝા ? એનાં કરતાં જાડા હોઠવાળા ફાવે. 'ક્યા દેખા ?' 'ગાડી ઊલટી હો ગઈ હૈ,યે હો ગઈ હૈ' પછી કશુંય નહીં. હેંય જાડો હોઠ, જાડી ખાલ અને જાડા વિચાર ! વિચાર જ ના આવે, તેને પછી ભાંજગડ શું ? આ તો બધું અક્કલવાળાનું ! લાયસન્સ બધું અક્કલવાળું સ્તો ! હું કહું છું એવો અનુભવ થતો હશે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એમ ?

આ દુઃખ દે છે એના માટે ઊંધા વિચાર એટલે સુધી કરે કે આ મરે તો સારું હવે ! અલ્યા, અક્કલ એના વિચાર કરી કરીને બધું ઊંધે રસ્તે લઈ જાય છે. વિચાર કરવા નહીં. નિર્વિચારપદ ઊંચામાં ઊંચું છે બધું. વિચારોની ડખલથી આ સંસાર ઊભો રહ્યો છે. લોકો વિચાર

કરતા હશે ખરા ? ફળદ્રુપ ભેજાંને. ફળદ્રુપ ભેજાં હોય ત્યારે વિચાર કરે ને ? ક્યાં સુધી ?

**પ્રશ્નકર્તા :** ઠેઠ સુધી.

**દાદાશ્રી :** ખરું કહે છે.

એક માણસ બીજા માણસને કહી ગયો કે હું તમારું ખૂન કરીશ. પછી એ ત્યાં આગળ એમાં ને એમાં રહે. કંઈ સુધી પહોંચે એ માણસ ? પછી કેટલાક અણસમજુ લોકો આવી વાતને કાઢી નાખતા હતા. વિચાર બંધ કરવા માટે શી રીતે કાઢે ? ત્યારે 'ભસતા કૂતરાં ભાગ્યે કરડે.' એવું કહીનેય કાઢી નાખે. પેલો વિચાર કરે તો મારી નાખે ! વિચાર કરે તો પાર જ ના આવે ને !

બાકી, આ આટલું જ જગત જો સ્વીકાર કરે ને, વિચારવાનું સમજે, તો દરેક વસ્તુનો કંટ્રોલ હોય. છોકરો માંદો થયો છે અગર તો જમાઈ માંદા થયા છે અને વિચાર આવે તો તરત બંધ.

એટલે કેટલું વિચારવાનું સમજે માણસ તો બહુ થઈ ગયું, ઘણાં દુઃખો ઓછાં થઈ જાય. અને બીજું 'ભોગવે એની ભૂલ' નક્કી કરી લે તો ઘણા દુઃખો ઓછા થઈ જાય. ત્રીજું 'અથડામણને ટાળે', તો ઘણાં દુઃખો ઓછાં થઈ જાય.

## સૂતા સમયે શા વિચારો ?

**પ્રશ્નકર્તા :** જોવું અને વિચારવું એ બેનો તફાવત શું ?

**દાદાશ્રી :** વિચારવું ને જોવું, બે સાથે હોય તો ના જોવામાં કે ના વિચારવામાં ભલીવાર આવે. માટે ફોરેનર્સ, અમેરિકન જેવું રાખવું. આ ડૉક્ટરેય બહાર બોર્ડ રાખે, 'સાડા નવથી અગિયાર.' અને આપણે તો આખો દહાડો છૂટ.

**પ્રશ્નકર્તા :** રાત્રે સૂતી વખતે કઈ સ્થિતિમાં સૂઈ જવું જોઈએ ? કેવા વિચારો સાથે સૂઈ જવું જોઈએ ?

**દાદાશ્રી :** જે ભગવાનને માનતા હોય, તમે જે ઈષ્ટદેવતાને માનતા હોય, તેમના વિચારો કરીને જ સૂઈ જવાનું. બીજા સંસારના વિચારોને તો બાજુએ મૂકવાના. કહીએ હવે ટાઈમ થઈ ગયો, જાવ.

**પ્રશ્નકર્તા :** ઈચ્છા ના હોય છતાંયે સાંસારિક વિચાર આવતા હોય.

**દાદાશ્રી :** આવતા હોય તો એમને કહીએ, 'ટાઈમ થઈ ગયો છે, ગેટ આઉટ. હવે અમારા દવાખાનાનો ટાઈમ થઈ ગયો છે. માટે હવે તમે બહાર જતા રહો.'

**પ્રશ્નકર્તા :** તમે કહો ગેટ આઉટ, તોય બનતું નથી.

**દાદાશ્રી :** એ એક ફેરો ના પતે, પાંચ-પચાસ વખત, સો વખત કહો, ત્યાર પછી બંધ થઈ જાય. ઘણા કાળનું ટેવાયેલું એકદમ જાય નહીં.

ડૉક્ટરોય નક્કી કરે છે ને કે 'બેથી પાંચ સુધી કોઈએ આવવું નહીં.' તે ત્યાં સુધી બધા બહાર ઊભા રહે. તમારે તો બધી છૂટ રાખી છે ને ! વિચારને 'જ્યારે આવવું હોય ત્યારે આવજે' કહ્યું છે ને ! સત્સંગ કરતાં હોય ત્યારે આવજો, કહીએ તો શું થાય ? આ તો ટાઈમ બગડે, બધું બગડેને ? અને તે વખતે તમને વિચાર મહીં આનંદવાળા આવે કે તરંગો બધા આવે ? ત્યારે એમાં શું લાભ થયો ?

## ફૂટે, મનમાંથી તરંગો...

મનમાંથી તરંગો ફૂટ્યા કરે. તે મહીં અહંકાર ને બુદ્ધિ તે વાંચી શકે એ તરંગોને. પોતે ભાષા એવી જાણે ને બધી, એની લેંગ્વેજ તે વાંચી શકે અને વાંચી શકે એટલે વિચરે. પોતે છેટો રહ્યો તો એ તરંગો રહ્યા પછી. સિનેમા જોવા જવું છે એવો મનમાં વિચાર આવ્યો, તેની મહીં આ વિચરે એટલે તન્મયાકાર થયો એટલે વિચાર થયો કહેવાય.

**પ્રશ્નકર્તા :** જો વિચરે નહીં, તન્મયાકાર ન થાય અને ખાલી જુએ તો ?

**દાદાશ્રી :** જુએ એટલે પછી એ એની મેળે જતું રહે, એનો વખત થાય એટલે. એ જે તરંગો ફૂટે છે, એ એક સંયોગ છે. એ સંયોગ માત્ર વિયોગી સ્વભાવના છે. એટલે સંયોગ થયો ને તમે જોયા કરો તો વિયોગી સ્વભાવનો એટલે એનો ટાઈમ થયો એટલે જતું જ રહેવું પડે. નહીં તો છૂટકો જ ના થાય. પાછું બીજાને આવવાનું ને ! એટલે પેલાને જતું રહેવું પડે. આપણે કહેવું ના પડે. નહીં તો જો આપણે વિયોગ થનારને ધક્કો મારવા જઈએને તો આપણને દોષ બેસે. અને પછી આપણે સંસારની બહાર છૂટાય નહીં. એનો ટાઈમ થયો એટલે એ જતો જ રહે, સારો વિચાર હોય કે ખરાબ વિચાર હોય. સંયોગ માત્ર વિયોગી સ્વભાવના છે. અહીં હજાર માણસ ભેગું થતું હોય તો પેલાં ઘરના ધણીના મનમાં એમ થાય કે આ બધા હવે આવ્યા ને રાતે ના જાય તો શું કરીશું ? 'અલ્યા મૂઆ ! વખત થશે તો બધા જતા રહેશે. ઊઠી ઊઠીને હેંડવા માંડશે.'

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** તન્મય ન થઈએ અને ખાલી જોયા કરીએ તો જલદી નિકાલ થાય ?

**દાદાશ્રી :** બધી ફાઈલનો નિકાલ જ થઈ જવાનો, બસ ! ખરાબ વિચાર હોય કે સારો વિચાર હોય, નિકાલ થઈ જાય. અને જેટલું ડિસાઈડેડ છે, જે 'વ્યવસ્થિત' છે એ તો થઈ જવાનું, તેનો વાંધો નથી. એ 'વ્યવસ્થિત' કહેવાનું અને તે 'ચંદુભાઈને' થઈ જાય, તો તમારે જોયા કરવાનું. તમે તો કશામાં આવો જ નહીં. આ તો વિજ્ઞાન છે. આ અક્રમ વિજ્ઞાન એટલે તો ફૂલ (પૂર્ણ) વિજ્ઞાન છે આખું. એટલે સૈદ્ધાંતિક છે.

## શુદ્ધાત્મા ને પુદ્‌ગલ !

**પ્રશ્નકર્તા (મહાત્મા) :** આ ચંદુભાઈનું મન-ચિત્ત આરતીમાં બહુ ફરવા જાય છે તો એને કહો કે અહીં રહે, આપના ચરણોમાં.

**દાદાશ્રી :** એવું છે ને કે આ મન-ચિત્ત, એ જે જે છે ચંદુભાઈનું તે તો તેમનું તેમ જ છે, આપણે છૂટા થઈ ગયા આ બધાથી. આપણે

શુદ્ધાત્મા તરીકે છૂટા હતા, પણ આ તો મહીં ગોટાળો હતો, એ બધું જે થતું હતું તેને આપણે કહેતા હતા કે હું કરું છું અને જવાબદારી ખોળતા હતાં. આપણે છૂટા થઈ ગયા, એટલે આપણે જોયા કરવાનું, કે 'ચંદુભાઈ'નું મન શું કરે છે, બુદ્ધિ શું કરે છે, એ બધું જોયા કરવાનું. આવું ક્યાં સુધી ચાલશે ? જ્યાં સુધી ભરેલો માલ ત્યાં સુધી. પછી તો નિરંતર તમારામાં જ મન હઉ રહેશે, આ પુદ્ગલ છે અને તમે શુદ્ધાત્મા. પુદ્ગલ એટલે પૂરણ-ગલન. એટલે પૂરેલું છે તે અત્યારે આ એકલું ગલન થઈ રહ્યું છે, નવું પૂરણ થતું નથી. જે પૂરેલું છે, એ ગલન થાય, તે અટકાવીએ તો પૂરણ મહીં રહે, ગંધાય પછી. માટે એને જોયા કરવાનું અને વધારે નીકળે તો ખુશ થવું. આજે ગોદા મારીને વધારે નીકળતું હોય તો એમાં તમારે ખુશ થવું. પછી બધું રાગે જ આવવાનું છે. પછી અમુક વર્ષો થઈ જાય ને એટલે ખલાસ થઈ જશે બધુંય. અને ખલાસ થયું એટલે તમારા કહ્યા પ્રમાણે બધું થયા કરશે. આ આપણું સાયન્સ છે, વિજ્ઞાન છે !

**પ્રશ્નકર્તા :** તો એવો વિચાર આવે કે કેટલો બધો માલ ભરી લાવ્યા છીએ !

**દાદાશ્રી :** એ તો તમે ભરી લાવ્યા છો એવું નહીં, એ બધા સહુ સહુમાં જોર હોય એટલું ભરેલું હોય. આ ભઈ કેટલા પોટલાના પોટલાં ભરી લાવેલાં છે, તે હવે એનો માલ નીકળે છે. આ તો જબરા ચોગરદમ મમતાવાળા, તે આટલું આમનું લઈ લો, આટલું ફલાણાનું લઈ લો, તે કેટલો માલ ભરેલો ! પણ જો આ અક્રમ વિજ્ઞાનથી કેવું નીકળી ગયું ને ! સમજણ કેટલી ઊંચી !! આ જો મારી વાત સમજી જાય ને, તો બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** તો આરતી વખતે મન-ચિત્ત બધું દાદામાં રહે તે માટે શું કરવું ?

**દાદાશ્રી :** કશું કરવાનું હોય નહીં. હજુ તો આ ચિત્ત આવું છે. તે થોડો વખત થશે પછી આ બધું નીકળી જશે. આપણે ખસેડીએ તોય

નહીં ખસે. પછી ક્યાં જાય તે ? ખાલી થઈ રહેલો માલ છે આ તો.

**પ્રશ્નકર્તા :** વિચારો સ્થિર રહે તો સારું ને ?

**દાદાશ્રી :** ના, સ્થિર તો કોઈનાય રહેલાં નહીં. સ્થિર રહે નહીં. જ્યાં સુધી નિર્જરી ના જાય, ત્યાં સુધી એ સ્થિર થાય જ નહીં ને ! વસ્તુસ્થિતિમાં એ નિર્જરા થતી ચીજ છે.

હંમેશાં આપણું આ જ્ઞાન આપ્યા પછી મન શું કરે ? નિરંતર ઓગળ્યા જ કરે. ઓગળીને શું થાય ? મુદત આવ્યે ખલાસ થઈ જાય. આપણે અહીં આગળ મન ઓગળવાનું શરૂ થઈ ગયું. એટલે આ બધું અત્યાર સુધી જે હતું, જ્ઞાન આપ્યા સુધીનું હતું તે બધું ઓગળી જશે. હવે નવું મન બનેલું છે, એક અવતાર માટે કે બે અવતાર માટે, તે આપણી આ આજ્ઞા પાળવાથી ઊભું થયેલું છે. એ તો બહુ સુંદર મન હોય ! સંસારની કોઈ અડચણ ના આવે ને આ વસ્તુ પ્રાપ્ત થાય અને છેલ્લો અવતાર !!

મને તો કશો વિચાર જ નથી આવતો. ને તમે બહુ વિચાર કરો છો, એનાં કરતાં મારા જેવું થોડું થોડું રાખો ને ! નહીં પડી જવાય. વિચાર નહીં કરો તો નહીં પડી જવાય. કારણ કે જે તમે ખોળો છો ને, એ વસ્તુ વિચારથી પર છે. વિચાર કરવાના ક્યાં સુધી છે કે જ્યાં સુધી તમે રિલેટીવમાં છો ને ત્યાં સુધી વિચાર કરવાની જરૂર.

**પ્રશ્નકર્તા :** આ તો વિચારથી પર વસ્તુને વિચારે કરીને શોધવા નીકળી પડ્યા છીએ.

**દાદાશ્રી :** હા, પણ બીજો ઉપાય નથી. બીજો રસ્તો નથી જડતો. અને એ રસ્તે પણ થાય છે ખરું, ક્રમિક માર્ગે !

## સત્તા, વિચારને બંધ કરવાની ?

એટલે દરેકે એમ કહેવું કે ચિંતા શું કરવા કરો છો વગર કામની ? તમારે તો શું કરવાનું ? વિચાર કરવાના. અને વિચાર

એબ્નોર્મલ થાય એટલે ચિંતા કહેવાય. ત્યાં બંધ કરી દેવાનું, જેમ વાવાઝોડું બહુ આવતું હોય તો આપણે બારણું બંધ કરી દઈએ છીએ ને ? એવી રીતે મહીં વિચારો છે તે એક્સ્ટ્રા ઓર્ડીનરી (વધુ પડતા) આગળ ચાલ્યા, એટલે બંધ. નહીં તો એ પછી ચિંતાના રૂપમાં થઈ જાય. પછી જાતજાતના ભય દેખાડે ને જાતજાતનું એ દેખાડે. એટલે એ બાજુ એ દિશામાં જ જવાનું નહીં. વિચારમાં આપણે જરૂરિયાત પૂરતા વિચાર, બાકી બંધ ! એટલે કૃષ્ણ ભગવાને સારું કહ્યું છે કે તું શા હારુ ચિંતા કરે છે. મારી પર છોડી દે ને !

**પ્રશ્નકર્તા :** વિચાર બંધ કરવાની સત્તા આપણી ખરી ?

**દાદાશ્રી :** ખરી ને ! બધું કરવાની. કારણ કે વિચાર તો આવ્યા કરે. આપણે આ બાજુ જોઈએ ને પેલી બાજુ ફૂટ્યા કરે. આપણે દૃષ્ટિ પેલી બાજુ બદલી નાખીએ. આપણે શું લેવાદેવા ? બધી સત્તા છે. નળ બંધ ના થતો હોય તો આપણે બીજી બાજુ જોઈએ એટલે બંધ થઈ ગયો ને ! એને જોઈએ ત્યાં સુધી નળ ચાલુ છે એમ લાગે. એટલે આપણે તો આ જ્ઞાતા-દ્રષ્ટા થયા. આપણને (શુદ્ધાત્મા) મન જ ના હોયને ! મન તો જ્ઞેય છે, ગમે એમ ફૂટે.

## મન બગડ્યાથી સંસાર !

આત્મા તેવો ને તેવો જ છે. આ શરીરમાં જે મન-વચન-કાયા છે, તેની ઈફેક્ટ (અસર)ને લઈને આત્માને આ સંસાર ભોગવવો પડે છે. બીજું કશું છે જ નહીં.

સંસાર વ્યવહારમાંય કોઈ માણસ રોજ ગુસ્સે ના થતા હોય ને, પણ બે-ચાર દહાડાથી સવારમાં ચીડિયાં ખાતો હોય તો આપણે કહેવું પડે કે અલ્યા, તને બંધકોષ દાખવ્યો છે કે શું તે ? એવું સાંભળવામાં આવ્યું છે ? બંધકોષ દાખવ્યો હોય તોય ચીડિયાં કરે. એટલે આ બધું ક્રોધ-માન-માયા-લોભ કરે છે ને, તે અંદરના રોગોને લઈને કરે છે. જો શરીર નિરોગી હોય તો કશું જ ના થાય. કો'કને કહેશે, 'આ ભઈનું શરીર નિરોગી છે.' પણ મળ છે ત્યાં સુધી કાલે શું થાય એ

કહેવાય નહીં. એટલે મળરહિત થવું જોઈએ. એટલે જગત આખું મળવાળું છે અને તેથી વિક્ષેપ ઊભા થાય છે. તીર્થંકરમાં મળ, વિક્ષેપ, અજ્ઞાન કશું જ નહીં. આ અંદરની વસ્તુઓ જ, અંદરનાં રોગો જ આપણને પજવે છે.

મહાવીર ભગવાનનું મન કેવું સરસ હશે ! જ્યાં દેહ હોય, ત્યાં સુધી મન હોય. પણ ભગવાનનું મન કેવું સરસ હતું ! તદ્દન નિરોગી ! કોઈ રોગ જ નહીં !! એ મન કેવું સરસ કહેવાય !!!

આ બધા મનના રોગોને લઈને સંસાર ઊભો રહ્યો છે ને ! આ બધા મનના રોગ છે, પછી તનમાં રોગ આવે. મન રોગિષ્ટ થાય તો તન રોગિષ્ટ થાય. પછી ડૉક્ટરની દવા લીધા કરવાની. અને ભગવાનના મનમાં રોગ નથી.

કોઈ સીગરેટ પીએ, એ મન રોગી તેથી ને ! મનનો રોગ છે આ. અને એ મનનો રોગ પછી તન ઉપર પડે. મોક્ષે જતાં પહેલાં મનનો રોગ ના રહેવો જોઈએ અને મનનો રોગ ના રહે એટલે શરીરનો રોગ ના રહે. તે આપણું આ સાયન્સ બધું મનનાં રોગને જ મટાડે એવું છે.

**પ્રશ્નકર્તા :** મન નીરોગી એટલે શું ?

**દાદાશ્રી :** મન નીરોગી એટલે એ મનને કશું હરકત જ ના આવે. તમે મોળું ખાવાનું મૂકો કે ખાટું મૂકો કે વધારે ગળ્યું મૂકો પણ મનને અસર ના આવે. મન રોગિષ્ટ નહીંને તેથી. અને મન રોગી એટલે ખાટાનો રોગ પેસી ગયો હોય ને, તો એને ખાટું જ જોઈએ. જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ.

**દાદાશ્રી :** અને આ તો એકલા ચણા આપ્યા હોય ને, તો આખો દહાડો ચાવ્યા કરે. બીજું કશું સંભારે નહીં કે ખટાશ કે એવું કશું ખાઈએ, એ મનનો રોગ નહીંને તેથી.

આ સાધુઓએ મનનો રોગ થોડોઘણો કાઢી નાખેલો, પણ તે વિષય સંબંધીનો જ. બાકી, કષાય સંબંધીનો રોગ પૂરેપૂરો. જો માન પૂરેપૂરું ના સચવાયું કે કીર્તિ ના મળી તો મન કૂદાકૂદ, કૂદાકૂદ, ધમાચકડી કરી મૂકે. કરે કે ના કરે ?

**પ્રશ્નકર્તા :** કરે.

**દાદાશ્રી :** આપણા જ્ઞાન પહેલાં તમારે ધમાચકડી કોઈ દહાડે કરતું હતું કે ? એ ધમાચકડી તે કેવી ? આમ ઊડેને, હેરાન હેરાન કરી મૂકે. સૂવાય ના દે ને ! જંપીને બેસવાય ના દે. એવી ધમાચકડી નહીં જોયેલી ? એ બધો મનનો રોગ છે. જેના મનમાં રોગ નથી, તેના તનમાં નથી.

આપણા સાયન્સે નવી શોધખોળ કરી કે ભઈ, ચાલો, લેટ ગો કરો કે થઈ ગયેલાં રોગને હવે શું કરવું ? અજ્ઞાનતામાં થઈ ગયો એ થઈ ગયો તો હવે શું કરવું ? ત્યારે કહે, નવેસરથી રોગ બીજો ઉત્પન્ન થાય નહીં ને જૂના રોગને ધીમે ધીમે કાઢે અને જેટલી તંદુરસ્તી થઈ તેનું રક્ષણ કરે એવું આપણું વિજ્ઞાન છે. પછી રહે કશું બાકી ? આ વિજ્ઞાન એવું છે. એવું થોડું થોડું અનુભવમાં આવે છે ?

**પ્રશ્નકર્તા :** આવે છે.

## અક્રમની અનોખી ડિસ્પેન્સરી !

**પ્રશ્નકર્તા :** અમુક જાતની ઓગળી જાય એવી ગાંઠો, પછી કઠણ ગાંઠો અને વક્ર, આડી ગાંઠો, એના માટે કંઈ કહો કે એ કેવી રીતે ઓગળે ?

**દાદાશ્રી :** આપણી દવા એવી છે ને તે બધી ગાંઠો ઓગળ્યા જ કરે. આપણે જોયા કરવાનું. એ દવા ઠેઠ મોક્ષે લઈ જાય એવી છે. અને જૂનો રોગ બધો કાઢી નાખે. સંસાર રોગ માત્ર નાશ કરી નાખે. સંસાર રોગ તો ક્રોનિક થઈ ગયેલા છે. ક્રોનિક એટલે મૂળ ગાંઠ હોવી જોઈએ ને તેના કરતાં વાંકીચૂકી ગાંઠો થઈ ગઈ છે. વાંકીચૂકી એટલે

ક્રોનિક, દવાથીય મટે નહીં એવું. તે આ જ્ઞાન છે, તેનાથી આ સંસારરોગ બધો મટશે અને મોક્ષે લઈ જશે. એટલે જેમ જેમ આ વખત ગયો ને, તેમ તેમ એક બાજુ આરોગ્યતા ઉત્પન્ન થાય, પાછું તેનું સારી રીતે રક્ષણ કરે. નહીં તો મોક્ષે જવાય જ નહીંને ! આ કામ તમને સોંપ્યું હોય તો તમારાથી ના થાય એ મહીં ક્રિયાકારી જ્ઞાન જ કામ કર્યા કરે.

એટલે વાંકીચૂકી બધી ગાંઠો ઓગળી જાય. આપણે જોયા કરવાનું, બીજું કશું કરવાનું નહીં. મનમાં એમ નહીં રાખવાનું કે આમ કેમ થાય છે ? હજુ તો આ ઓગળ્યા કેમ નથી કરતી ? આપણે જોયા કરવાનું. આપણે જોઈએ નહીં ત્યારે ભૂલ થઈ કહેવાય. આપણે એનું નિરીક્ષણ ના કરીએ ત્યારે ભૂલ થઈ કહેવાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષ વિચાર સ્થંભિત થાય એવું કરી આપે ?

**દાદાશ્રી :** બધું કરી આપીશું. બધા પ્રકારનું ઓપરેશન કરી નાખીએ. આખું ઓપરેશન પછી રોગ જ ના રહે. સંસારરોગ જ રહે નહીં ! મારા શબ્દો એટલે વગર જુલાબે જુલાબ થાય પણ પેલો નહીં, માનસિક જુલાબ ! મન બગડ્યાથી સંસાર ઊભો રહ્યો છે, દેહના બગડ્યાથી સંસાર ઊભો રહ્યો નથી. આ દેહ ભલે બગડી ગયો હોય, પણ એથી કંઈ સંસાર બગડ્યો નથી, મોક્ષે જવાશે. દેહ બગડી ગયો હશે, ભાંગી ગયો હશે, વાયુ થઈ ગયો હશે શરીરમાં, તો તે કંઈ મોક્ષને આંતરતું નથી. પણ મન બગડ્યું હોય તો મોક્ષને આંતરે છે. મન, જે કોઈ દહાડો એને ડિફેક્ટ જ નથી આવતી, નુકસાન થતું નથી, તાવ નથી ચઢતો, તે એવું કાયમનું, એ બગડવાથી આ બધું બગડ્યું છે.

**પ્રશ્નકર્તા :** મનને લીધે પછી બુદ્ધિ ને એ બધું આવે ને અંદર ?

**દાદાશ્રી :** હા, મન એ કેવી વસ્તુ છે કે ઉપર પાણી પડે કે ઊગી નીકળે બધું, એવી રીતે મહીં તરંગો બધા ઊગે. તરંગ ફૂટે અને આ અહંકાર ને બુદ્ધિ બે ભેગાં થઈને વાંચે. તેમાં પસંદ પડે તો એડજસ્ટ થાય ને ના ગમે તો ડિસ્એડજસ્ટ થાય, છેટું રહે અને કંટાળો

આવે. પછી કહેશે, 'મને નથી ગમતા એવા વિચાર આવે છે.' મેં કહ્યું, 'સારું ઊલટું, છેટું રહેવાય.' ગમતા વિચાર આવે ત્યારે એક થઈ જવાય ને આ સંસાર એનાથી ચાલ્યો છે. મન જોડે એકાકાર થયું કે સંસાર ઊભો થયો. તમારે મન જોડે લેવાદેવા ના રહી એટલે હવે સંસાર આથમ્યો. તમારે તો મનને જોયા જ કરવાનું.

## એ છે કૉ-ઈન્સિડન્સ !

**પ્રશ્નકર્તા :** વિચાર આવે છે એ પછી રૂપકમાં આવે છે કે રૂપકમાં આવવાનું છે માટે વિચાર આવે છે ?

**દાદાશ્રી :** વિચાર આવે એ રૂપકમાં નાય આવે.

**પ્રશ્નકર્તા :** મને એક વખત અનુભવ થયેલો કે વિચાર આવ્યો એવું જ રૂપકમાં આવેલું.

**દાદાશ્રી :** એવું બને. વિચાર આવે ને એવું બધું બને. પણ એ કાયદો નથી એવો. આશરે નાખીએ ને ગમે એવું પડે.

**પ્રશ્નકર્તા :** એક મહારાજ પાસે ગયેલો. તે મહારાજ કહે, આપ અહીં આવશો એવું ત્રણ મિનિટ પહેલાં જ મને વિચાર આવેલો. શિષ્યને પણ એવો વિચાર આવેલો. તો એ કયું જ્ઞાન ?

**દાદાશ્રી :** એ તો એવું છે ને, આવી તો બહુ ચીજો બને છે. આપણને મનમાં વિચાર આવે, ત્યારે પેણે ચા આવી જાય. આવી તો બહુ ચીજો થાય છે. એટલે કોઈથી કશું વળે એવું નથી. સંડાસ જવાની શક્તિ નથી, તો બીજી શક્તિઓ શું હશે ?

**પ્રશ્નકર્તા :** પણ ભવિષ્યની ખબર પડી, તો એ કયું જ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** કશું જ્ઞાન જ નહીં. આ તો મહીં વિચાર આવવો ને કાળ ભેગો થવો એવું બને. ઘણા ફેર તો અમારે એવું બને ને, 'ચાનો જરાક વિચાર આવે તે પહેલાં તો ચા આવીને ઊભી રહે. આવું તો

અમારે આખો દહાડો બન્યા કરે છે. એક કાળ હોય છે, ટાઈમીંગ મળેલો હોય છે. બાકી, જ્ઞાન તો હોય જ નહીં ને ! આને જ્ઞાન કહેવાય નહીં ને !

## વિચારોનો સ્વભાવ વિચિત્ર !

વિચારોનો સ્વભાવ કેવો છે ? ખાટકી વાડે જાય તેવા વિચાર આવે.

'શેષા મે બાહિરાભાવા.' ત્યારે કહે, 'બાહિરાભાવા કેમ ઓળખાય ? બાહિરાભાવ શું કર્યા છે તે ?' ત્યારે કહે, 'સવ્વે સંજોગ લખ્ખણા.' સંજોગ લખ્ખણ ઉપરથી. ચોરી કરીએ તો આપણને ના સમજણ પડે કે, કયો ભાવ કર્યો હતો ? આપણા પૈસા કોઈ ઘાલી જનાર ના મળ્યો, તો આપણે ના સમજીએ કે આ કયો ભાવ કર્યો હતો ? હા, કોઈને દબાવવાનો વિચાર કર્યો તે જ આપણને દબાવી જાય. આપણા એ વિચારનું પરિણામ છે આ. ક્રિયાનું પરિણામ નથી, વિચારનું પરિણામ છે. લોક તો શું સમજે ? મેં ઘાલ્યા હશે તો એ દબાવી જાય. ના, એવું નથી આ. તેં ઘાલવાના વિચાર કર્યા, તેથી જ તારા ઘાલ્યા. માટે વિચારને જાણજે. આ બધું ભયંકર જોખમ છે. 'વિચાર' શબ્દથી તો ભયંકર જોખમ છે. ક્યાં સુધી જોખમ છે ? જ્યાં સુધી જ્ઞાન નથી મળ્યું ત્યાં સુધી. જ્ઞાન મળ્યા પછી વિચાર હોય જ નહીં. વિચરે તો વિચાર.

એટલે સંજોગ લખ્ખણ ઉપરથી ખોળી કાઢવાનું. એક દહાડો મનમાં વિચાર આવ્યો હોય કે અથડાઈ પડ્યા તો શું વાંધો છે ? એક જ દહાડો બોલ્યા હોય તો વિચાર એવા આવે. રોજ મનમાં ભાવ કર્યો હોય કે ક્યારેય અથડાવું નથી; અથડાવું નથી, વિચારેય ના આવે તો અથડાવાય નહીં. પણ એક જ દહાડો આવો વિચાર આવ્યો ને, તે અથડાયા વગર રહે નહીં. એટલે અવિરોધાભાસ જોઈએ. આ તો જગત બહુ સમજીને ચાલવા જેવું છે. જોખમવાળું, નર્યું જોખમ જ ભરેલું છે.

## કૃપાળુદેવ કહેતા...

કૃપાળુદેવ પૂછતા હતા કે 'તમને અમારી વાત કેવી લાગે છે ?' ત્યારે પેલા કહે છે, 'સાહેબ, તમારું તો બધું આ બરાબર જ છે ને ! એમાં પૂછવા જેવું છે જ શું ?' ત્યારે કૃપાળુદેવ કહે, 'અમે તો એટલા માટે કહીએ છીએ કે તમે પૂછો એટલે અમને શાતા થાય.'

આ તાવ આવ્યો હોય ને તો કહેશે, 'તમને તો તાવ આવ્યા જ કરે છે, એમાં પૂછવા જેવું શું ?' એ ના ચાલે. આપણે પૂછવું પડે, 'કેમ છે આજે ?' એ પૂછીએ ત્યારે સામાને સારું લાગે. કૃપાળુદેવ કહે છે કે અમને પૂછો તો ખરા કે 'ભઈ, આપને શાતા છે ને !' તો શાંતિ વળે ને ! 'કેમ ભઈ, શું થયું છે ? માથું દુઃખે છે ?' પૂછવામાં વાંધો શો એમાં ? આનું નામ વ્યવહાર કહેવાય. આને કપટ નથી ગણાતું.

'એ તો મારા હૃદયમાં છે' કહીએ તો ના ચાલે. હૃદય ત્યાં ચાલે શી રીતે ? વ્યવહાર હોવો જોઈએ. અમેય હીરાબાને પૂછીએ, 'કેમ છે તબિયત ? સારી છે ? કેમ હસતા હતા એ કહો.' ત્યારે એ કહે, 'હું તો રડું છું હઉ !' ત્યારે મેં કહ્યું, 'પાછા રડો છો શા હારુ ?' ત્યારે કહે છે, 'અહીં દુઃખે છે તો રડવું આવે, નહીં તો હસવું આવે.' એટલે પૂછવું પડે. વ્યવહાર તો કરવો પડે.

એટલે કૃપાળુદેવ કહે છે ને કે અમે આટલો બધો બહાર ઉપદેશ આપીએ છીએ આ બધા લોકોને, ને લોકો ખુશ થઈ જાય છે પણ તમે અમને એમ કહેતા નથી કે 'લોકો એકદમ આનંદમાં આવી ગયા હતા ને આ લોકોને બહુ ગમ્યું', એવું બોલો તો અમને અમારી શાતા પૂછવા જેવું લાગે. પણ બોલે નહીં તો પછી શું થાય ? કંઈક જોઈએ કે ના જોઈએ ? થોડુંઘણું મોઢામાં મૂકવા ના જોઈએ ? મોઢામાં મૂકીએ તો પછી ચાલ્યું શાતામાં. મોઢામાં ન મૂકીએ તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવહાર હોવો જોઈએ.

**દાદાશ્રી :** હા, અહંકાર તો છે પણ મન છે ને, તો અહંકારને

પહોંચાડે કે આ મીઠાઈ સરસ છે ને પેલી બરોબર નથી. એટલે મન છે ત્યાં સુધી આની જરૂર. અમારે તો મન નહીં ને ! અમારે સૂક્ષ્મ મન એટલે કશું પકડે નહીં ઘડીવાર. જેમ ચાલુ ગાડીમાં ચડે-ઉતરેને એના જેવું, ને તમારી ગાડી તો પા-પા, અરધો-અરધો કલાક ઊભી રહે. તે ઘડીએ ચઢ-ઊતર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** કોઈ કશું ચગાવે ત્યારે મન શું થઈ જાય ?

**દાદાશ્રી :** અમારું મન છે તે ઝલાઈ ના જાય. અમારે સહેજ વાર ઝલાય બહુ ત્યારે. એમના મનને દુઃખ ના થાય એ હેતુ હોય.

**પ્રશ્નકર્તા :** આ બધા મહાત્માઓને મન ખરું એટલે પેલી ગલીપચી જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, મન ખરું ને આ બધાંને. એટલે જરા મસાલો જોઈએ. એમ કે 'કેમ છો' બોલનારાય જોઈએ કે 'લ્યો સાહેબ, પાન ખાવ !' કહેનારેય જોઈએ, તો બરોબર ચાલે.

## મન માગે વેરાયટી નિત નિત !

હું કહી દઉં કે દાદાના ખૂબ ફોટા લઈ લેજો, જોઈએ એટલાં. બધાં શોખ પૂરા કરવા. જાતજાતના પોઝ હોય ને, તે દરેક વખતે એકાદ પોઝ ફીટ થઈ જાય. મન ફર્યા કરવાનું. મન નવી નવી વસ્તુઓ ખોળે છે. મન હંમેશાં નવીનતા ખોળે. જૂની એને ગમે નહીં. એટલે પોઝ બધા જુદાં જુદાં હોય ને, તે આપણે આમ ફરીએ તો આમ, આ પછી પાછા ફીટ થઈ જાય. પાછા તે ઘડીએ મનને આ પોઝ ફીટ થઈ જાય.

એટલે કેટલાક તો ઝટ જઈને જોઈ આવે છે, મહીં જઈને, પછી ફીટ થઈ જાય બધું. એ લોકોએ બધા પોઝ ભેગા કર્યા છે. એટલે નવા નવા પોઝ ભેગા કરવાનાં. બીજું શું થાય તે ? એય એક સાધન છે ને ! એય હકીકત સ્વરૂપ છે ને ! મનને ખોરાક ના જોઈએ ? ત્યારે એ કોના જોવાથી મહીં ઠંડું પડી જાય ? ત્યારે કહે, 'જે દેહમાં એવા પરમાણુ નથી કે જેને કોઈ ચીજ જોઈએ છે.' અમારા દેહમાં એવું

પરમાણુ જ નથી કે વર્લ્ડની કોઈ ચીજ જોઈએ છે ! એવા હોય તો એ આપણને ખુશ કરી નાખે.

આ જ્ઞાન થતાં પહેલાં મને તો રોજેય મનમાં એમ થતું હતું. હું તો પાછો ઘરમાંય કોઈક દહાડો ગમ્મત કરું. રોજ રોજ દાતણ કરવાની આ કંઈ રીત છે ? રોજ સૂઈ જવાનું ? રાતે બહારથી ફરીને આવ્યા, તો એનો એ જ પલંગ, એનાં એ જ ગોદડાં ને એનું એ જ ઓશીકું. અલ્યા, આ તે ફાવતું હશે ? ના, એ તો આમાં જ સપડાવું પડે. પણ આ પોષાય નહીં. આનાં કરતા 'અમારા' દેશમાં જતા રહીએ અમે. આ આવાં વિદેશમાં હોય, તેના કરતાં આપણો દેશ સારો. મન વેરાયટીઝ ના ખોળે, બળ્યું ? આ પલંગ આજે અહીં આગળ જોઈએ, કાલે આવો જોઈએ, પરમ દહાડે સ્પ્રીંગવાળો જોઈએ. ઓશીકાં સારાં ના જોઈએ, બળ્યાં ? બધું જ જોઈએ. આ તો એનો એ જ પલંગ ! પેલું ભેંસને છે તે ગમાણમાં એને ગાળિયો બંધાવે.

લોક તો કેવા વિચારના હોય કે રોજ બસમાં જવાનું શી રીતે ફાવે ? રોજ રોજ દોડધામ કરવાની શી રીતે ફાવે ? રોજ રોજ આટલો બધો પૈસો ખર્ચવાની જરૂર શું ? રોજ રોજ આમ કરવાની જરૂર શું ? ઘેર બેઠાં થતું નથી ? ત્યારે કહેશે, 'ઘેર બેઠાં થતું નથી.' આમ કેટલી જાતના એના રક્ષણ... પોતાની (આત્મા) જાતનું રક્ષણ કર્યું ? હવે આ વાત સાંભળવાની જ છે, આમાં કંઈ ફેરફાર કરવાનો નથી. ફેરફાર થાય એવો નથી ને ! જે છે એ જ કરેક્ટ છે. હવે આ જે લાવ્યા છે, એમાં ડીઝાઈન સમજી લેવાની છે આપણે અને નિકાલ કરવાનો છે આનો.

## ખુશ રાખે મનને, જ્ઞાની આમ...

**પ્રશ્નકર્તા :** એક વખત વાત એવી રીતે નીકળી હતી કે આ પ્રતિબદ્ધ કરનારું કોણ ? દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવ એ પ્રતિબદ્ધ કરતા નથી, તમારી રોંગ બિલિફો પ્રતિબદ્ધ કરે છે.

**દાદાશ્રી :** રોંગ બિલિફો સાથે હોય કે ના હોય, પણ બંધાયા

એટલે બંધાયાને ? માટે એ પ્રતિબદ્ધ કરે છે. તોય એ આપણા (જ્ઞાન લીધેલા) મહાત્માઓ માટે રોંગ બિલિફો છે. બહારના લોકો માટે તો એ પ્રતિબદ્ધ કરે છે. એ છે પારકું. તે પોતાને અદ્ધર જ બાંધે. એક માણસને જલેબીએ બાંધ્યો હોય, તો ત્યાં હોટલમાં બોલાવ્યા વગર છોડે નહીં. જલેબી એને બાંધે છે. તને નહીં બાંધેલું કશાએ ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે. ખેંચાણ કરે. એને એટ્રેક્ટ કરે.

**દાદાશ્રી :** અરે, આખુંય તુંબડું ત્યાં જાય. એટલે જ્ઞાની પાસેથી સમજી લે તો સારું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની માટે પણ સંજોગ આવે જ ને. એ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આવે....

**દાદાશ્રી :** સંજોગોને આધારે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આવે. સંજોગો પેલા ગોઠવાયેલાં હોય.

જો આ સરસમાં સરસ પેલા કાજુ છે, બદામ છે, પણ અમે એનો ફાકો નથી મારતા ? જો આ મન બંધાયેલું છે ત્યાં અમે કહીએ કે, 'લ્યો હવે.' એક ફાકો મારીએ.

**પ્રશ્નકર્તા :** અહીંયા મન બંધાયેલું છે.

**દાદાશ્રી :** તે આખું બધું ના લે. એક જ ચમચો લે, એટલે આ બંધાયેલું ખરું, પણ એને ના કહીએ તો કશું નહીં, અસર ના હોય. કોઈ કહે, નહીં ખાવાનું, તો છો રહ્યું. અમે અમારા મનને આવું તેવું આપીએ ને, તે એક ચમચો આપીએ, વધારે નહીં. એને ખુશ રાખીએ.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પણ મનને છેતરે ?

**દાદાશ્રી :** મનને ખુશ રાખવાનું. ત્યાગીઓ શું કરે ? અડવા ના દે. એટલે પેલું મન રિસાય પછી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની મનને ખુશ રાખવાનું કહે એ બરોબર પણ બીજાએ પણ એમ જ કરવું જોઈએ ?

**દાદાશ્રી :** ના, બીજાનું કામ નહીં આમાં. અમને તો લફરું ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાનીને તો મન વશમાં હોય.

**દાદાશ્રી :** તદ્દન.

**પ્રશ્નકર્તા :** હા. તો પછી એને ખુશ રાખવાની શું જરૂર ?

**દાદાશ્રી :** ખુશ રાખવું પડે.

**પ્રશ્નકર્તા :** તો મહાત્માઓએ કેમ ખુશ ના રાખવું જોઈએ ? એનું કારણ શું ?

**દાદાશ્રી :** મહાત્માઓનું ગજું નહીં. મહાત્મા બંધાઈ જાય, પ્રતિબદ્ધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો મહાત્માએ કેમ વર્તવું ?

**દાદાશ્રી :** સમભાવે નિકાલ કરવો.

**પ્રશ્નકર્તા :** આ કેરી બહુ ભાવે છે, અંજીર મૂક્યા હોય અને કેરી મૂકી હોય તો અંજીર ના લે પણ કેરી લે.

**દાદાશ્રી :** ઈન્ટરેસ્ટ (રુચિ)!

**પ્રશ્નકર્તા :** ઈન્ટરેસ્ટ છે તો પણ બંધાયેલા છે ને ? એની સાથે પ્રતિબદ્ધ થયેલા છે ને ?

**દાદાશ્રી :** પૂર્વભવનું છે. આજે ડિસ્ચાર્જ છે.

એટલે શાસ્ત્રકારોએ એવું લખેલું કે ઉદયકર્મને આધીન, ઉદયાધીન ! જો ઉદય હોય તો ગાળોય દે ને મારેય ખરાં. તોય જ્ઞાની કહે છે કે શંકા ના કરશો. શાસ્ત્રકારોએ એવું લખ્યું કે જ્ઞાની ગાળો દે, મારે તોય જ્ઞાનીની શંકા ના કરશો. જ્ઞાની જ્ઞાનમાં જ છે. તમને એમ લાગે કે બીજી જગ્યાએ છે.

**પ્રશ્નકર્તા :** ના, અમને નથી લાગતું. આ તો પૂછીએ છીએ.

**દાદાશ્રી :** આ તો અમે દાખલો આપીએ છીએ.

**પ્રશ્નકર્તા :** આ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી પ્રતિબદ્ધ થવાય છે એ કોણ પ્રતિબદ્ધ થાય છે ?

**દાદાશ્રી :** એનો સ્વભાવ. દ્રવ્યનો સ્વભાવ બંધાય છે. એ જે દ્રવ્ય છે તે, તેનો સ્વભાવ બંધાય છે.

**પ્રશ્નકર્તા :** એ કોને બાંધે છે ?

**દાદાશ્રી :** મનને. આ આઈસ્ક્રીમ ખાય એટલે મન જોડે આઈસ્ક્રીમ બંધાય કે આઈસ્ક્રીમ જોડે મન બંધાય ?

**પ્રશ્નકર્તા :** મન બંધાય.

**દાદાશ્રી :** આઈસ્ક્રીમવાળા તો નહીં !

**પ્રશ્નકર્તા :** આપ નિરંતર મનથી મુક્ત રહો છો, મનથી જુદા રહો છો, એટલે અપ્રતિબદ્ધ દશા કહી ?

**દાદાશ્રી :** અમારું મન બંધાય જ નહીંને, ટેસ્ટેડ. હીરા દેખાડો પણ બંધાય નહીં. પ્રતિબદ્ધ થાય તો પ્રતિક્રમણ કરવું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની કળાય એવા છે જ નહીં !

**દાદાશ્રી :** જ્ઞાનીને કળવા ગયો તે ગુનો છે. પોતે જ કળાઈ જાય. એટલે તીર્થંકર સાહેબે શું કહ્યું કે જ્ઞાનીને માપવા જઈશ નહીં, નહીં તો તારી બુદ્ધિ મપાઈ જશે. હા ! પોતે ડફોળ છે, તારી બુદ્ધિ ડફોળ છે, એવું મપાઈ જશે, કહે છે.

## હવે તો આધાર તોડવો, એ જ પુરુષાર્થ !

**પ્રશ્નકર્તા :** નિશ્ચિંત અને નિર્ભય ના થાય તો આપેલો આત્માય જતો રહે ?

**દાદાશ્રી :** ના, એ તો એમાં પછી રહ્યું નહીં ને ! આપણે ત્યાં બને નહીં. પણ વસ્તુસ્થિતિમાં પ્રયોગ કરવો જોઈએ. અનાદિકાળથી સંસાર શેના આધારે ઊભો રહ્યો છે ? જે આધાર હજી તૂટ્યો નથી. એટલે એને આધાર તોડ તોડ કરવો પડે. આપણું જ્ઞાન લીધા પછી શું તોડ તોડ કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** આધાર તોડવો જોઈએ.

**દાદાશ્રી :** જેના આધારે આ જગત ઊભું રહ્યું છે, સંસાર ઊભો રહેલો છે, તે આધાર તોડ તોડ કરવાનો છે. બીજું કશું નહીં, આધાર તોડ તોડ કરવાનો.

હવે શેનાં આધારે જગત ઊભું રહ્યું છે ? ત્યારે કહે, મનના જે પર્યાયો છે, મનની જે અવસ્થાઓ છે, તેમાં આત્મા તન્મયાકાર થાય છે, તેથી સંસાર ઊભો રહ્યો છે. નથી બુદ્ધિ પજવતી કે નથી કોઈ પજવતું. આ તો આત્મા તન્મયાકાર થયો એની મહીં, તેથી સંસાર ઊભો રહ્યો છે. એટલે મનનાં પર્યાયોને તોડ તોડ કરવાં જોઈએ. આ 'મારા ન હોય, મારા ન હોય', ત્યાં જ બેઠાં બેઠાં હલાય હલાય જ કરવું જોઈએ. એ તોડ તોડ કરે કે છૂટો થઈ ગયો. અનાદિનો અભ્યાસ છે ને, તે છૂટો થવા દેતો નથી. અનાદિનો અભ્યાસ છે ને, તે એને મીઠાશ વર્તે છે. એ મીઠાશ શુદ્ધાત્માને નથી વર્તતી, એ અહંકારને વર્તે છે. એટલે એ તોડ તોડ કરવું પડે. બેને છૂટું જોવું. છૂટું જ જોવું પડે, તો જ ઉકેલ આવે.

❖ ❖ ❖

# (૧૨)

# વિજ્ઞાન, મન વશનું !

## વર્તે, અવશતામાં મન...

**પ્રશ્નકર્તા :** એમ કહેવાય છે કે આપણું મન જગતમાં ચાલતી પ્રવૃત્તિના મૂળમાં છે અને તેમાં પ્રચંડ શક્તિ રહેલી છે. મનને અંકુશમાં કેવી રીતે રાખવું ?

**દાદાશ્રી :** રાતે તમારે ઊંઘવું હોય તે ઘડીએ ઊંઘી જાવ ખરા ? જેટલા વાગે ઊંઘવું હોય તેટલા વાગે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કેમ ?

**પ્રશ્નકર્તા :** મનને આપણે વશ છીએ, મન આપણને વશ નથી.

**દાદાશ્રી :** ઓહો ! તમે અવશપણે કરો છો આ બધું ? પોતાને વશથી નહીં. આ અવશથી, બીજાનાં વશથી આ કરી રહ્યા છો. એટલે કો'કના વશથી તમે કરી રહ્યા છો. તમારું સ્વતંત્ર નથી આ કરવામાં ?

**પ્રશ્નકર્તા :** સ્વતંત્ર નથી.

**દાદાશ્રી :** એટલે રાત્રે સૂઈ જવામાંય સ્વતંત્ર નહીં ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** ઊઠવામાં ?

**પ્રશ્નકર્તા :** સ્વતંત્ર નહીં.

**દાદાશ્રી :** તો સંડાસ જવામાં ?

**પ્રશ્નકર્તા :** આપણી સ્વતંત્રતા છે જ નહીં ને એમાં !

**દાદાશ્રી :** તમે કહો છો ને, કમાણી કરવામાં સ્વતંત્ર છીએ ?

**પ્રશ્નકર્તા :** એ સ્વતંત્ર છે જ નહીં. મન જ કરાવે છે. મન જ કમાવે છે અને મન ગુમાવે છે. આપણે સ્વતંત્ર છીએ જ નહીં ખરેખર.

**દાદાશ્રી :** ઓહો ! ત્યારે તમારું ચલણ શેમાં ?

**પ્રશ્નકર્તા :** ચલણ તો મનને જો આપણે કાબૂમાં લઈ શકીએ તો જ, નહીં તો આપણું ચલણ છે જ નહીં. અહીં આવવામાંય મનની ઈચ્છા થાય તો મન લાવ્યું. મન ના પાડે કે નથી જવું તો નહીં. મન જ કરાવે છે કામ.

**દાદાશ્રી :** એ તો એવું છે ને, આ તમે મનને કહો ને, તો મહીં બીજા તંત્રો ને બધાને ખોટું લાગે. એટલે આપણે જેમ છે એમ કહેવું જોઈએ. એટલે મહીં પાર્લામેન્ટ છે.

## ત્યારે થાય મન વશ !

ચંદુભાઈ તો આ શરીરને ઓળખવાનું સાધન આપેલું લોકોએ, નામ આપેલું, તો તમે કોણ છો ? 'મારું નામ ચંદુભાઈ', તે 'મારું' કહેનારો કોણ છે ? 'આ દેહ મારો, હાથ મારા, કાન મારા, આંખો મારી, બુદ્ધિ મારી, મન મારું, ચિત્ત મારું, અહંકાર મારો, આ બધું મારું-મારું' બોલે છે તે કોણ છે એ ?

**પ્રશ્નકર્તા :** એ જ હું પૂછું છું કોણ છે એ ?

**દાદાશ્રી :** હા, એ તમે જાણો તો મન વશ થાય, નહીં તો વશ ના થાય.

**પ્રશ્નકર્તા :** એ સમજાવો.

**દાદાશ્રી :** 'આપણું સ્વરૂપ શું છે ? આપણે ખરેખર કોણ છીએ ?' એ જાણીએ, સેલ્ફનું રિયલાઈઝ થાય, ત્યારે આપણું મન વશ થઈ જાય. તમારું મન વશ કરવું છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, આ બધાંને ફાયદો થાય એ લક્ષમાં રાખીને આ પ્રશ્ન પૂછયો છે.

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. પણ મન વશ ત્યારે થાય કે જ્યારે 'પોતે કોણ છે' એ જાણે ત્યારે. નહીં તો મન વશ થાય નહીં. હંમેશાં એકાગ્ર થાય. પછી પાછું ઊડી જાય. કઈ કઈ બાબતમાં એકાગ્ર રહે છે તમારું મન ?

**પ્રશ્નકર્તા :** પ્રયત્ન કરીએ તો રહી શકે.

**દાદાશ્રી :** તો પ્રયત્ન કરતા નથી ?

**પ્રશ્નકર્તા :** પ્રયત્ન કરતા બધામાં સફળતા ના મળે.

**દાદાશ્રી :** કેમ સફળતા ના મળે ? મન તો આપણું જ છે ને ? આપણું છે પણ માને નહીં ?

**પ્રશ્નકર્તા :** પણ મન આપણા વશમાં નથી ને ?

**દાદાશ્રી :** પૈસા ગણતી વખતે મન વશમાં રહે છે કે નહીં ? બેન્કમાં રૂપિયા ગણવાના હોય તે ઘડીએ ?

**પ્રશ્નકર્તા :** એટલો ટાઈમ રહે.

**દાદાશ્રી :** હા, એટલે જ્યાં રુચિ હોય ને ત્યાં વશ રહે. આ તો ભગવાનમાં રુચિ નથી, પૈસામાં રુચિ છે પણ ભગવાનમાં રુચિ વધારો એટલે મન વશ રહેશે.

વધારે સમજવું હોય તો સત્સંગમાં આવતા રહો. બધું સમજાવીએ. મન વશ હઉ અમે કરી આપીએ. તમારે બીજું કશું પૂછવું છે ?

## મન નાશ કે મન વશ ?

**પ્રશ્નકર્તા :** માણસો સંતોષી નથી એનું કારણ શું ?

**દાદાશ્રી :** સંતોષ કંઈ રાખ્યો રહે નહીં. સંતોષ એ તો જેમ જ્ઞાન સમજણ આવે તેમ તેમ સંતોષ થાય કે આ દુઃખદાયી છે. મોહના માર્યા આ લાવીએ છીએ ખરાં પણ એ દુઃખદાયી છે એવું ખબર પડે એટલે પછી એ બાજુનું પ્લસ-માઈનસ થઈને પછી સંતોષ થઈ જાય. સંતોષ થવા માટે એ જ્ઞાનની જરૂર છે. એ કંઈ અજ્ઞાનતાથી સંતોષ ઊભો થાય નહીં. સાચી સમજણ આવે એટલે મન વાંધો ન ઉઠાવે એટલે એ સંતોષ થાય. મન વાંધો ઉઠાવે કે સંતોષ ના થાય. અમારું મન કોઈ દહાડો વાંધો ના ઉઠાવે. અમને વશ થઈ ગયેલું હોય નિરંતર. ચિત્તેય આઘુંપાછું ના થાય. અને એ શક્તિ તમારામાંય છે. ફક્ત એ ખોલી આપીએ. અનંત અવતારના પાપ ભરેલાં છે તે ધોવાં પડે. ત્યારે રાગે પડે. નહીં તો તમે શી રીતે રાગે પાડો ?

**પ્રશ્નકર્તા :** મારે મનનો નાશ કરવો છે.

**દાદાશ્રી :** ના, એવું અમે કોઈ વસ્તુનો નાશ કરવા નથી બેઠા. અહીં અમારો ધર્મ બધો અહિંસાનો. તમારે વેર છે એવું ? એને જીવતું રહેવા દેવામાં શું વાંધો ? આપણે જ જન્મ આપેલો એને, અને પછી આપણે જ મારીએ તો આપણી શી દશા થાય ?

**પ્રશ્નકર્તા :** હું એ સેન્સ (અર્થ)માં કહું છું કે ઇચ્છાઓ, કામનાઓ, વાસનાઓ નાશ થાય એમ.

**દાદાશ્રી :** મનને વશ કરવાથી ઇચ્છાઓ, કામનાઓ બધી બંધ થઈ જાય. નાશ કરવાથી હિંસા થાય. મનનો નાશ કરવાની જરૂર શું ? મન જીવતું રહે અને પોતાના વશમાં રહે, એ માટે વૈજ્ઞાનિક પ્રયોગ છે. તમારું મન તમારામાં વશમાં રહે. વૈજ્ઞાનિક રીતે હોવું જોઈએ. પુસ્તકના આધારે ના ચાલે. પુસ્તકોમાં તો સ્થૂળ વસ્તુ લખેલી છે. શબ્દો સ્થૂળ હોય અને આ પ્રયોગ બધા વૈજ્ઞાનિક હોય, સૂક્ષ્મ હોય, શબ્દમાં

ના હોય. એટલે મન વશ કરવું હોય તો આવજો. જ્યારે કરવું હોય ત્યારે આવજો. હમણે ના કરવું હોય ને પાંચ વર્ષ પછી કરવું હોય તો પછી આવજો. હું હોઈશ તો કરી આપીશ, નહીં તો રામ રામ ! રામેય ગયા ને આપણેય જાવ.

આ મન વશ થઈ જાય એવી જગ્યા છે. જો તમારે વશ કરવું હોય તો વશ અને અડધું વશ કરવું હોય તો અડધું વશ, જે તમારે જેવું કરવું હોય એવું મને કહેવું ફક્ત. બીજું અડધું બીજે અવતાર કરાવી લેશું. એવો વિચાર હોય તો એમ.

## અસંગપંથી બનવા મનોનિગ્રહ જરૂરી !

**પ્રશ્નકર્તા :** મનોનિગ્રહ એટલે શું ? નિગ્રહ એટલે શું ?

**દાદાશ્રી :** મનોનિગ્રહ એટલે આપણને હરકત ના કરે, અશાંતિ ઉત્પન્ન ના કરે એવી રીતે મનને બીજી જગ્યાએ રોકી રાખવું. એટલે આ 'અહીં' (કરોડરજ્જુ આગળ) નિગ્રહ કરે. અહીં પાછળ ચક્કરોમાં નિગ્રહ કરે. (કુંડલીનીના પાંચ ચક્રો) એ કાયમ રહે નહીં. મનોનિગ્રહ થઈ શકે નહીં. એ તો અમે જ્ઞાન આપીએ ત્યારે એને મન વશ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ મન વશ થયું એની કસોટી શું ? કેવી રીતે ખબર પડે અમને ?

**દાદાશ્રી :** વશ નથી થયું એ જ કસોટી છે. ખાધું અને ભૂખ્યા, એ બેમાં કસોટીમાં ફેર ના પડે ? શી કસોટી એની ?

**પ્રશ્નકર્તા :** ખાવાનું મન ના થાય, એમ.

**દાદાશ્રી :** તે એવી કસોટી. એ પ્રશ્ન જ ક્યાં ઊભો કરવા જેવો છે ? 'કસોટી' શબ્દ ક્યાંથી લાવ્યા ? એ તો સોનીને ત્યાં હોય કસોટી.

ઝાવાંદાવા ના રહે, અંતરશાંતિ રહે એ કસોટી. શાંતિ જતી રહે એ મનોનિગ્રહ નથી.

**પ્રશ્નકર્તા :** એ નથી સમજાતું.

**દાદાશ્રી :** શાંતિ રહે છે કે અશાંતિ રહે છે ?

**પ્રશ્નકર્તા :** શાંતિ રહે છે.

**દાદાશ્રી :** એટલો વખત મનોનિગ્રહ છે. શાંતિ ના રહે તો મનોનિગ્રહ ઊડી ગયો. શું કહેવા માગો છો તમે ?

**પ્રશ્નકર્તા :** કાયમ મનોનિગ્રહ કેવી રીતે રહી શકે ?

**દાદાશ્રી :** કાયમ મનોનિગ્રહ રહી શકે નહીં કોઈને. મન વશ થાય પણ મનોનિગ્રહ ના થાય કાયમ. એ તો થોડો વખત, તત્પૂરતું રહે. એ ભાઈ કંઈ જેવાતેવા નથી. એ તો દાઢી-બાઢી વધારીએ ! તો શાંત થાય થોડીવાર, પણ કાયમ નહીં.

**પ્રશ્નકર્તા :** ધારો કે સોમાંથી પાંત્રીસ માર્ક આવે તો પાંત્રીસ માર્કે પાસ થાય છે ને ? પછી આગળના ક્લાસમાં ઉપર ચઢાવે છે ને ?

**દાદાશ્રી :** તમારે જોવાનું કે તમારી મનોનિગ્રહની કસોટી થયેલી હોય તે ઘડીએ શાંતિ રહેશે. અને મન વશ થયું એટલે સમાધિ રહેશે. બીજી શી કસોટી ? અને આ કંઈ પેલા સોના જેવી કસોટી નથી હોતી. તમે મૂળ કહેવા શું માગો છો ?

**પ્રશ્નકર્તા :** મનોનિગ્રહ થાય છે કે નથી થતો, એની અમને ખબર નથી પડતી.

**દાદાશ્રી :** મનોનિગ્રહ કેમ ના થાય ? જે વસ્તુ છે, શબ્દો છે એ બધું જ થાય. પણ જરૂર હોય તો કરે ને ? મનના નિગ્રહની જરૂર પડે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** શેને માટે ?

**પ્રશ્નકર્તા :** શાંતિ મેળવવા માટે.

**દાદાશ્રી :** આમને પેલી ચોપડી (શુદ્ધ વ્યવહાર ચરણવિધિ) આપો. એ બધું કરજો એટલે શાંતિ રહેશે.

અમે એવું ચક્કરોનું જાણતા નથી. અમે ચક્કરોમાં પડી ગયા હોત તો અમારો વેષ થઈ ગયો હોત.

**પ્રશ્નકર્તા :** મનોનિગ્રહના કાર્ય વગર અસંગપંથી બની શકાય ખરું ?

**દાદાશ્રી :** મનોનિગ્રહ સંસારમાં કામનો છે. રિદ્ધિ-સિદ્ધિ ઊભી કરવા માટે કામનું છે. મનને નિગ્રહ કરવાની જરૂર નથી. અસંગપંથી જ્ઞાનથી થાય, મનના નિગ્રહથી નહીં. એટલે ભગવાને કહ્યું છે કે નિગ્રહી, નિગ્રહ શી રીતે કરી શકે ? ઇન્દ્રિયોને એ બધાંથી નિગ્રહ શી રીતે કરી શકે ?

**પ્રશ્નકર્તા :** તો વિચારોથી પરની ભૂમિકામાં જવાય કેવી રીતે ?

**દાદાશ્રી :** મન જ વશ થઈ જાય પછી પરની ભૂમિકામાં ક્યાં જવાનું રહ્યું ? મન વશ થઈ જાય પછી રહ્યું શું ? અનંત અવતારથી મનને વશ કરવા માટે માથાકૂટ કરી રહ્યા છે. પણ હજુય વશ થતું નથી. તો પછી જંગલમાં જઈને પોક જ મેલવાનો વખત આવ્યો ને ? જંગલમાં જઈને પોક શા માટે મેલવાની ? કારણ કે ત્યાં કોઈ છાના ના રાખે. એને આ દયાળુ લોકો તો, 'એય પાણી લાવો, એય ભઈને ચા પાવ.' કહે. એય નિરાંતે રડવા પણ ના દે. અને જંગલમાં જઈને પોક મેલે તો નિરાંતે રડાય ! આખી રાત પોક મેલોને ! એટલે આ મન વશ ના થયું. અનંત અવતારથી ભટકતા રહો પછી, તો પછી આ ભવ પાણીમાં ગયો. મનને વશ તો કરવું જ પડશે ને ? ક્યાં સુધી આવું ચાલે, પોલમ્પોલ ? પણ પાછો મનમાં માને કે હું એડવાન્સ છું. પેણે એકમાં એડવાન્સ છું, પણ અલ્યા, મન તો તારું વશ છે જ નહીં ! સહેજ સળી કરે ત્યારે ફૂંફાડા મારે છે. કેટલી બધી ભયંકર નબળાઈઓમાં પોતે કહે છે, 'હું કંઈક છું.'

## મન વશ ત્યાં સમાધિ સાચી !

**પ્રશ્નકર્તા :** એનો અંત કેવી રીતે આવે ?

**દાદાશ્રી :** એ મને કહેવાનું કે 'અંત લાવી આપો, સાહેબ !' કારણ કે તમને રસ્તો દેખાડીશ તો એ રસ્તો બહુ કઠણ છે અને બહુ લાંબો રસ્તો છે. એટલે હું તમને અત્યારે દેખાડું તો તમે ભૂલા પડી જાવ. હવે હું બેઠો હોઉં ને તમને જંગલમાં ભૂલાવામાં જવા દઉં, એ તો મારી મૂર્ખાઈ કહેવાયને ? મારી જ ભૂલ કહેવાય ને ? હું બેઠો ના હોઉં ને તમે જંગલમાં ફસાવ એ તો વાત જુદી છે, પણ હું બેઠો હોઉં તો તમને કહું નહીં કે જંગલમાં જાવ. એટલે તમારે અમને એમ કહેવું કે 'મન અમને વશ થાય એવું કરી આપો.' તો તમને મન વશ વર્તે એવું અમે કરી આપીએ. અત્યારે તો મનને વશ થઈ ગયા છો, તન્મયાકાર થઈ જાવ છો ને કે નથી થતા ?

**પ્રશ્નકર્તા :** થઈ જવાય છે.

**દાદાશ્રી :** બધું આખું જગત એમાં જ છે, મનમાં જ છે.

**પ્રશ્નકર્તા :** મન છે એ તો સુખ-દુઃખનું કારણ છે.

**દાદાશ્રી :** હા, સુખ-દુઃખનું કારણ છે અને મન વશ રહે તો સુખેય નથી ને દુઃખેય નથી, એ સમાધિ લાવે એવું છે.

**પ્રશ્નકર્તા :** એ તો જે રીતે માનીએ એ રીતે. સુખની માન્યતા જેવી રાખીએ તેવું.

**દાદાશ્રી :** માન્યતાથી રહેલું એ સુખ ના રહે. માન્યતા હોય ત્યાં સુધી મન હોય ને મન હોય ત્યાં સુખ જ ના હોય. મનનું સ્વામીપણું હોય ત્યાં સુખ જ ના હોય. સંપૂર્ણ મન વશ વર્તે ત્યાર પછી સાચું સુખ ઉત્પન્ન થાય. હવે તમને મન ક્યારે વશ વર્તશે ? અત્યારે આઠ આની તો વશ વર્તે છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** માપ્યું નથી.

**દાદાશ્રી :** એ વર્તે નહીં ને ! ઘડીકવારમાં જો કદી છંછેડું તો આખી રાત છંછેડાયેલું રહે. ઠેકાણું નહીં ને ! છંછેડાય નહીં ત્યારે સાચું. અને સનાતન સુખના ભોગી હશે ખરા કોઈ ? સનાતન એટલે પરમેનન્ટ સુખ. ભગવાન પણ ડખલગીરી ના કરી શકે. એવું એક જોવામાં આવે તોય બહુ થઈ ગયું. એક જોવામાં આવે તોય દર્શન કરીએ.

## મન વશ વર્તાવે જ્ઞાની !

મહાવીર ભગવાને શું કહ્યું ? મનને જેણે વશ કર્યું, એણે જગતને વશ કર્યું અને મન વશ નથી થયું તો પોતે મનને વશ થઈ ગયેલા હોય.

**પ્રશ્નકર્તા :** આપનું કહેવું બરોબર છે, પણ એ થતું નથી એવું.

**દાદાશ્રી :** એ એવું થાય નહીં. પોતે મનને વશ થયેલો, એ મનને શી રીતે વશ કરી શકે ? બંધાયેલો માણસ પોતે શી રીતે છૂટી શકે ?

**પ્રશ્નકર્તા :** મનને વશ કરવા માટે શું કરવાનું ?

**દાદાશ્રી :** અરે, 'કરવાથી' તો મન વશ થતું હશે ? કરવાથી તો આ મન બહેક્યું છે. 'મેં જપ કર્યા ને તપ કર્યા', તે ઊલટું વધારે બહેક્યું. પાછું કરવાનું ખોળો છો, આટલું આટલું કર્યું તોય ? અને કરે કોણ ? મિકેનિકલ કરે. તમે મિકેનિકલ છો ? હા, પણ મિકેનિકલ જ છે ને અત્યારે તો પોતે.

**પ્રશ્નકર્તા :** અમે તો સફેદ ચાદર લઈને આવ્યા છીએ. હવે તમે પાકો રંગ ચઢાવી દો.

**દાદાશ્રી :** હા, પાકો રંગ એવો ચઢાવી દઈએ. પાકો રંગ નહીં, મોક્ષ તમારા હાથમાં આપીએ. હાથમાં મોક્ષ ! અને તેય પાછું મન વશ થયેલું હોય. મન વશ ના થાય ત્યાં સુધી કંઈ શાંતિ રહે ? મન વશ કરે એ કોણ કહેવાય ? ભગવાન કહેવાય. તે પણ ભગવાન થતાં

વાર લાગશે પણ મન વશ કરી આપીશ તમને. મન તમારા વશ રહ્યા કરે. બીજું શું જોઈએ ? દિવ્યચક્ષુ આપીશ તમને. પછી જ્યાં જાવ ત્યાં ભગવાન દેખાય તમને. આ ચામડાની આંખથી નહીં દેખાય તમને.

ભગવાન કાબૂમાં આવ્યા કે તરત બધાનાં મન વશ વર્તતાં થાય. ભગવાન વશ થઈ ગયાં તો બધું વશ થાય.

મન વશનો રસ્તો શો છે કે 'આપણે કોણ છીએ, આ બધું શું છે, શા માટે છે', એવું થોડુંઘણું સમજાય આપણને તો મન વશ થાય. અને નહીં તો તમે જો તમારા અભિપ્રાય બંધ કરી દો, તો તમારું મન તમને વશ રહેવું જ જોઈએ. જૂનાં અભિપ્રાયને લીધે એનું જે રિએક્શન (પ્રતિક્રિયા) હશે તે આવશે, પણ નવા અભિપ્રાય બંધ કરી દો તો તમને બહુ મઝા આવશે. તો મન વશ થતું જાય.

**પ્રશ્નકર્તા :** કેટલાક એમ કહે છે કે મનને અમન બનાવો. અમન સંબંધી જ વાત પૂછું છું.

**દાદાશ્રી :** હા, એટલે એ મન પોતે અમન થઈ ગયું કહેવાય. એટલે અમે જ્ઞાન આપીએ ને, તો મન વશ થઈ ગયેલું જ હોય. પણ કેટલાક માણસોને પોતાની કચાશ હોય ને, તે એનો લાભ લેતા ફાવતું નથી. નહીં તો નિરંતર મન વશ રહે એવું છે. આ તો અક્રમ વિજ્ઞાનનું ફળ છે એટલે, નહીં તો ક્રમિકમાં મન વશ કરવાનો રસ્તો જ નથી. એને મારતા મારતા, મનને માર માર કરી અને ઠેઠ જવાનું છે. 'આ ગળપણ નથી ખાવું, આજ ફલાણું નથી ખાવું', આ ઈચ્છાઓનો ત્યાગ કર્યા કરે. કેટલી બધી ઈચ્છાઓ ! અને આ વિજ્ઞાનના પ્રયોગથી તો સહેજેય પતી જાય ને !

**પ્રશ્નકર્તા :** આપ જે જ્ઞાન આપો છો, એ કેવા પ્રકારનું જ્ઞાન છે ?

**દાદાશ્રી :** એ જ્ઞાન એકલું નથી આપતા અમે, અમે તો તમારું મન વશ પણ કરી આપીએ છીએ. તમારું મન તમારા કબજે નથી

રહેતું, તે મન વશ કરી આપીએ છીએ અને પાપો ભસ્મીભૂત કરી આપીએ. જ્ઞાનાગ્નિથી પાપો ભસ્મીભૂત થાય. મન વશ કરવું હોય ને, તો અહીં આવજો, 'હું કોણ છું' જાણવા. 'હું કોણ છું'નું ભાન ચાર કલાક રહે એવું કરવું છે કે નિરંતરનું ?

**પ્રશ્નકર્તા :** કાયમ.

**દાદાશ્રી :** બસ, આવજો અહીં આગળ. તમારે મન વશ કરવું છે ? આ ઘૈડપણમાં મન વશ કરવું છે ?

**પ્રશ્નકર્તા :** કરી આપો તો સારું. બાકી, મન વશ થતું નથી.

**દાદાશ્રી :** કરી આપીએ. કો'કને ત્યાં ગયા હોય, કો'કની થાળીમાં જલેબી દેખે ત્યારે કહે, 'આ જલેબી લાવીએ તો બહુ સારું.' અરે, આ ઘૈડપણમાં અત્યારે શું જલેબી ? તે ઘૈડપણમાં આવા બહુ ફાંફાં મારે, નવરાશ આખોય દહાડો. અને જોયેલું બધુંય મહીં યાદ આવે, ઉપાધિ બધી. ઘરમાં કોઈને કહેવાય નહીં કે જલેબી લાવી આપો. બધા લોક કહેશે, 'ઘૈડા થયાં ને આ શું બોલો છો ?' ઘૈડા થયા એટલે, લ્યો, શું થયું ? અમારું મન ઘૈડું થઈ ગયું છે કંઈ ? મન તો હંમેશાં ફ્રેશ રહે છે.

## મન વશ તેને જગ વશ !

**પ્રશ્નકર્તા :** અમારું મન વશ વર્તે તે કેવી રીતે સમજાય ?

**દાદાશ્રી :** એનો પુરાવો શું કે આ બધા ધક્કામુક્કી કરે છે, પણ નવરા પડો કે તરત તમારી ઈન્ટરેસ્ટની સાઈડમાં જતા રહો છો, આત્માની સાઈડમાં આવતા રહો છો ને, તેને મન વશ કહ્યું. મન છે છતાં હેરાન નથી કરતું ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એનું નામ મન વશ કર્યું કહેવાય. એટલે હવે મન વશ થઈ ગયું હોય. અને જેણે મનને વશ કર્યું એણે જગતને વશ કર્યું.

બાકી, આમ જગત વશ થાય નહીં. એ તો મનને વશ કર્યું એટલે જગત વશ થઈ ગયું. ભગવાન મહાવીરને મન વશ થઈ ગયું હતું.

## મનની સામે કાઉન્ટર વિચાર...

**પ્રશ્નકર્તા :** હવે મન જે વસ્તુ પકડે છે, એ જ પછી બહાર રીપ્રોડ્યુસ થાય છે ?

**દાદાશ્રી :** હા, એ તો મનમાં જે છે ને, તે આવ્યા વગર રહે નહીં. એનો કાળ પાકે ત્યારે આવે. એટલે પાંચ ને વીસ મિનિટ થાય, જગ્યા ભેગી થાય ને બીજા સંજોગો ભેગા થાય ત્યારે એક્ઝોસ્ટ (ખાલી) થવા માંડે. એટલે આપણને એમ થાય કે આવા વિચારો કેમ આવે છે ? હવે સાઠ વર્ષે પૈણવાનો વિચાર આવે. આમ તો છે તે પક્ષાઘાત થવા માંડ્યો હોય. અરે, સાઠ વર્ષે પૈણવાના વિચાર ? એય આવે, બળ્યા ! તો એની સામે બીજું મૂકવું પડે. દરેકના સામે મૂકીએ નહીં ને તો પ્લસ-માઈનસ થાય નહીં ને ઊલટા તમે કંટાળીને હેરાન થઈ જશો.

આ મન તો એવું છે ને, તે આપણા જે મોટા ઋષિઓ હતા ને, એમનાં તપમાં ભંગ કરાવી દીધો હતો. આ મનનો સ્વભાવ એવો છે. એટલે મનના સામું મૂકવું જોઈએ. તમે મૂકો છો કે કંઈ ?

**પ્રશ્નકર્તા :** સામે કાઉન્ટર વિચાર મૂકું.

**દાદાશ્રી :** હા, કાઉન્ટર વિચાર મૂકવો જોઈએ. હંમેશાંય કાઉન્ટર વેઈટ મૂકવું જ પડે.

**પ્રશ્નકર્તા :** ઋષિમુનિઓએ કાઉન્ટર વિચાર નહીં મૂકેલા હોય ?

**દાદાશ્રી :** એમનું શું ગજું ? એ તો મહાન જાગૃતિ જોઈએ, સંપૂર્ણ જાગૃતિ જોઈએ. આ જાગૃતિ મૂકીએને તો મન વશ થતું જાય, નહીં તો મનને વશ થતાં જઈએ.

આપણે મનને વશ થઈએ જ શાનાં ? એ આમ બોલે ત્યારે આપણે આમ સામું બોલીએ.

આ લોકોને શીખવાડીએ છીએ અમે. એ શું કહે છે મને કે ‘મારું મન વશ રહેતું નથી ?’ મેં કહ્યું, ‘મનથી જુદો રહે. એની ઓરડી જુદી, આપણી ઓરડી જુદી. એની ઓરડી જુદી જ છે પણ તું લાલચુ છે તેથી ત્યાં પેસી જાય છે પાછો.’ મન કહેશે, ‘હેંડો ને, મીઠાઈ ખાઈએ.’ તે વાત તરત જ પકડી લે છે. એવી વાત નીકળે તે પહેલાં તો પકડી લે છે. નહીં તો મન તો જુદું જ છે બિચારું. મનને એવું કશું છે નહીં. મનને ને આત્માને લેવાદેવા જ નથી. અહંકારનેય લેવાદેવા નથી. અહંકારેય જુદો, આત્મા જુદો ને મનેય જુદું. સહુ સહુની ઓરડીમાં જુદા છે. આ તો મન કહેશે, ‘જલેબી તાજી છે, સરસ છે’, તે પેલો અહંકાર ભેગો થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** આત્મા જુદો હોય તો અહંકાર, મન ભેગો થઈ જાય તો શું ચિંતા ?

**દાદાશ્રી :** ના, ના, આ બે ભેગા થઈને ગૂંચવાડો ઊભો કરે છે. તે આત્મા ઉપર પાછું વાદળ વીંટાય છે, અંધારું વધારે કરે છે. આત્માનું કશુંય જતું નથી ને આવતુંય નથી. આત્માને કશી ખોટેય નથી. ગૂંચવાડો આમાં રહેશે તોય એને ખોટ નથી. છૂટો રહે તોય નફો નથી. એને દુઃખ જ નથી. બરફના ઢગલાને ટાઢ વાતી હશે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે તાપ લાગતો હશે, ઉપર દેવતા પડે તોય ? ના. એવો આત્મા છે ! આનંદમય છે !! એટલે કેવું ? આ બરફને દેવતા અડાડીએ તો બરફ દાઝે ખરો ?

**પ્રશ્નકર્તા :** ના, પણ મનની બાબતમાં એમ માનું છું કે આ શોકમય છે.

**દાદાશ્રી :** ના, એમ નહીં. આ જેમ બરફ દાઝે નહીં ને, એવી રીતે આત્મા વિશાદમય કે શોકમય કોઈ દહાડો થયો નથી. એ તો પરમાનંદી સ્વભાવનો છે. ઊલટું એને અડે, તે પરમાનંદી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ઉનાળામાં આઈસ્ક્રીમ મળ્યો અને જે આનંદ થયો અથવા તો ગરમ પાણી મળ્યું ને જે શોક થયો એ મનની વાત છે ?

**દાદાશ્રી :** હા, એ મનની વાત છે. પણ મન જોડે ડાઈવોર્સ થવો જોઈએ ને ? ડાઈવોર્સ થઈ ગયો હોય પછી વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** નથી થયો.

**દાદાશ્રી :** તો પછી કામનું નહીં. મન જોડે ડાઈવોર્સ થઈ ગયો હોય પછી આપણે છૂટા જ છીએ. આ જગત જ મન જોડે ડાઈવોર્સ માગે છે.

## આજ્ઞામાં રહ્યા, તો વર્તે મન વશ !

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્મા તમારું અધ્યયન કરે તો પણ મન વશ ના થાય તો શું કરવું ?

**દાદાશ્રી :** મહાત્માને આજ્ઞા શું છે ? મન એ જ્ઞેય છે અને તમે જ્ઞાતા છો. એટલે મન વશ થઈ ગયેલું છે એમને. એટલે મન વશ ના થતું હોય તો એમની ભૂલ છે. એ મારી આજ્ઞા પાળતા નથી, નહીં તો એમને વશ થઈ ગયેલું હોય, સંપૂર્ણ પ્રકારે. સો એ સો ટકા મન વશ થઈ ગયું હોય, આજ્ઞા પાળે તો. કારણ કે મન જ્ઞેય છે તો જ્ઞેયને જાણવાનું કે એની મહીં ઊંડું ઉતરવાનું ?

**પ્રશ્નકર્તા :** જાણવાનું.

**દાદાશ્રી :** સારા વિચાર આવે કે ખોટા વિચાર આવે તો જાણ્યા કરવાના આપણે. પોતે જ્ઞાતા છે, એવી રીતે આપણું જ્ઞાન આપેલું છે. એટલે મન જોડે આપણે હવે લેવાદેવા રહી નથી. મન જોડે વિચાર કરવો ને, એ કાયદેસર જ નથી. આપણા જ્ઞાનના આધારે ગેરકાયદેસર છે, દંડ કરવા લાયક છે. જે વિચાર આવે છે તે જોઈ લેવાનો. કારણ કે મન વશ થઈ ગયું. વશ થયેલાને પાછું સળી કરો છો ? જ્ઞાનથી જ મન વશ થાય. કોઈ દહાડો બીજી કોઈ વસ્તુથી મન વશ ના થાય.

જ્ઞાતા-દ્રષ્ટા તરીકે જ વશ થઈ જાય. જે પાણી છે ને, તે વાસણ હોય તો જ બંધાય, નહીં તો બંધાય નહીં ને ! વેરાઈ જાય. એવું આ જ્ઞાનથી જ મન બંધાય.

**પ્રશ્નકર્તા :** સ્વ અનુભવ માટે વિચાર, મનનમાં રહેવું જોઈએ ?

**દાદાશ્રી :** વિચાર, મનન હોય જ નહીં. દાદાના મહાત્માઓ કોનું નામ કહેવાય કે મન વશ થઈ ગયું હવે. એટલે 'ચંદુભાઈ'ને મન હોય પણ 'તમારે' તો એ મનને જોયા કરવાનું કે આવા વિચાર કરે છે. ખોટા વિચાર કરે છે એ જોયા કરવું. તમારું પદ જ્ઞાતા-દ્રષ્ટા છે. એટલે મન તમને વશ થઈ ગયું. અને મન વશ થઈ જાય તો જ આ સંસારમાં જીત્યા કહેવાય, નહીં તો મન વશ ના થાય તો જીત્યા નહીં.

**પ્રશ્નકર્તા :** વિચાર જ ના કરાય એવું કરો ને !

**દાદાશ્રી :** વિચાર કરવાનો નહીં, વિચારની રીત જ ના રહી. વિચાર ફક્ત કોણ કરશે ? આ ચંદુભાઈ કરશે. કારણ કે રિઝલ્ટ (પરિણામ) છે એ ભોગવવું પડશે. અને રિઝલ્ટ (પરિણામ) એટલે પોતાને બંધ કરવું હોય તોય ના થાય. અને તમારે શુદ્ધાત્માને તો વિચાર જ નહીં, તમારું મન ખલાસ થઈ ગયું, બધી રીતે જીતી ગયા.

જગત જીતવાનું છે. જો મન જીતે તો જગત જીતાય. 'તમે' મન જીતી લીધું છે. અને મન જીતીને તમે જગત જીતવા નીકળ્યા છો. જગત જીતાય જ છે ને, જોવા જઈએ તો. જુઓ તો તમે એ સ્થિતિમાં છો. તમને એવી સ્થિતિનો જરાક ખ્યાલ આવવો જોઈએ, બસ. મારી જોડે બહુ ટાઈમ બેસો, તો ખ્યાલ આવી જાય, પછી ઠીક થઈ જાય. એ તો ઘણા ટાઈમ બેસતા જ નથી ને ઘણા ટાઈમ મારી જોડે બેસવાનો મેળ નહીં. એટલે એવું પુણ્ય જાગે નહીં ને ? પુણ્ય જાગે ત્યારની તો વાત જુદી છે.

## જ્ઞાનીને વર્તે, મન વશ હજારોનાં...

જ્યાં સુધી 'હું ચંદુલાલ છું' એ જ્ઞાન, એ ભાન છે ત્યાં સુધી

મન જોડે લેવાદેવા છે. મન જોડે તન્મયાકાર થાય. હવે આપણે શુદ્ધાત્મા થયા એટલે મન જોડે લેવાદેવા જ ના રહી. જ્ઞાતા-દ્રષ્ટાપદ થયું એટલે મન વશ થઈ ગયું કહેવાય.

**પ્રશ્નકર્તા :** મન વશ થયા પછી જ્ઞાતા-દ્રષ્ટાપદ સ્વાભાવિક વસ્તુ થઈ જાય ?

**દાદાશ્રી :** મન વશ જ થઈ ગયેલું છે આપણને, હવે પ્રેક્ટિસ કરવાની જરૂર. મારી પાસે વાત સાંભળેને, તેમ તેમ મજબૂત થતું થાય, અમારા વચનબળથી. અમારું વચનબળ કામ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** તે હજુ અમારું મન વશ રહેતું નથી. તો મન વશ કરવા માટેનો પુરુષાર્થ કયો હોય છે ?

**દાદાશ્રી :** એ જ્ઞાનથી વશ વર્તે. અમારું જે જ્ઞાન આપ્યું છે, એ મનને વશ જ કરનારું છે. એનાથી પછી તમને લોકોનાં મન વશ વર્તે.

**પ્રશ્નકર્તા :** નહીં દાદા, પહેલું અમને અમારું મન વશ વર્તવા દો.

**દાદાશ્રી :** તમને પહેલું તમારું મન વશ વર્તશે ને તમને તમારું મન વશ વર્ત્યું એટલે બીજા લોકોનાં મન પણ તમને વશ વર્તે. જેટલાં બીજાનાં મન વશ તમને વર્ત્યાં, એટલું તમને તમારું મન વશ વર્ત્યું. બહારના પરથી પછી તમારું માપી જોવું.

**પ્રશ્નકર્તા :** એનો ટેસ્ટ એ છે કે અમારું મન અમને વશ વર્તે, તો બીજાનું મન અમારે વશ વર્તે ?

**દાદાશ્રી :** હા, બીજા કેટલાનાં મન તમને વશ વર્તે છે, કેટલે અંશે વશ વર્તે છે, તે બધું તમારે માપી જોવું. આપણા મહાત્માઓમાં પચ્ચીસ હજાર માણસનાં મન અમને વશ વર્તે છે કે જેને ચોવીસેય કલાક દાદા સિવાય બીજું કંઈ નહીં. અને હું કહું એટલું જ કર્યા કરે. સ્ત્રીઓ અને પુરુષો, બધાયનાં. એમાં સ્ત્રીઓના વધારે રહ્યાં કરે. સ્ત્રીઓ તો સાહજીક છે. સાહજીક એટલે જો સહજ થયા હોય તો જ વશ વર્તે, નહીં તો વશ વર્તે નહીં ને !

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓને બધા ડખા નહીં ને ? સમર્પણથી સ્ત્રીઓને વહેલું પહોંચી જવાય ને ?

**દાદાશ્રી :** પણ સ્ત્રીઓને જ મન વશ કરવું સહેલું નથી. પુરુષને તો સહેલું છે, સ્ત્રીઓને બહુ અઘરું છે. કારણ કે એ મન વશ કરે એવા હોય ત્યાં જ એ બેસી શકે, નહીં તો બેસી ના શકે.

એટલે આપણા હિન્દુસ્તાનમાં કોઈ પાંચ માણસનાં મન કોઈનેય વશ વર્ત્યાં નથી. એ પરથી બધું જોઈ લેજો ને ! આ તો આપણાં લોકોને ટેસ્ટ લેતા નથી આવડતું, એટલે શી રીતે આ સમજાય ? બાકી, આ રીતે ટેસ્ટ લેવા જાય ને તો ખબર પડે.

**પ્રશ્નકર્તા :** આ તમે જે ટેસ્ટ મૂક્યો ને, એમાં તો એકેય પાસ ના થાય.

**દાદાશ્રી :** આ એટલા માટે ટેસ્ટ મૂક્યો, નહીં તો આ તો બધા એમ જ જાણે કે પોતાને મન વશ થવા જ માંડ્યું છે. છતાં આ જ્ઞાન પછી તમને અમુક અંશે મન વશ થયું છે, તે આટલા વર્ષમાં આટલું થયું તો બીજા એટલા વર્ષમાં તો ઝપાટાબંધ થઈ જવાનું. ગમ્યું કે તમને ?

**પ્રશ્નકર્તા :** અરે, બહુ ગમ્યું.

**દાદાશ્રી :** અમારી વાત તો બધાયને ગમે જ ને ! અભેદ રહેવાય છે કે દાદાની જોડે ? એ ઘરનાં માણસની જોડે અભેદ હોય કે ના હોય પણ દાદાની જોડે બધાં એક હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, આટલાં બધાં માણસોને દાદા જોડે અભેદતા રહે, એ કેવી રીતે બધું થતું હશે ?

**દાદાશ્રી :** એ જ અજાયબી છે ને ! અને લગભગ પચ્ચીસ હજાર માણસો અભેદતા રાખે છે. પણ બધાંય માણસોનાં સંપૂર્ણ મન વશ વર્તતાં નથી. ત્રણ-ચાર હજાર માણસનાં સંપૂર્ણ મન વશ વર્તે છે.

**પ્રશ્નકર્તા :** આપને આ બધી ખબર પડે ?

**દાદાશ્રી :** બધી જ ખબર પડે ને, કે આ માણસને સંપૂર્ણ મન વશ વર્તે છે. સંપૂર્ણ મન વશ વર્તે એટલે શું કે આપણે જે કહીએ, તે આપણા કહ્યા પ્રમાણે એનું મન એડજસ્ટ જ થઈ જાય.

જ્યાં એટીકેટ ના હોય, જ્યાં સહજભાવ હોય ત્યાં ધર્મ હોય. સહજભાવ જેટલો હોય એટલો જ ધર્મ. સહજાસહજ જે બની આવે ને એ.

**પ્રશ્નકર્તા :** આ તમે જરા વિસ્તારથી દાખલા સાથે કહો ને તો બધા એક્ઝેટક્લી (જેમ છે તેમ) સમજશે.

**દાદાશ્રી :** એવી જગ્યાએ તમે ગયા હોય, જ્યાં દશ મોટા માણસો ભણેલા, પી.એચ.ડી. હોય, દશ માણસો ગ્રેજ્યુએટ થયેલા, દશ માણસો મેટ્રિક થયેલા, દશ માણસો ગુજરાતી જ ભણેલા, દશ માણસો બિલકુલ ભણેલા જ નહીં, દશ નાનાં દોઢ-બે વર્ષનાં એવાં છોકરાંઓ, ઘરડા ડોસા સાઠ-પાંસઠ વર્ષના, સીત્તેર વર્ષના, એ બધાં ભેગાં થતાં હોય, તો ત્યાં ધર્મ છે. એટલે જ્યાં આગળ નાનાં બાળકોય બેસી રહે, સ્ત્રીઓ બેસી રહે, ઘૈડી ડોશીઓ બેસે, પૈણેલા બેસી રહે, ત્યાં ધર્મ છે. કારણ કે સામાનું મન વશ કરે એવા હોય ત્યાં જ એ બેસી શકે, નહીં તો બેસી ના શકે. પોતાનું મન વશ થયેલું હોય તો જ સામાનું મન વશ કરી શકે. જે સ્વતંત્ર ચાલે છે, મન જેને સંપૂર્ણ વશ છે ત્યાં કામ થાય.

મન વશ થાય તો તમે બધું જ કરી શકો. લોક તમારા કહેવા પ્રમાણે ચાલે અને નહીં તો તમે શીખવાડવા જાવને તો કોઈ અક્ષરેય નહીં શીખે ને ઊંધો ચાલશે. આ કળિયુગની હવા એવી છે કે ઊંધું ચાલવાનું. કોઈ ઊંધું ચાલ્યો હોય તે, એ ઊંધું-ચત્તું બોલે તોય અમે સાથ ના છોડીએ.

**પ્રશ્નકર્તા :** એટલે કેવી રીતે સાથ ના છોડો ? શું રાખો તમે ?

**દાદાશ્રી :** એને પડવા ના દઈએ.

**પ્રશ્નકર્તા :** એની જોડે કેવી રીતે જોઈન્ટ રાખો ?

**દાદાશ્રી :** એ બધું કરી દઈએ. એના મનને વશ કરીએ. જેને પોતાનું મન વશ થઈ જાય એટલે બીજાનું મન વશ વર્તે. જગતનો નિયમ એવો છે. આ બહાર જે દુકાનો છે, તેમાં પોતાને પોતાનું મન વશ થાય એવું નથી.

કોઈ માણસ કહેશે, 'ભાઈ, આ તો જ્ઞાની છે.' ત્યારે આપણે પહેલામાં પહેલું પૂછવું કે, 'કેટલા માણસનાં મન વશ વર્તે છે ?' ત્યારે કહે, 'એનું જ નથી વશ વર્તતું ને !' એટલે બોલ્યા પરથી નહીં જુઓ. એણે કેટલાનાં મન વશ કર્યા છે તે તું જોઈ આવ, જા. એટલે તારે પછી પૂછવું જ નહીં પડે. ખબર પડી જાય કે ના પડી જાય ? એ તો ઊઘાડું પડી જાય ને ? તદ્દન ઊઘાડું પડી જાય. ઓપન ટુ સ્કાય હોય ને !

**પ્રશ્નકર્તા :** એ ટેસ્ટ બહુ સરસ છે.

**દાદાશ્રી :** હા, ટેસ્ટ વગર તો જગત કેમ ચાલે તે ? મને હઉ લોકો કહે છે ને, 'દાદા, તમારા જેવું બોલતા હતા.' મેં કહ્યું, 'હા, ભાઈ, મારા જેવું જ બોલે. શબ્દો કંઈ બહારથી લાવવાના છે ? આના આ જ શબ્દો.' અને મારું પુસ્તક વાંચીને બોલે તોય કોઈ ના પાડે છે ? બધું લાયસન્સ છે. પણ તારે પરીક્ષા કરવાની શક્તિ જોઈએ. આપણે પૂછીએ ને કે 'બાપજી, આપને કોઈ માણસના મન વશ વર્તે છે ?' ત્યારે એ કહે, 'એ પાછું શું પૂછો છો ?' ત્યારે આપણે કહીએ, 'ભાઈ, મન વશ વર્તે તો હું તમારી પાસે બેસું, નહીં તો હું બેસવાનો નથી. મારો ટાઈમ બધો નકામો જાય !' આ તો બાપજી બોલે છે ને લોક સાંભળે છે પણ એક માણસ ફેરફાર થયો નથી. શી રીતે થાય તે ? પહેલાં પોતે ફેરફાર થવો જોઈએ. પોતાનું મન સંપૂર્ણ વશ રહેવું જોઈએ. અને મન વશ કરનાર માણસનો એકુંય શબ્દ બાધક ના હોય. કારણ કે બાધક શબ્દ જ્યાં આવ્યા ત્યાં ધર્મ પૂરો છે જ નહીં. એ માણસ ધર્મને સમજતો જ નથી. બાધક વાક્ય એક પણ ના હોવું જોઈએ, ત્યાં સંપૂર્ણ ધર્મ છે. સંસાર બિલકુલ પદ્ધતિસર જ છે. સંસારમાં કશું બાધક રાખવા જેવું છે જ નહીં અને બાધકની જે વાતો કરે છે, એ સાધક-બાધક છે.

જ્ઞાની પુરુષને તો કેટલાય લોકોનાં મન વશ થઈ ગયેલાં હોય. આ તમારા જમાઈનું મન વશ થઈ ગયેલું અહીં આગળ. તમારી દીકરીનુંય મન વશ થઈ ગયેલું છે. એવાં કેટલાંય લોકોનાં મન વશ થઈ ગયેલાં હોય. જ્ઞાની પુરુષ કોને કહેવાય કે કેટલાય લોકોનાં મન વશ વર્તે. પછી કામ થઈ ગયું ને ! ઉકેલ જ થઈ ગયો ને !!

શાસ્ત્રજ્ઞાની હોય, શાસ્ત્રનું જ્ઞાન ગમે એટલું હોય, બધું હોય, પણ બીજા એકુય માણસનું મન વશ એને વર્તે નહીં. કારણ કે એનું પોતાનું જ મન વશ વર્તતું ના હોય ત્યાં સુધી પોતાનો જ ડખો છે હજુ, ત્યાં સુધી બીજાનું મન વશ કેમ વર્તે ?

બીજાનાં મનને વશ કરે એ જ્ઞાની. તે આ વશ શા ઉપરથી ખબર પડે ? તો આપણે પેલાને પૂછીએ, તો એ કહે કે 'મને ચોવીસેય કલાક દાદા યાદ રહે છે.' એનું મન જ્ઞાનીને વશ વર્તે છે. એવું હોય જ નહીં કોઈ જગ્યાએ. તમને સમજ પડે છે ને આ બધી ? આ એકલો સહેલામાં સહેલો રસ્તો ! તપાસ કરવાનો. આ સહેલો રસ્તો છે કે અઘરો ?

**પ્રશ્નકર્તા :** સાચો રસ્તો છે.

**દાદાશ્રી :** ઘણાંખરાંને પૂછે તો એ બધાં કહે કે મને દાદા નિરંતર યાદ રહ્યા કરે છે, સ્ત્રીઓનેય એવું. એ મન વશ કહેવાય. અને પાછાં આપણને જેવી રીતે દાદા કહે ને, એવી રીતે જ ચાલે. હું કહું કે આમ કરવાનું છે, ને એ રીતે કરે. એમાં બે મત ના હોય. કેટલાક ફેરો કોઈને ઈચ્છા હોય, પણ એને છે તે પૂર્વકર્મ બધાં સજ્જડ છે, એની ઈચ્છા જ હોય કે આ દાદા કહે છે, એ પ્રમાણે જ કરવું છે. પણ પૂર્વકર્મ ધક્કો મારીને જંપવા ના દે. એટલે થોડું દેવું ઓછું થશે ત્યાર પછી એને કંટ્રોલમાં, લગામમાં આવશે. ત્યારે મન વશ વર્ત્યા કરશે.

એટલે આ તો અજાયબી છે. પણ અજાયબી ન ઓળખે તેનું શું થાય ? હું શું કહું છું કે લાભ ઉઠાવી લો. આ દેખાય છે એ તો ખોખું જ છે. પણ આ ખોખું છે, ત્યાં સુધી આનો લાભ છે. બાકી, આ ખોખું ગયું કે લાભ બધોય ગયો. એટલે મિનિટેય બગાડો નહીં.

એટલે જેટલો આપણને લાભ માટે એવો ટાઈમ હોય, એ ટાઈમને વગર કામનો વેડફો નહીં. આ ઓફિસમાં હો ત્યારે અહીં શી રીતે આવો તમે ? ઓફિસમાં બંધાયેલા છો. પણ એ કામ પૂરું થયા પછી ટાઈમ વેડફો નહીં, એવું કહેવા માંગીએ છીએ.

એ તો જ્ઞાનીઓએ મન વશ કરેલાં હોય, ચિત્તને વશ કરેલું હોય. ચિત્ત તે કેવું કે સાપ જેમ મોરલી સાંભળે, એવું અમારું ચિત્ત થયેલું હોય, મન વશ થયેલું હોય. અહંકાર તો દેવલોકો પણ દર્શન કરે એવો હોય. નિર્વંશ અહંકાર, જે અહંકારનો વંશ રહ્યો નથી. એવી દશા તમારે કરવાની.

અમારી માનેલી વસ્તુ કોઈ હોય નહીં. અમારે મન વશ થઈ ગયેલું હોય. અમારું મન કશું બોલે જ નહીં. અમને હમણાં ધોલો મારેને તોય કશું નહીં, આશીર્વાદ આપીએ. કોઈ ગાળો ભાંડે તોય આશીર્વાદ આપીએ. જેલમાં ઘાલે તોય આશીર્વાદ આપીએ, પોલિસવાળાને. પોલિસવાળાને શું કહીએ ? ઘેર તો મારે બારણું વાસવું પડતું હતું. આ તમે જાતે વાસી આપશો. છે કશી ભાંજગડ ? બોમ્બ પડે તોય પેટમાં પાણી ના હાલે એવી શક્તિ ઉત્પન્ન થવી જોઈએ. આ તો ફટાકા મારે આમ આમ. ભય, ભય, ભય. આ તો જીવન જ કેમ કહેવાય ? તમારે નિર્ભય થવું છે કે નથી થવું ? નિરંતર ભય ના થાય એવું રહેવું છે ને ?

## મન વશીકરણ, મહાવીરની રીતે...

**પ્રશ્નકર્તા :** અમારે સામાનું મન વશ કેવી રીતે વર્તાવવું ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ કરશો તેનાથી થશે. જ્યારે તમારું મન તમને સંપૂર્ણ વશ વર્તશે, ત્યારે સામાનું મન તમને વશ વર્તશે. શાસ્ત્રકારો શું કહે છે ? આખા જગતને વશ કરવું સહેલું છે પણ મનને વશ કરવું અઘરું છે. જગત તો લશ્કરનાં જોરેય વશ થઈ શકે પણ મન વશ કરવું એ અઘરું છે.

તમે સાચા રસ્તે ચઢ્યા હોય ને તો બધાય સંજોગો સારા આવતા જાય. રસ્તો ઊંધો હોય તો બધા જ સંજોગો ધીમે ધીમે વિકટ થતા જાય.

પછી સંઘર્ષ કરી કરીને જીવો એનો શો અર્થ ? મનથી જ મનુષ્યો બંધાયેલાં છે. એમાં મન વશ કર્યા સિવાય આ દુનિયામાં કોઈ માણસ તરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** મનને વશ નથી કરવું પડ્યું, પણ જ્ઞાન થતાં મન વશ થઈ જાય છે ?

**દાદાશ્રી :** હા, એટલે જ્ઞાન, મન વશ પરિણામો આપે. એટલે શાસ્ત્રકારોએ કહ્યું કે ભઈ, અમે આ પાણી રેડીએ છીએ પણ આ તો બધું આમ ફેલાઈ જાય છે. આપણે ચા પીવા માટે રહેશે શું ? આમ ઉપરથી પાણી પડતું હોય તો નીચે પડે તો બધું ફેલાઈ જાય, એમાં આપણે શું રહે ? એક ઘડો લાવો, તો રહેશે. ઘડો લાવીને ધરીએ તો રહે કે ના રહે ? તે એ પાણી ઘડાથી બંધાય. કોઈ કહે, 'મનને શી રીતે બાંધવું ?' ત્યારે કહે, 'જ્ઞાનથી બંધાય. બીજી કોઈ એવી ચીજ નથી કે આ મન બંધાય. ઊલટો મનનો બાંધેલો તું. તારે મનને બાંધવું હોય તો તું જ્ઞાની થા. તે મન વશ પરિણામો હોય પછી.'

**પ્રશ્નકર્તા :** અમે જ્ઞાન લીધું પછી રાગે પડ્યું.

**દાદાશ્રી :** પછી રાગે પડ્યું. હવે મન વશ થયું. એટલે બધા શાસ્ત્રકારોએ કહ્યું કે જેણે મનને વશ કર્યું એટલે તે જગતને જીતી ગયો. આખા જગતમાં એને હારવાને કોઈ સ્થાન જ ના રહ્યું. કારણ કે મન હારે ત્યાં સુધી આ જગતથી હારે. જેનું મન હારે જ નહીં, એને જગતથી હારવાનું જ ક્યાં રહ્યું ?

## હાઈ પોસ્ટ, અક્રમના મહાત્માઓની !

કેવડી મોટી હાઈ પોસ્ટ ઉપર છીએ ! પણ હવે પોસ્ટની સમજણ ના પડે અને ચા મોળી મોળી કરે પછી શું થાય ? ખોટું દેખાય ને ? પેલી આ પહેલાંની આદતો ખરી ને ! તે આદત યાદ આવે. હાઈ પોસ્ટને ! જે પોસ્ટ મોટા મોટા મુનિઓ, સંતો, જ્ઞાનીઓય નથી પામ્યા એ પદ, એ પોસ્ટ છે આ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીઓ નથી પામ્યા એમ આપ કેમ કહો છો ?

**દાદાશ્રી :** એનું કારણ એ, ક્રમિક માર્ગના જ્ઞાનીઓ તો, એવું છે ને, જ્ઞાનીઓ આપણે કોને કહીએ છીએ ? ક્રમિક માર્ગમાં જે જ્ઞાનીઓ થાય એ બધા જ્ઞાનીઓ, પછી એકાવન ટકા થાય ત્યારથી જ્ઞાની કહેવાય. ઓગણપચાસ ટકા હોય તો નહીં. આ શહેરમાં હોય છે ને, એકાવન ટકા ને ઓગણપચાસ ટકા એવું હોય છે ને ? એકાવન ટકા એટલે વોટ ને ઓગણપચાસ ટકાને નહીં, એવી રીતે આમાં ઓગણપચાસથી એકાવન ઉપર આવી ગયો એટલે પોતાનો વોટ થયો એટલે જ્ઞાની કહેવાયો. બધું રાજ ચાલ્યા કરે, પણ વોટ પોતાનો, અધિકાર પોતાનો, એટલે ત્યારથી એ જ્ઞાની થયો કહેવાય.

હવે જ્ઞાની થયો એટલે પોતે આગળ ભણતો જાય બાવનનું અને પાછળ ઓગણપચાસવાળાને શીખવાડતા જાય. આગળ ભણતા જાય અને પાછળ શીખવાડતા જાય. અને ચાર જ શિષ્યો હોય, વધુ ના હોય. બીજા તો દર્શન કરી જાય એટલું જ, પણ ખાસ તો શિષ્યો તો બે-ચાર જ હોય. અને શાસ્ત્રકારોએ લખ્યું છે ને, ક્રમિક માર્ગના જ્ઞાનીઓને ત્રણથી વધારે, ચાર થયા નથી ને કોઈ ફેરો ચાર થાય તો ચારથી તો વધારે શિષ્ય હોય જ નહીં. તે આ ચાર શિષ્યોને બુઝાવે એ. પણ તે શિષ્યો આવે તોય જ્ઞાની છે તે કાલે આપ્યું હોય બધું કે આટલું આટલું કરી લાવજો, તે મહીં કોઈ શિષ્ય જરા એવો ઢીલો હોય તો એનાથી ના થાય. તે મુંઝાયા કરતો હોય કે, હં સાહેબ, આજ બહુ કડક થઈ જશે. આજ લાલ આંખ કાઢશે. અને સાહેબેય છે તે જ્યારે એને પૂછે ને, તે સાહેબની આંખેય લાલ થઈ જાય. આ ઉપાધિ જ ને વળી ! આંખ લાલ કરે નહીં, લાલ થઈ જાય. આંખ લાલ કરેલી થાય નહીં પણ થઈ જાય. આંખ લાલ એટલે પછી આ ભાંજગડ ઠેઠ સુધી ચાલે છે. પણ જેટલું એકાવન કર્યું કે પચાસ કર્યું તે બધું ક્લીયર. અને તમારું ક્લીયર કશુંય નહીં અને ફાવ્યા બધુંય. આ તો અક્રમ ને ! હેંડતા-ચાલતા લિફ્ટમાં બેસી ગયા. પેલું ચોખ્ખું કરી કરીને ચાલેલા. ક્રમિક એટલે ચોખ્ખું કરીને આગળ ચાલો. એટલે એકાવન, બાવન,

ત્રેપન, ચોપન.... ત્યારે સાઠ ટકાનો જ્ઞાની હોય ત્યાં આગળ પંચાવન ટકાનો જ્ઞાની અહીં આવ્યો હોય તો કોઈ કહેશે, 'સાહેબ, ત્યાં આવશો તમે ?' તો કહેશે, 'અમારાથી ત્યાં ના અવાય.' શું કારણ ? પેલાં પંચાવન ટકા. કોઈ પાંસઠ ટકાના જ્ઞાની આવે તો કહેશે, 'હા, ત્યાં જઈશ.' પણ પાંસઠ ટકાવાળાને કહીએ કે, 'ભઈ, અહીં ૬૦ ટકાવાળા જ્ઞાની છે ત્યાં આવશો ?' 'ના, અમારાથી ના અવાય' કહેશે. અને આપણે તો બધા ગમે ત્યાં જઈએ. જેનાં ટકા પૂરા થઈ ગયાં એ બધે જવાની છૂટ. પેલાં તો લાઈનમાં ઊભા રહેલા.

સમજાય એવી વાત છે આ ?

**પ્રશ્નકર્તા :** હાજી, સમજાય છે.

**દાદાશ્રી :** ઠેઠ સુધી, સો થતાં સુધી. સોમાં જાય ને ત્યારે મન વશ થઈ ગયું હોય. ત્યારે એ અવતારમાં મોક્ષ થઈ જાય. હવે એમાં મન વશ થઈ ગયેલું પછી જોયું શું એમણે ? ચા પીવે છે તે ઘડીએ શું થાય છે ને શું નહીં ? કારણ કે એ તો ઓછું કરતાં કરતાં જ હેંડેલા ને ! કોઈ દહાડો સારી રીતે ચા પીધેલી ના હોય. રામ તારી માયા ! એ છેલ્લા અવતારમાં સારી રીતે પીએ મોજથી. અને તમે તો અત્યારે ત્યાં 'એમ્બેસેડર'માં જઈનેય પીઓ તોય તમારું જ્ઞાન ના જતું રહે. એ લોકો સારી રીતે ચા-પાણી, જમ્યા કર્યા ના હોય. કૃપાળુદેવ કરતા'તા એવું ! સારી થાળી મળે, તે બીજાને આપી દે. માર્ગ જ એવો છે ત્યાં શું થાય ?

તમે કેવા પુણ્યશાળી પાક્યા હશો કે આવો માર્ગ નીકળ્યો ! આ માર્ગનો કંઈ મને લાભ મળ્યો નથી. લાભ તો તમને મળ્યો. હું તો પેલે માર્ગે જ પાસ થયેલો છું. પણ પુણ્યશાળી જોવા મને મળ્યા, કે આવાય પુણ્યશાળી દુનિયામાં છે. તે મોટાં મોટાં કારખાનાં કરતાં કરતાં આત્મજ્ઞાન લઈ બેઠા. એ જોવાય મળ્યા મને ! અને મારે તો ભાવના હતી કે આવું જ્ઞાન પામો ને અક્રમ તેથી ઉદય આવ્યું છે ને !

એવું છે ને, મનને બાંધવાનો રસ્તો આ જગતમાં કોઈ છે જ

નહીં. મન 'કરેક્ટ' જ્ઞાન સિવાય બંધાય એવું જ નથી. બિલકુલ કરેક્ટ, યથાર્થ જ્ઞાન સિવાય મન બંધાય એવું નથી. એટલે અમે તમને યથાર્થ જ્ઞાન આપીએ એટલે મન બંધાઈ જાય. અને મન બંધાયું એટલે મુક્તિ થાય. નહીં તો આ મન તો બહુ દુઃખ દે, ઝાવાદાવા કરે. મન એ મોક્ષે લઈ જનારું છે.

## જ્ઞાને કરીને મન બંધાય...

**પ્રશ્નકર્તા :** જ્ઞાનમાં મનનો વિલય થાય એ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** જ્ઞાનમાં મનનો વિલય થવાનો નહીં. પણ મનનો સ્વભાવ કેવો છે કે કોઈ ચીજથી બંધાય એવું નથી. વખતે ધ્યાન કરશેને, અહીં ચક્રો પર ધ્યાન કરશે, એકાગ્રતા કરશે, તોય પણ મન બંધાય એવું નથી. કલાક, બે કલાક પછી છૂટી જશે પાછું. એટલે પાછો બીજો ખોરાક આપ્યે જ છૂટકો છે. એ આપને સમજમાં આવી મારી વાત ? એ છૂટે એટલે પાછું શું આપવું પડે ? પાછો ખોરાક એને માટે, ટોપલા રાખી જ મેલવા પડે, એ મહા દુઃખદાયી. મનને માટે ટોપલા રાખ રાખ કરો અને ખવડાય ખવડાય કરો, પણ એ મહા દુઃખદાયી !

જ્ઞાન એક જ એવી વસ્તુ છે કે જ્ઞાનથી મન બંધાઈ જાય. પછી એને મન મુશ્કેલીમાં મૂકે નહીં કોઈ દહાડોય. અને જ્ઞાન મળ્યા પછી મન એક્ઝોસ્ટ (ખાલી) થતું જાય. સેવન્ટી પરસેન્ટ હોય તો સીક્સ્ટી પરસેન્ટ થાય, પછી ફીફટીફાઇવ પરસેન્ટ થાય, ફીફટી પરસેન્ટ થાય, એમ એક્ઝોસ્ટ થતું જાય. નવું છે તે પછી ઉત્પન્ન ના થાય, જૂનું એક્ઝોસ્ટ થયા કરે.

**પ્રશ્નકર્તા :** કોઈ એવો મહાપુરુષ તો હશે ને, કે જેને મન ઉપર કંટ્રોલ થયો છે ?

**દાદાશ્રી :** ના, કોઈ નહીં. કોઈ જન્મ્યો જ નથી ને ! એ કંટ્રોલ એકલા જ્ઞાનથી થાય. જ્ઞાનીઓ એકલા જ એને જીતીને બેઠેલા. મન જ્ઞાનથી બંધાય એવું છે. જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી બંધાય એવું

નથી ને લોક છે અજ્ઞાનમાં, એટલે બંધાયેલું ના હોય અને જીતવાનો પ્રયત્ન કરે, તો કેટલાકને કલાક-કલાક સુધી સ્થિર પકડે, પણ ક્યારે સ્પ્રિંગ ઉછળશે એ કહેવાય નહીં. માટે સહીસલામતી નહીં. કોઈ માણસ કહેશે, 'આ સહીસલામત છે', એ મનાય નહીં. કારણ કે અજ્ઞાન છે અને આત્માની શક્તિઓ અવળે રસ્તે વહી રહી છે એટલે.

મન એ ફિઝિકલ છે. એટલે આ લોકો મનને વશ કરવા નીકળે છે, પણ એ ફિઝિકલ વસ્તુ વશ થાય જ નહીં ને ! એ ફિઝિકલ વસ્તુ શેનાથી વશ થાય ? જ્ઞાન સિવાય વશ થાય નહીં. પોતે પોતાને સેલ્ફ રિયલાઈઝનું જ્ઞાન થાય ત્યારે જ વશ થાય, નહીં તો ત્યાં સુધી મન વશ થાય નહીં.

આ વિજ્ઞાન છે. વિજ્ઞાન એટલે ત્રણેય કાળ પ્રુફ થઈ શકે. સિદ્ધાંત છે, સિદ્ધ થઈ શકે એવું છે. આપણા સાયન્ટિસ્ટોએ પણ આને એક્સેપ્ટ કરવું જ પડે.

## ગુનો ઉઘાડો કરતાં મન ચૂપ !

દાદાની પાસે જઈને ખુલ્લી વાત કરે ને, એટલે તમારું મન ઊભું ના થાય પાછું. દાદાની પાસે કબૂલ કર્યું ને એટલે મન ટાઢું થઈ જાય, ચૂપ થઈ જાય.

હમણાં આ ભાઈએ કોઈ ચોરી કરી, પછી અમને કહી દીધું, તે એનું મન શું કરે ફરી ચોરી કરવાને માટે ? ફરી કરવા માટે પાછું પડી જાય. મનની પછી હેલ્પ નહીં થાય. મન તો શું કહે છે કે કોઈને કહેશો જ નહીં ને કહેશો તો ફરી તમારું કામ નહીં કરું.

માટે 'ગુપ્તતા ખુલ્લી કરી નાખો', અમારું સાયન્સ એવું કહે છે. જે તમારી અંદર ગુપ્ત ભાવો હોય એ બધાં ખૂલ્લા કરી નાખો. બોજો ઓછો કરી નાખો. ક્યાં સુધી રાખી મૂકશો ? લાકડામાં જશો તોય બોજો રાખી મૂકવાનો ? ગુપ્તતા હોય કે નહીં લોકોને ? તમે શું કહો છો ?

**પ્રશ્નકર્તા :** ઊલટાંનું આપે કહ્યું છે ને કે મનને કડવું પીવડાવો

ત્યારે જુદા રહેવું. એવા પુરુષાર્થમાં જ રહેવું જોઈએ.

**દાદાશ્રી :** 'એ' કડવું પીવે ત્યારે આપણે આમ તાલીઓ વગાડીએ, 'હંઅ, હવે ઠેકાણે આવ્યા ! ત્યાર વગર તમે ઠેકાણે આવો એવા નહોતા !'

**પ્રશ્નકર્તા :** એવું જોડે બોલવું પડે અંદર ?

**દાદાશ્રી :** એવું બોલ્યા કે વધ્યો આગળ. પછી દુઃખ ના હોય. દુઃખ અડે નહીં. 'બહુ રોફ મારતા'તાને કંઈ, લ્યો ને, સ્વાદ કાઢો !'

**પ્રશ્નકર્તા :** એવું બોલવાનું. એ બોલવાથી શું ઈફેક્ટ ઊભી થાય છે અંદર ?

**દાદાશ્રી :** બોલવાથી બધું મહીં ટાઢું પડી જાય કે હવે આપણા હાથમાંથી લગામ ગઈ. મન-બન બધું ટાઢું પડી જાય. મન જાણે કે હવે છૂપું રાખવાનું હતું તે ઊઘાડું કરી નાખ્યું. આબરૂ જશે હવે. આ તો છૂપું રાખવાનું હતું, ખાનગી રાખવાનું હતું, તે બધું ઊઘાડું કરી નાખે છે. આપણે પહેલું કહેવું પડે કે ઊઘાડું કરી નાખીશ, બા. તારે જે ઊંધું કરવું હોય તો કર. તે ચોરી કરી માટે કહી દેવું, ચોરી કરું છું. એ ફરી ના કરે એવું કહી દઈએ તો, પણ લોકો છૂપાવે, નહીં ?

ફરી ગુનો કરવાનું મન થાય ને ત્યારે ઓપન કરીએ એટલે મન ટાઢું પડી જાય. એ જાણે કે હવે આ માણસને ત્યાં રહેવાય નહીં. મન શું કહે ? 'જે રીતે ઊઘાડું કરી નાખે છે, હવે અહીં તો આપણે રહેવાય નહીં.' એટલે બીજી જગ્યાએ જતું રહે. તો તું શું કરીશ પછી ? બીજી જગ્યાએ જતું રહે તો ચાલશે ? કારણ કે ઊઘાડું કરી નાખે એટલે મન રહે નહીં પછી. મન કંટાળી જાય કે આ તો કેવો માણસ છે ? મને બોલાવીને દગો કર્યો. ગુપ્ત રાખવાનું હતું, તેને ઊઘાડું કરી નાખવું, કહે છે. તને ગુપ્ત રાખવાનો બહુ શોખ ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ઓપન કરી નાખું છું ? ત્યારે સારું. મન વશ કરવું

હોય તો એકરારથી થાય. દરેક બાબતમાં પોતાની નબળાઈ એકરાર કરો ને, તો મન વશ થઈ જાય, નહીં તો મન વશ થાય નહીં. પછી મન બેફામ થઈ જાય. મન કહેશે, ફાવતું ઘર છે આ !

## પર મનથી જુદાઈ તો જુદાઈ કેવળજ્ઞાનથી !

કોઈનું મન આપણાથી જુદું પડવું ના જોઈએ. સામાવાળિયું ના થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આજે તો એ સામાવાળિયું છે જ.

**દાદાશ્રી :** એમ નહીં, પણ જ્યારે ત્યારે એ સામાવાળિયું ના રહે, ત્યાં સુધી આવવાનું છે. મારે તો આ બધાંને, તમને બધાંને સાચું કહેવું પડે છે, તમારા મનને જુદું કરવું પડે છે અને મનને પાછું લાવવું પડે છે, બેઉ ક્રિયાઓ કરવી પડે છે.

ડેવલપ મન ફક્ત મનુષ્યોમાં જ હોય છે. પેલું મન તો મનુષ્યો સિવાય બીજા લોકોને છે, તે તો ફક્ત સંજ્ઞા રૂપે છે, બીજી રીતે નહીં. કોઈનુંય મન તમારાથી જુદું પડ્યું તો એ તમે કેવળજ્ઞાનથી જુદા પડ્યા !

**પ્રશ્નકર્તા :** એટલે સામાના મનને આપણાથી જુદું ના પડાય, એના માટેની જબરજસ્ત જાગૃતિ જોઈએ ?

**દાદાશ્રી :** બહુ જબરજસ્ત જાગૃતિ રાખવી પડે.

આ વાત બધાં સમજે ને તો પુરુષાર્થ માંડવા જેવો છે. અને પુરુષાર્થ માંડશો તેથી કરીને આ સંસારમાં કશું આઘુંપાછું થવાનું નથી. આ આપણું વિજ્ઞાન છે. સંસારી કાર્યો જોડે જોડે થયા જ કરે છે. તમારે નથી કરવું એવું નક્કી ના કરવું. સંસારી કાર્યો મારે કરવાં જ છે એવું નક્કી રાખવું.

જરાય અડચણ ના થાય, એક ખૂણોય અડચણ ના પડે એવી રીતે મેં આ વિજ્ઞાન આપ્યું છે. અને તમે આટલા બળતામાંથી નીકળી શકશો. આ મોટા મોટા બાવાઓ હિમાલયમાંથીય નહીં નીકળી શકેલા, તે તમે અહીં સહેજે નીકળી જશો અને તમને અનુભવપૂર્વકનું આવી જશે. પણ

કોઈનું મન છે તે આપણાથી ઓછામાં ઓછું જુદું રહે એટલું રાખજો.

**પ્રશ્નકર્તા :** એ ટેસ્ટ જેવો તેવો ટેસ્ટ નથી.

**દાદાશ્રી :** એટલે આ તો બહુ મોટામાં મોટો ટેસ્ટ છે. આ દુનિયામાં, આ જે ઘરમાં ચાર માણસ હોય છે તે ચારેયનાં મન જુદાં હોય છે. આટલું જ હું આપણા મહાત્માઓને કહેવા માગું છું. કોઈની જોડે મન જુદું થતું નથી ને હવે ?

**પ્રશ્નકર્તા :** આત્મીયતા લાગે.

**દાદાશ્રી :** હા, પણ મન જુદું થાય ત્યારે આપણે જાણીએ કે આ અહીં આગળ પ્રકૃતિનો બહુ મોટો દોષ પડી ગયો કહેવાય. જરા મતભેદ પડી જાય વખતે ઘડીવાર માટે, તો સવારે પાછું કશું ના હોય. એવું તો ચાલ્યા જ કરે માણસનું. એ તો કમજોરી જાય નહીં ને !

આપણાથી લોકોનાં મન ઓછામાં ઓછા તૂટવાં જોઈએ. તમને સમજાઈ એ વાત ? જ્ઞાન લેતાં પહેલાં જે મન તૂટી જતાં હતાં લોકોનાં, એવાં નથી તૂટી જતાંને હવે ? જ્યારે ત્યારે સાચી વાત તો સમજવી પડશે ને ? કોઈનું મન જુદું પડે નહીં, એવી આપણે જાગૃતિ રાખીએ. ત્યાં સુધી મુક્ત હાસ્ય આવી શકશે નહીં. મુક્ત હાસ્ય સિવાય જગત વશ થાય નહીં. મુક્ત હાસ્ય આવશે ત્યારે ઘણા લોકોને લાભ થશે.

## જ્ઞાનીનું મન !

મન હોય તો મતભેદ પડે. અમારે મન જ નથી, એટલા માટે મતભેદ જ નથી ને !

**પ્રશ્નકર્તા :** પણ મન ના હોય એટલે મત પણ ના હોય ને ?

**દાદાશ્રી :** હા, મત જ ના હોય. પણ અમને મત છે જ નહીં હવે. અમારું મન એવા સ્ટેજ ઉપર આવેલું છે કે મત રહ્યો નથી. આ અમારો મત ને પેલો તમારો મત, એવું કશું અમને છે નહીં.

વિચાર તો જુદા હોય. વિચાર તો દૃષ્ટિભેદ છે, ત્યાં સુધી

વિચારભેદ હોય. જ્યાં સુધી સંપૂર્ણ દૃષ્ટિ, કેવળજ્ઞાનને ના ધારણ કરે, ત્યાં સુધી કંઈને કંઈ વિચાર ભેદ રહે અને કેવળદૃષ્ટિએ કેવળદૃષ્ટિ બે મળે પછી વિચારભેદ ના રહે. ત્યાં સુધી વિચારભેદ રહેવાનો. અને વિચારભેદને કંઈ ઝઘડો નથી. વિચારભેદ મનભેદ કરાવતો નથી.

એનું મન તૂટી જાય, સામાવાળાનું મન તૂટી જાય, એ તો મને પોષાય નહીં. હું મન તોડુંય નહીં અને મારું મન તોડેય નહીં કોઈ. અને જો મારું તોડે તો પણ હું એનું તોડું નહીં. હું જાણું કે એની ભૂલ છે, પણ મારી ભૂલ ના થવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** પ્યોરીટી (ચોખ્ખો) અને પારદર્શક એમાં શું ફરક ?

**દાદાશ્રી :** પ્યોરીટી કરતાં આગળ પારદર્શક થાય. પ્યોરીટી વધી જાય એટલે પારદર્શક થાય.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** એટલે મનને કશો કોઈ વિચાર જ ના આવે. કોઈના અહિતના, કોઈ જીવને કશું, કિંચિત્‌માત્ર પણ હિંસાના વિચાર જ ના આવે. બુદ્ધિયે એવી સરળ ચાલે. એ ડિસ્ચાર્જ અહંકાર પણ સરસ ચાલે. પણ તે ડિસ્ચાર્જ બધું ખરું, ધીમે ધીમે, જતું જતું ખલાસ થાય ત્યારે એ પારદર્શક થાય.

**પ્રશ્નકર્તા :** એ એકદમ ના થાય, દાદા ?

**દાદાશ્રી :** એકદમ તો કોઈને થાય જ નહીં ને !

અમારું મન બ્રહ્માંડનો ભાર ઊંચકે એવું હોય. અમારી જોડે બેસી રહે તો તમારું મન એવું થઈ જાય. પણ બેસી રહો નહીં ને તમે ! પાકા લોક ! ઘેર ડૉલરની ભીંત ચણવા જાવને ! ડૉલરની ભીંત ચણે. દાદાના મન જેવું મન થઈ જાય ને, તો કામ થઈ જાય. આખી દુનિયાનો ભાર ઝીલે !!!

**જય સચ્ચિદાનંદ**

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોનઃ** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## આપ્તવાણી એટલે જીવંત સારણ

પ્રશ્નકર્તા : આપ્તવાણી વાંચતી વખતે ઘણા લોકોને અનુભૂતિ થાય છે, એ પ્રત્યક્ષ જ્ઞાની પુરુષની ઉપસ્થિતિને કારણે છે કે આપના ગયા પછી પણ એ પ્રમાણે અનુભૂતિ રહેવાની ?

દાદાશ્રી : એ અનુભૂતિ પછી પણ રહેશે જ. કારણ કે પેલાં જે જ્ઞાન હતા એ ક્રમિક જ્ઞાનમાં ચેતન ના હોય. અને આ વિજ્ઞાન છે. એટલે ચેતનવાળું હોય એટલે અનુભૂતિવાળા હોય. એટલે આ પુસ્તક વાંચે, તે એને દાદા આમ દેખાય, બીજું બધું દેખાય, દાદા બોલતા સંભળાય. પછી એને અનુભૂતિ થાય.

પ્રશ્નકર્તા : જ્ઞાન નથી લીધું હોતું એમને પણ આપ્તવાણી વાંચીને એવો અનુભવ થાય છે.

દાદાશ્રી : હા, તોય એને અનુભવ થાય છે. કારણ કે આ અક્રમ વિજ્ઞાન છે ને એટલે. વિજ્ઞાન સંપૂર્ણ છે, ફુલ સ્ટોપ છે. અને પેલું ક્રમિકનું એ જ્ઞાન છે, વિજ્ઞાન નથી. એટલે અનુભવ ના થાય. એ જ્ઞાન કરવું પડે આપણે. અને આ અક્રમ એ સમજવું પડે. પુસ્તક સમજી જાય તો એને અનુભવ ઉત્પન્ન થઈ જાય.

**આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા**

# દાદા ભગવાનના
# અસીમ જય જયકાર હો

dadabhagwan.org

ISBN 978-81-89725-74-7

Printed in India

Price ₹100